રાત દિવસનેં ભાગેં શોભે રે, જેમ મંદરગિરિ સુણી મન થોભે રે ॥ ૨૦ ॥ ધરણ ગણકની સઘલી વાણી રે, સખી મુખથી જાણી તેણે રાણી રે ॥ કહે સખીને બેહેન હવે શું થાશે રે, કેમ એ સંકટ દૂરેં જાશે રે ॥ ૨૧ ॥ સખી કહે સ્વામિની મ કરો ચિંતા રે, ભાવિનેં પ્રતિકાર દુરંતા રે ॥ રાજાનેં એ વાત જણાવો રે, જેમ ભાવિ તેમ થાશે એ ભાવો રે ॥ ૨૨ ॥ ધર્મ સંભારો સમકેત ધારો રે, ચિંતા કરીનેં ભવ મ મ હારો રે ॥ ચિંતા જીવિતતનુને પીડે રે, ચિંતાથી સુખ ન રહે નીડે રે ॥ ૨૩ ॥ સખી વયણાથી ધીરજ ધારે રે, જ્ઞાનવિમલ જિન ગુરૂ સંભારે રે ॥ કાન દેઈ હવે સુણજો વાત રે, આગલ રૂચા રૂચા હોયે અવદાત રે ॥ ૨૪ ॥ સર્વગાથા ॥ ૪૧૩ ॥

॥ દોહા ॥

॥ એકદિન રાણી પોઢીયાં, સુખ શય્યાયેં જામ ॥ સુપન ચાર દીઠાં તિસે, નિશિ નિદ્રાયે તામ ॥ ૧ ॥ રાકા નિશીથ સમયેં ચલ્યું, વિધુમંડલ ઊદ્દામ ॥ તુરત માંહે ફરી આવીયો, નિશ્ચલ તેણેં ઠામ ॥ ૨ ॥ વિકચ પદ્મ કોણહીક નરેં, દીધું દેવી હાથ ॥ સંકુચિત થયું તુરત પણે, વિકસિત થયું દેવી હાથ ॥ ૩ ॥ ચૈત્ય સુધા ધવલિત કરયું, પણ વૃષ્ટિ મેલું થાય ॥ એમ જાણી તે રાણીયેં, મણિમય કરયું ઠહરાય ॥ ૪ ॥ મુકુલિત છત્ર કુણહિક નરેં, રાણિ શિર ધરિયું આય ॥ તે વિકસિત થયું આફણી, એ ચાર સુપન સમુદાય ॥ ૫ ॥ જાગ્યાં રાણી તતક્ષણેં, દેખી સુપનાં ચાર ॥ પતિ આગલ પરગટ પણે, ભાંખે વિનયથી સાર ॥ ૬ ॥ નરપતિ મન હરખ્યા ઘણું, સુપન અર્થ ચિત્ત ધાર ॥ કહે રાણીનેં સુત હોશે, નિર્જિત દેવ કુમાર ॥ ૭ ॥ ધર્મ કલ્પતરૂ ફૂલિયો, ફલશે સદલ સચ્છાય ॥ સોભાગી મહિમાનિલો, સુત હોશે સુખદાય ॥ ૮ ॥ રાણી પણ હરખી ભણે, અવિતથ્થ સામિ વયણ ॥ વાહાલું નેં વૈદ્યેં કહ્યું, વિકસ્યાં તન મન નયણ ॥ ૯ ॥ હવે પ્રભાત સમયે થયે, નૃપ આવ્યો આસ્થાન ॥ બેઠાં બહુજન પરિવરયાં, કરતાં ગુણીજન જ્ઞાન ॥ ૧૦ ॥ સર્વ ગાથા ॥ ૪૨૩ ॥

ઢાલ અગીયારમી ॥ વીરમાતા પ્રીતિકારણી ॥ એ દેશી ॥

॥ નૃપતિ આદેશ દીયે મંત્રીનેં, સુપનપાઠક તેડો ॥ જેહ અષ્ટાંગ નિમિત્ત લહે, કહે જ્યોતિષ છેડો ॥ ૧ ॥ ધન ધન ધર્મ સુરતરૂ તણો, મહિમા અછે મહોટો ॥ સકલ મનવંછિત ફલ ફલે, માનું અમીઅ રસ લોટો ॥ ધન॰ ॥ ૨ ॥ એ આંકણી ॥ દિવ્ય ઉત્પાત અંતરિક્ષ છે, ભૌમ અંગ સરસત્ત

॥ લક્ષણ વ્યંજન જાણીયેં, એહ અષ્ટાંગ નિમિત્ત ॥ ધ૦ ॥ ૩ ॥ દિવ્ય તે નગર ગાંધર્વનાં, ઉલ્કા પ્રમુખ ઉત્પાત ॥ અંતરિક્ષ વાદલ વૃષ્ટિ મુખ, ભૌમ ભૂમિકંપ નિર્ઘાત.॥ ધ૦ ॥ ૪ ॥ અંગ ફુરકણની ચેષ્ટા કરી, સ્વરનાદેં પંખી વાણી ॥ લક્ષણ કર પદ આકૃતિ, વ્યંજન મશી તિલકથી જાણી ॥ ધ૦ ॥ ૫ ॥ એહ અષ્ટાંગ નિમિત્તનો, કરે ત્રિવિધ નિવેડો ॥ સૂત્રાર્થ વાર્તિક ભેદથી, એ-હવા જાણને તેડો ॥ ધ૦॥ ૬ ॥ તેડિયા ગણક આદર કરી, દેઇ માન સત્કા-રચા ॥ સુપન ચારે તિહાં દાખીયાં, તેણે અર્થ ચિત્ત ધારચા ॥ ધ૦ ॥ ૭ ॥ ચંદ્ર મંડલ ચલી સ્થાનથી, ફરી સ્થાનકેં આવ્યું ॥ સુત કલાવંત હોશે સહી, સ્થાનાંતરેં એમ જણાવ્યું ॥ પ્રથમ સુપનાર્થ એ ભાખ્યો ॥ ધ૦ ॥ ૮ ॥ વિકચ પંકજ સંકુચિત થઇ, દેવી કરથકી વિકશ્યું ॥ થઇ વિયોગી સ-યોગી હોશે, બીજા સ્વપ્ન ફલ એ કેહેશું ॥ ધ૦ ॥ ૯ ॥ છત્રથી એકછત્રી નૃપતિ, હોશે આણ અખંડ ॥ તૃતીય સુહણાં ફલ જાણજો, (ન્યાયવંત ભા-ગ્ય સૌભાગ્ય ધણી, ) તેજ પ્રતાપ ચંડ ॥ ધ૦ ॥ ૧૦ ॥ ચૈત્યમણિમય સદા નિર્મલું, કહ્યું તાસ ફલ એહ ॥ ધર્મકૃત ભાવિત સુત હોશે, ચોથા સ્વપ્ન ફલ તેહ ॥ ધ૦ ॥ ૧૧ ॥ એહ સામાન્ય ફલ દાખીયું, પરંભાવ ગંભીર ॥ એહનાંછે નૃપ અતિઘણા, કહી કોણ શકે ધીર ॥ ધ૦ ॥ ૧૨ ॥ ગણક સંતોષીયા ઘર ગયા, પરિતોષ બહુ આપી ॥ તેહ સવિ અર્થ રાજા કહે, રાણી હર્ષ હૈયે થાપી ॥ ધ૦ ॥ ૧૩ ॥ અનુક્રમેં ગર્ભ વધતે છતે, થયા માસ જબ તીન ॥ ચંદ્રપાન ડોહોલો ઉપનો, ન સીઝે તેણે દીન ॥ ધ૦ ॥ ૧૪ ॥ રાણી દીઠી નૃપેં દૂબલી, જેમ શરદનો સિંધૂ ॥ પૂછીયો તેણે તિહાં દાખિયો, દુષ્ટ દો-હદ જેમ અંધૂ ॥ ધ૦ ॥ ૧૫ ॥ રાયેં તે મંત્રી જણાવીયો, કહે કરૂં હું ઉપાય ॥ મનોરથ રાણીનો પૂરશું, એહની વાત છે કેટલી, જો તુમ સુપસાય ॥ ધ૦ ॥ ૧૬ ॥ દૂધ નવસૂત ધેનુતણું, સિતા સંયુત કીધું ॥ રજતના થાલ માંહે ઠવ્યું, કરચું તૃણા ઘર સીંધું ॥ ધ૦ ॥ ૧૭ ॥ એક નર ઉપર રાખીયો, તસ ઢંકણ કાજ ॥ પૂર્ણિમા મધ્ય રાત્રેં તિહાં, આણી રાણી કરી સાજ ॥ ધ૦ ॥ ૧૮ ॥ ગુહ્યની વાત કહો કોણ લહે, સવિ બુદ્ધિની લીલ ॥ એમ કરી ચંદ્રમા પા-ઈયો, સુધા રસના કલ્લોલ ॥ ધ૦ ॥ ૧૯ ॥ નૃપતિ રાણી બેહુ હરષિયા, અ-હો મંત્રી પ્રપંચ ॥ શ્રીચંદ્રનામ ઇતિ થાપશું, જવ જન્મનો સંચ ॥ ધ૦ ॥ ૨૦ ॥ નામ શ્રીચંદ્રની મુદ્રિકા, કરાવી તિહાં રાખે ॥ સફલ હોશે

મનોરથ યદા, દેશું નામ સહુ સાખે ॥ ધ૦ ॥ ૨૧ ॥ ચિત્ત આનંદ દંપતિ તણે, વધ્યો તેમ વિધુવેલા ॥ ત્રણ જગમાંહે માવે નહી, જૂઓ પુણ્યની લીલા ॥ ધ૦ ॥ ૨૨ ॥ સુખ સામાધિ દિન નિર્ગમે, રમે જેમ ઋતુ સરિખે ॥ નયનથી નયન મેલાવડે, દીયે અતિઘણું હરખે ॥ ધ૦ ॥ ॥ ૨૩ ॥ હવે પ્રતાપસિંહ જે નરપતિ, એકદા ક્રીડવા કાજ, ચિત્તને રમણ ઉદ્યાનમાં, લેઇ સૈન્યનો સાજ ॥ ધ૦ ૨૪ ॥ એહવે તુરત તિહાં આવીયાં, બુંબીયા જણ ઘણા કેઇ ॥ પૃછીયું શું છે તે કહે, સુણો વાત શ્રુતિ દેઇ ॥ ધ૦ ॥ ૨૫ ॥ નૈઋતિનીરધિને તટે, કણ કોટ છે નામ ॥ રત્નપુર નામ વલી જાણીયે, એહવાં હોય છે ગામ ॥ ધ૦ ॥ ૨૬ ॥ મલ્લ મહામલ્લ તેહના ધણી, થઇ એક માંહોમાંહિ ॥ વાયુને વન્હિ મલી જેમ દહે, તેમ દુઃખ દીયે પ્રાહિ ॥ ધ૦ ॥ ૨૭ ॥ દેશ પુર ગ્રામને પીડતા, જેમ નદીય પ્રવાહ ॥ શંક તે કોઇની નવિ ગણે, કરયો વિષમ તેણે રાહ ॥ ધ૦ ॥ ૨૮ ॥ તેહ સરૂપ જણાવવા, અમો આવ્યા આજ ॥ બુંબારવ તેહનો એ કરૂં, હવે રાજ્યને લાજ ॥ ધ૦ ॥ ૨૯ ॥ તે સુણી નૃપતિ અમરષ ધરી, કહે સૈન્યને વાણી ॥ ઘર જઇ સજ્જ થાઓ તુમે, સજો રિપુ તિલ ઘાણી ॥ ધ૦ ॥ ૩૦ ॥ કેશરી અવર મદ નવિ સહે, તેમ શૂર તુંકાર ॥ સહે નહી માનથી નવિ ગણે, વલી વિષમ પ્રહાર ॥ ધ૦ ॥ ૩૧ ॥ આપ ઘરે આવીયો વેગથી, રણતૂર વજાવે ॥ પ્રયાણની ભેરી ભાંકારવે, અરિયણ ત્રાસ પાવે ॥ ધ૦ ॥ ૩૨ ॥ જઇઅ અંતઃપુરે દાખીયો, પ્રિયે સૂર્યવતી દેવી ॥ વિજય યાત્રાયે જાવું થયું, અકસ્માત્ થઇ એહવી ॥ ધ૦ ॥ ૩૩ ॥ સુખ સમાધે તું ઇહાં રહે, કરો શાંત મન વારૂ ॥ વેગે રિપુ જીંતીને આવશું, અછે ચિત્ત તુજ સારૂ, જેમ કરહલાને મન મારૂ ॥ ધ૦ ॥ ૩૪ ॥ સા કહે સ્વામી હું આવશું, તુમ સાથે ધરી માયા ॥ પ્રભુ તુમ વિણ કહો કેમ રહું, જેમ કાયાને છાયા ॥ ધ૦ ॥ ૩૫ ॥ નૃપતિ કહે તેં સાચું કહ્યું, પણ ગર્ભ છે પ્રૌઢ ॥ તેણે કરી તેડવું નવિ ઘટે, રણની વાત છે ગૂઢ ॥ ધ૦ ॥ ૩૬ ॥ એમ સુણી ગદગદ સ્વરે કહે, સવિ કુમર વૃત્તાંત ॥ સેંદ્રિયસખી મુખથી લહ્યું, વલી નૈમિત્તક વચ કંત ॥ ધ૦ ॥ ૩૭ ॥ તેહ ભણી મુજને ઘટે, તુમ સાથે આવેવું ॥ સુખ દુઃખ સર્વ માહારે હવે, તુમ સાથે સહેવું ॥ ધ૦ ॥ ૩૮ ॥ એમ સુણિ આયતિ મતિ કરી, કહે દુઃખ મત ધરજે ॥ સ-

વેં શુભકાર્ય થઇ આવશે, જ્ઞાનવિમલ મતિ કરજે ॥ ધ૦ ॥ ૩૯ ॥ સર્વેગાથા ॥ ૪૬૨ ॥

॥ દોહા ॥

॥ હવે રાજા બેસી તખત, તેડ્યા ચારે કુમાર ॥ કુલમંડણ આવો તુમેં, અમ સાથેં મ લાવો વાર ॥ ૧ ॥ મનમાંહે એમ નૃપ ચિંતવે, જો સાથેં આવે એહ ॥ સિંહ પરેં નિર્ભય રહે, જેમ ગિરિ ગહ્વર તેહ ॥ ૨ ॥ એમ જાણી આગ્રહ કરે, એક પંથ દો કાજ ॥ પણ જેહનેં મન આમલો, તે કેમ વધારે લાજ ॥ ૩ ॥ માંહોમાંહે તેણે પરઠિયો, કરવો એહ જબાપ ॥ ઇહાં પણ કાજ હોયે આપણું, વલી ભલું માને બાપ ॥ ૪ ॥ દુર્જ્જન ઓછો નીરંઘટ, એ બેહુ એક સરૂપ ॥ માથે ચઢાવી રાખીયેં, ખલ ખલ ન છોડે રૂપ ॥ ૫ ॥ કુમર કરી મન મંત્રણો, જય મૂકી નિજ ગેહ ॥ સજ્જ થઇ ત્રણ આવીયા, સન્નાહિત થઈ દેહ ॥ ૬ ॥ કરી પ્રણામ ઊભા રહ્યા, લેઇ નિજ પરિવાર ॥ કહે રાજા જય કિહાં અછે, થાશે કેતી વાર ॥ ૭ ॥ તે કહે જ્વરની માંદ્યતા, તેણે હેતેં કૃશ ડીલ ॥ અમો જોરેં પાછા વાલીયા, હવણા કાંઇક ઢીલ ॥ ૮ ॥ વલી નૃપેં તેડાવીયો, જયનેં વાર બે ચાર ॥ પણ મુહ ટાલો કરી રહ્યો, કહી અનેક વિચાર ॥ ૯ ॥ રાજા પણ ઉત્સુક થકી, કાર્ય તણે પરવશ ॥ જાણ્યું પણ નાણ્યું મનેં, ન ટલે જેહ અવશ્ય ॥ ૧૦ ॥

ઢાલ બારમી ॥ નિંદ્રડી વેરણ હુઇ રહી ॥ એ દેશી ॥

॥ અતિ ઉત્સુક નૃપ ચાલીયો, સાથેં લીધો હો સેના સમુદાયનો ॥ જે ડીપુર જાણે જલધિનો, શુભ શકુનેં હો નૃપ ચાલ્યો જાય કે ॥ ૧ ॥ ભાવીભાવ ટલે નહી, જો કીજેં હો વલી કોડી ઊપાય કે ॥ એ ઊપચાર વચન અછે, હોયે કારણ હો જિહાં કાર્ય સહાય કે ॥ ભા૦ ॥ ૨ ॥ એમ અવિચ્છિન્ન પ્રયાણથી, વેગેં પામ્યો હો અંબુધિનો તીર કે ॥ ચર મુખેં શત્રુનેં જાણીયા, તસ જીતણ હો જાયે ધરી ધીર કે ॥ ભા૦ ॥ ॥ ૩ ॥ સજ્જ થઈ રણરંગ રચી, તિહાં માંડે હો દારૂણ રણ નૃત્ય કે ॥ દોય રિપુશું બલ કરે, રથી રથશું હો ગજેં ગજ ભૃત્યેં ભૃત્ય કે ॥ ભા૦ ॥ ૪ ॥ ખડ્ગી ખડ્ગ ધન્વી ધનું, કુંતી કુંતેં હો તુરગી તુરંગેણ તો ॥ સામંતે સામંત ભડે ભડ, એમ ન્યાયેં હો થાયે રણ ખેત તો ॥ ભા૦ ॥ ૫ ॥ એમ સંગ્રામ કરતાં થકાં, રાજા બલ હો પામ્યું તિહાં હા-

ર તો ॥ વૈરી બલ અતિ આકરૂં, જાણીનેં હો આવ્યા ત્રણે કુમાર તો ॥ ભા૦ ॥ ૬ ॥ ગજ બેસીનેં તે ધસ્યા, રિપુ સેના હો મથિ તેણીવાર તો ॥ જેમ મંદરેં ખીર નીરધિ, મથિયો તેમ હો જેમ દેવમુરાર તો ॥ ભા૦ ॥ ૭ ॥ કાક નાશ નાશી ગયા, એક મલ્લનેં હો બીજો મહામલ્લ તો ॥ આપ તણા ભટ દેખીનેં, બલીયા કુંઅર હો જાણ્યા મહાશલ્ય તો ॥ ભા૦ ॥ ૮ ॥ રોષારૂણ નયણેં કરી, વલી પીડે હો દાંતેશું હોઠ તો ॥ દૃઢ સન્નધ થઇનેં કહે, વાયેં કંપે હો તેહવો નહીં કાઠ તો ॥ ભા૦ ॥ ૯ ॥ દારૂણ રણ માંડચું મલ્લેં, કરચો વિજયનેં હો તિહાં શસ્ત્રપ્રહાર તો ॥ મૂર્ચ્છાંગત થયો દેખીનેં, ધાઇ આવ્યો હો સુતનેં પરિવાર તો ॥ ભા૦ ॥ ૧૦ ॥ તે પણ મલ્લેં પ્રતિહત કરચો, દેખીનેં હો પ્રતાપસિંહ રાય તો ॥ ખડ્ગેં મલ્લ શિર છેદિયું, મલ્લસેના હો તવ દશ દિશિ જાય તો ॥ ભા૦ ॥ ૧૧ ॥ જયરવ થયો નૃપ સૈન્યમાં, તવ નાઠો હો મહામલ્લ લેઈ જીવ તો ॥ રત્નપુરેં નગરેં ગયો, શેષ સેના હો થઈ દીન અતીવ તો ॥ ભા૦ ॥ ૧૨ ॥ તદનંતર નૃપ તિહાં જઇ, દેશ તેહનો હો કણકોટ પુર રાજ તો ॥ આવી ચોખ ફેર ઘેરીયો, વશ કીધો હો મહામલ્લ આણી વાજ તો ॥ ભા૦ ॥ ૧૩ ॥ તિહાં સમુદ્ર તટેં ક્રીડતાં, નાવાદિકેં હો ધરી હર્ષ અપાર તો ॥ સુખસમાધિશું તિહાં રહે, હવે સુણજો હો પાછલ અધિકાર તો ॥ ભા૦ ॥ ૧૪ ॥ હવે રાજા ચાલ્યા પછી, સૂર્યવતી હો ધરે મનમાં દુઃખ તો ॥ જિનવાણી મન ભાવતી, ધર્મે મતિ હો મન એહજ સુખ તો ॥ ભા૦ ॥ ૧૫ ॥ એક દિન પ્રહસમે પેખીયા, ઘરદ્વારેં હો ભટ આયુદ્ધ ધાર તો ॥ સેંદ્રી સખીનેં કહે જૂઓ, કોણ કેહનાં હો અછે કિશ્યો વિચાર તો ॥ ભા૦ ॥ ૧૬ ॥ સેંદ્રી સખીયેં પૂછીયું, કહે જયનાં હો અમેં છું સુણ નાર તો ॥ દેવી ગર્ભે રાખણ ભણી, મૂકચા છે હો અમનેં નિરધાર તો ॥ ભા૦ ॥ ૧૭ ॥ એમ અસમંજસ વચન સુણી, સખી આવે હો કહે રાણી કાજ તો ॥ એ વિપરીત વયણ સુણી, કહે દેવી હો કેમ કરવું આજ તો ॥ ભા૦ ॥ ૧૮ ॥ સેંદ્રી કહે નિમિત્તિયે, જે બોલ્યું હો તે અલિક ન થાય તો ॥ ધર્મબલેં વિષમું સમું, પરનેં ચિંતવીયેં હો તે આપનેં થાય તો ॥ એવો અછે વલી લોકોનો ન્યાય તો ॥ ભા૦ ॥ ૧૯ ॥ ભદ્રકથી તેણે તેહનું, વચન માન્યું હો મનમાં વિષવાદ તો ॥ ઉતાવલથી પાલીયા, સાહસથી હો હોવે પ્રાસાદ તો ॥ ભા૦ ॥ ૨૦ ॥ આપદેં ધર્મ ન છોડીયેં, એમ જાણી હો મનમાં ધરી ધીર તો ॥ કાર્ય કરે સવિ આપણાં, સખી

રાણી હો વલી જયના વીર તો ॥ ભા૦ ॥૨૧॥ દ્રોહી ચિંતિત નવિ ફલે, તસ કીધા હો થયા વ્યર્થ ઊપાય તો ॥ ધર્મ વિના ઇચ્છિત નહીં, જેમ અંકુર હો વિણુ મેહ ઊપાય તો ॥ ભા૦ ॥ ૨૨ ॥ યતઃ ॥ વ્યાઘ્રાણાં ચ ખલાનાં ચ, સર્પ્પાણામરિણાં તથા ॥ મનોરથા ન સિધ્યંતિ, તેનેદં વર્ત્તતે જગત્ ॥ ૧ ॥ પૂર્વઢાલ ॥ કુલ અનુચિત એ ચિંતવે, દ્રોહીનું હો એ લેહશે પાપ તો ॥ એમ મન થિર કરો સખી કહે, કિશ્યો ન કરવો હો ઇહાં કરડો જબાપ તો ॥ ૨૩ ॥ સુખ સમાધેં દિન ગોગવે, એમ કરતાં હો થયા પૂરણ માસ તો ॥ શુભ દિન શુભ વેલા ઘડી, દિશિ નિર્મલ હો શુભ વાયુ સુવાસ તો ॥ ભા૦ ॥ ૨૪ ॥ શુભ રિખ યોગેં ચંદ્રમા, શુભ ગ્રહ વલી હો આવ્યા ઊચ્ચ ઠામ તોં ॥ દૃષ્ટિ ગોચર પણ શુભ થયો, અંશેં અંશેં હો બલીયા શુભ તામ તો ॥ ભા૦ ॥ ૨૫ ॥ મધ્ય રયણીનેં અવસરેં, અધરીકૃત હો દીપાદિક કાંતિ તો ॥ જેમ પ્રાચી રવિનેં જણે, તેમ પ્રસવે હો પુત્ર રત્ન મહાંત તો ॥ ભા૦ ॥ ૨૬ ॥ હર્ષજલેં રાણી હીયડલું, માનસ સર હો અતિ ભરિયું તામ તો ॥ સુત રાજહંસ રમે તિહાં, નિરખી નિરખી હો રોમાચિત તનુ ધામ તો ॥ ભા૦ ॥ ૨૭ ॥ લક્ષણ વ્યંજન ગુણ યુત, સોભાગી હો જન કામ સરૂપ તો ॥ પૂર્ણચંદ્ર સમ વદન છે, ફુલ્લરાજીવ હો લોચન અતિ રૂપ તો ॥ ભા૦ ॥ ૨૮ ॥ અષ્ટમી શશી સમ ભાલસ્થલ, અકલંકિત હો શુભગાંગ પ્રચાર તો ॥ મનું આશ્વની સુત સુર થકી, આવી રહ્યો હો એકાકી સાર તો ॥ ભા૦ ॥ ૨૯ ॥ સૌમ્ય ગુણે વિધુ સારિખો, નિજ તેજેં હો જીત્યો જેણેં ભાણ તો ॥ અધર અરૂણમાં મંગલ અછે, ગૌર વર્ણે હો બુદ્ધપરેં ગુણખાણ તો ॥ ભા૦ ॥ ૩૦ ॥ સકલ કલાનો ગુરૂ અછે, કવિ નાયક હો સ્તવશે ગુણ ગેહ તો ॥ છાયાસુત પરેં અરિગણે, નવ ગ્રહ સમ હો નિરખે ધરી નેહ તો ॥ ॥ ભા૦ ॥ ૩૧ ॥ બાલકનેં ફરી ફરી જૂવે, દ્વારેં નિરખે હો જયના ભટ વર્ગ તો ॥ દારૂણ જેમ ભટ સારિખા, હાથ જોડી હો રહ્યા કર્મના સર્ગ તો ॥ ભા૦ ॥ ૩૨ ॥ હર્ષ વિષાદ ભયાનકા, દિક રસનો હો થઇ શંકર ઠામ તો ॥ જ્ઞાન વિમલ સુદિશા થકી, હોશે જગમાં હો હવે વધતી મામ તો ॥ ભા૦ ॥ ૩૩ ॥ સર્વગાથા ॥ ૫૦૫ ॥

॥ દોહા ॥

॥ સેંદ્રી પ્રમુખ સખી પ્રત્યેં, કહે ગદગદ સ્વર વાણ ॥ સખી જૂઓ આજ માહરા, કર્મ તણા પરિમાણ ॥ ૧ ॥ ભૂપતિ પણ હવે વરે

નહી, પિતૃવર્ગ નહી કોય ॥ ધાઈ દીયે વધામણી, તેહવો સમય ન હોય ॥ ૨ ॥ ધિગ્ ધિગ્ માહારા કર્મને, દુઃખિ શેખરી ભૂત ॥ ગીત નાદ અલગાં રહો, એ જયના યમદૂત ॥ ૩ ॥ વંશ વિભૂષણ તિલક સમ, એ સુત રાખું કેમ ॥ એ સુભટને શું કહી, પાછા વાલૂં જેમ ॥ ૪॥ દેવી દુઃખે દુઃખીયો, થયો સખી પરિવાર ॥ રાણીને મૂર્છાગમે, શીતલ વાયુને વારિ ॥ ૫॥ કહે સખી ચિંતા મત કરો, ચિંતાયે વાધે વ્યાધિ ॥ બુદ્ધિ મિટે તનુબલ ઘટે, ચિંતા મહા ઉપાધિ ॥ જાયે જેહથી સમાધિ ॥ ૬॥ દુઃખ ધરે હવે શું હોયે, કીધાં આવ્યાં કર્મ ॥ આપણ આપે છૂટીયેં, સંભારો શ્રીધર્મ ॥ ૭ ॥ એ સુતને ભાગ્યે કરી, જાશે સર્વ અપાય ॥ જો મનોરથ સુરતરૂ ફલ્યો, તો વધશે મોરી માય॥ ૮॥ દૂધપયોધર જેણે ઠવ્યું, ઊદરેં વધ્યો દ સમાસ ॥ અદૃષ્ટ વશેં સવિ સંપજે, કિજે કિશ્યો વિમાસ ॥ ૯॥ ॥ એમકહી નવરાવી ઘણુ, શોભાવિ શણગાર ॥ શ્રીચંદ્રનામેં મુદ્રિકા, પહેરાવી તેણી વાર ॥ ૧૦॥ સખી સેંદ્રી સહુનેં કહે, અભિનવ શક્રનો પુત્ર॥ જયંતપરેં વપુ સુભગ છે, એહથી સમું ઘરસૂત્ર ॥ ૧૧ ॥ સર્વરત્નનું સાર મનું, અથવા પિંડ નવનીત ॥ નૃપ ઘરે કલ્પદ્રુમ ફલ્યો, વારૂ સુગુણ વિનીત॥ ૧૨ ॥ યત્ન કરીનેં રાખીયેં, કરવો એહ વિચાર ॥ પ્રભાત સમય એ જાયશે, લેશે એ જયકુમાર ॥ ૧૩ ॥ તિહાં બલ કિશ્યું ન ચાલશે, હમણાં છાં નિર્નાથ ॥ એહવું કાંઈ કલ્પીયેં, જે દુશમન પડે ભૂયે હાથ ॥ ૧૪ ॥ એક સખી વલી એમ કહે, સુત છાનો રહે કેમ ॥ તો પછી સઘલું જાણશું, સમજીશું જેમ તેમ॥ ૧૫ ॥ અપરા કહે એમ નવિ ઘટે, ન રહે ઘરમાં બાલ ॥ ઘર પેસતાં કોણ વારશે, કોઇ નથી રખવાલ॥ ૧૬॥ સર્વ ગાથા ॥ ૫૨૧ ॥

ઢાલ તેરમી॥ રાજકુમર વર બાઈ ભલો ભરતાર ॥ એ દેશી ॥

॥ સૂર્યવતી કહે સખી પ્રત્યેં, તું અછે બુદ્ધિ નિધાન ॥ પ્રચ્છન્ન સુત એ કેમ રહે, કહે એહનું રે નિદાન॥ ૧ ॥ મેરી બેહેની કહે કાઇ એહ ઊપાય, દુશમન ભય દૂરેં જાય ॥ મે૦ ॥ ચિંતિત આપણું થાય॥ મે૦ ॥ એ આંકણી ॥ વાદલ છાયો યદ્યપિ, હોયે સીત ધામ ગયણ॥ તોહે પણ તમ આવરે, તિમ એ કુમરનાં નયણ॥ મે૦ ॥ ૨ ॥ રાતિ થોડી પાછલી, કરવું હજી બહુ કામ ॥ બુદ્ધિ તો ઉપજી નથી, કેમ રહેશે રે તે આપણી મામ॥ મે૦॥ ૩॥

પુણ્યથી સુત મુખ પેખીયું, વલી પુણ્યનો છે એ સહાય ॥ કહે સખી મુજનેં ઊપજે, લાધો અછે રે ઊપાય ॥ મે૦ ॥ ૪ ॥ ઘરથકી બાહેર મૂકીયેં, શુભઠામેં એહ કુમાર ॥ તો દુશમન દાવ ફાવે નહી, જાણે તુઠો રે કિરતાર ॥ મે૦ ॥ ૫ ॥ ઘર બાહેર ચાકર રહ્યા, તે પૂછે તો શી-વાત ॥ દાખીયેં કેમ સુત રાખીયેં, કોણ કરે રે તિહાં પક્ષપાત ॥ મે૦ ॥ ૬ ॥ કહે સખી ઘરની વાટિકા, તિહાં કુસુમના પુંજ ॥ શયન શય્યા કારણેં, માલાકારણી છે રે તેહ પ્રયુંજ ॥ મે૦ ॥ ૭ ॥ પ્રભાતેં લેવા આ વશે, તે પુષ્પના સમુદાય ॥ તે માંહે નિધિ પરે ઘાલીયેં, એ સુત રત્નનેં રે ચિંત્યો એહ ઊપાય ॥ મે૦ ॥ ૮ ॥ સૂર્યવતી રાણી કહે, એ વારૂ ચા-રૂ વિચાર ॥ ભામણે હું તુજ બુદ્ધિનેં, માહારી તું રે જીવન આધાર ॥ મે૦ ॥ ૯ ॥ નિશા પશ્ચિમ યામથી, ઉદયાદ્રિ આવ્યો સૂર ॥ માનું નૃપસુત મુખ પેખવા, પ્રહ વાજ્યાં રે હવે મંગલ તૂર ॥ મે૦ ॥ ૧૦ ॥ તુરતથી માલ-ણી આવીનેં, સખી કરે તેહ વિચાર ॥ એક અંજન આંજે આંખડી, એક ઠવે રે કંઠે પુષ્પ હાર ॥ મે૦ ॥ ૧૧ ॥ એક કરે કુંકમ રોલશું, રચે આદિ અતિહિ નિહ્લાડ ॥ એક કરે ચંદન છાંટણાં, એક પૂરે રે મનની રૂહાડ ॥ મે૦ ॥ ૧૨ ॥ એમ સખી સઘલી સુંદરી, મલી કરે નવ નવિ ભક્તિ ॥ નજરથી અલગો નવિ કરૂં, શું કીજેં રે એહવી કર્મની ગતિ ॥ મે૦ ॥ ૧૩ ॥ કિમ રહેશે એ એકલો ન્હાનડો, મૂકતાં ન વહે હાથ ॥ ભૂખ્યાનેં મો દક મલે, નવિ મૂકે રે તેમ ગ્રહી રહે બાથ ॥ મે૦ ॥ ૧૪ ॥ એક આ-લિંગે મસ્તકેં, એક ધરે હૃદય મઝાર ॥ એક દીયે મુખ બોકડી, એક કહે રે જીજીકાર ॥ મે૦ ॥ ૧૫ ॥ કેશરી ગિરિકંદર રહે, તેમ રહે માહા-રાં પ્રાણ ॥ એકલી હમણાં હું આવીનેં, હુલરાવીશ રે માહારા જી-વન પ્રાણ ॥ મે૦ ॥ ૧૬ ॥ એમ ચિંતવી પુષ્પ લાવીયાં, તેડાવી તેણી વાર ॥ પુષ્પ કરંડકમાં ઠવી, લઇ જાવે રે ભટ આગલ સાર ॥ મે૦ ॥ ૧૭ ॥ ઊપવાટિકામાંહે જઈ, ગ્રહી હાથશું તે બાલ ॥ રતન કંબલેં વીંટિયો, કુસુમપુંજ માંહે ઠવે તે બાલ સુકુમાલ ॥ મે૦ ॥ ૧૮ ॥ સુભટ શંકા વારવા, નીકલે તું તતકાલ ॥ આવી ફરી મુ-જનેં કહે, એમ કહી શીખવે રે કર દેઈ કપાલ ॥ મે૦ ॥ ૧૯ ॥ સિંહાવલોકેં જોયતી, સુતનેં વારો વાર ॥ આવીનેં સઘલું કહ્યું, થયું વીતક રે જે તેણીવાર ॥ મે૦ ॥ ૨૦ ॥ મનુ નંદનાનન પેખવા, ઊ

ગીયો રવિ પરભાત ॥ હવે જય સુભટ પણ આવીયા, વાસ ઘરમાં રે ક-
હે કહો સુત વાત ॥ મે૦ ॥ ૨૧ ॥ જોયો પણ નવિ દેખીયો, સ્થિતિ પ્ર-
સવની ઘરમાંહ ॥ પૂછે તવ સખી લોકને, શું જનમ્યું રે દેવીયેં ઉચ્છા
હ ॥ મે૦ ॥ ૨૨ ॥ સખી ઉત્તર નવી દીયેં, તેણે જઇ જણાવ્યું ભૂપ
॥ તુરત આવી જય જુયે, નવી દીઠું હો કોઇ પ્રસવ સરૂપ ॥ મે૦ ॥ ૨૩ ॥
ભટપેં જોવરાવે ભૂંયરા, પેટી પ્રમુખ બહુ તામ ॥ અંશ માત્ર કિહાં નવિ
લહ્યો, ખેદ પામ્યો રે જય તેણેં ઠામ ॥ મે૦ ॥ ૨૪ ॥ જયકુમર કહે સેં-
દ્રી પ્રત્યે, શું થયું એહ અનિષ્ટ ॥ જર માત્ર દેખાવિ જિસેં, મન-
માંહે રે દેખી થયા સંતુષ્ટ ॥ મે૦ ॥ ૨૫ ॥ જયનેં કહે અમારડા, મનો
રથ રહ્યા મનમાંહિ ॥ સુત સુતા તો રહો વેગલા, સુતા હોવત રે દે-
વી હરખિત તાંહિ ॥ મે૦ ॥ ૨૬ ॥ જય હરખ પામ્યો તેહનો, પરિવાર
દેખી મ્લાન ॥ ચિત્તમાંહે એણીપરેં ચિંતવે, વિણ ઔષધ રે ગયો વ્યા-
ધિ અમાન ॥ મે૦ ॥ ૨૭ ॥ લોક લજ્જાયેં હાહા કરે, મનમાંહે હર્ષ અમા-
ત ॥ પુરમાંહે ઊત્સવ નવનવા, ઉમેદેં રે ગમતાં દિન રાત ॥ મે૦ ॥ ૨૮ ॥
શું શું જમાવ હવે થાયશે, ભૂપાલ આંગણ આજ ॥ શી વધામણી મે-
લશું, હાહા દૈવેં રે શું કીધું અકાજ ॥ મે૦ ॥ ૨૯ ॥ પિશુન હીયડું કિનહી
શું, લીધું કલ્યું નવિ જાય ॥ મુખ મીઠા માયાવીયા, કોલ કલિયા રે પરેં-
હોય બહુ માય ॥ મે૦ ॥ ૩૦ ॥ એમ કહી જય પોહોતો ઘરેં, જાણે ઉ
તારીયો ગ્રહભાવ ॥ થઇ શાતા સખીનેં કહે, તુમેં દીઠા રે ખલ મનના ભા
વ ॥ મે૦ ॥ ૩૧ ॥ દેવી કહે ઉતાવલી, જાઇનેં નંદન લાવ ॥ ક્ષુધા તૃષા
યેં પીડચો હશે, આણીનેં રે મુજ કર દેખલાવ ॥ મે૦ ॥ ૩૨ ॥ એમ સુ
ણી સખી તે તિહાં ગઇ, મનમાં ધરી ઊમેદ ॥ જ્ઞાનવિમલ ગુરૂ ધ્યાનથી
હોશે સંપદ રે જાશે સવિ ખેદ ॥ મે૦ ॥ ૩૩ ॥ સર્વગાથા ॥ ૫૫૪ ॥

॥ દોહા ॥

॥ કુસુમપુંજ જઇ જોઇયો, પણ દીઠો સુત નવિ તેથ ॥ શું ભૂલી હું
જાયગા, નહીં આવ્યો કોઇ એથ ॥ ૧ ॥ નિધિ પરેં ફરી ફરી જોઇયો,
દીઠો નહી કુમાર ॥ મૂર્ચ્છા પામે બહુ રડે, કરે વિલાપ અપાર ॥ ૨ ॥
ગદગદ સ્વર બોલી જિસે, નિશ્ચે સુત કુશલની વાત ॥ પુત્ર ન દીઠો જો
યતાં, એ મહોટો ઉતપાત ॥ ૩ ॥ નિસુણી વજ્રાહત થઇ, દેવી કરે વિ-
લાપ ॥ પારદ પાવક ઉપરે, જેમ ન રહે ધરી આપ ॥ ૪ ॥ કદલીદલના વીં

જાણુ, બાવના ચંદન વારિ ॥ સીંચી વાલી ચેતના, દેવીનેં પરિવાર ॥ ૫ ॥ જેમ દારિદ્રીનેં કરેં, સુરતરૂ સુરમણિ વસ્તુ, પામી પણ ન રહે યથા, એમ એ તનય પ્રશસ્ત ॥ ૬ ॥ શું કોણેં એ અપહરચો, કોણેં વિણાશ્યો હોય ॥ શું થયું એ પુત્રનેં, ખબર કહે ઇહાં કોય ॥ ૭ ॥

॥ ઢાલ ચૌદમી ॥ મનભમરા રે ॥ એ દેશી ॥ રાગ ગોડી ॥

॥ કરે વિલાપ રાણી ઘણું, સુત માહારા રે ॥ તું જીવન પ્રાણ આધાર, ઘણું મુજ પ્યારા રે ॥ દુષ્ટ દૈવ તેં શું કરચું ॥ સુ૦ ॥ દીધો દુઃખ અંબાર ॥ ઘ૦ ॥ ૧ ॥ નિધિ દેખાડી જેમ લીયે સુ૦ ॥ પીરસી ભોજન થાલ ઘ૦ ॥ પાડી મેરૂ ચઢાવીનેં સુ૦ ॥ મનોરથ છેદ્યો કુદાલ ઘ૦ ॥ ૨ ॥ દૂષણ માંહારા કર્મનાં સુ૦ ॥ દોષ ન અવરનો કોય ઘ૦ ॥ કઠિણ પાપ જે આચરચાં સુ૦ ॥ ઉદયેં આવ્યાં સોય ઘ૦ ॥ ૩ ॥ પંચાચાર વિરાધીયા સુ૦ ॥ દીધાં ગુણિજન આલ ઘ૦ ॥ કે કીધી શીલખંડના સુ૦ ॥ કે પાડચાં મહુઆલ ॥ ઘ૦ ॥ ૪ ॥ કર્માદાન સમાચરચાં સુ૦ ॥ કે જૂ માંકડ લીખ ઘ૦ ॥ પૂંજો તાવડ નાખીયો સુ૦ ॥ કે ભાંજી વલી ભીખ ઘ૦ ॥ ૫ ॥ જ્ઞાન દેવ ગુરૂ સાધારણાં સુ૦ ॥ દ્રવ્યના કીધા નાશ ઘ૦ ॥ શોકચનાં બાલ વિછોહીયાં સુ૦ ॥ પાડચા દૂધ વિનાશ ઘ૦ ॥ ૬ ॥ કામણ મોહન કરડકા સુ૦ ॥ દીધા બહુલ શરાપ ॥ ઘ૦ ॥ વૃદ્ધ વિનય નવિ સાચવ્યા સુ૦ ॥ ચોરીનાં કીધાં પાપ ॥ ઘ૦ ॥ ૭ ॥ દુષ્ટ કરમ કેઈ આચરચાં સુ૦ ॥ પાછલ ભવ ભવ જેહ ઘ૦ ॥ તે કેવલી જાણે સવે સુ૦ ॥ એહ દુઃખનો નહીં છેહ ॥ ઘ૦ ॥ ૮ ॥ હા શ્રીચંદ્ર કિહાં ગયો સુ૦ ॥ દે તારો દેદાર ઘ૦ ॥ નયણેં નિહાલું ન્હાનડા સુ૦ ॥ આ સફલ કરૂં અવતાર ઘ૦ ॥ ૯ ॥ એમ વિલાપ બહુ સાંભલી સુ૦ ॥ રાજ્ય કુલેં થયો શોક ॥ ઘ૦ ॥ સ્વજન સવે તિહાં આવીયા સુ૦ ॥ આવે સવિ નિજ લોક ઘ૦ ॥ ૧૦ ॥ કહે રાણીનેં તિહાં સહુ સુ૦ ॥ મ કરો શોક લગાર ઘ૦ ॥ દુર્લંઘ્યા ભવિતવ્યતા સુ૦ ॥ આપ કર્મકૃત ચાર ઘ૦ ॥ ૧૧ ॥ જ્ઞાન તત્ત્વ રાણી તુમો સુ૦ ॥ જાણો છો જિનવયણ ઘ૦ ॥ શું વિલાપ કીધે હોયે સુ૦ ॥ ઊઘાડો નિજ નયણ ઘ૦ ॥ ૧૨ ॥ લભ્ય હોયે તે લાભીયેં સુ૦ ॥ નહી ઈહાં કોઇનો દોષ ઘ૦ ॥ દોહિલો જેમ જેમ સાંભરે સુ૦ ॥ તેમ તેમ લહે ઘણ શોષ ઘ૦ ॥ ૧૩ ॥ જેમ ઘનવૃષ્ટિ વનદવ સમે સુ૦ ॥ તેમ જિન ધ્યાનથી શોક ઘ૦ ॥ બંધુ વર્ગ એમ થિર કરી સુ૦ ॥ ઘર પોહોતો સવિ લોક ઘ૦ ॥ ૧૪ ॥ પરમેષ્ટિ સ્મ-

રણ કરી, સુ૦ ॥ ક્ષણએક સૂતી યામ ધ૦ ॥ સ્વપ્નાંતર સીતવસ્ત્રશુ સુ૦ ॥ આવી સૂરિ અભિરામ ધ૦ ॥ ૧૫ ॥ સુણ વત્સે જાગે અછે સુ૦ ॥ કિંવા નિદ્રા માંહે ધ૦ ॥ માત નિંદ મુજ કિહાં થકી સુ૦ ॥ હું હમણાં દુઃખમાંહે ધ૦ ॥ ૧૬ ॥ મુજ ભાગ્યેં તુમો આવીયા મુજમાતા રે ॥ નયનનેં ઉપન્યો આનંદ ॥ ફરો સુખશાતા રે ॥ એ આંકણી ॥ સા કહે કુલદેવી અછું, મુજમાતા રે ॥ વિજયી છે તુજ નંદ કરો૦ ॥ ૧૭ ॥ પુન્ય પુંજથી મેં સહી, સુણ બેટી રે, મૂકયો અનેરે ઠામ, મહાગુણ પેટી રે ॥ તુજ પાસેં રહેતાં થકાં સુ૦ ॥ દેખી વિઘ્નનું ઠામ મહા૦ ॥ ૧૮ ॥ દુઃખ મનમાં તું મત કરે સુ૦ ॥ તુજ સુત છે સુખ ધામ મ૦ ॥ બારે વરસેં આજથી સુ૦ ॥ મલશે ભૂપતિ હોય મ૦ ॥ ૧૯ ॥ શ્રીચંદ્રકુમર સોહામણો સુ૦ ॥ ઇહાં મત ધરજે સંદેહ મ૦ ॥ ૨૦ ॥ એમ કહી કુલદેવી ગઈ સુ૦ ॥ મૂકી નિદ્રા તામ મ૦ ॥ રાણી હર્ષિત મન થઇ સુ૦ ॥ સંભારે જિનનામ ॥ ધ૦ ॥ ૨૧ ॥ સેંદ્રી પ્રમુખ સખીનેં કહ્યું સુ૦ ॥ સુપન તણી સવિ વાત ધ૦ ॥ સખી કહે એ સવિ સાચલું સુ૦ ॥ એકુલદેવી સાક્ષાત ॥ ધ૦ ॥ ૨૨ ॥ એ અવિતથ્થ વાણી હોજો સુ૦ ॥ રાણી કહે મુખ વાચ ધ૦ ॥ મંગલમાલા ઘર ઘરે સુ૦ ॥ શ્રીજિનધર્મ તે સાચ ધ૦ ॥ ॥ ૨૩ ॥ દેવ પૂજા આવશ્યકશું સુ૦ ॥ દાનાદિક બહુ કર્મ ॥ ધ૦ ॥ વિધિશું ચારૂ સાચવે સુ૦ ॥ ધર્મ કર્મના મર્મ ॥ ધ૦ ॥ ૨૪ ॥ એણે સમે તેહિજ નગરમાં ॥ સુ૦ ॥ લક્ષ્મીદત્તાભિધ શેઠ ધ૦ ॥ લક્ષ્મીવતી તેહની પ્રિયા સુ૦ ॥ લચ્છી કરે જસ વેઠ ધ૦ ॥ ૨૫ ॥ ધર્મી શર્મીનેં ધની સુ૦ ॥ પણ નહી તાસ અપત્ય ધ૦ ॥ મધ્યરયણીયેં તે લહી સુ૦ ॥ સુપન એહવું સત્ય ધ૦ ॥ ૨૬ ॥ શ્વેત વસ્ત્ર ગોત્ર દેવતા સુ૦ ॥ આવી કહે શેઠ ઊઠ ધ૦ ॥ કલ્પવૃક્ષ દીયું તુજ ઘરે સુ૦ ॥ હું ગોત્ર દેવી તુઠ ॥ ધ૦ ॥ ॥ ૨૭ ॥ સયણ સવે તેડી કરી સુ૦ ॥ સુત જન્મોત્સવ મંડ ધ૦ ॥ તે નિસુણીનેં માંડીયો, સુ૦ ॥ ભોજન વિધિ ધૃતખંડ ॥ ધ૦ ॥ ૨૮ ॥ કુસુમપુંજ લેવા ભણી સુ૦ ॥ મોકલિયા નિજ દાસ ધ૦ ॥ તિહાં કુસુમ થોડા મલ્યાં સુ૦ ॥ આવ્યા ફરીનેં દાસ ॥ ધ૦ ॥ ૨૯ ॥ શેઠ આપ નૃપ વાડીયેં સુ૦ ॥ કુસુમ કાજ ગયો લેણ ધ૦ ॥ જય નૃપની આણા લહી સુ૦ ॥ વિવિધ કુસુમની શ્રેણ ॥ ધ૦ ॥ ૩૦ ॥ પુષ્પકરંડ ભરાવીયા સુ૦ ॥ સેવક પાસેં જામ ધ૦ ॥ એણે સમે ભાગ્ય તણે વશેં સુ૦ ॥

ફલિયાં મનોરથ તામ ॥ ધ૦ ॥ ૩૧ ॥ પ્રતાપસિંહ નંદન તિસેં સુ૦ ॥ ફરકાવે નિજ પાદ ધ૦ ॥ પુષ્ફ માંહે મધુકર પરેં સુ૦ ॥ ચિંતે શેઠ આલ્હાદ ॥ ધ૦ ॥ ૩૨ ॥ અદ્દભુત રૂપ ગુણનો નિધિ સુ૦ ॥ નિરખ્યો નંદન તેહ ધ૦ ॥ તરણિકિરણ પરેં દીપતુ સુ૦ ॥ સૌમ્ય સુધા સુઅછેહ ॥ ધ૦ ॥ ૩૩ ॥ સાર મંદાર તરૂ પરેં સુ૦ ॥ છાયા કાંતિ સશ્રીક ધ૦ ॥ ભૂષણ ભૂષિત મૃદુ તનુ સુ૦ ॥ રત્નકંબલ મુદ્રા નીક ॥ ધ૦ ॥ ૩૪ ॥ રૌરવરેં મનુ નીપની સુ૦ ॥ અતર્કિત રત્નની વૃષ્ટિ ॥ સુણો સવિ સજ્જન રે ॥ એ આંકણી ॥ એ સુત રત્નનેં આપીયો સુ૦ ॥ એંવન દેવીની સૃષ્ટિ ધ૦ ॥ ૩૫ ॥ મધ્ય રયણીયેં ગોત્ર દેવીયેં સુ૦ ॥ જે કહ્યું તે થયું સત્ય ધ૦ ॥ સેવા સફલ થઇ એહની સુ૦ ॥ પર્યાગતની નિત્ય ॥ ધ૦ ॥ ૩૬ ॥ નિજ મૃદુ કરકમલેં ગ્રહ્યો સુ૦ ॥ ઠવે કુસુમ કરંડક માંહે ॥ ધ૦ ॥ ફૂલેં બહુ મૂલેં કરી સુ૦ ॥ લેઇ ગયો નિજઘર માંહે ॥ ધ૦ ॥ ૩૭ ॥ લક્ષ્મીવતીને આપીયો સુ૦ ॥ કહી વિસ્તર તસ વાત ધ૦ ॥ જ્ઞાન વિમલ વાણી સુણે, જે હોયે સુખણી ધાત ॥ ધ૦ ॥ ॥ ૩૮ ॥ સર્વગાથા ॥ ૫૯૯ ॥

॥ દોહા ॥

॥ સા કહે વારૂ એ નીપન્યું, લાધું મહોટું રત્ન ॥ ભાગ્ય મનોરથ કલ્પ તરૂ, ફલીયો એહ અયત્ન ॥ ૧ ॥ અહો અહો તુમ ધીરતા, અહો અહો બુદ્ધિ પ્રપંચ ॥ રાજગેહ મિશ સાહસી, નહીં કાંઇ ખલ ખંચ ॥ ૨ ॥ અહો અહો દ્રષ્ટિ સુકુમારતા, પાકાં પૂરવ પુણ્ય ॥ થાકાં દુરિત હવે આજથી, નીકાં ઇષ્ટ અગણ્ય ॥ ૩ ॥ ગૂઢ ગર્ભ માહરી પ્રિયા, થયો સાંપ્રત સુત જન્મ ॥ કરો વિવિધ વધામણાં, દાન પુણ્ય વિધિ ધર્મ ॥ ૪ ॥ પાવન થઈ જિન દેહરે, સ્નાત્ર મહોત્સવ સાર ॥ કીજેં નવ નવ છંદશું, નાટક ગીત ઊદાર ॥ ૫ ॥ મંગલ ધવલ તણી ધ્વનેં, પૂરિત દશ દિશિમાન ॥ યાચક જનનેં આપીયેં, મનવંછિત વર દાન ॥ ૬ ॥ પુત્ર પ્રાપ્તિ હર્ષેં કરી, થયો નગર આનંદ ॥ હર્ષ કોલાહલ નીપન્યા, જય જય શબ્દ અમંદ ॥ ૭ ॥ દશ દિન સ્થિતિ વધામણી, ટાલી અશુચિ સંભાર ॥ બારસમે દિવસેં વલી, તેડી સવિ પરિવાર ॥ ૮ ॥ ચંદ્રબિંબ પરેં સુખ દિયે, દીઠો એહ કુમાર ॥ તેહ ભણી નામ થાપીયું, શ્રી શ્રીચંદ્ર કુમાર ॥ ૯ ॥ અંક ખીર મજ્જન વલી, મંડન ક્રીડા ધાવિ ॥ પાંચે પાલીતો વધે, જિમ મુનિ સુમતિ સભાવ ॥ ૧૦ ॥ સર્વગાથા ॥ ૬૦૯ ॥

॥ ઢાલ પંદરમી ॥ રાગ સારંગ ॥ જીહો કુંઅર બેઠો ગોંખડે ॥ એ દેશી ॥

॥ જીહો નંદનવન જેમ સુરતરૂ, જીહો ગિરિ દરિ ચંપક છોડ ॥ જીહો તેમ તેમ દિન દિન વાધતો, જીહો પોહોંચે મનના કોડ ॥૧ ॥.મહાજન પેખો પુણ્ય વિશેષ ॥ જીહો પુણ્ય પ્રમાણે અતિઘણું, જીહો આય મિલે સુવિશેષ ॥ વિબુધ જન પેખો પુણ્ય વિશેષ ॥ એ આંકણી ॥ જીહો યદ્યપિ લખપતિ તે હુંતો, જીહો પણ સુત ભાગ્યનેં હેત ॥ જીહો કોટિધ્વજ શેઠી થયો, જીહો મણિરયણાને સંકેત ॥ વિ૦ ॥ ૨ ॥ જીહો ષષ્ઠી જાગરણા થકી, જીહો નામ કરણ શ્રુતિવેધ ॥ જીહો ચૂલા થાપન મૂડનં, જીહો અન્ન પ્રાશન સંવેધ ॥વિ૦ ॥ ૩ ॥ જીહો ચંક્રમણાદિ સર્વે ક્રિયા, જીહો યાવત્ વરસ પ્રમાણ ॥ જીહો વલી કુલાચાર બહુપરેં, જીહો તે કીધા ભલે મંડાણ ॥ વિ૦ ॥ ૪ ॥ જીહો બંધુ સયણનેં નાતમાં, જીહો નાગર જનના થોક ॥ જીહો અંકથી અંકેં લીયે ઘણું, જીહો વહાલો જેમ્ન રવિ કોક ॥ વિ૦ ॥ ૫ ॥ જીહો સુખકારી સવિ લોકને, જીહો ન કરે હઠ સંતાપ ॥ જીહો વિકૃતાકાર ધરે નહી, જીહો મીઠા જસ આલાપ ॥ વિ૦ ॥ ૬ ॥ જીહો બાલ અબાલ પરાક્રમી, જીહો પંચ વરશ થયાં જામ ॥ જીહો પૂર્વ સંકેત તણી પરેં, જીહો સવિ વિદ્યાનું ઠામ ॥ વિ૦ ॥ ૭ ॥ જીહો જે દીઠું જે સાંભલ્યું, જીહો એક વાર જે હોય ॥ જીહો તે સઘલું લીલાથકી, જીહો ટંકોત્કિર્ણ પરેં જોય ॥ વિ૦ ॥ ૮ ॥ જીહો એક દિન જાય ઉદ્યાનમાં, જીહો જનક સંઘાતેં કુમાર ॥ જીહો રથ ચઢી લીલા કારણેં, જીહો કૌતુક કાજેં કુમાર ॥ વિ૦ ॥ ૯ ॥ જીહો ચંપક નાગ પુન્નાગનાં, જીહો ફોગ ફણસ માકંદ ॥ જીહો સાલ રસાલ મૃણાલિકા, જીહો વાપી કમલનાં વૃંદ ॥ વિ૦ ॥ ૧૦ ॥ જીહો શતક સહસ લખ પત્રની, જીહો વિવિધ નલિનની જાતિ ॥ જીહો અગર તગર એલા લવા, જીહો નાગલતાની ભાતિ ॥ વિ૦ ॥ ૧૧ ॥ જીહો એમ અનેક વિધ્ર જોયતાં, જીહો વાડી વન ઊદ્યાન ॥ જીહો એહવે અચરિજ જે થયું, જીહો તે સુણજો થઈ સાવધાન ॥ વિ૦ ॥ ૧૨ ॥ જીહો વાજિત્રનાદેં વાજતે, જીહો ગાતાં ગુણિજન કોડિ ॥ જીહો દાન મહા દેતે થકે, જીહો અતિઘણ હોડાહોડિ ॥ વિ૦ ॥ ૧૩ ॥ જીહો નાટક પેટક થાવતે, જીહો ધવલ મંગલની શ્રેણ ॥ જીહો હર્ષ કોલાહલ અતિઘણો, જીહો મુખેં ન કહાયે કેણ ॥ વિ૦ ॥ ૧૪ ॥ જીહો ગિરિવર સમ કુંજર ચઢી, જીહો છત્ર ચામર વીંજાય ॥ જીહો સારીકા એક દીઠી કુમરેં, જીહો પાલા આગલ ઊ જાય ॥ વિ૦ ॥ ૧૫ ॥ જીહો

મંત્રી સામંત પ્રમુખ ઘણા, જીહો ચો પખેર પરિવાર ॥ જીહો ગાજે ગજ
ની બહુ ઘટા, જીહો હણહણતા હયખાર ॥ વિ૦ ॥ ૧૬ ॥ જીહો રાણીપ
રેં એક સારિકા, જીહો અચરિજ કારી રે એહ ॥ જીહો નગરથી બાહે
ર આવતાં, જીહો તે વનમાં ધરી નેહ ॥ વિ૦ ॥ ૧૭ ॥ જીહો તે વનમાંહે
અછે ભલું, જીહો તુંગ તોરણ પ્રાસાદ ॥ જીહો આદિ જિણંદ તણો અ
છે, જીહો દર્શનેં હોય આલ્હાદ ॥ વિ૦ ॥ ૧૮ ॥ જીહો અતિ ઊત્સવ આ
ડંબરેં, જીહો આવિ ચૈત્ય દુવાર ॥ જીહો ગજથી તે તિહાં ઊતરી, જીહો
પેસે ચૈત્ય મઝાર ॥ વિ૦ ॥ ૧૯ ॥ જીહો કુમરેં તે દીઠી જિસે, જીહો હર્ષિ
ત હૃદય હરાણ ॥ જીહો ચિંતે એ શું માનુષી, જીહો અથવા દેવ વિન્નાણ ॥
॥ વિ૦ ॥ ૨૦ ॥ જીહો અથવા જો તિરિયંચિણી, જીહો કેમ જાણે સ
રૂપ ॥ જીહો નાગર લોકેં પરિવરી, જીહો એતો અચરિજ રૂપ ॥ વિ૦ ॥
૨૧ ॥ જીહો એમ વિચાર મનમાં કરે, જીહો એક સ્ત્રી આવી તામ ॥ જી
હો સુખ આસનથી ઊતરી, જીહો કહે નિજ સેવકને તામ ॥ વિ૦ ॥ ૨૨
॥ જીહો તાત તણી આજ્ઞા લઈ, જીહો પૂછે કુમર સંદેહ ॥ જીહો તુમો કો
ણ છો એ કુણ અછે, જીહો પશુ રૂપેં ગુણગેહ ॥ વિ૦ ॥ ૨૩ ॥ જીહો શ્યો
મહોત્સવ છે મોટકો, જીહો કેમ આવી પ્રાસાદ ॥ જીહો સવિ વૃત્તાંત કહી
અમ તણું, જીહો ટાલો સંશય વાદ ॥ વિ૦ ॥ ૨૪ ॥ જીહો કુમર
વચન સુણી સા કહે, જીહો સુણ શૃંગાર કુમાર ॥ જીહો એહ ન
ગરનો રાજીયો, જીહો પ્રતાપસિંહ સુખકાર ॥ વિ૦ ॥ ૨૫ ॥ જી
હો હમણાં રત્નપુરેં અછે, જીહો જનપદ જીતણ કાજ ॥ જીહો સૂર્યવ-
તી તેહની પ્રિયા, જીહો સેંદ્રી સખી હું આજ ॥ વિ૦ ॥ ૨૬ ॥ જીહો
વૃત્તાંત હવે કાબરચ તણું, જીહો સાંભલ તું સુકુમાલ ॥ જીહો મુજ સ્વા
મિનીને એ વાલહી, જીહો હંસી રાજમરાલ ॥ વિ૦ ॥ ૨૭ ॥ જીહો જ
ન્મભૂમિ છે એહની, જીહો કર્કોટક નામેં દ્વીપ ॥ જીહો એક ધનીશેઠે
તિહાં થકી, જીહો આણી રત્નપુર દીપ ॥ વિ૦ ॥ ૨૮ ॥ જીહો તિહાં પ્રતા
પસિંહ આગલેં, જીહો ભેટ કરી બહુ મૂલ ॥ જીહો કાવ્ય સૂક્તિ સુભા
ષિતેં, જીહો કરચો રાજા અનુકૂલ ॥ વિ૦ ॥ ૨૯ ॥ જીહો સૂર્યવતી રાણી
તણો, જીહો જાણી પુત્રવિયોગ ॥ જીહો લેખથકી રાજા તિહાં, જીહો મા
ને દિલ ઘણું શોક ॥ વિ૦ ॥ ૩૦ ॥ જીહો હા હા દૈવ કિશું થયું, જી
હો શુભસૂચક ચઊ સ્વપ્ન ॥ જીહો તેહનો મહિમા નવિ રહ્યો, જીહો જે

મ સ્વપ્નેં અસ્વપ્ન ॥ વિ૦ ॥ ૩૧ ॥ જીહો રાણી દુઃખવિસારવા, જીહો સચિવશું કરીય વિચાર ॥ જીહો નરભાષાયેં બોલતી, જીહો ઈહાં મૂકી તેણ વાર ॥ વિ૦ ॥ ૩૨ ॥ જીહો જિનભાષિત વૈરાગ્યના, જીહો કહે ઊપદેશ રસાલ ॥ જીહો જિનભક્તિ રાણી તિસેં, જીહો ચિંતે ફલ્યો સુરસાલ ॥ ॥ વિ૦ ॥ ૩૩ ॥ જીહો ધર્મગોષ્ટિ કરતાં થકાં,જીહો જાતો ન જાણે કાલ ॥ જીહો ઊત્તમ સંગતિથી હોયે, જીહો દિન દિન મંગલ માલ ॥ વિ૦ ॥ ૩૪ ॥ જીહો પુણ્યેં હોયે મતિ નિર્મલી, જીહો પુણ્યેં ઊત્તમસંગ ॥ જીહો પુણ્યેં જિન ગુરૂ ધર્મનો, જીહો પામે પાવન ગંગ ॥ વિ૦ ॥ ૩૫॥ જીહો દેવી એહની સંગતેં, જીહો ધર્મકથાયેં કાલ ॥ જીહો નિર્ગમતાં દિન બહુ થયા, જીહો વંદે દેવ ત્રિકાલ ॥ જીહો જ્ઞાનવિમલ કહિ ઢાલ ॥ વિ૦ ॥ ૩૬ ॥ સર્વગાથા ॥ ૬૪૫ ॥

॥ દોહા ॥

॥ પહેલાં સાધુ તણે મુખેં, સાંભલીયું છે એમ ॥ નૃપપુત્રી આવતે ભવેં, થાઇશ તું ધરી પ્રેમ ॥ ૧ ॥ તે મુનિવયણેં સંગ્રહ્યો, સમકેત પૂર્વક ધર્મ ॥ પાલે અહોનિશિ સાચવે, શ્રાવકનાં ષટ્કર્મ ॥ ૨ ॥ રાણીનેં ઘણું વાલહી, પ્રાણ થકી સુખદાય ॥ ઉત્તમ કેરી પ્રીતડી, દિન દિન વધતી થાય ॥ ૩ ॥ ઓછાશું જે પ્રીતડી, કરતાં ચિત્ત કુમલાય ॥ નીચનેહ ખરશબ્દ જ્યું, ઘટત ઘટત ઘટ જાય ॥ ૪ ॥ દેવી તો વારે ઘણું, પણ તપ કરે કઠોર ॥ જે આપોપું આગમે, તિણશું કેહું જોર ॥ ૫ ॥ અઠ્ઠાઇ ઊપવાસની, કીધો તપ નિર્માય ॥ એ સુખકારી સારિકા, ભવ લહ્યો પુણ્ય પસાય ॥ ૬ ॥ આજ અઠ્ઠાઈ મહોત્સવેં, કીધી ચૈત્ય પરિવાડ ॥ પુરમાંહે હવે બાહિરેં, આવી ઘણે રૂહાડ ॥ ૭ ॥ આદિનાથના ચૈત્યમાં, વિધિશું કરી પ્રણામ ॥ પેઠી છે પ્રભુ વંદવા, નવનવ ભાવ અભિરામ ॥ ૮ ॥ સેંદ્રી એમ કહી વાતડી, શેઠ પુત્રેં જાણી જામ ॥ અહોઅહો મન ચિંતવે, પુણ્યોદયનાં કામ ॥ ૯ ॥ જાતિ અછે તીર્યંચની, દેખો દક્ષતા એહ ॥ પુણ્ય સામગ્રી કેહવી, મલીઅ છે સસનેહ ॥ ૧૦ ॥ જિનમંદિર માંહે જઈ, જોઉં એહની ભક્તિ ॥ તિર્યંચ પણ જિન અર્ચવા, કેમ દેખાડે શક્તિ ॥૧૧ ॥ સર્વગાથા ॥ ૬૫૬ ॥

॥ અથ સારિકાકૃત સ્તુતિ ॥
॥ ઢાલ સોલમી ॥ રાગ કાફી મારૂ ॥
॥હરિયેં આપી રે, વૃંદાવનમાં માલ ॥ એ દેશી ॥

॥ નમો નમો શ્રીઆદિજિણંદનેં, કરતી ત્રિવિધ પ્રણામ ॥ પંચાભિગમેં નમન કરંતી, કેવલજ્ઞાની નામ, ભાલેં ધરી લલામ ॥ ૧ ॥ પ્રભુજી પ્યારા રે, પુણ્યથકી મેં દીઠા ॥ પ્રાણ આધારા રે, સરસ સુધાથી મીઠા ॥ એ આંકણી ॥ રાજપુરૂષ ઉપયોગ કરાવે,કોલાહલનેં સમાવે ॥ સાચી વાણીયેં ભાવન ભાવે, સહુનેં અચરિજ થાવે, વાજિત્રનાદ વજાવે ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ હું તો કાબરી બાબરદ્વીપની, સાસ ભરી એ દેહી ॥ સ્વામી બરાબર કો નવિ દીઠો, તુંહી અનેહી અદેહી ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ તું નિકલંક અને નિર્મોહી, તું અદ્રોહી ઉદાસી ॥ મ્હારા મનમાંહેથી કેણી પરેં, કહો હવે કેમ ફરી જાસી ॥ પ્રભુ૦ ॥ ૪ ॥ જેમ પંકજમાં મધુકર પેસે, તેમ મનકજમાં પેઠો ॥ તુમ દર્શન પામી નવિ હરષે, તે નિગુણોનેં ધીઠો ॥ પ્રભુ૦ ॥ ૫ ॥ હું તિર્યંચણીનેં વલી પંખણી, લાખેણી તુમ સેવા ॥ પામીયેં તો એ અનોપમ ભાગ્યેં, જિમ ભૂખ્યાંવરમેવા ॥ પ્રભુ૦ ॥ ૬ ॥ ભવ ભવ તાહારી આણા સુરગવી, હોજો અવિચલ ભાવેં ॥ તેહથી ગોરસ સમકેત સૂધું, જ્ઞાનનેં ચરણ જમાવે ॥ પ્રભુ૦ ॥ ૭ ॥ જેમ ઘૃત આપ સ્વભાવેં નિર્મલ, રસ શોધ્યો કહ્યો ન જાવે ॥ તેમ તુમ હેતેં નિજ સ્વરૂપ તે, નિરાવરણ પ્રગટાવે ॥ પ્રભુ૦ ॥ ૮ ॥ ઇંદ્ર અનંતા જો સમકાલેં, ભકિત કરે જો કબેહી ॥ તો પણ પ્રભુગુણ સમતા નાવે, તો હું તિર્યંચણી કેહી ॥ પ્રભુ૦ ॥ ૯ ॥ સારિકા એણી પરેં આદિ દેવની, ગુણથુતિ કરવા લાગી ॥ સહુ પ્રશંસે જુઓ એ અચરિજ, જ્ઞાનવિમલ મતિ જાગી ॥ પ્રભુ૦ ॥ ૧૦ ॥ ઇતિ સારિકાકૃત સ્તુતિ ॥

॥ દોહા ॥

॥ વિધિશું નાહી વાવ્યમાં, કરી ચંચૂપુટ શુદ્ધ ॥ મંગલ આઠ ભરે તિહાં, મુકતાફલેં વિશુદ્ધ ॥ ૧ ॥ પગર કુસુમનો તિહાં ભરે, ધૂપદીપનાં પાત્ર ॥ ભરે અંબરશું મૃગમદેં, નવરાવે વલી સ્નાત્ર ॥ ૨ ॥ પાવન કરે કર્મમલથકી, જન્મ જરાનેં મરણ ॥ જેહથી જાયે તે કહી, પૂજા અર્થ પ્રવીણ ॥ ૩ ॥ એમ પૂજા અર્ચા કરી, પાછે પગે વલે જામ ॥ જિનમુખ સાહામું જોવતી, કરતી બહુત પ્રણામ ॥ ૪ ॥ સર્વગાથા ॥ ૬૭૦ ॥

॥ઢાલ સત્તરમી ॥ રાગ આશાઊરી॥ જિનવરશું મેરો મન લીનો॥ એ દેશી ॥

॥ સારિકાયેં તિહાં કર્મ સંયોગેં, કુમરનેં નયણેં નિરખ્યો રી ॥ સુભગભાગ્ય ગુણનિધિ નિજકર વિધિ, નીપાયો હરિ સરિખોરી ॥ ૧ ॥ આતમ ભાવ તણી ગતિ વિષમી, કુણુહી કહી ન જાવે રી ॥ કર્મ શુભાશુભ સમયેં સમયેં, બાંધે પરિણતી આવેરી ॥ આત૦ ॥ ૨ ॥ સારિકા ફરી શ્રીજિનને ચરણે, આવી એણી પરેં ભાષેરી ॥ ગાઢસ્વરેં જન્માંતરેં ભત્તો, એ હોજો કહે સહુ સાખેંરી ॥ આ૦ ॥ ૩ ॥ દેવાધિદેવ તો તુંહી તુંહી, ગુરૂ સુસાધુ નિર્ગ્રંથારી ॥ ધર્મ અહિંસા લક્ષણ આણા, રાધક ધારીપંથારી ॥ આ૦ ॥ ૪ ॥ એમ કહીનેં અણસણ સાગારી, લેવે જિનપદ મૂલરી ॥ ઇમ નિસુણીનેં કુમર તિહાં બોલ્યો, સુણ પંખણી અનુકૂલરી ॥ આ૦ ॥ ૫ ॥ અહો અહો તાહારી ચતુરાઇ, પાઈ પણ તુજ ખામી રી ॥ એહવું નિદાન કરે કોઈ પ્રાણી, પણ તિર્યંચ ગતિ પામી રી ॥ આ૦ ॥ ૬ ॥ વીતરાગ શાસનમાં એહવું, ભાંખ્યું છે સુણ બાઇરી ॥ ધર્મ કરચો અનિદાન મુગતિ ફલ, સંવર ભાવ સખાઇરી ॥ આ૦ ॥ ૭ ॥ પંચામૃત જમી ખારા નીરનું, ચલુક છે એહ ઊખાણો રી ॥ સાચો કીધો તેં એ કરતાં, એ વિષવાદ મ આણોરી ॥ આ૦ ॥ ૮ ॥ એ અઠ્ઠાઇ મહોત્સવ જિનના, યાત્રાદિકની કરણીરી ॥ ઘણા જીવ અનુમોદન કરતાં, એ સમકિત વર ધરણી રી ॥ આ૦ ॥ ૯ ॥ એહવું પુણ્ય કરી પંચામૃત, એ નિદાન તો ન ઘટે રી ॥ પણ લહીયેં છે વાંક ન કેહનો, ભાવી ભાવ તે ન મિટે રી ॥ આ૦ ॥ ૧૦ ॥ કુમર વચન એમ નિસુણી બોલે, સારિકા સારી વાણી રી ॥ મેં નિદાન રૂપેં નથી કીધું, સુણ તું કુમર ગુણખાણી રી ॥ આ૦ ॥ ૧૧ ॥ સંયમ શીલ સુસાધુ સમીપેં, સમકિત મેં આદરીયોરી ॥ તેણેં મુજને આગમિક ભવેં તું, રાજ સુતા ભવ ધરીયોરી ॥ આ૦ ॥ ૧૨ ॥ સ્ત્રીજાતેં તો વરની ઇહા, એહવો છે વ્યવહારો રી ॥ તિહાં મિથ્યાત્વી સંગતિ લહીયેં તો, જાય એલેં જમવારો રી ॥ આ૦ ॥ ૧૩ ॥ ગાય ગલે જેમ કાષ્ઠની ઘંટા, તાસ વિડંબના દોહીલી રી ॥ તેહ ભણી જો સમકિત સંગી, વર સામગ્રી સોહેલી રી ॥ આ૦ ॥ ૧૪ ॥ જિનભગતિનેં જિનમત સુમતિ, કુમતિ કલંક ન દીસે રી ॥ એહવી વાણી તેણે મેં દાખી, કુમર દેખી ચિત્ત વિકસે રી ॥ આ૦ ॥ ૧૫ ॥ હું જાણું છુ ધર્મ કરીને, વિષગરની આશંસા રી ॥ તેણે ધર્મેં તો ચૌગતિ ફરીયેં, તેહની

નહીં પ્રશંસા રી ॥ આ૦ ॥ ૧૬ ॥ કીધાથી અણકીધું વારૂ, એહવી ન હી જિનભાષા રો ॥ અવિધિ ફલેં ભવવિધિ શિવ ફલ દીયે, ધર્મબીજ વિધિ શાખા રી ॥ આ૦ ॥ ૧૭ ॥ અશુભ નિદાન નવ બોલ્યા પ્રવચનેં, તેહમાં એહ નહીં આવે રી ॥ સારિકાયેં નિજ ભાવ કહીનેં, કુમરનેં એમ સમજાવે રી ॥ આ૦ ॥ ૧૮ ॥ તિહાં આવી છે સેંદ્રી નામેં, સુર્ય વતીની આલી રી ॥ તેણેં દેવીનેં વાત સુણાવી, આવી કહે માહારી વાહા લી રી ॥ આ૦ ॥ ૧૯ ॥ બલ્યું બલ્યું એ તાહારૂં કોઇ સાહસ, દુષ્કર આ હારનેં પચ્ચખ્ખેરી ॥ પહેલાં પણ તપ તાહરૂં ઊત્કૃષ્ટ, દુર્બલ તનુને નિ રખેરી ॥ આ૦ ॥ ૨૦ ॥ ભામણડલે જાઊં હું તાહારે, બેહેની પારણુ કીજેં રી ॥ આવી આવાસેં સુખ આલાપે, મુજને આનંદ દીજેંરી ॥ આ૦ ॥ ૨૧ ॥ આયુમાન જાણ્યા વિણ બહેની, અણસણની નહીં વા ત રી ॥ જિનશાસનમાં એહવું બોલ્યું, તું છે પંખી જાત રી ॥ આ૦ ॥ ૨૨ ॥ જિનમત જાણ્યો તેહનેં કહીયેં, હઠ શઠ છોડે વેગેંરી ॥ તેહ ભણી અઠ્ઠાઈ પારણા, કરી પછેં કરજો નેગેં રી ॥ આ૦ ॥ ૨૩ ॥ સારિકા બો- લે સ્વામિની જે તુમો, કહ્યું તે સઘલું મેં જાણ્યું રી ॥ પણ જિન આગ લ જેહ પ્રતિજ્ઞા, કીધી હવે શું તાણો રી ॥ આ૦ ॥ ૨૪ ॥ જ્ઞાની વચન પણ એ હવું ભાખે, જે અહિનાણ બતાવ્યું રી ॥ તે પણ સમય અનુસારેં જાણી, અણશણને મનિ ઠાવ્યું રી ॥ આ૦ ॥ ૨૫ ॥ યદ્યપિ કાંઈ વિભાવસ્વ- ભાવેં, અધિકું જેહ કહાણું રી ॥ તે મિથ્યાદુષ્કૃત હો મુજનેં, થિર- તાયેં ન રહેવાણું રી ॥ આ૦ ॥ ૨૬ ॥ એમ કહી કાબર મૌન કરે જ- બ, દેવી એહવું બોલે રી ॥ સખી તુમ વિણ ઇહાં વાસર મહારા, કેમ જાશે વિષતોલેં રી ॥ આ૦ ॥ ૨૭ ॥ રાણીનેં વલી સર્વ સહેલી, નગ ર લોક સવિ મેલી રી ॥ અણશણનો ઊત્સવ તિહાં માંડચો, ધર્મરાગ માંહે ભેલી રી ॥ આ૦ ॥ ૨૮ ॥ દુરિત ઠાણ અઢાર આલોઈ, સુકૃત અનુમોદે સઘલાં રી ॥ દુષ્કૃત નિંદા મદ પરિહરણા, ચાર સરણ કરે વિમ લા રી ॥ આ૦ ॥ ૨૯ ॥ સકલ લોકનેં આનંદકારી, વારી દુષ્ટ કષા- યા રી ॥ દેવી ઊપર પણ નહી માયા, કેહની માયા કાયા રી ॥ આ૦ ॥ ૩૦ ॥ દિવસ ત્રણ અણસણ આરાધી, પરભવ પામી મૈંનારી તે ॥ ચંદન પ્રમુખેં તે સંસ્કારી, સંભારી ગુણ તેહના રી ॥ આ૦ ॥ ૩૧ ॥ મૂકી શોક રાણી રહે સુખમાં, કુમરેં પણ રાણી ભેટીરી ॥ પણ માં

હોમાંહે કોઇ ન જાણે, સુત વેદન નવિ મેટી રી ॥ આ૦ ॥ ૩૨ ॥ પિતા પાસ આવી સવિ તેહના, ગુણ અનુમોદન કરતો રી ॥ સઘલી વાત જણાવે હરષેં, મિત્ર અનેક પરિવરતો રી ॥ આ૦ ॥ ૩૩ ॥ પ્રજા લોકની વાણી એહવી, મેનાયેં અણસણ કીધું રો ॥ એ ઊત્તમ ગયું મિથ્યામત તમ, જીવિતનું ફલ લીધું રી ॥ આ૦ ॥ ૩૪ ॥ એમ અનુમોદના નિસુણી બેહુની, આપેં પણ અનુમોદે રી ॥ ઘર આવીનેં જ્ઞાનવિમલ ગુરૂ, ચરણકમલનેં વંદે રી ॥ આ૦ ॥ ૩૫ ॥ સર્વગાથા ૭૦૭ ॥

॥ દોહા ॥

॥ હવે તેહિજ પુરમાં વસે, મંત્રિ ધીધનનામ ॥ મતિરાજ સુધિરાજ બેહુ, નંદન તસ ગુણ ધામ ॥ ૧ ॥ પહેલો મંત્રી પદ ધરે, અનુંજ અનુજ પદ ઠામ ॥ અનુજ પ્રિયા કમલા અછે, તસ સુત ગુણ અભિરામ ॥ ૨ ॥ ચંદ્રપરેં નિર્મલ કલા, ગુણચંદ્રાખ્ય કુમાર ॥ શ્રીચંદ્રકુમરને મિત્ર તે, પ્રીતિ સ્થાન અપાર ॥ ૩ ॥ ખીર નીર પરેં તેહનેં, મૈત્રિ પરમ પવિત્ર ॥ વિનય વિવેક ભકતેં કરી, સેવા કરે વિચિત્ર ॥ ૪ ॥ શ્રીચંદ્ર તેહશું વીસરયો, મન લીધું તેણેં ચોર ॥ પશ્યતોહર ગુણચંદ્ર થયો, તોહી ઊત્તમ શિર મોડ ॥ ૫ ॥ માંહોમાં નખ માંસ પરેં, પ્રીતિ વહેઅતિ નેહ ॥ અલગા ન રહે એક ઘડી, એકજીવ દોય દેહ ॥ ૬ ॥ હવે પિતા મન ચિંતવે, પાઠવીયેં જો પુત્ર ॥ જો ભણીયો સુત સંપજે, તો રાખે ઘરસૂત્ર ॥ ૭ ॥ તાદ્રશ પાઠક જોઇયેં, શાસ્ત્રનીતિનો જાણ ॥ વૃદ્ધપરંપર આવીયો, નિર્લોભી ગુણખાણ ॥ ૮ ॥ વિષય પ્રમાદ ન સેવતો, ઠવતો પગલાં ન્યાય ॥ એહવો જો પાઠક મલે, તો ભણતાં સુખ થાય ॥ ૯ ॥ ગંગા તીરથી આવિયો, શ્રીગુણધર ઊવઝાય ॥ શેઠેં આવ્યો સાંભલી, સાથેં બહુ સમુદાય ॥ ૧૦ ॥ પૂર્વે ચાર વખાણીયા, ચિત્તજ્ઞાન નર જેહ ॥ તેહના ગુરૂ પણ એહ છે, સકલકલાના ગેહ ॥ ૧૧ ॥ અરિહંત મતનેં અનુસરે, સકલ શાસ્ત્ર પરવીણ ॥ નીતિ વૃદ્ધ સુધિ સંત છે, સ્ફુટવચ કાર્યે અદીન ॥ ૧૨ ॥ શેઠેં તે ઘર નોહોતરી, દીધાં વલી બહુમાન ॥ પુત્ર પાઠવા પ્રારથ્યો, પ્રભુ કરો આશ પ્રમાણ ॥ ૧૩ ॥ પાઠક કહે તુજ પુત્રનેં, નિરખું લાવો આંહીં ॥ આકારી પગેં પાડીયો, લાવણ્યગુણની છાંહિં ॥ ૧૪ ॥ ગુરૂપદ પ્રણમી પ્રેમશું, પિતા ચરણ પ્રણમેવ ॥ બેઠો ઉચિત સ્થાનકેં, વિનયથકી સ્વયમેવ ॥ ૧૫ ॥ સર્વત્ર લ

ક્ષણેં અલંકરચો, દેખી તેહ કુમાર ॥ યોગ્ય જાણીનેં હરખાયા, ઊપા ધ્યાય તિહાં સાર ॥ ૧૬ ॥ જાવાનેં ઊત્સુક હુતા, દેખી પ્રસન્ન થયું ચિત્ત ॥ ૐકાર કહી માનિયો, એહ કુમર સુવિનીત ॥ ૧૭ ॥ ૭૨૨ ॥

॥ ઢાલ અઢારમી ॥ રાગ સારંગ ॥ લલનાની દેશી ॥ શ્રીગુણધર ઊવજ્ઝાયનેં, શેઠ દીયે બહુ દામ લલના ॥ નિઃસ્પૃહ ગુણથી નવિ લીયે કુમર છે વિનયનું ધામ લલના ॥ ૧ ॥ વિનય થકી સવિ ગુણ વધે, વિનય છે ધર્મનું મૂલ લલના ॥ શેઠ તાત ગુરૂ માવડી, વિનયથી સવિ અનુકૂલ લલના ॥ વિ૦ ॥ ૨ ॥ એ આંકણી ॥ કહે ઉવજ્ઝાય સુણો શેઠજી, હું શ્રુતવિક્રયી નાહીં લલનાં ॥ જે ઊપગાર કરી ઇચ્છા કરે, તે નાણ કુશીલનેં પ્રાંહિં લલના ॥ વિ૦ ॥ ૩ ॥ વિનય કરી વિદ્યા લીયે, એ તો ઉત્તમ પક્ષ લલના ॥ અથવા વિદ્યાર્થી વિદ્યા લીયે, એ પણ બીજો દક્ષ લલના ॥ વિ૦॥ ૪ ॥ ધનથી વિદ્યા જે લીયે, તેતો નાહીં યુક્ત લલના ॥ પુણ્યાત્માનેં દોયે હોયેં, ત્રીજો કારણ ભિક્ત લલના ॥ વિ૦ ॥ ૫ ॥ જો વિનયી વિદ્યારથી, વાધે તેહથી ચિત્ત લલના ॥ અવિનયીનેં પણ તો દીયે, જો ધન લેવા ચિત્ત લલના ॥ વિ૦ ॥ ૬ ॥ કહે ઉવજ્ઝય શુદ્ધ સ્થાનકેં, કીજેં શાસ્ત્ર અભ્યાસ લલના ॥ શેઠ કહે મેં વાસિયો, લખમી પુર છે પાસ લલના ॥ વિ૦ ॥ ૭ ॥ રાજાની આણાથકી, પહિલાં વાસ્યું જેહ લલના ॥ તિહાં આવાસ છે માહરા, પાવન કીજેં તેહ લલનાં ॥ વિ૦ ॥ ૮ ॥ તે પંડિત સ્થાનક જોઈ, શાસ્ત્ર અભ્યાસનેં યોગ્ય લલના ॥ સામગ્રી તિહાં મેલવે, અશનાદિકના ભોગ લલના ॥ વિ૦ ॥ ૯ ॥ યતઃ ॥ આચાર્યપુસ્તકનિવાસસહાયભોજ્યં, બાહ્યાશ્ચ પંચ પઠનં પરિવર્દ્ધયંતિ ॥ આરોગ્યબુદ્ધિવિનયોધમશાસ્ત્રરાગાઃ પંચાંતરાઃ પઠનસિદ્ધિકરા ભવંતિ ॥ ૧ ॥ પૂર્વઢાલ ॥ શુભમુહૂર્ત્ત શુભચંદ્રમા, યોગ લગન બલ જાણ લલના ॥ લેખશાલા મહોત્સવ તિહાં, માંડચો મોહોટે મંડાણ લલના ॥ વિ૦ ॥ ॥ ૧૦ ॥ વસ્ત્રાભરણેં શોભતા, પાઠક તસ પરિવાર લલના ॥ બાહ્યેં એમ શોભા બની, વિનયથી અંતર સાર લલના ॥ વિ૦ ॥ ૧૧ ॥ આદી ૐનમો ભણે, વલતો અક્ષર પાઠ લલના ॥ દાન માન આપે ઘણા, એ ઊચ્છાહના ઠાઠ લલના ॥ વિ૦ ॥ ૧૨ ॥ વ્યાકરણ કાવ્ય અલંકાર જે, જ્યોતિષ શાસ્ત્રનેં છંદ લલના ॥ ગણિતાગમ લક્ષણ કલા, શાસ્ત્ર અનેક અમંદ લલના ॥ વિ૦ ॥ ૧૩ ॥ સામુદ્રિક વાસ્તુક વલી, ભાષા તણા જે

ભેદ લલના ॥ વલી શૃંગાર રસ મંજરી, શાલિહોત્રને વૈદ લ લના ॥ વિ૦ ॥ ૧૪ ॥ હોરા લગનને નાડિકા, સ્વરોદયનેં કાલ જ્ઞાન લલના ॥ કલ્પવિદ્યા પિંગલ વલી, નાટકનાં વિજ્ઞાન લલના ॥ વિ૦ ॥ ૧૫ ॥ લિખિત ગણિત આદેં કરી, કલા બહોંતેર જેહ લલના ॥ ઇત્યાદિક સઘલી કલા, શીખવજો ધરી નેહ લલના ॥ વિ૦ ॥ ૧૬ ॥ ક્ષત્રયોગ્ય ક્ષત્રિયકલા, તેહનો પણ અભ્યાસ લલના ॥ રાધાવેધાદિક જિકે, ધનુર્વિદ્યાના વાસ લલના ॥ વિ૦ ॥ ૧૭ ॥ તેમ શ્રીગુણધર ગુ રૂ તણા, ક્રમ સેવ્યા અતિ તેણ લલના ॥ ગુરૂપ્રાસાદથી તેહનેં, કર તલ પ્રાપ્તિ ન જેણ લલના ॥ વિ૦ ॥ ૧૮ ॥ જેમ આદર્શમાં પ્રતિબિં બેં, ભાસે સરિખે ભાસ લલના, જલેં તૈલ પરેં વિસ્તરી, તસ મતિ શા સ્ત્ર નિવાસ લલના ॥ વિ૦ ॥ ૧૯ ॥ સકલ શાસ્ત્ર કુશલી થયો, કુમર અ મરપતિ જેમ લલના ॥ ઉપાધ્યાય પણ નિજ ઘરેં, ગંતુકામ થયા તે મ લલના ॥ વિ૦ ॥ ૨૦ ॥ દૂષણ રહિત જે ભૂષણેં, શોભાવ્યા સવિ તેહ લલના ॥ પાઠક ગમન લહી વારતા, કુમર કહે બહુ નેહ લલના ॥ વિ૦ ॥ ૨૧ ॥ મ્લાનવદનકજ દેખીનેં, જેમ દિવસેં શશિબિંબ લલ ના ॥ અશ્રુમોચન બહુવિધ કરે, ન સહું તુમ્હ વિલંબ લલના ॥ વિ૦ ॥ ૨૨ ॥ કુમરનેં દેખી એહવો, ન કરો એહવો શોક લલના ॥ નીશાસા નવિ મૂકી યેં, છે સઘલાઈ થોક લલના ॥ વિ૦ ॥ ૨૩ ॥ વાંક હોવે તે દાખવો, માતપિતાનેં સયણ લલના ॥ આજ લગેં સુત તાહરો, દીઠું ન વિરૂઉં વય ણ લલના ॥ વિ૦ ॥ ૨૪ ॥ કુમર કહે સુણો તાતજી, દુઃખ નહી મુજનેં કાંય લલના ॥ પણ વિદ્યાગુરૂ માહરા, ગંતુક છે ઉવઝાય લલના ॥ તિણથી ચિત્ત કુમલાય લલના ॥ વિ૦ ॥ ૨૫ ॥ કોણ મતિ ગતિ મુજ દેયશે, તત્વ કહેશે વલી કોણ લલના ॥ જ્ઞાનાંજન કરી આંજશે, કહો કોણ માહારાં નયણ લલના ॥ વિ૦ ॥ ૨૬ ॥ એહવેં અનુમતિ માગવા, આવ્યા પાઠક રાય લલના ॥ તેહવા કુમરનેં દેખીનેં, ધરતો દુઃખ સમુદાય લલના ॥ વિ૦ ॥ ૨૭ ॥ અહો ભકિત અહો નેહલો, અહો અહો વિનય વિવેક લલના ॥ અહો અગર્વ નિંદંભતા, પ્રશંસે અતિરેક લલના ॥ વિ૦ ॥ ૨૮ ॥ કહે શેઠ સુત કારણેં, જો પંચ દિવસ રહેવાય લલના ॥ તો અમ્હ હિયડું ઉલ્લસે, કુમરનેં બહુ સુખ થાય લલના ॥ વિ૦ ॥ ૨૯ ॥ ગુરૂ જીયેં માની વીનતિ, રહ્યા વલી કેતોક કાલ લલના ॥ દાક્ષિણ્યથી સવિ નિ

પજે, 'મોહ મહોટો જંજાલ લલના ॥ વિ૦ ॥ ૩૦ ॥ ગુરૂ મુખચંદ્ર નિરખ્યા થકી, શ્રીચંદ્ર હરષ સમુદ્ર લલના ॥ તેહવો અતિહી ઉલ્લસ્યો, નીર ન માયે અમુદ્ર લલના ॥ વિ૦ ॥ ૩૧ ॥ શ્રીગુણધર સુગુરૂ તણા, ગુણ માણિક નિજ કંઠ લલના ॥ શ્રીચંદ્ર નિજગલ કંદલેં, રાખે માલા ગૂથિ લલના ॥ વિ૦ ॥ ૩૨ ॥ જ્ઞાનવિમલ ગુરૂરાજથી, પામ્યા શ્રુતનિધિ સાર લલના ॥ તે ગુરૂ કહો કેમ વીસરે, જેહના બહુ ઉપગાર લલના ॥ વિ૦ ॥ ૩૩ ॥ સર્વગાથા ॥ ૭૫૫ ॥

॥ દોહા ॥

॥ હવે પ્રતાપસિંહ રાજીયો, રિપુજનપદનેં જીતિ ॥ હઠશું રત્નપુરૂં ગ્રહી, કરી આણાની રીતિ ॥ ૧ ॥ ઊદધિરત્ન મણિમાણિકેં, મુક્તાફલની કોડિ ॥ વસ્તુ અપૂરવ બહુ લેઈ, કોણ કરે હોડા હોડિ ॥ ૨ ॥ વરસ આઠ તિહાં કિણ રહી, વરતાવી નિજ આણ ॥ આપે અતિ ઉલટ ધરી, સેના બહુ મંડાણ ॥ ૩ ॥ નયર કુશસ્થલ આવીયા, સાહામા આવે લોક ॥ નિજ નગરપતિ દેખીયેં, હર્ષિત જિમ રવિ કોક ॥ ૪ ॥ શેઠ સેનાપતિ મંત્રવી, સવિ સુહૃજ્જનપરિવાર ॥ લેઇ અપૂરવ ભેટણું, આવ્યા શેઠ કુમાર ॥ ૫ ॥ જઇ રાજાના પાય નમી, બેસે યથોચિત ઠામ ॥ સ્વાગત કુશલ પૂછયું તિસેં, સકલ લોકનેં તામ ॥ ॥ ૬ ॥ શેઠપાસેં સુત દેખીયો, સુંદર સકલ શરીર ॥ દેખી નૃપ પૂછે તિસેં, એ સુત કોણ વડવીર ॥ ૭ ॥ શેઠ કહે તુમ દાસનો, એ નંદન છે સ્વામિ ॥ હર્ષિત મન કહે રાજીયો, સ્નેહ નયનથી તામ ॥ ૮ ॥ સંપ્રતિ જાતિ સ્મરણ છે, લોચન કેરો પ્રેમ ॥ સજ્જન મલવા ટલવલે, દુર્જન મલવા નેમ ॥ ૯ ॥ કહે કણકોટપુરૂં દીયું, એ સુતનેં સુખકાજ ॥ સ્નેહ જણાવે અતિ ઘણો, દૃષ્ટિયુગલ માહારાજ ॥ ૧૦ ॥ દાન અવારિત આપતાં, આવે રાજ દુવાર ॥ નિજઘર મંગલ ધવલશું, આવે ધરી અલંકાર ॥ ૧૧ ॥ લખમીદત્ત શેઠ આવિયા, નૃપતિ તણું બહુ માન ॥ લેઇનેં સુત સાથલેં, દેતા અઢલક દાન ॥ ૧૨ ॥ હવે ગુણધર ઊઝઝાય જે, પાઊધારે નિજ ઠામ ॥ ધારબંધ જલ તરણિ જે, પ્રમુખ વસ્તુ અભિરામ ॥ ૧૩ ॥ વલી અનેક ગુણ યોગ્યતા, દિવ્ય વસ્તુ છે જેહ ॥ તેહ કુમરને આપીને, ચાલ્યા વધતે નેહ ॥ ૧૪ ॥

॥ ઢાલ ઓગણીશમી ॥ જીરે મહારે જાગ્યો કુંવર જામ, તવ દેખે દોલત મલી ॥ જીરે જી ॥ એ દેશી ॥

જીરે મ્હારે હવે તે નગરમાંહે સાર, આઠ વસે વ્યવહારીયા જીરેજી ॥ જી૦ ॥ ધનપ્રિય ધન ધનસાર, ધનદત્ત ધનદ અનુકારીયા જીરેજી ॥ ૧ ॥ જી૦ ॥ કમલાદિક તસ નાર, રૂપેં રંભા ઉર્વશી જીરેજી ॥ જી૦ ॥ પુત્રી તેહની સાર, લખમી પ્રમુખ ગુણથી હસી જીરેજી ॥ ૨ ॥ જી૦ ॥ લાવણ્ય રૂપ ચાતુર્ય, પ્રમુખ બહુ ગુણ સંપદા જીરેજી ॥ જી૦ ॥ ધનવતિ લક્ષ્મીવતિ આદિ, પ્રમુખ સુતા અતિશું મુદા જીરેજી ॥ ૩ ॥ જી૦ ॥ પામી યૌવન વેશ, મદન રમણ નંદનવનં જીરેજી ॥ જી૦ ॥ જનક વિચારે તામ, દીજેં કન્યા નેં ધનં જીરેજી ॥ ૪ ॥ જી૦ ॥ શ્રીચંદ્રપરેં સૌમ્ય, નિરખીનેં મન ચિંતવે જીરેજી ॥ જી૦ ॥ જાણી એ વર છે યોગ્ય, લક્ષ્મીદત્ત શેઠ વીનવે જીરેજી ॥ ૫ ॥ જી૦ ॥ લક્ષ્મીદત્ત પણ તેહ, વાત સુણીનેં હરષીયો જીરેજી ॥ જી૦ ॥ નિજ સુતનેં એ યોગ્ય, કન્યાગણ ગુણેં પરખીયો જીરેજી ॥ ૬ ॥ જી૦ ॥ શુભદિન વેલા લગ્ન, જાણી વિવાહ માંડીયો જીરેજી ॥ જી૦॥ કન્યા આઠ ઊદાર, જાણો રત્ન કરંડિયો જીરેજી ॥ ૭ ॥ જી૦ ॥ પાણી ગ્રહણ ઊદાર, કરાવે એકણ દિનેં જીરેજી ॥ જી૦ ॥ શોભે કુમર વિશેષ, આઠ કન્યા એકે મનેં જીરેજી ॥ ૮ ॥ જી૦ ॥ કન્યા આઠે તે બાહ્ય, પતિ હૃદયેં અંતર થકી જીરેજી ॥ જી૦ ॥ પ્રતિબિંબાણી તેહ, કાંતિ કલાપ ભરે છકી જીરેજી ॥ ૯ ॥ જી૦ ॥ શ્રીચંદ્રપૂરણચંદ્ર, શોલકલાપરેં મનુપ્રિયા જીરેજી ॥ જી૦ ॥ કન્યા શોભે તેણ, જેમ ઇંદ્રેં જૃંભકપ્રિયા જીરેજી ॥ ૧૦ ॥ જી૦ ॥ નિત્ય ઊદિત શ્રીચંદ્ર, દેખી ચંદ્ર કલંકિત થયો જીરેજી ॥ જી૦ ॥ શ્રીનિવાસ સુખઠામ, શ્રીચંદ્રને વદનેં રહ્યો જીરેજી ॥ ૧૧ ॥

આઠ કન્યાનાં તથા તેના પિતાનાં અને માતાનાં નામ.

| પિતાનાં નામ. | માતાનાં નામ. | કન્યાનાં નામ. |
|---|---|---|
| ૧ ધનપ્રિય. | ૧ કમલસેના. | ૧ ધનવતી. |
| ૨ ધનદેવ. | ૨ કમલવતી. | ૨ ધનાઇ. |
| ૩ ધનદત્ત. | ૩ કમલસિરી. | ૩ ધારણી. |
| ૪ ધનસાર. | ૪ કમલા. | ૪ ધારૂકન્યા. |
| ૫ ધનેસર. | ૫ કનકાવલી. | ૫ લક્ષ્મીવતી. |
| ૬ ધનગોપ. | ૬ કુસુમસિરા. | ૬ લીલાવતી. |
| ૭ ધનમિત્ર. | ૭ કનકાદેવા. | ૭ લાછીબાઇ. |
| ૮ ધનચંદ્ર. | ૮ કોડિમદેવા. | ૯ લીલાઇ. |

જી૦ ॥ ગુણમણિ માણિક ભૂમિ, કુમર રોહણગિરિ સારિખો જીરેજી ॥
જી૦ ॥ વિબુધેં અલંકૃત સાર, ઇંદ્ર પરેં જનેં પારખ્યો જીરેજી ॥ ૧૨ ॥
જી૦ ॥ સુમનસ નંદન વાણિ, કંચનગિરિ જાણે વડો જીરેજી ॥ જી૦
॥ ગંભિરમ ગુણે જલનિધિ, અધરીકૃત રહ્યો તે જડો જીરેજી ॥ ૧૩ ॥
જી૦ ॥ એણીપરેં ગુણની શ્રેણિ, આવી વશ થિર જાણીનેં જીરેજી ॥
જી૦ ॥ દાનાદિક બહુ પુણ્ય, કરતો નિજકુલ જાણીનેં જીરેજી ॥ ૧૪ ॥
જી૦ ॥ ઇત્યાદિક ગુણ કોડી, જોડ ન કોઇ એ સમી જીરેજી ॥ જી૦
॥ કહેતાં નાવે પાર, જો મતિ હોયે સુરગુરૂ સમી ॥ જી૦ ॥ ૧૫ ॥
જી૦ ॥ એક દિન હવે ગુણચંદ્ર, સાથેં જાયે પુર બાહિરેં જીરેજી ॥
જી૦ ॥ ક્રીડા કાજ કુમાર, ઊદ્યાનેંથી ચઢી વારણેં જીરેજી ॥ ૧૬ ॥
જી૦ ॥ સરોવર કેરે તીર, પટ આવાસમાં ઊતરચા જીરેજી ॥ જી૦
॥ તુરંગ વિચિત્રની જાતિ, જાણે રવિ રથથી વિખરચા જીરેજી ॥ ૧૭ ॥
જી૦ ॥ દેખી તે અશ્વ વૃંદ, શ્રીચંદ્ર ગુણચંદ્ર પ્રત્યેં કહે જીરેજી ॥
જી૦ ॥ પૂછ તું એહનું મૂલ્ય, એ કેહવા કેહવું લહે જીરેજી ॥ ૧૮ ॥
જી૦ ॥ તિહાં એક પુરૂષ છે વૃદ્ધ, પૂછચો તવ એહવું ભણે જીરેજી
॥ જી૦ ॥ વેચ્યા તુરંગ અનેક, તેહની સંખ્યા કોણ ગણે જીરેજી ॥
૧૯ ॥ જી૦ ॥ પણ હમણાં છે શોલ, અશ્વ તે ઊત્તમ જાતિના જીરે
જી ॥ જી૦ ॥ તે જોવાનેં કુમાર, આવે મિત્ર સંઘાતિના જીરેજી ॥
૨૦ ॥ જી૦ ॥ મિત્ર કહે કહો સ્વામિ, કોણ કોણ ઊત્તમ એહમાં જી
રેજી ॥ જી૦ ॥ તિહાં લક્ષણેં પ્રધાન, આખે કુમર છે જેહમાં ॥ જીરે
જી ॥ ૨૧ ॥ જી૦ ॥ ગંગાજલની જાતિ. ઊજ્જ્વલ ચરણ મુખેં કરી
જીરેજી ॥ જી૦ ॥ તાર્ક્ષ્ય નામ એ જાતિ, અષ્ટ મંગલ રેખેં કરી જી
રેજી ॥ ૨૨ ॥ જી૦ ॥ રક્ત વરણ કીયાહ, વલી ખુગાહ છે સામલો
જીરેજી ॥ જી૦ ॥ ચિત્ર વરણ હારાહ, ધૃત પ્રભ સરાહ એ નિર્મલો
જીરેજી ॥ ૨૩ ॥ જી૦ ॥ કૃષ્ણ વરણ કાંઇ શ્વેત, એ ઊરાહ હય જા
ણીયેં જીરેજી ॥ જી૦ ॥ કૃષ્ણ જાનુ કાંઇ પીત, રોકનાહ મન આણી
યેં જીરેજી ॥ ૨૪ ॥ જી૦ ॥ એ નીલક હય જાતિ, હરિક હોલક સિત પિં
ગલા જીરેજી ॥ જી૦ ॥ એ પંચભદ્રની જાતિ, દોય અછે ગતિ આગલા
જીરેજી ॥ ૨૫ ॥ જી૦ ॥ હૃદય પૃષ્ટ મુખ પાસ, પુષ્પિત શુભ લક્ષ
ણેં લિખ્યા જીરેજી ॥ જી૦ ॥ પંચમ ગતિયેં પ્રધાન, એ દોય ઊત્તમ

પારિખ્યા જીરેજી ॥ ૨૬ ॥ જી૦ ॥ લાખ સુવર્ણને મૂલ, એ પણ લેવા દોહિલા જીરેજી ॥ જી૦ ॥ ધોરિત વલ્ગિત પ્લુત્ય, એહવી ગતિના સોહિલા જી રેજી ॥ ૨૭ ॥ જી૦ ॥ એહવે નૃપ વર્ગીય, રાજકુમર આવ્યા તિસેં જી રેજી ॥ જી૦ ॥ જોઇ જોઈ પ્રૌઢ શરીર, ઇચ્છાયેં લીધા જિસેં જીરેજી ॥ ૨૮ ॥ જી૦ ॥ પોણે તથા અર્ધ લાખ, દેઈ મૂલ્ય લેઇ ગયા જીરેજી ॥ જી૦ ॥ મોઘા અને અતિ ઊચ્ચ, નહીં તુરગ ત્રણ તિહાં રહ્યા જીરેજી ॥ ૨૯ ॥ જી૦ ॥ વાયુવેગ મહાવેગ, તુરગ દો પંચભદ્ર જાતિના જીરેજી ॥ જી૦ ॥ વેગવંત રથ યોગ્ય, લક્ષણ જોઇ ભાતિનાં જીરેજી ॥ ૩૦ ॥ જી૦ ॥ હૃદયેં વિચારી તામ, કુમર તે હય દોય સંગ્રહે જીરેજી ॥ જી૦ ॥ લાખ દોય સુવર્ણ, મૂલ્ય દેઇને તેહ નિરવહે જીરેજી ॥ ૩૧ ॥ જી૦ ॥ આવે નિજઘર જામ, તેહવે કુણહિકે શેઠને જીરેજી ॥ જી૦ ॥ જાઇ કહે સવિ વાત, આગલથી લહી ઠેઠને જીરેજી ॥ ૩૨ ॥ જી૦ ॥ અછે ત્રિવિધ સંસાર, મિત્ર શત્રુ ઊદાસીનતા જીરેજી ॥ જી૦ ॥ કહે તુમચો એ પુત્ર, જૂઓ ડાપણની પીનતા જીરેજી ॥ ૩૩ ॥ જી૦ ॥ રાજ કુમરેં જે લીધ, અશ્વ તે લઘુમૂલ્ય પ્રૌઢ તનુ જીરેજી ॥ જી૦ ॥ આ માહામૂલ્ય લઘુ અંગ, અશ્વ લીધા તુમ સુત મનું જીરેજી ॥ ૩૪ ॥ જી૦ ॥ જેહ જનકની આણ, ન કરે તે સુત નહી ભલો જીરેજી ॥ જી૦ ॥ કીધો એમ પોકાર, કોણહીક નરેં ધરી આમલો જીરેજી ॥ ૩૫ ॥ જી૦ ॥ શેઠ સુણી કહે એમ, રે ગાઢે સ્વરેં શું લવે જીરેજી ॥ જી૦ ॥ ધન મુજ ઘરેં સવિ જેહ, તે એહનાં ભાગ્ય વશેં હવે જીરેજી ॥ ૩૬ ॥ જી૦ ॥ એહના પુણ્ય પસાય, ધન ઓછું ન હોયે કદે જીરેજી ॥ જી૦ ॥ દૂર્વાકૂપનું નીર, વાધે કાઢ્યું જેમ નદે જીરેજી ॥ ૩૭ ॥ જી૦ ॥ જ્ઞાનવિમલ સૂરિ એમ, ભાંખે રાખે જે પ્રીતડી જીરેજી ॥ જી૦ ॥ ખલવચ સુણી મન ભંગ, ન કરે તેહની ધન ઘડી જીરેજી ॥ ૩૮ ॥ જી૦ ॥ સર્વગાથા ॥ ૮૦૭ ॥

॥ દોહા ॥

॥ એહવે કુમર ઘેર આવિયો, પ્રણમી તાતના પાય ॥ કહે મેં વાજી યુગ ગ્રહ્યા, લક્ષ દ્રવ્ય ઠહરાય ॥ ૧ ॥ ભલું કરયું મુખ એમ કહી, આપ્યું ધન નિજ હાથ ॥ પુત્ર ઊત્સંગેં આરોપિયો, જેમ મુકુટેં રત્નની જાત ॥ ૨ ॥ પિતા આદેશથકી તિહાં, ગારૂડ રત્નવિચિત્ર ॥ સુવેગ નામેં રથ કારવ્યો, જોતાં નયન પવિત્ર ॥ ૩ ॥ નૃપ સારથિ

ના વંશનો, એક કુમર સુકુમાલ ॥ નામ ધનંજય સારથી, ઊદ્યમવંત દ યાલ ॥ ૪ ॥ સ્નેહો સ્વામિદિલેં ચલે, ગંભીરમ ગુણયુકત ॥ વિનયી ભકિત અતિ ઘણો, પ્રાપ્ત પરીક્ષ જે ઊકત ॥ ૫ ॥ શુભ મુહૂર્ત્ત જોઇ કરી, લેઇ પિતાં આદેશ ॥ મિત્ર સહિત તે સારથી, રથનો કીધ નિવેશ ॥ ૬ ॥ બુચકારી દોય અશ્વનેં, કર ફરસી સુકુમાલ ॥ સૂક્ષ્મબુદ્ધિ સુશિક્ષિતનેં, બાંધે ઘૂઘર માલ ॥ ૭ ॥ વસ્તુ નવિન અદ્ભુત ગુણેં, દીઠે મન સુપ્રસન્ન ॥ થાયે તેમ વલી તેહનાં, કરવા બહુત યતન્ન ॥ ૮ ॥ મનમાં ચિંતે એહવું, જોઇજે રથ વેગ ॥ ઘોડા દોડચા વન ભણી, પ્રાયેં જન ઊદ્વેગ ॥ ૯ ॥

॥ ઢાલ વીશમી ॥ ચોગીસર ચેલાની દેશી ॥

॥ કુમર મિત્રનેં સારથી રે, બેડા રથ કરી સજ્જ રે ॥ અલબેલા વારૂ ॥ અશ્વ પરીક્ષા કારણેં હો લાલ ॥ માનું ત્રિવર્ગ એ આફણી રે, ધર્મ અરથ કામ સજ્જ રે ॥ અ૦ ॥ જનક તણી આણા લહી હો લાલ ॥ ૧ ॥ નિજ નગરીથી નીસરચા રે, કોઈ દિશિ ધરી મનમાંહે રે ॥ અ૦ ॥ કૌતુકને જોવા ભણી હો લાલ ॥ અર્દ્ધ પ્રહરમાંહે ગયા રે, પંચદશ ચોજન બાહિ રે ॥ અ૦ ॥ ફરી આવ્યા પાછા ઘરેં હો લાલ ॥ ૨ ॥ એમ સઘલી દિશિને વિષે રે, મન ઇચ્છાયેં જાય રે ॥ અ૦ ॥ સારથિ રથ હય સાનિધેં હો લાલ ॥ નિશિદિન એમ ફિરતા રહે રે, જોતાં ક્રીડા ઠાય રે ॥ અ૦ ॥ નયન કરાવે પારણાં હો લાલ ॥ ૩ ॥ કદહીક કદહી પૂછે પિતા રે, વેલાતિક્રમ હેત રે ॥ અ૦ ॥ કલ્પીને ઊત્તર દીયે હો લાલ ॥ બાહેર ભીતર જોયતાં રે, વાડી વન ઊદ્યાન રે ॥ અ૦ ॥ નિશિ દિન ઇચ્છાયેં ફિરે હો લાલ ॥ ૪ ॥ તુમ પાખે જમવું નહીં રે, તાત કહે એમ વાણી રે ॥ અ૦ ॥ કરો ક્રીડા મન માનતે હો લાલ ॥ કુમર કહે સુણો તાતજી રે, એ યુગતિ છે વાત રે ॥ અ૦ ॥ શીઘ્ર રમીનેં આવશું હો લાલ ॥ ૫ ॥ પણ મુજ ઇચ્છા વાધતે રે, નહી રહે મનહ સમાધિ રે ॥ અ૦ ॥ તુમ આણા માહારે હોજો હો લાલ ॥ શેઠ કહે હવે તાહરે રે, મન સમાધિ હોયે જેમ રે ॥ અ૦ ॥ તેમ લીલા વિલસો સદા હો લાલ ॥ ૬ ॥ રથ બેસી હવે એકદા રે, ત્રિકૂટ પર્વતેં જાય રે ॥ અ૦ ॥ તિહાં ભૈરવ ચોગી અછે હો લાલ॥ પદ્માસનેં બેઠો તિહાં રે, હર્ષ્યો તદ્ગુણ જાણી રે ॥ અ૦ ॥ વત્સ તું લઘુવય દેખીયેં હો લાલ

લ ॥ ૭ ॥ વસ્ત્રાભરણે શોભીયે રે, સોવનરથ હય જોડિ રે ॥ અ૦ ॥ દુષ્ટવિષમ અટવી મહા હો લાલ ॥ કેમ એકાકી આવીયો રે, કહે યોગી સુણ બાલ રે ॥ અ૦ ॥ કહે કૌતુકને કારણે હો લાલ ॥ ૮ ॥ તુમ સરિખાના પ્રભાવથી રે, ભય ન હોયે કોઈ ઠામ રે ॥ અ૦ ॥ સાહસિક જાણી કરી હો લાલ ॥ કહે ભૈરવ શ્રીચંદ્રને રે, કર મુજ વિદ્યા સહાય રે ॥ અ૦ ॥ શાસ્ત્ર પ્રમાંણે વિધિ સાધશું હો લાલ ॥ ૯ ॥ આજ મધ્ય રયણી સમે રે, ઊત્તર સાધક થાય રે ॥ અ૦ ॥ કુમરે વયણ તે ઊકરયું હો લાલ ॥ એકલો તે પાસે રહી રે, વિધિશું કરે આહૂતિ રે ॥ અ૦ ॥ કહે યોગી હવે તેહને હો લાલ ॥ ૧૦ ॥ રે બાલક ઇહાં આવશે રે, અનેક વીર વૈતાલ રે ॥ અ૦ ॥ વિશ્વ સવું નવિ કેહથી હો લાલ ॥ ધૈર્ય ધરી કહે સાંભલો રે, નહી ઇહાં કોઈ પરવાહ રે ॥ અ૦ ॥ જેમ જાણો તેમ સાધજો હો લાલ ॥ ૧૧ ॥ યોગી કહે મેં પરખીયો રે, સાહસિક શિરદાર રે ॥ અ૦ ॥ હું તૂઠે તુજ સત્ત્વથી હો લાલ ॥ ક્ષુદ્રજીવ અંધકારણી રે, લિયે તું મૂલિક ॥ એહ રે ॥ અ૦ ॥ દુશમન જોરો નવિ ચલે હો લાલ ॥ ૧૨ ॥ મહા પ્રસાદ કરીને લીયે રે, શ્રીચંદ્ર મૂલિકા તેહ રે ॥ અ૦ ॥ પાય નમી યોગી તણા હો લાલ ॥ આજ્ઞા પામી તેહની રે, આવે નિજપુર કાજ રે ॥ અ૦ ॥ મનમાંહે હરખ્યો ઘણું હો લાલ ॥ ૧૩ ॥ ઠામ ઠામ ક્રીડા કરે રે, કુમર ભમર પરેં નિત્ય રે ॥ અ૦ ॥ એમ સુખમહે દિન જોગવે હો લાલ ॥ કિહાં વિદ્યા કિહાં ઔષધિ રે, કિહાં વિષહર મણિ જોગ રે ॥ અ૦ ॥ પામે પુણ્ય પ્રસાદથી હો લાલ ॥ ૧૪ ॥ નવ નવિ વસ્તુ પ્રશસ્તના રે, આવી મલે સમુદાય રે ॥ અ૦ ॥ મિત્ર રથીના યોગથી હો લાલ ॥ પુણ્યે સઘલી સંપદા રે, પુણ્યે વંછિત ભોગ રે ॥ અ૦ ॥ પુણ્યે અણચિંતિત ફલે હો લાલ ॥ ૧૫ ॥ એ શ્રીચંદ્રચરિત્રનો રે, એમ પહેલો અધિકાર રે ॥ અ૦ ॥ જ્ઞાનવિમલ સૂરે ભાંખીયો હો લાલ ॥ આનંદ મંદિર એહનું રે, નામ છે રાસનું એહ રે ॥ અ૦ ॥ ભણતાં સવિ મંગલ હુવે હો લાલ ॥ ૧૬ ॥ સર્વગાથા ॥ ૮૩૨ ॥

ઇતિશ્રીશ્રીચંદ્ર કેવલિ ચરિત્રાધિકારે ઢાલબંધ આનંદમંદિરનામ્નિ રાસબંધે, ૧ શ્રીપાર્શ્વનાથપ્રણામ, ૨ શ્રીગૌતમસ્વામિગણધર વિશાલા નગરીપાઊધારણ, ૩ શ્રીચેટકમહારાજવંદનાગમન, ૪ શ્રીદેશનાકથન ત

પોમહાત્મ્યે શ્રીશ્રીચંદ્રકેવલીકથાકથન, ૫ કુશસ્થલિનગરવર્ણન, ૬ વ્યવહારીઆગમન, ૭ દીપશિખાનગરીવર્ણનશ્રવણ, ૮ શ્રીપ્રતાપસિંહનૃપસ્ય તત્ર ગમન, ૯ ચત્વાર વિશિષ્ટ પુરૂષમિલન, ૧૦ સૂર્યવતીપાણિગ્રહણ, ૧૧ શૂરપલ્લીજીતંણ, ૧૨ તત્રસૂર્યપુરનગરવાસ્તવન, ૧૩ ચાર વિશિષ્ટ પુરૂષપરીક્ષાપ્રાપણ, ૧૪ પશ્ચાન્નગરં પ્રતિચલનં, ૧૫ ધરણગણકસમાગમન, ૧૬ જયાદિકુમરનિમિત્તપ્રચ્છન, ૧૭ ધરણગણકસ્વવક્તવ્યતાકથન, સિધ્ધાચલગમન, ૧૮ તદનંતરં સૂર્યવતીસ્વમદર્શન, ૧૯ શ્રીપ્રતાપસિંહનૃપસ્ય મલ્લમહામલ્લદેશનિગ્રહણ, ૨૦ જયાદિ કપટરચનાકરણ, ૨૧ સૂર્યવતીગર્ભરક્ષણ, ૨૨ ગોત્રદેવીવચનકથન, ૨૩ લક્ષ્મી દત્તશ્રેષ્ઠિગૃહે પુત્રપ્રાપણ, ૨૪ જન્મમહોત્સવનામાદિકરણ, ૨૫ સારિકાઅષ્ટાન્હિક મહોત્સવે નિદાનકરણ, ૨૬ રાજ્ઞઆગમન, ૨૭ કણકોટપુરદેયણ, ૨૮ કલાપઠન, ૨૯ અષ્ટકન્યાપાણિગ્રહણ, ૩૦ હયમૂલ્યગ્રહણ, ૩૧ રથયુંજન, ૩૨ વિવિધક્રીડાકરણ, ૩૩ અનેક વિશિષ્ટવસ્તુલાભપ્રાપણ, ઇત્યાદિ કથાકથન સુખસમયઅનુભવન સ્વરૂપમય પ્રથમોધિકારઃ સમાપ્તઃ ॥ ૧ ॥

---

॥ અથ ॥

॥ શ્રીદ્વિતીય અધિકારઃ પ્રારભ્યતે ॥

॥ દોહા ॥

॥ જય જય તું જગદીશ્વરી, જગદંબા જગમાય ॥ શ્રીજિનમુખકજ વાસિની, શારદ માત કહાય ॥ ૧ ॥ તું ત્રિપદી ત્રિપુરા તથા, તું ત્રિરૂપમય દેવી ॥ શકિત સરૂપેં ખેલતી, નવનવ રૂપ લહેવિ ॥ ૨ ॥ જે ત્રિભુવનમાંહે ત્રિહું પદે, તે સવિ તુમ્હ આકાર ॥ નિત્ય અનિત્યને ઉભય વલી, નિત્યાનિત્ય વિચાર॥ ૩॥ આદિ શકિત તું અભિનવી, તું ત્રિકાલ સ્થિરભાવ॥ તે પ્રણમીને સરસતિ, અક્ષર જ્ઞાન પ્રભાવ ॥ ૪॥ હવે શ્રીચંદ્ર તણો કહું, બીજોજે અધિકાર॥ સાંભલતાં સુખ ઊપજે, વારૂ છે વિસ્તાર ॥ ૫ ॥ નિજાવાસમાં અન્યદા, બેઠા મિત્ર કુમાર॥ ગોખેં જોષ ધરી જોવે, દોલાખેલન સાર ॥ ૬ ॥ અતિ મોહોટે આડંબરેં, તૂરને નાદ વિચિત્ર ॥ હય ગય રથ પાયક બહુ, પરવરિયા નૃપ પુત્ર ॥ ૭ ॥ જયાદિક ચારે કુમર, દેખી પૂછે જામ ॥ એ કોણ આડંબર કિશ્યો, જાયે છે કિણ ઠામ ॥ ૮ ॥ તવ ગુણચંદ્ર કહે ઇશ્યું, જાણી સઘલી વાત ॥ સ્વામિન એ કૌતુક તણું, નિસુણો પ્રભુ અવદાત ॥ ૯ ॥

॥ ઢાલ પહેલી ॥ રામચંદકે બાગ, ચાંપો મોરી રહ્યો રી ॥ એ દેશી ॥

॥ દક્ષિણદિશિનેં ભાલ, લલિત લલામ સમૂં રી ॥ તિલકપુર છે નયર, વૈર વિરોધ વમ્યુંરી ॥ ૧ ॥ શ્રીતિલકાભિધ રાય, પાયક કોડી ગમેરી ॥ રતિકારક રતિ નામ, ઘરણી ઘરણી ગુણેરી ॥ ૨ ॥ તિલક મંજરી નામ, તનયા તાસ અછે રી ॥ પામી યૌવન ભાવ, સંપ્રતિ દેહ રૂચેરી ॥ ૩ ॥ વિશ્વસી સમુદાય, રૂચિર લલામ જિસીરી ॥ રંભા, મેના જાણી, ઊર્વશી સર્વ હસીરી ॥ ૪ ॥ એક દિન તેણેં સહુ સાખ, કીધો પણ એહવોરી ॥ રાધાવેધનો જાણ, સાધક વર કરવોરી ॥ ૫ ॥ અવરનેં આવે દાય, રાય પ્રતિજ્ઞા સુણીરી ॥ પુત્રી પ્રેમ નિમિત્ત, આણી હર્ષ ઘણોરી ॥ ૬ ॥ સ્વયંવર મંડપ તુંગ, માંડે નગરીપતિ રી ॥ કંકોતરી સવિ ઠામ, મેહલેં કરિ વીનતિરી ॥ ૭ ॥ આવ્યા બહુ રાજાન, માનવવૃંદ મલ્યારી ॥ કૌતુક જોવા હેત, જાયે ન કેણેં કલ્યારી ॥ ૮ ॥ એ જયાદિ કુમાર, તે પણ તિહાં જાવેરી ॥ ભૂરિ આડંબર સાથ, સાહામા તે આવેરી ॥ ૯ ॥ સુમુહૂર્તનો દિન શુદ્ધ, આજથી સત્તર દિનેં રી ॥ એંશી યોજન છે દૂર, નયર તે નહીય કન્હેરી ॥ ૧૦ ॥ એહવી સઘલી વાત, શ્રીગુણચંદ્ર કહેરી ॥ ઊદ્દેશી શ્રીચંદ્ર, મિત્ર પવિત્ર લહે રી ॥ ૧૧ ॥ લક્ષ્મીદત્ત પણ શેઠ, કહે ગુણચંદ્ર પ્રતેંરી ॥ રાધાવેધ વિધાન, દેખેન કોડ છતેરી ॥ ૧૨ ॥ શ્રીચંદ્ર પૂછી જોય, જેમ મન હોંશ હુવેરી ॥ તેમ ઇચ્છા પુરેવિ, એહવું વચન લહેરી ॥ ૧૩ ॥ તેહ જણાવ્યું સર્વ, કુમરનેં કર્ણ ધરીરી ॥ સત્વવંત મતિવંત, પિતુ આદેશ કરે રી ॥ ૧૪ ॥ દિવસ ગયા જબ શોલ, કુંકુમરોલ જિસ્યોરી ॥ સંધ્યા સમયેં તામ, સારથિ મિત્ર વસ્યોરી ॥ ૧૫ ॥ રથ બેસી ચિત્ત ધારી, પુરતે સંમુખ ભણીરી ॥ ન લહે કોઇ તસ ભેદ, વેદનેં જેમ ગુણીરી ॥ ૧૬ ॥ પૂછું ન કાંઇ કુટુંબ, ઊલ્લંઘે પુહવી ઘણીરી ॥ ગિરિ વન સર પુર નયર, તરૂવરરાજ નદીરી ॥ ૧૭ ॥ પૂર્વદિશેં જેમ સૂર, આવી ઉદય કરે રી ॥ તેમ પ્રભાતેં શ્રીચંદ્ર, નયર તે નજરેં ધરે રી ॥ ૧૮ ॥ મૂકી રથ ઊદ્યાન, મિત્રનેં સાથ લેઇરી ॥ મડંપ રાધાવેધ, કરચો છે બેઠો તિહાંરી ॥ ૧૯ ॥ નૃપસંકુલ તે ઠામ, મંચોન્મંચ ધરચારી ॥ ખલક મુલક સવિલોક, થોકેં થોક ભરચારી ॥ ૨૦ ॥ થંભ છે એક ઊત્તંગ, ઊપર ચક્ર ફરેરી ॥ અવલાં સવલાં આઠ, પૂતલી

એક ધરેરી ॥ ૨૧ ॥ તેહનું રાધા નામ, વેધે તે વામ દૃગેંરી ॥ જોવું તસ પ્રતિબિંબ, તેલનાં કુંડ વગેંરી ॥ ૨૨ ॥ ઊર્ધ્વમુષ્ટિ અધોદૃષ્ટિ, ધનુષમાં તીર ધરેરી ॥ ચક્રમધ્ય થઇ તીર, વેધેં સત્વ કરે રી ॥ ૨૩ ॥ જે ભાગ્યાધિક હોય, તે કન્યા કીર્તિ વરે રી ॥ સંપ્રતિ સમયેં તેહ, ત્રિભુવન માંહે શિરે રી ॥ ૨૪ ॥ વાજે તૂરનેં નાદ, સાદ ન કોઈ સુણે રી ॥ વેત્રિણી રાજવંશ, ભાંખે જેહ મુણે રી ॥ ૨૫ ॥ તિલકમંજરી સ્ત્રીરત્ન, આવે જોણુ સમે રી ॥ સ્વયંવર મંડપમાંહે, નૃપ મન સર્વે રમે રી ॥ ॥ ૨૬ ॥ વરમાલા લેઇ હાથ, દક્ષિણ પાસ રહી રી ॥ નિરખે નૃપના ભૃત્ય, ચિત્તની વૃત્તિ લહી રી ॥ ૨૭ ॥ શ્રીષેણનેં હરિષેણ, પ્રમુંખ ભૂપાલ મલ્યા રી ॥ ઇચ્છા સવિનેં એક, તિણથી કોઈ ન ટલ્યા રી ॥ ૨૮ ॥ ધનુર્વિદ્યા અભ્યાસ, કરતા દેખી લહ્યા રી ॥ કન્યાયેં સવિ તેહ, દેઊલ વાદ્ય કહયા રી ॥ ૨૯ ॥ દેખાડી બહુ પ્રાણ, નાખે બાણ ઘણા રી ॥ હાસ્યરસેં મંડાણ, તેહની ન રહી મણા રી ॥ ૩૦ ॥ કેઈ વાયે કરતાલ, ભાલેં અંગુલી દીયે રી ॥ કોઈ ન સાધે વેધ, જે કીર્ત્તિ કન્યા લીયે રી ॥ ૩૧ ॥ લજ્જાલજ્જિત ગાત્ર, પાત્ર ન ગુણનો કહે રી ॥ જયાદિક સુકુમાર, નિજમદ દૂરેં વહે રી ॥ ૩૨ ॥ કામપાલ વામાંગ, શુભગાંગ ભૂમિપતિરી ॥ શ્રીમલ્લનેં વરચંદ્ર, ધન્વી કીર્ત્તિ હતી રી ॥ ૩૩ ॥ એક ચક્રનો વેધ, નરવર્મ ભૂપ કરે રી ॥ એહવે ભાંગ્યું બાણ, વિલખું વદન ધરે રી ॥ ૩૪ ॥ દુષ્કર કાર્ય એ દેખી, દક્ષ તે બેશી રહ્યા રી ॥ જ્ઞાનવિમલ મતિવંત, તે ઊત્સુક ન કહ્યા રી ॥ ૩૫ ॥ ૪૪ ॥

॥ દોહા ॥

॥ એમ દેખી સવિ ભૂપનાં, વિક્રમ શરદ ધનગાજ ॥ બહુ બોલા પણ એ નહીં, બહુ મોલા સવિરાજ ॥ ૧ ॥ શ્રીતિલક રાજા તિહાં, તિલકમંજરી તાય ॥ સવિ પરિજન ચિંતાતુરા, તેમ કન્યા ઊવજ્જાય ॥ ૨ ॥ હવે શું નીપજશે ઇહાં, મૂઢ સચિવનાં વૃંદ ॥ એમ દેખીનેં બોલીયો, ભટ્ટરાજ એક મુકુંદ ॥ ૩ ॥ ધન્વી માન ધરે જિકો, તે સુણજો રાજાન ॥ જે હોયે તે થાજો પ્રગટ, સાધેજો સાવધાન ॥ ૪ ॥ એમ સુણી ગુણચંદ્ર સખ, કહે શ્રીચંદ્રનેં એમ ॥ આ અવસર નીકો અછે, રાધા વેધેં જેમ ॥ ૫ ॥ અવસર લેઇનેં ચૂકીયેં, તો શી નિપુણતા તાસ ॥ જે અવસર ભૂલે નહી, તેહના કિર્તિ વિલાસ ॥ ૬ ॥ સ્વામી તુમેં સુપરિચિત કરચો, એ વિદ્યા અભ્યાસ ॥

કૃપા કરી તે અમ ભણી, દેખાવો સુવિલાસ ॥ ૭ ॥ ભરિયા તે છલકે નહી, જેહ ઊંડાને અગાધ ॥ તે નર તો વિરલા અછે, પુહવી મંડલ લાધ ॥ ૮ ॥ મિત્રે પ્રેરચો બહુ પરેં, તવ શ્રીચંદ્રકુમાર ॥ સાર પોતાનું ફોરવે, કહીયેં તે અધિકાર ॥ ૯ ॥ સર્વગાથા ॥ ૫૩ ॥

॥ ઢાલ બીજી ॥ ફાગ ધમાલની દેશી ॥

॥ સકલકલાનિધિ શ્રીચંદ્ર કુંઅર, આવે થંભ સમીપ ॥ શુદ્ધભૂમિકા નજર ધરીનેં, હરષેં પુલ્લિત જેમ નીપ ॥ ૧ ॥ સોભાગી સજ્જન સાંભલો હો ॥ અહો મેરે પ્યારે, સુંદર સહજ સુકુમાલ ॥ સો૦ ॥ એ આંકણી ॥ સજ્જ થઇનેં નમી નિજ ગુરૂનેં, ભૂમિ ધનુષનેં તીર ॥ ગુણે જોડીનેં કરે ટંકારવ, ગાજે જેમ જલનિધિ નીર ॥ સો૦ ॥ ૨ ॥ શાસ્ત્ર રીતેં વિધિ સમ્યક કીધો, લીધી પ્રતિજ્ઞા ચિત્ત ॥ લઘુ કલશું રાધાવેધ સાધે, વાધે તવ ભૂપતિ ચિત્ત ॥ સો૦ ॥ ૩ ॥ જય જય શબ્દ અબ્ધિ પરેં ઊલ્લસ્યા, વિકસ્યું કન્યા મન્ન ॥ ધન્યપણું ભાવી વરમાલા, કંઠેં ઠવે કરી અન્ન ॥ સો૦ ॥ ૪ ॥ અહો ભાગ્ય બલ રૂપનેં વિદ્યા, આહો અહો ધનુર્વિજ્ઞાન ॥ કોણ એ કેહનો સુત સુકુલીણો, બોલીયા તિહાં રાજાન ॥ સો૦ ॥ ૫ ॥ તિહાં સંમર્દ જનનો બહુ હૂંતે, અવસર પંમી તેહ ॥ મિત્ર કુમર જનમધ્ય થઇનેં, નીસરી ગયા વનછેહ ॥ સો૦ ॥ ૬ ॥ મિત્ર કહે સ્વામી થિર થાઓ, પૂરો મનોરથ સર્વ ॥ નિજકુલ હર્ષ કરો કન્યા ગ્રહ, મર્દો ગર્વિતજન ગર્વ ॥ સો૦ ॥ ૭ ॥ કહે શ્રી ચંદ્રમિત્ર પ્રત્યો એહવું, ન ઘટે પરિણન કામ ॥ પિતાદેશ વિણું ઇહાં આવ્યા છું, જાણો છો સવિમામ॥ ૮ ॥ તો ઇહિં વિલંબનો સમય નહીં છે, સત્વર જઇયેં આજ ॥ એમ કહીનેં રથ બેસી ચાલ્યા, નિજપુર આવણ કાજ ॥ સો૦ ॥ ૯ ॥ ઇણિ સમે તિહાં ગાયન લોકેં, ઓલખીયો તે કુમાર ॥ સૂર્ય છાબડે દાબ્યો ન રહે, કુસુમ પરિમલ વિસ્તાર ॥ સો૦ ॥ ૧૦ ॥ શ્રીકુશસ્થલપુરેં લક્ષ્મીદત્તહ, વ્યવહારીનો નંદ ॥ આઠ કન્યાવર ધીર ઊદારહ, નામથી કુમર શ્રીચંદ્ર ॥ સો૦ ॥ ૧૧ ॥ સકલકલા શ્રીગુણધર પાઠક, પાસે શીખી જેણ ॥ નામ સુવેગરથેં બેહુ તુરંગા, પવનપરેં વાયુવેગેણ ॥ સો૦ ॥ ૧૨ ॥ શ્રી પ્રતાપસિંહ ભૂપતિ અર્પ્પિત, કણકોટ પુર તોષેણ ॥ તે શ્રીચંદ્રકુમર એ જાવે, વાલો પાછા જનશ્રેણ ॥ સો૦ ॥ ૧૩ ॥ યદુક્તં ચરિત્રે ॥ વિબુહગુણધર પાસઇ, સયલકલા જેણ સિખ્ખિયા વિઊલા ॥ ઇપ્ભસૂયા

ણુકુન્હં,' રમણો સો જયઉ સિરિચંદો ॥ ૧ ॥ જસ્સ સુવેગ રહિલ્લા, અસ્સુલ્લણુ પવણવેય મહવેયા ॥ નિવતોસદિણ્ કણકોટ, દેસપહુએ સિરિચં દો ॥ ૨॥ પૂર્વઢાલ ॥ હવે શ્રીતિલકનૃપતિ કહે સહુનેં, લ્યાવો એહ કુમાર ॥ તે સુણી ગજરથ હય સેનાયેં, જાયેં જેમ પુઠથી વાર ॥ સો૦ ॥ ૧૪ ॥ વાયુવેગ પરેં ચાલ્યા જાવે, નમિલે પાછલ કોઇ ॥ ચમત્કાર પામ્યા નૃપ બોલે, અહો અહો સાત્વિક જોઈ॥ સો૦ ॥ ૧૫ ॥ દુષ્કર કીધું દુષ્કર છાંડયું, કહ્યું કાંઇ ન જાય ॥ પાછલ ગયા તે પાછા આવ્યા, વિનવે તિલક નૃપ તાય ॥ સો૦ ॥ ૧૬ ॥ ઇમ નિસુણી રાજા દુઃખ પામ્યો, કન્યા પણ મુરછાય ॥ કરે વિલાપ શીતલ ઊપચારેં, હા તાત હા ભ્રાત માયસો૦ ॥ ૧૭ ॥ રાધાવેધનેં મુજ હૃદયનો, વેધ કરણ ગુણગેહ ॥ પતિ મુજનેં જો મૂકી જાવે, તો મુજ અનલમાં દેહ ॥ સો૦ ॥ ૧૮ ॥ એમ વિલાપ કરતી તે કન્યા, દેખીનેં કહે તામ ॥ જયાદિક સવિ કુમર તિહાં કિણ, પોહોતો અમ નયરિ નિજ ધામ ॥ સો૦ ॥ ૧૯ ॥ અમ્હ પિતાયેં કણકોટ નગરનું, દીધું છે સર્વસ્વ ॥ વસ્ત્રાદિકની યોગ્યતા હેતેં, લક્ષ્મીદત્તનો સુત અથ્થ ॥ સો૦ ॥ ૨૦ ॥ કન્યા શીઘ્ર તિહાં મોકલીયેં, બલીયો જોડેં સાથ ॥ તે નિસુણી રાજાદિક હરષ્યા, પડતાનેં દીયે જેમ હાથ ॥ સો૦ ॥ ૨૧ ॥ હયગયરથનેં વસ્ત્ર વિભૂષણ, મણિમાણિકનેં રત્ન ॥ આપી સવિ રાજા સંતોષ્યા, નિજનિજ પુરેં જાયે યત્ન ॥ સો૦ ॥ ૨૨ ॥ તિલકભૂપ કન્યાનેં ભાખે, પુત્રી મ કર વિલાપ ॥ નયર કુશસ્થલેં તુજ વલ્લભ છે, મેલી ટાલું સંતાપ ॥ સો૦ ॥ ૨૩ ॥ એમ વિચાર કરી મેહલે કન્યા, તેહવે સચિવ કહે સ્વામિ ॥ એક વિચાર સુણો તે દાખું, રાખું નહિ સ્વામીશું વામ ॥ સો૦ ॥ ૨૪॥ મુજ સેવક ગયો જયનેં ઉતારે, તિહાં મલીયા છે મૂઢ ॥ એહ વિચાર કરચો છે તેણેં, મીઠા મુખ હૃદયનાં ગૂઢ ॥ સો૦ ॥ ૨૫ ॥ આપણા ચાકરનો એ ચાકર, તેણેં કરચો રાધાવેધ ॥ લજ્જાવ્યા આપણનેં રાજામાં, અણ પરણે ગયો દુર્મેધ ॥ સો૦ ॥ ૨૬ ॥ ભાગ્ય આપણું જે એહનેં એહવું, ગયો ચિત્તમાં ધાર ॥ તિહાં આવી કન્યા આપણથી, કેમ જાશે નિરધાર ॥ સો૦ ॥ ૨૭ ॥ એહી વિચાર સુણયો તે દાખ્યો, તે ભણી કરીયે વિચાર ॥ કન્યાનેં ઇહાં રાખી તેડવા, મોકલીયેં શીઘ્ર કુમાર ॥ સો૦ ॥ ૨૮ ॥ ધીર નામેં મંત્રી છે મોહોટો, બુદ્ધિબલી સાવધાન ॥ તે મોકલીનેં કુમર તેડાવો, જેમ હોયે સહુ મન માન ॥ સો૦ ॥ ૨૯ ॥ હવે કુમર તુરત નિજ નયરી, આવ્યો બીજે દિન્ન ॥

વિયોગથી બાહેર જોવાને, મોકલ્યા નિજનર ધન્ય ॥ સો૦ ॥ ૩૦ ॥ બીજ ચંદ જેમ કૃશ નિર્મલ તનુ, નિરખી પામે હર્ષ ॥ રથથી ઉતરી પિતા પદ પ્રણમી, પામીયો પરમ ઊત્કર્ષ ॥ સો૦ ॥ ૩૧ ॥ નિજવસ્ત્રાંચલેં સુત તનુ માંજે, ભાંજે વિરહ વિયોગ ॥ વેલાતિક્રમ કારણ પૂછે, કહે પ્રભુ કૌતક યોગ ॥ સો૦ ॥ ૩૨ ॥ સુણી શેઠ સુત વચન રસાલાં, મૌન કરી કહે પુત્ર ॥ સપરિવાર સાથેં ઘર આવ્યો, ભાવ્યો સવિ ઘરતણું સૂત્ર ॥ સો૦ ॥ ૩૩ ॥ જેમ શ્રી ચંદ્ર કહે તેમ ગુણચંદ્ર, દાખે સઘલી વાત ॥ જેમ ધ્વનિ પડછંદે હોયે બમણો, અવર કાંઈ નવિ લહે તાત ॥ સો૦ ॥ ૩૪ ॥ હવે કેતાઈક દિનને અંતરેં, આવે જયાદિ કુમાર ॥ રાધાવેધ સંબંધનો વિસ્તાર, ભાષે નૃપ આગલ સાર ॥ સો૦ ॥ ૩૫ ॥ ચમત્કાર ચિત્ત પામ્યો ભૂપતિ, સાધુ સાધુ કહે વાણ ॥ આપ નગર વાસી શેઠ નંદને, સાધિયો વેધ સુજાણ ॥ સો૦ ॥ ૩૬ ॥ રૂપકાંતિ ગુણ એહનો અધિકો, અદ્ભુત ધનુષ કલાય ॥ જ્ઞાનવિમલગુરૂ એહનો ધન ધન, જે લહયો સુજશ સમુદાય ॥ સો૦ ॥ ૩૭ ॥ સર્વગાથા ॥ ૯૦ ॥

॥ દોહા ॥

॥ કહે રાજા એણે આપણો, કીધો જસ વિસ્તાર ॥ એ કુમરેં એ સાધતે, જય લહ્યા જયાદિ કુમાર ॥ ૧ ॥ તેહ કુમર છે માહરા, એ છે શેઠનો નંદ ॥ માહારે તો બેહુ સારિખા, પામ્યો બહુ આનંદ ॥ ૨ ॥ કુંક ર એ કરતાં થકાં, રાખ્યું માહારૂં નામ ॥ યશ સંયુત દેશદેશમા, સીધા વંછિત કામ ॥ ૩ ॥ કોણ પાસેં ક્યારેં એણે, શીખી કલા અનેક ॥ લઘુ પણ અલઘુ પરાક્રમી, અહો ગંભીર વિવેક ॥ ૪ ॥ મંત્રીરાજ વલી વીનવે, સુણો એક અચરિજ વાત ॥ શ્રીચંદ્ર કેવારેં તિહાં ગયા, આવ્યા કેવારેં આત ॥ ૫ ॥ દીસેછે નિત્યેં ઇહાં, શેઠ પુત્ર ગુણ સત્ર ॥ મુજ ભાઈ નંદન અછે, તે તસ મિત્ર પવિત્ર ॥ ૬ ॥ એમ સુણી નૃપ અચરિજ ધરી, તેડે તિહાં ગુણચંદ્ર ॥ પુત્ર સહિત લક્ષ્મીદત્તને, સચિવપેં થઈ વિતંદ્ર ॥ ૭ ॥ પૂર્વે પણ શેઠેં સુણ્યો, જનમુખથી સંબંધ ॥ ઊત્સંગેં ધરી પુત્રનેં, પૂછે કરી નિર્બંધ ॥ ૮ ॥ વત્સ બાર પોહોરે ગયો, તિલકપુરેં કરી કાજ ॥ ફિરી આવ્યો તે સવિ કહો, કેમ મલીયા સવિ રાજ ॥ ૯ ॥ લક્ષ્મીવતી પણ માવડી, કહે આવડી વાત ॥ હર્ષ નીરશું સીંચતી, કહે સુત શી તુજ ધાત ॥ ૧૦ ॥ સર્વગાથા ॥ ૧૦૦ ॥

ઢાલ ત્રીજી ॥ પૂત ન કીજેં રે સાધુ વેસાસડો ॥ અથવા અરણિક

મુનિવર ચાલ્યા ગોચરી ॥ એ દેશી ॥

॥ વયણ સુધાનાં સયણ સોહામણાં, ભાષે લાજ ન રાખેજી ॥ જિન ગુરૂ માત પિતા નૃપ આગલે, સંત તે સાચું ભાખેજી ॥ ૧ ॥ પુત્ર કહે સુણો તાતજી માહરા, એ સવિ તુજ પ્રસાદોજી ॥ સરોવર જલજે પથીને ઊપકરે, તે સવિ જલ પ્રસાદોજી ॥ પુ૦ ॥ ૨ ॥ એ આંકણી ॥ પુણ્ય પ્રભાવેંજી રથ તેહવો મલ્યો, સારથી મિત્ર સંયોગજી ॥ અશ્વરતન પણ વેગ વિશેષતા, તેહનો મલિયો યોગજી ॥ પુ૦ ॥ ૩ ॥ એક દિવસમાં શત યોજન જઇ, ફિરી આવે એ શક્તિજી ॥ તે કારણથી ગમનાગમનનું, એહવી મંત્રની શક્તિજી ॥ પુ૦ ॥ ૪ ॥ હર્ષિત હૃદય થઇ માતા પિતા, સુતને એહ વિચારજી ॥ રાધાવેધ એ કિમ તેં સાધિયો, કન્યા પ્રાપ્તિ ઊદારજી ॥ પુત્ર૦ ॥ ૫ ॥ કરગ્રહ મૂકી તરત ઇહાં આવવું, એ સવિ કથા વિસ્તારજી ॥ ગુણચંદ્રે તે સઘલું દાખવ્યું, વિસ્મિત હૃદય મઝારજી ॥ પુ૦ ॥ ૬ ॥ તુમ પૂછયા જાણ્યા વિણું કેમ હોયે, પાણી ગ્રહણ સંબંધજી, ગિરૂઆનેં ગુરૂ આણા બાહિરો, નહોયે કાર્ય પ્રબંધજી ॥ પુ૦ ॥ ૭ ॥ તે કારણથી તુરતજ આવીયા, કોઈ ન લહે તસ અર્થજી ॥ હવે પાછલથી રે નૃપ કન્યા મંત્રી, પ્રમુખ આવેવા સમર્થજી ॥ પુ૦ ॥ ૮ ॥ શેઠ સુણી કહે સુતની શંસના, અહો ગાંભીર્ય નિરીહાજી ॥ ગુરૂજન ભક્તિ અછે અતિ આકરી, ધન ધન એહના દીહાજી ॥ પુ૦ ॥ ૯ ॥ આપ પ્રશંસા રે નિજમુખેં નવી કરે, નહી નૃપ કનીનો લોભજી ॥ મિત્રનો યોગ અછે પણ તેહવો, અહો નિજ શક્તિનો થોભજી ॥ પુ૦ ॥ ૧૦ ॥ શેઠ તણુંઘર ઊત્સવમય થયું, હર્ષતણી સુણી વાતજી ॥ ગીત ગાન દાન માનાદિક ઘણાં, ધનધન માત નેં તાતજી ॥ પુ૦ ॥ ૧૧ ॥ જયજય જીવ ચિરંબહુ નંદજો, દીયે એમ બહુ આશીષજી ॥ મંગલ તોરણ હાથા તૂર્યના, નાદાદિક બહુત જગીશજી ॥ પુ૦ ॥ ૧૨ ॥ એમ ઊત્સવ કરી સહુજન ઘર ગયા, શ્રીચંદ્રપણ નિજગેહજી ॥ કોટ બાહેર જે શ્રીપુર વાસીયો, તિહાં નિવસે સુસનેહજી ॥ પુ૦ ॥ ૧૩ ॥ પૂરવપરેં વલી મિત્ર સાથેં કરી, રથ બેસી સંધ્યાયેંજી ॥ શુભશકુનેં પ્રેર્યો પશ્ચિમ દિશેં, ઊહેસીનેં જાયજી ॥ પુ૦ ॥ ૧૪ ॥ હવે બીજે દિવસેં ઊત્સવ કરે, શેઠ આપણે ગેહેજી ॥ તેહવેં આવ્યા સચિવ નરોત્તમા, કુમર આકારણ નેહેંજી ॥ પુત્ર૦ ॥ ૧૫ ॥ ચામર છત્ર તુરંગ રથ ગજવરા, રાજ તણાં જે ચિન્હજી ॥ નૃપ આદેશેં રે શેઠ તણે ઘરેં, આવ્યા કરવા સંબં

ધજી ॥ પુત્ર૦ ॥ ૧૬ ॥ શેઠ કહો તુમ પુત્ર કિહાંઅછે, દાખો તે અમ ઠામ જી॥ રાજ ચિન્હ શોભાયેં અતિઘણું, શોભાવીજેં ધામજી॥ પુત્ર૦ ॥ ૧૭ ॥ હર્ષિત શેઠ સુત જોવરાવીયો, ગયો ક્રીડણનેં કાજેંજી ॥ મિત્ર સહિત એ પૂર વલી પરેં, આવશે હવે આજેંજી ॥ પુત્ર૦ ॥ ૧૮ ॥ તે મંત્રીસર શેઠ સવે મલી, લેઇ ભેટણ બહુ દ્રવ્યજી ॥ પ્રતાપસિંહ નૃપ પાસેં આવીયા, કહે વૃત્તાંત સુભવ્યજી ॥ પુ૦ ॥ ૧૯ ॥ શેઠેં દાખ્યો રે નિજસુતનો સવિ, વિસ્તરથી અવદાતજી ॥ રાજા હર્ષ્યો ચિત્તમાંહે ઘણું, અહો અહો એહ સુજાતજી ॥ પુત્ર૦ ॥ ૨૦ ॥ રાજા પણ કહે સાંભલ્યું મેં હતું, જનમુખથી એ ઊદંતજી ॥ ભાગ્યબલિ એ કુમરછે તુમતણો, એ મહોટો મતિવંતજી॥ પુત્ર૦ ॥ ૨૧ ॥ ક્રીડા કરીનેં રે ઘરે આવે યદા, મેલવજો મુજ પાસેંજી ॥ મુજ સુતથી પણ અધિકો એહનેં, જાણું છું એહ વિશ્વાસેંજી ॥ પુ૦ ॥ ૨૨ ॥ શેઠેં મૂકી ભેટ તે સંગ્રહી, આપે બહુ સત્કારજી ॥ નૃપનેં પ્રણમી રે સવિ ઘર આવીયા, શેઠ મંત્રી પરિવારજી ॥ પુ૦ ॥ ૨૩ ॥ હવે શ્રીચંદ્રકુમર વનમાં ગયા, મધ્યરયણીની વેલાજી ॥ નિદ્રાલુ તિહાં કોઇક તરૂતલેં, સૂતોછે ધરી લીલાજી ॥ પુ૦ ॥ ૨૪ ॥ રથ સારથીનેં રે મૂકી એકગમા, પાથરી મિત્રનું વસ્ત્રજી ॥ સુખેં સૂતો રે મિત્ર છે જાગતો, પાસેં રાખી શસ્ત્રજી ॥ પુ૦ ॥ ૨૫ ॥ તેણે સમેં તે તરૂ શાખા ઊપરેં, નિવસે શુક યુગ એકજી ॥ કુમર તે જાલો રે નિરખીનેં કહે, શુક પ્રત્યેં શુકી સુવિવેકજી ॥ પુ૦ ॥ ૨૬ ॥ નાથ એ જાણો રે રાજનંદન અછે, ભાગ્ય શિરોમણિ ભાલજી ॥ માતુલિંગ રે બે છે આપણેં, તે દીજેં સુરસાલોજી ॥ પુ૦ ॥ ૨૭ ॥ ગુરૂ ફલ ખાધે રે રાજ્ય લહે ભલું, લઘુથી સચિવપદ હોયજી ॥ પ્રાહુણા ભક્તિ એ આપણે કીજીયેં, એ નિરખો નર દોયજી ॥ પુ૦ ॥ ૨૮ ॥ એમ કહી વેગેં જઇ ફલ આણીયાં, તસ આગલ તે મૂકેજી ॥ સંત ન હોવે રે શૂનેં મન રહયા, અવસરેં શુભ નવિ ચૂકે રે ॥ પુ૦ ॥ ૨૯ ॥ કીર મિથુન ઊડી અન્ય વનેં ગયું, ફલયુગ ગુણચંદ્ર લેવેજી ॥ કુમરનેં આગલેં તે ફલ ઢોઇયાં, લીયે કરમાં સ્વયમેવેજી ॥ પુ૦ ॥ ૩૦ ॥ શુક વ્યતિકર સઘલો તિહાં દાખવ્યો, ફલ ગુણ ભાષ્યો તામજી ॥ હર્ષ ધરીનેં રે મિત્ર પ્રત્યેં કહે, કિહાં તે શુકનું ઠામજી॥ પુ૦ ॥ ૩૧ ॥ તે ફલ લેઇ રે તિહાંથી ચાલીયા, બેસી રથેં પંથે જાયજી ॥ આગલ જાતે રે સર એક આવીયું, તિહાં પ્રહ સમય તે થાયજી ॥ પુ૦ ॥ ૩૨ ॥ પ્રાતઃ સમયની રે સવિ કરણી કરી, પાવન કરી નિજ દેહ

જી ॥ ગુરૂફલ આપે રે વિધિશું ભોગવ્યું, લઘુ ફલ વહેંચી દેયજી ॥ પુ૦ ॥ ૩૩ ॥ તસ પાસેં એક નંદનવન જિસ્યું, વન એક છે અભિરામજી ॥ તે જોવાનેં કુમર તિહાં ગયા, સરસ સચ્છાય સુઠામજી ॥ પુ૦ ॥ ૩૪ ॥ જોતાં જોતાં રે વન શોભા તણી, બહુ બહુભાંતિ વિનોદજી ॥ જ્ઞાન વિમલ ગુરૂ તિહાં કણે નિરખીયા, વાધ્યો મનનો પ્રમોદજી ॥ પુ૦ ॥ ૩૫ ॥ સર્વગાથા ૧૩૫ ॥

॥ દોહા ॥

॥ શાંત દાંત અંતર બહિ, નિર્વિકાર પરિણામ ॥ ક્રિયાવંત સંયમ ગુણેં, ચરણ કરણ અભિરામ ॥ ૧ ॥ દયાવંત ષટ્કાયના, મૈત્રિપવિત્રિત કાય ॥ અપ્રતિબંધ વાયુપરેં, કરે વિહાર અમાય ॥ ૨ ॥ ધ્યાન ધરે ત્રિકરણ પણે, તે દેખી મુનિરાય ॥ પરમ પ્રમોદેં પ્રણમિયા, પૂજ્ય તણા તિહાં પાય ॥ ૩ ॥ તીરથ જંગમ સાધુ છે, તસ દર્શન તે પુણ્ય ॥ મનમાંહે એમ ચિંતવે, આજ થયો હું ધન્ય ॥ ૪ ॥ બેઠો યથોચિત આગલેં, મુનિ નિરખે ધરી નેહ ॥ ભદ્રક ચિત્ત ભકતી ભલી, એક જીવ દોય દેહ ॥ ૫ ॥ ધર્માશીષ પૂર્વક દીયે, અતિ ઉપદેશ રસાલ ॥ દુર્લભ માનવ ભવ લહ્યો, જેમ મરૂમાં સુરસાલ ॥ ૬ ॥ કર્મભૂમિ વલી આર્ય એ, જનપદ જાતિ કુલવંશ ॥ તનુ પટુતા ગુરૂ આર્યની, સામગ્રીના અંશ ॥ ૭ ॥ સાંભલવું આગમ તણું, સદ્દહણા રૂચિ સાર ॥ આદરવું અંગેં કરી, એ દુર્લભ આચાર ॥ ૮ ॥ એ પામીનેં નવિ કરે, આદર જિનવર પંથ ॥ નરભવ એલેં ગમાવીયો, જેમ અજગલેં થણ પલિમંથ ॥ ૯ ॥ એમ જાણીને ભવિજના, ધારો સૂધો ધર્મ ॥ ધર્મ વિના નવિ પામીયેં, શિવગતિ કેરૂં શર્મ ॥ ૧૦ ॥

॥ ઢાલ ચોથી ॥ રાગધોરણી ॥ વૈરાગી થયો ॥ એ દેશી ॥

॥કહે મુનિવર તું યોગ્ય છે રે, ધર્મધુરાનેં કાજ ॥ ધરવાનેં ધોરી સમો રે, પડિવજ સમકેત આજ રે ॥ ૧ ॥ કુમર શિરોમણિ ॥ લક્ષણ લક્ષિત દેહ રે, જેણીપરેં દિન મણિ ॥ દીપે જેમ ગુણગેહ રે, ધર્મ ચિંતામણિ ॥ એ આંકણી ॥ ભૂપ તણો તું પુત્ર છે રે, વલી પામીશ વર રાજ ॥ એ લક્ષણથી જાણીયેં રે, નમશે પદ બહુ રાજ રે ॥ કુ૦ ॥ ૨ ॥ છત્રોન્નત તુજ શિર અછે રે, છત્રપતિ તેણે હેત ॥ ઊન્નતિવંશની શોભતી રે, વૃક્ષ પૃથુલ મતિવંત રે ॥ કુ૦ ॥ ૩ ॥ ધર્મરત્ન પણ તે ધરે રે, જે શુભલક્ષણ ગાત ॥ સર્વથકી ઊપગારીયો રે, સમકેત રત્ન સુજાત રે

॥ કુ૦ ॥ ૪ ॥ અથ દેવવર્ણનં ॥ સર્વભાવ સવિ પરેં લહે રે, જિત રાગાદિક દોષ ॥ ત્રિજગમાં હિતકારિયો રે, તે દેવ કૃત ભવશોષ રે, ॥ કુ૦ ॥ ૫ ॥ વચન યથાસ્થિતનેં વદે રે, કરે પણ તેહ આચાર ॥ એહવા દેવનેં આદરે રે, કરે અવરાં પરિહાર રે ॥ કુ૦ ॥ ૬ ॥ ધ્યાવો એહિજ સેવવો રે, શરણ ત્રાણ ગુણી એહ ॥ મોક્ષ મૂલ કારણ અછે રે, એહવો દેવનો દેવ રે ॥ કુ૦ ॥ ૭ ॥ અથ ગુરૂ વર્ણનં ॥ પંચ મહાવ્રત ધારકો રે, નિરવદ્ય મધુકર વૃત્તિ ॥ લાભ અલાભેં જે સમો રે, નહી હીણી ચિત્તવૃત્તિ રે ॥ કુ૦ ॥ ૮ ॥ નિરાશંસ ધર્મ આદરે રે, ઊપદેશે પણ તેહ ॥ કપટ પટવ લટપટ નહી રે, ગુણમય છે જસ દેહ રે ॥ કુ૦ ॥ ૯ ॥ અથ ધર્મવર્ણનં ॥ નિર્દોષી દેવે કહ્યો રે, નિઃસ્પૃહ ગુરૂ ધરે અંગ ॥ દુર્ગતિ પડતાં જંતુનેં રે, અવલંબન કરે તુંગ રે ॥ કુ૦ ॥ ૧૦ ॥ ક્ષાંત્યાદિક દશ ભેદજે રે, સંયમ સત્તર પ્રકાર ॥ દર્શન જ્ઞાન ચારિત્ર છે રે, તેહિજ ધર્મ આધાર રે ॥ કુ૦ ॥ ૧૧ ॥ ઇતિ સમ્યક્ત્વં ॥ એ સમકિતનાં અંગ છે રે, તત્વ ત્રય નિરધાર ॥ નિશ્ચયથી સમક ક્ષયેં રે, સમકેત ગુણ નિર્વાર રે ॥ કુ૦ ॥ ૧૨ ॥ એમ અનાદિ સંસારમાં રે, નવી લાધું એહ રત્ન ॥ તિહાં લગેં જીવ રૂલે ઘણું રે, લેખે ન કાંય પ્રયત્ન રે ॥ કુ૦ ॥ ૧૩ ॥ તેહ સમકેત વાસિત મતેં રે, આતમ ભાવજ થાય ॥ તિણથી સવિ ગુણ સંપજે રે, આયતિ સિદ્ધ તે થાય રે ॥ કુ૦ ॥ ૧૪ ॥ અથ સામાયિક વ્રત ગ્રહે રે, અવસર પામી કાય ॥ પંચ પરમેષ્ટી નવકારજે રે, મંત્ર જપે નિતુ ભાય રે ॥ કુ૦ ॥ ૧૫ ॥ અથ સામાયિકસ્યાર્થઃ ॥ રાગદોષથી સમ રહે રે, સવિજન મૈત્રીભાવ ॥ વૈમાનિક સુર આઊખું રે, બાંધે તો મનલાય રે ॥ કુ૦ ॥ ૧૬ ॥ સુરગિરિ એકાવન દીયેંરે, કોઇ એકઠા દાતાર ॥ એક સામાયિક સારખું રે, નહોયે બરાબર સાર રે ॥ કુ૦ ॥૧૭॥ દિનદિન એકલક્ષ સુવર્ણની રે, ખાંડી આપે કોય ॥ એક સામાયિક સારિખું રે, પુણ્ય ન હોય તું જોય રે ॥કુ૦ ॥૧૮॥ ત્રસ થાવર પ્રાણી વિષે રે, સમતા ભાવ સભાવ ॥ તે સામાયિક જન કહે રે, અવર તે કર્મના દાવ રે ॥ અવર તે કર્મ પ્રભાવ રે ॥ કુ૦ ॥ ૧૯ ॥ ભગવતી અંગેં ભાષીયું રે, આતમ તેહસમાય ॥ અર્થ સામાયિક આતમા રે, નિરાવરણ નિરમાય રે ॥કુ૦ ॥ ૨૦ ॥ સમ કહીયેં આતમગુણા રે, દર્શન જ્ઞાન ચારિત્ર ॥ આય લાભ તેહનો હુવે રે, તે સામાયિક તત્વ રે ॥ કુ૦ ॥ ૨૧ ॥ જિન મુનિગણ પણ આદરે રે, સામાયિક આચાર ॥ દ્રવ્ય ભા

વલિંગ પરિણતિ, રે નિશ્ચયથી વ્યવહાર રે ॥ કુ૦ ॥ ૨૨ ॥ પંચપરમેષ્ટી શ્રી પદ એહનાં રે, કારણ કાર્ય સંબંધ ॥ ગુણી ગણ અલગા નવિ રહે રે, આધારાધેય પ્રબંધ રે ॥ કુ૦ ॥ ૨૩ ॥ ગુણ બારે એ અલંકરયા રે, દૂર દોષ અઢાર ॥ ધવલા અરિહંત ધ્યાયીયેં રે, નામ જિન ભાવ વિચાર રે ॥ થાપન દ્રવ્ય પ્રસાર રે, એ ચઉ નિખ્ખેપે સાર રે ॥ કુ૦ ॥ ૨૪ ॥ આઠ કર્મ ક્ષયેં નીપનાં રે, આઠ અનંત ગુણ સિદ્ધ ॥ પદ્મરાગ પરેં રાતડાં રે, ધ્યાયી જે તો હોયે સિદ્ધ રે ॥ કુ૦ ॥ ૨૫ ॥ છત્રીશ છત્રીશી ગુરૂ ગુણે રે, આચારજ પીત વર્ણ ॥ ધ્યાતાં પ્રવચન ગુણ વધે રે, એહ ધ્યાયે તેહ સકર્ણ રે ॥ કુ૦ ॥ ૨૬ ॥ પણવીશ ગુણ મણિ ભૂષિયા રે, ઊવજ્ઝાયા સુખસાર ॥ માલ પ્રીયગું સમ ધ્યાયીયેં રે, કૃત અધ્યયન ઉપકાર રે ॥ કુ૦ ॥ ૨૭ ॥ અંજનમણિ શીત ધ્યાયિયેં રે, ગુણ સત્તાવીશ સાર ॥ સમય ક્ષેત્ર સવિ લબ્ધિના રે, ધારક જે અણગાર રે ॥ કુ૦ ॥ ૨૮ ॥ દ્રવ્યભાવથી એ ગુણી રે, પદ પ્રણમે જે પ્રમાણ ॥ સર્વ પાપ તેહથી નસે રે, મહા મંગલ એ નામ રે ॥ કુ૦ ॥ ૨૯ ॥ એ ત્રિહું લોકેં શાશ્વતો રે, વલી ત્રિકાલ ત્રિહું ક્ષેત્ર ॥ તીરથ સંઘ પ્રવચન જિકે રે, તે પણ એ પદ મિત્ત રે ॥ કુ૦ ॥ ૩૦ ॥ જનમ સમય પણ સમરીયેં રે, જેમ આયતેં લહે ધર્મ ॥ અંત સમય પણ સમરીયેં રે, જેમ છૂટે ભવ કર્મ રે ॥ કુ૦ ॥ ૩૧ ॥ આપદમાં સંભારતાં રે, થાયે આપદ નાશ ॥ સંપદમાં પણ સમરતાં રે, જેમ હોયે થિર તસ વાસ રે ॥ કુ૦ ॥ ૩૨ ॥ જેમ અહિ ડંકિત વિષ તણો રે, ગરૂડ મંત્રથી જાય ॥ અર્થ ભાવ જાણ્યા વિના રે, ફલદાયક શ્રદ્ધા થાય રે ॥ કુ૦ ॥ ૩૩ ॥ કામકુંભ ચિંતામણિ રે, કલ્પદ્રુમ મુખ જેહ ॥ તે તો એક ભવ ફલ દીયે રે, આ ભવભવ શુભફલ એહ રે ॥ કુ૦ ॥ ૩૪ ॥ યોગી ભોગી અનુભવી રે, તેપણ એ ધ્યાવંત ॥ પરમપદનું એ હેતુ છે રે, એ નવકાર મહંત રે ॥ કુ૦ ॥ ૩૫ ॥ પ્રણવાદિક બહુ બીજ છે રે, તે પણ એહનાં સહાય ॥ જ્ઞાનવિમલ ગુરૂ વયણથી રે, લહેજો તસ સંપ્રદાય રે ॥ કુ૦ ॥ ૩૬ ॥ સર્વગાથા ૧૮૧ ॥

॥ દોહા ॥

॥ જિન પૂજી પાવન મનેં, ગુણે લાખ નવકાર ॥ તે તીર્થંકર પદ લહે, માનવનેં અવતાર ॥ ૧ ॥ કર આવર્ત્તે જે ગુણે, સાધુની પ્રતિમા માન ॥ ભૂત પ્રેત પ્રમુખા અરિ, ન છલે તાસ નિદાન ॥ ૨ ॥ નંદાવર્ત્ત શંખાવર્ત્ત ગુણે, ડાકણી રક્ષ વેતાલ ॥ મરકી મારી ન હોયે કદા, નાસે દુરિત પ્રચાર

॥ ३ ॥ चिंतित ए नवकार पद, भय संकट चूरेव ॥ जेम माता रखे पुत्रनें, तेम वंछित पूरेव ॥ ४ ॥ हृदय गुफामां नवपदो, वसे केसरि सिंह ॥ कर्मे मतंगज नवि रहे, संचित पूरव अह ॥ ५ ॥ नअक्षरथी नासीये, सतसागरनुं पाप ॥ एकपदें पचासनां, सागर जाये पाप ॥ ६ ॥ सकल पदे पणुसय अतर, केरां अघ नासंत ॥ गयां जाय छे जायशे, जे सेवे ते एममंत ॥ ७ ॥ जिनशासननो सार छे, चौद पूरव ऊद्धार ॥ जस मने एहनी आसता, शुं करे तस संसार ॥ ८ ॥ सर्वगाथा ॥ १८९ ॥

॥ ढाल पांचमी ॥ फागनी देशी ॥

॥ मोहनीय स्थिति अंतर छे, सित्तरी कोडाकोड ॥ एक कोडी ऊणी रहे होये, परमेष्टीपदनें जोड ॥ १ ॥ आठ कोडी आठ लाख छे, आठ सहस सत आठ ॥ आठ अधिकथी शिव लहे, ए आगमनो पाठ ॥ २ ॥ निश्चयथी नवकारनो, स्वामी तेह विशुद्ध ॥ ग्रंथि भेद विधि तपयुतें, होये नवतत्वह बुद्ध ॥ ३ ॥ कुलधर्मे अभ्यासथी, मंद कषाय निर्माय ॥ तेहनें पण गुण नीपजे, पुण्यप्रकृति ठहराय ॥ ४ ॥ गुणकारी बहुपरें होये, जेम जेम आश्रव रोध ॥ कर्मसुभटनें भांजवा, जेहमां छे पण योध ॥ ५ ॥ अडशठ पणुतीश शोल अड, चऊ दुग अक्षर एक ॥ ए विधानथी जे गुणे, गुरु आम्नाय विवेक ॥ ६ ॥ शांत दांत इंद्रिय दमी, गुरु जिन केरो भक्त ॥ श्रद्धारुचि ऊदारमन पर, ऊपकृति करण प्रसकत ॥ ७ ॥ जे कृतज्ञ करुणा भणी, हृदय होये ऊल्लास ॥ ते ए मंत्रनी योग्यता, भणवा सुणवा खास ॥ ८ ॥ योग्यायोग्य जोइ करी, देवो ए वर मंत्र ॥ ते माटे तुज योग्यता, देखी दीऊं महंत ॥ ९ ॥ भाव धरी चित्त धारजे, वरजे समकित रत्न ॥ शंकादिक पण दूषणां, टाली करजे यत्न ॥ १० ॥ चरित्रमांहे छे इहां किणे, गाथा केरा बंध ॥ पण प्रायें ते एहमां, आण्यो अछे संबंध ॥ ११ ॥ शंख प्रवाल स्फटिक मणि, रत्ननें रुप्य सुवर्ण ॥ रतांजली रुद्राक्षशुं, चंदनफल शुभ वर्ण ॥ १२ ॥ पंचवर्ण शुभ सूत्रनी, माला बोली सार ॥ रहस्य ऊपांशुनें भाष्यए, त्रिविध छे जाप्य प्रकार ॥ १३ ॥ मेरुल्लंघन नवि करो, करो नखाग्रें प्रीति ॥ अविधि आशातना टालतो, शुचि थइ गणवा रीति ॥ १४ ॥ शून्य अनाहत नादें, अनाशंसित सर्व ॥ अंगूठादिक मेलवी, जापें लहे शिव पर्व ॥ १५ ॥ रक्तें मोहन लक्ष्मी, प्राप्ति होये जे साध्य ॥ रिपुऊच्चाटन हेतने, सामे होये साध्य ॥ १६ ॥ यश शो

ભા પરિવારનિ, વૃદ્ધે પીત કહીજ્જ ॥ રોગાદિક ઉપશમને, નીલ વિદ્યા ન ભણીજ્જ ॥ ૧૭ ॥ તર્જની જ્યેષ્ઠાનામિકા, અને કનિષ્ટા જાણ ॥ એ અંગુલીયેં ગણવા રિપુ, છેદે સુખ યશ વાણ ॥ ૧૮ ॥ ઇત્યાદિક બહુ ભેદ છે, વલી તિથિ નક્ષત્ર માસ ॥ રાશિ વર્ણના ભેદ એ, કાર્ય કરણ પરકાશ ॥ ૧૯ ॥ મુદ્રા અડતાલીશ છે, તેહમાં મુદ્રા સાત ॥ ગરૂડાદિક જે બોલી તે, ઈહાં અછે વિખ્યાત ॥ ૨૦ ॥ નવ પદ જે સિદ્ધચક્રનાં, તે પણ અંતરભૂત ॥ ગુણ ગુણી ભાવે જાણીયેં, આણીયેં અતિ અદ્ભુત ॥ ૨૧ ॥ શ્રીસિદ્ધસેન દિવાકરેં, નિર્મ્મિત એહનું તત્વ ॥ અષ્ટપ્રકાશી સંમત, લેજો તેહથી સત્વ ॥ ૨૨ ॥ એમ એ જાપ છે ઊત્તમ, ઊભયલોક સુખદાય ॥ એહિજ નિજપણે ભાવતાં, જ્ઞાનવિમલ ગુણ થાય ॥ ૨૩ ॥ સર્વગાથા ॥૨૧૨ ॥

॥ ઢાલ છઠ્ઠી ॥ એમ ધન્નો ધણને પરચાવે ॥ એ દેશી ॥

॥ એમ મુનિવરજી ધર્મ સુણાવે, હૃદય માંહે ઘણું ભાવે રે ॥ મિથ્યામત તસ દૂરેં જાવે, મિત્રત્વ ભેદ જણાવે રે ॥ એમ મુનિવર૦ ॥ ૧ ॥ ઊલ્લસ્યો અંતર ભાવ તે સાચો, જાણે હીરો જાચો રે ॥ તત્ત્વત્રયની વાતેં રાચો, ધર્મ ન હોવે કાચો રે ॥ એમ૦ ॥ ૨ ॥ સમકિત મૂલ સામાયિકનું વ્રત, લેઇ ગુરૂની સાખેં રે ॥ કહે પ્રભુ જ્ઞાનાંજનથી નિર્મલ, નેત્ર કરયાં એમ ભાંખે રે ॥ એમ૦ ॥ ૩ ॥ તૂંહી સેવ્ય તુંહી ધ્યેય અમારે, હિત દાયક હિત ભાષી રે ॥ ગુરૂ વિણ ધર્મ કહો કેમ લહીયેં, ગુરૂ પ્રવચનનો સાખી રે ॥ એમ૦ ॥ ૪ ॥ રસ શિર ધાતુ કલાનેં વિદ્યા, ધર્મધનાર્જ્જન સેવા રે ॥ ગુરૂ ઊપદેશ વિના નવિ સીઝે, મંત્ર તંત્રનેં દેવા રે ॥ એમ૦ ॥ ૫ ॥ યદ્યપિ મણિ બહુ મૂલું હોવે, પણ શતપુટ શોધન પાખેં રે ॥ મુકુટાદિકમાં કોઈ ન જોડે, તેમ ગુરૂ ગુણ સવિ આખે રે ॥ એમ૦ ॥ ૬ ॥ માત પિતા પતિ બંધુ સખાઇ, તે ભવ ભવ આય મિલાઇ રે ॥ તેથી અધિક પ્રભુ ધર્મ સગાઇ, ભવ ભવ જે સુખદાઇ રે ॥ એમ૦ ॥ ૭ ॥ ધન્યધન્ય કૃતપુણ્ય પન્હોતો, જે મેં તુજનેં દીઠા રે ॥ જન્મ સફલ થયો માહરો સાંપ્રત, તુમેં છો સહુ જન જેઠા રે ॥ એમ૦ ॥ ૮ ॥ એમ સ્તવી નમી ગુરૂ પદ પંકજ, શુભ અનુમોદન કરતો રે ॥ ગુરૂ ગંભીર વચન ગુણકારી, મનમાંહે સમરંતો રે ॥ એમ૦ ॥ ૯ ॥ કૃતનિશ્ચય પરમેષ્ટી પદ ગુણવે, સામાયિક પણ સમયે રે ॥ કરવું સમકિતનેં શોભાવે, તે કરણી આચરવેં રે ॥ એમ૦ ॥ ૧૦॥ આશંસાયેં ધર્મ ન સાધે, વાધે ન કોઇ ત્રિવર્ગ રે ॥ જેણેં કરી આતમના

ગુણ વાધે, ઇચ્છા ધર્મે અપવર્ગે રે ॥ એમ૦ ॥ ૧૧ ॥ સમકિતવંતો મિત્ર સારથી, રથ સંયુત થઇ ચાલે રે ॥ કૌતુક જોવા પૂર્વે તણી પરેં, મહાઅટવી એક નિહાલે રે ॥ એમ૦ ॥ ૧૨ ॥ તિહાં જાતે મધ્યાન્હ થયા જવ, તૃષા કુમરનેં વાધે રે ॥ શુષ્ક પર્ણ પરેં મ્લાન વદન તવ, દેખી મિત્રનેં દુઃખ વાધે રે ॥ એમ૦ ॥ ૧૩ ॥ તિહાં જલ પ્રાપ્તિ કિહાંયે ન દીઠી, તપેં જેમ અંગીઠી રે ॥ જલચિંતા કહો કેમ ભાંજશે, આપદ આવી ધીઠી રે ॥ એમ૦ ॥ ૧૪ ॥ કહે સારથિનેં રથથી ઊતરી, તરૂ ઊંચો આરોહી રે ॥ જલની શુદ્ધિ દિશો દિશ જોવા, તિણથી સુખીયા હોહી રે ॥ એમ૦ ॥ ૧૫ ॥ જેમ કહ્યું તેમ સારથિયેં કીધું, દૂરેં જલનું ઠાણ રે ॥ દીઠું તેણે પંખી અનુસારેં, વાતાદિક અહી નાણે રે ॥ એમ૦ ॥ ૧૬ ॥ તે દિશેં ઉદ્દેશીનેં ચાલ્યા, રથ બેસીનેં વીરા રે ॥ અનુક્રમેં જાતાં સર એક દીઠું, બેઠાં તેહનેં તીરા રે ॥ એમ૦ ॥ ૧૭ ॥ તે પાસેં એક વન છે મહોટું, વિવિધ જાતિ તરૂ રાજી રે ॥ નિર્મલપાણી વસ્ત્ર પૂત કરીનેં, પીયેં કુમર સવિ માજી રે ॥ એમ૦ ॥ ૧૮ ॥

કીદૃશં વનં ॥ અંબ કદંબ જંબૂ જંબીરં, કેતકિ કનક અને કણવીરં, કરણાં વરણાં વરવા નીરં, ઊંચા અનોપમ અતુલ ઊશીરં ॥ ૧ ॥ ચંપક નાગ પુનાગ કુટીરં, પુંગ લવિંગ એલાવાટીરં ॥ ફોગ ફણુસ માકંદ મજીરં, સાલ સાગ ઊત્તંગ શરીરં ॥ ૨ ॥ તાલ તમાલહી તાલ ખજૂરં, મદન માકંદ મંદાર કરીરં ॥ અશોક અંકોલ કિંશુક કોટીરં, બેઠા છે કોકિલ કલ કીરં ॥ ૩ ॥ આલ વાલ સીંચિત વર નીરં, શીતલ સરસ સુગંધ સમીરં ॥ માતુલિંગ સલ્લકી અંજીરં, કર્કટ કાલિંગ નેં બીજપૂરં ॥ ૪ ॥ ધવ ખદિરા ગુરૂ તગર તપખીરં, કુગર કુંદરૂ લોબાન સિબીરં ॥ ઇત્યાદિક તરૂ ગણ ગંભીરં, એહવું કાનન દેખત વીરં ॥ ૫ ॥

॥ પૂર્વઢાલ ॥ દક્ષિણદિશિ ઊદ્દેશી ચાલ્યા, પાદ વિહારેં હલકેં રે ॥ આગલ નિકટ જાતાં સર દીઠું, પરિમલ કમલના મહકેં રે ॥ એમ૦ ॥ ૧૯ ॥ તત્સરં કિદૃશં ॥ કાવ્યં ॥ પ્રોચ્ચં મિત્રમનોરથાલિસદૃશં, દૌર્જન્યવન્નિષ્ઠુરં ॥ પત્રાલિપ્રતિભંગિતાવધુમિવાદૃશ્રેણિવતશર્કરા ॥ સચ્છાયાસમનોભિરંચિતતટામિષ્ટાપ્તિવચ્ચેતસો, મોદં પ્રેક્ષિતવાન્સરોમહદિહ શ્રેયોવનં જીવનં ॥ ૧ ॥ પૂર્વે ઢાલ ॥ ઊપલબ્ધવરપાલિવિરાજિત, સમિત્ર ભૂપસુત બેસે રે ॥

નીરતરંગ. સારસ બક હંસા, દેખી શોભા વિકસે રે ॥ એમ૦ ॥ ૨૦ ॥ અભિનવ માનસ સરસ સમાનં, હર્ષ કરણ તે નિરખે રે ॥ અનુક્રમેં તેહની શોભા જોતો, ચમત્કારનેં પરખે રે ॥ એમ૦ ॥ ૨૧ ॥ તીરેં તીરેં જાતે જાતે. રજક એક નલ નામેં રે ॥ ચીવરનેં શુચિ કરતો દીઠો, વસ્ત્ર તપાવે તામે રે ॥ એમ૦ ॥ ૨૨ ॥ વસ્ત્ર તણા સમુદાયમાં શાડી, એક લઘુ તડકે દીધી રે ॥ દેખી કુમર કહે સુણ બંધવ, કાંઈ વસ્ત્રં પરીક્ષા કીધી રે ॥ એમ૦ ॥ ૨૩ ॥ મિત્ર કહે શું અદ્‌ભુત જાણો, તે વલી સ્વામી દાખો રે ॥ તે કહે પદ્મિણીની છે સાડી, મધુકર વૃંદનેં સાખે રે ॥ એમ૦ ॥ ૨૪ ॥ પુષ્પગંધથી અધિક સુગંધો, હોયે પદ્મિણીનો સ્વેદ રે ॥ તેહની એ સાડી દીસે છે,' સ્ત્રીના છે ચઊભેદ રે ॥ એમ૦ ॥ ૨૫ ॥ પદ્મ સુગંધ સ્વેદ પદ્મિનીનો, હસ્તિણી હોયે મદ્યગંધા રે ॥ ચિત્રક સરિખો ગંધ ચિત્રિણી, શંખિની હોયે મત્સ્યગંધા રે ॥ એમ૦ ॥ ૨૬ ॥

॥ યતઃ ॥ પદ્મની પદ્મગંધા ચ, મદ્યગંધાચ હસ્તિની ॥ ચિત્રિણી ચિત્રગંધા ચ, મત્સ્યગંધા ચશંખિની॥ ૧ ॥ અલ્પનિદ્રાઽ હારવતી, પદ્મિની પ્રણય પ્રદા ॥ બવ્હાહારા હસ્તિની ચ, ચિત્રિણી શંખિણી તથા ॥ ૨ ॥ પ્રસૂતે પદ્મિની પુત્રં, સર્ગુણં હસ્તિની પુનઃ ॥ ઊદ્ધતં ચિત્રિણી શાંતં, દીનહીનં ચ શંખિની ॥ ૩ ॥ પદ્મિની પ્રૌઢપ્રેમાચ, હસ્તિની પ્રેમદૌર્હૃદા ॥ ચિત્રિણી કાર્યકૃત્ પ્રોક્તાઃ, શંખિની ક્ષણિકનૃતા ॥૪॥ પદ્મિની સ્વાપરાધં ચ, પશ્ચંતિ હસ્તિની પરં॥ ચિત્રિણી દંભવત્યેવ, શંખિની કલહપ્રિયા॥ ૫ ॥ પદ્મિની સર્વતો દક્ષા, કામદક્ષા ચ હસ્તિની ॥ ચિત્રિણિભોજને દક્ષા, શોકદક્ષા ચ શંખિની ॥ ૬ ॥ પદ્મિની અલ્પકામા ચ, દીર્ઘકામા ચ હસ્તિની ॥ ચિત્રિણીચિત્રકામા ચ, શંખિની તુ પુનઃ પુનઃ ॥ ૭ ॥ ઇત્યાદિરસમંજરી શૃંગારશતકે કથિતં ॥

॥ પૂર્વ ઢાલ ॥ અદ્‌ભુત વચન સુણીગુણચંદ્ર, નલ ધોબીનેં પૂછે રે ॥ કોણસ્થાનક ચીવર એ કેહનાં, કોણ નગરી એ શું છે રે ॥ એમ૦ ॥ ૨૭ ॥ રજક કહે સુણ સખ વૈદેશિક, દીપશિખા નામેં નયરી રે ॥ દીપચંદ્ર રાજા છે તેહનો, વશ કીધા છે વયરી રે ॥ એમ૦ ॥ ૨૮ ॥ પદ્મસરોવર નામે સરોવર, હું રજક છું તેહનો રે ॥ વસ્ત્ર સમુચ્ચય જે એ દીસે, પ્રદીવપતીંરાણી તેહનો રે ॥ એમ૦ ॥ ૨૯ ॥ એ સાડી જેહની છે તે કહું, ભમરા કેડ ન મૂકે રે ॥ જો સો વારેં ઊડાડી મૂકીજેં, તો પણ ઠામ ન ચૂકે રે ॥ એમ૦ ॥ ૩૦ ॥ ચંદ્રવતી નૃપની ભત્રીઉ શુ

ભગાંગ રાયર્ના રાણી રે ॥ કુમર અછે વામાંગ મનોહર, તસ બેહની બેહુ ગુણખાણી રે ॥ એમ૦ ॥ ૩૧ ॥ શશિકલા ચંદ્રકલા નામેં છે, રૂપલાવણ્યની શાલા રે ॥ રત્નપુરેશ મહામલ્લ નૃપનેં, પરણાવી છે ર સાલા રે ॥ એમ૦ ॥ ૩૨ ॥ ચંદ્રકલા બીજી લધુ કન્યા, રૂપગુણેં સ વિ નારી રે ॥ અધરીકૃત છે એ માતુલ ગેહેં, મેહલી એમ નિરધા-રી રે ॥ એમ૦ ॥ ૩૩ ॥ 'સાધુ વચન પૂર્વે સાંભલીયું, જોશી જાણેં ભાંખ્યું રે ॥ રાજાધિરાજયના પત્ની હોશે, જન્મવેલાયેં એમ દાખ્યું રે ॥ એમ૦ ॥ ૩૪ ॥ સૂર્યવતીને સુત જે હોશે, તસ પટરાણી થાશે રે ॥ ઇતિ નિમિત્ત વચન આજ લગેં, મલ્યું ન હવે જણાશે રે ॥ એ મ૦ ॥ ૩૫ ॥ સૂર્યવતીનેં પુત્રની ઇચ્છા, આજ લગેં ન પૂરાણી રે ॥ અનેં સ્વપ્નેં સુભગાંગનેં ભાખ્યું, કુલદેવીયેં એમ વાણી રે ॥ એમ૦ ॥ ૩૬ ॥ મોકલજો માતુલ ઘર એહનેં, તુરત હોશે વિવાહ રે ॥ તે કુલદેવી વયણ કરેવા, આણી છે ઊચ્છાહે રે ॥ જ્ઞાનવિમલ કહે તા-હે રે ॥ એમ૦ ॥ ૩૭ ॥ સર્વગાથા ॥ ૨૫૮ ॥

॥ દોહા ॥

॥ માતાનેં ભાઇ બેહુ, દીપવતી વામાંગ ॥ પાંચશેંપાંચશે ગજ તુરી, આ ણ્યા સાથેં ઊત્તંગ ॥ ૧ ॥ કર મૂકાવણ દેયશે, અવર વલી બહુ આથ ॥ મા ઊલ પણ બહુ દાયજો, દેશે તેહનેં સાથ ॥ ૨ ॥ તે પદ્મિનીની શાટિકા, જિહાં ભમરા ગુંજત ॥ પૂછ્યા માટે એ કહ્યું, મૂલ થકી વૃત્તાંત ॥ ૩ ॥ પણ એ વાતાં વાત છે, કિહાં સૂર્યવતીનેં પુત્ર ॥ સંભાવના પણ મનેં નથી, કેમ વસશે ઘર સૂત્ર ॥ ૪ ॥ અથવા વિધિ વ્યાપારનો, પાર ન પામે કોય ॥ જે મન ચિંતિ ન શકીયેં, તુરત માંહે કરે સોય ॥ ૫ ॥ યતઃ ॥ અઘટિત ઘટિતાનિ ઘટયતિ, સુઘટિતઘટિતાનિ જર્જરી કુરૂતે ॥ વિધિરેવતાનિ ઘટ યતિ, યાનિ પુમાનેવ ચિંતયતિ ॥ ૧ ॥ દોહા ॥ સહેજે સહેજેં આવીયા, રે વૈદેશિક મિત્ર ॥ જોઇ પુરના કૌતુકા, કીજેં નયન પવિત્ર ॥ ૬ ॥ રજક ઊકિત એમ સાંભલી, પામ્યા ચિત્ત ચમત્કાર ॥ પુર જોવાનેં ઉ મહ્યા, મિત્ર સહિત તે કુમાર ॥ ૭ ॥ કૌતુકી ન હોવે આલસુ, એહ વી જનની વાણ ॥ સુકૃતીનેં તેહિજ ઊપજે, જે આયતિ ગુણખાણ ॥ ૮ ॥ રથ મુકીનેં તિહાં કણે, આગેં જાવે જામ ॥ દેખે પટ મંડ પ ભલા, ઊતારા અભિરામ ॥ ૯ ॥ દેખી અચરિજ પાવતા, પૂછે

નર તિહાં એક ॥ કટક કેહનું કેમ ઇહાં, ભાખે સકલ વિવેક ॥ ૧૦ ॥ તે કહે સુણજો સુગુણ નર, શ્રીતિલક છે દેશ ॥ તિલકવતી નગરીતણો, તિલક નામ નૃપાદેશ ॥ ૧૧ ॥ ધીર પ્રધાન છે તેહનો, તે આવ્યો ઇહાં આજ ॥ ચતુરંગિણી સેના સજી, કુશસ્થલપુરેં જાવા કાજ ॥ ૧૨ ॥ તે સાથેં ગાયન અછે, નામ વીણારવ જાણ ॥ સપરિવાર ગયો સંપ્રતિ, રાજભુવનનેં ઠાણ ॥ ૧૩ ॥ ગીત ગાન ગંધર્વની, કલા સુગુણ અભ્યાસ ॥ એ સરિખો અવની તલેં, અવર ન કો એ પાસ ॥ ૧૪ ॥ કુમર તે એમ સાંભલી, ચિંતે મનમાં એમ ॥ એ સવિ સ્વામી દેખાવવું, કહે ગુણચંદ ધરી પ્રેમ ॥ ૧૫ ॥

॥ ઢાલ સાતમી ॥ બે બે મુનિવર વિહરણ પાંગરચાજી ॥ એ દેશી ॥

॥ નગર જોવાનેં હેતેં સંચરેજી, મિત્ર પ્રેમશું રાજ કુમાર રે ॥ માંહો માંહે તે આમંત્રણ કરે રે, આવ્યા તવ એક ઉદ્યાન મઝાર રે ॥ ૧ ॥ પુણ્યપ્રભાવેં કુમર કલાનિલોજી, જાણે કોઇ આવ્યો ઇંદ્ર જયંત રે ॥ પગ પગ પુણ્ય તણાં ફલ પરગડાં જી, મહિમા મહોટાઇ અતિ મહંત રે ॥ પુણ્ય૦ ॥ ૨ ॥ શકુનનેં હેતેં વનપાલક દીયે જી, સારાં ફલ અંબ તણીજે સાખ રે ॥ રાજ્યકુમરેં તે બહુ સંતોષિયો રે, ચિંતે મન એ ફલથી ફલની દાખરે ॥ પુણ્ય૦ ॥ ૩ ॥ એક દિશેં તાલ તમાલહિંતાલ છે જી, એક દિશેં નાગ પુન્નાગનેં સાગ રે ॥ એક દિશેં લવિંગ અગુરૂને ચંદના રે, એકદિશેં વેલિ વાસંતી વાગ રે ॥ પુણ્ય૦ ॥ ૪ ॥ એકદિશેં પૂગ કંકોલ તણા તરૂ રે, પાડલ ચંપક તિલક અશોક રે ॥ દાડિમ બીજોરાં દ્રાખ બદામનાં રે, એકદિશેં મેવાના તરૂ થોક રે ॥ પુ૦ ॥ ૫ ॥ વેલિ વનિતાયેં તરૂવર આલિંગીયાજી, દેખી કામી મન નવિ ઠહરાય રે ॥ એકદિશેં માધવીના બહુ માંડવા રે, નાગરવેલી ઠેલી ન જાય રે ॥ પુ૦ ॥ ૬ ॥ કિહાંકણે પવન હણ્યા દ્રુમ તાપસા રે, પુષ્ફ ફલેંશું કરતા પથિક આતિથ્ય રે ॥ પલ્લવઅગ્રેં કરી કુમરનેં તેડવા રે, વિહગ શબ્દેં કરી કહતા ગુણ અવિતથ્ય રે ॥ પુ૦ ॥ ૭ ॥ એણી પરેં વનની શોભા જોયતાં જી, દીઠી તિહાં એકેકની ગુણખાણ રે ॥ કુસુમક્રીડા કરતી સખી સાથશું જી, અહિનાણે કરી એહિજ પદ્મિની જાણ રે ॥ પુ૦ ॥ ૮ ॥ યતઃ ॥ પાણૌ પદ્મધિયા મધૂકકુસુમ ભ્રાંત્યા તથા ગલ્લયો, નીલેંદીવરશંકયા નયનયો બંધૂક બુદ્ધ્યાધરે ॥ લીયંતે કબરીષુ બાંધવજન વ્યામોહબદ્ધસ્પૃહા, દુર્વારા મધુપાઃ કિયંતિ તરૂણી

સ્થાન્યાન્યહો રક્ષતિ ॥ ૧ ॥ પૂર્વ ઢાલ ॥ તેહવી જાણી કુમર જાયે જિસેં રે, લજ્જા પ્રેમેં કરી નમતું તુંડ રે ॥ મિત્ર સંઘાતેં તિહાં દીઠો તિસેં રે, કુમરીયેં તે પ્રેમસુધાનો કુંડ રે ॥ પુ૦ ॥ ૯ ॥ મોહી તે રૂપેં મનમાં ચિંતવેજી, માનું એ પૂરવ ભવનો કંત રે ॥ તેહ ભણી ચેષ્ટા થાયે એહવી જી, દીઠે કંતે હોયે અ ત્યંત રે ॥ પુ૦ ॥ ૧૦ ॥ યતઃ ॥ સ્ત્રી કાંતં વિક્ષ્ય નાભિં પ્રકટયતિ મુહુર્વિક્ષ યંતિ કટાક્ષાન્, દોર્મૂલં દર્શયંતી રચયતિ કુસુમાપીડમુત્ક્ષિપ્તપાણિં ॥ રોમાંચ સ્વેદજૃંભાન્ શ્રયતિ કુચતટસ્ત્રંસિવસ્ત્રં વિધત્તે, સોક્ષંડં વક્તિ નીવીં શિથિલય તિ દશત્યોષ્ટમંગં ભિનત્તિ ॥ ૧ ॥

ભાવાર્થ:—કામવશ થયેલી સ્ત્રી સ્વેચ્છિત સ્વામીને જોઈને એટલા વાના કરેછે તે જે મ કે, પોતાની નાભિને બતાવેછે, કટાક્ષેં કરી તેની સામુ જોવેછે, હાથ ઉંચા કરેછે, કેશ ને વારંવાર ઉઘાડા કરી સમારેછે, રોમાંચ, પ્રસ્વેદ, તથા બગાસાં વગેરેનો આશય કરેછે, વારંવાર સ્તનપરથી ખસેલા વસ્ત્રને ધારણ કરે છે, જેમ તેમ વચન બોલેછે, પહેરેલાં વસ્ત્ર ની ગાંઠને છોડે છે તથા બાંધે છે, અને હોઠ ડસેછે, તથા આલસ મરડેછે.

॥ પૂર્વ ઢાલ ॥ ચેષ્ટા એહવી કુમરીયેં જાણી આપણી રે, મૂકે ચતુર સખી તેહનેં પાસ રે ॥ એ કોણ મુજ મનધનનો અપહરૂ રે, રૂપ લાવણ્ય સવિ લક્ષણ ગુણ આવાસ રે ॥ પુ૦ ॥ ૧૧ ॥ નામ કુલ ગોત્ર નયરને જનપદેં રે, માત પિતા વલી વંશ વિખ્યાત રે ॥ ત્વરિત પણે જઇ પૂછ તું મિત્રનેં રે, આવી કહે મુજનેં તે સવિ વાત રે ॥ તુ૦ ॥ ૧૨ ॥ એમ નિસુણીનેં ચતુરા તેણે પાસેં ગઇ રે, પ્રણમીને પૂછે વિનતિ એક રે ॥ રાજકની એ ચંદ્રકલાભિધા રે, માહારી છે સ્વામિની એ સુવિ વેક રે ॥ પુ૦ ॥ ૧૩ ॥ પદ્મિની એ નિજરૂપેં જિતઊર્વશી રે, તેહ ની હું સખી છું પ્રેમનું ધામ રે ॥ ચતુરા નામેં તુમ ભણી મોકલી રે, પૂછણ જાતિકુલ સુવંશ નામ રે ॥ પુ૦ ॥ ૧૪ ॥ તે ભણી કરી કૃપા સવિ દાખવો રે, નિસુણી તવ હરખ્યો ગુણચંદ્ર મિત્ર રે ॥ ભાં ખે તિહાં સઘલું ચરિત્ર તે આપણું રે, જાતિકુલવંશનેં ગોત્ર પવિત્ર રે ॥ પુ૦ ॥ ૧૫ ॥ વારે તવ શ્રીચંદ્રમિત્ર પ્રત્યેં તિહાં રે, કિશ્યું પ્રયોજન છે આપણું આજ રે ॥ વગર હેતુયેં સંત ન દાખવે રે, આપણે કહે તાં આવે લાજ રે ॥ પુ૦ ॥ ૧૬ ॥ એમ કહીનેં મિત્રનેં કર ગ્રહી રે, જાયે જવ નગરીમાં શ્રીચંદ્ર રે ॥ ગઢ મઢ મંદિર પોલ બાજારની રે, શોભા નિરખે તિહાં થઇ નિસ્તંદ્ર રે ॥ પુ૦ ॥ ૧૭ ॥ આગલ જાતાં

દીઠું એક દેહરૂં રે, ઊત્તંગ જાણે અવની તલેં આવ્યો વિજયંત રે ॥ મણિમય શોભા મંદિર તોરણે રે, દંડ કલશ ધ્વજપંતિ કરી ઝલકંત રે ॥ પુ૦ ॥ ૧૮ ॥ નિરખી હરખીનેં પેઠા તેહમાં રે, વંદે વિધિશું કરી મનડું નિજ ઠામ રે ॥ ચૈત્ય વંદન કરે દશ ત્રિક સાચવી રે, ભાખે તિહાં ભાવ થકી ગુણગ્રામ રે ॥ પુ૦ ॥ ૧૯ ॥ યતઃ ॥ તિન્નિ નિસિહિ તિન્નિ પયા,હિણા તિન્નિચેવય પણામા ॥ તિવિહી પુયા ય તહા, અવતિથ્થતિય ભાવણં ચેવ ॥ ૧ ॥ તિદિસિ નિરખણ વિરઇ, પયભૂમિપમજ્જણંચ તિખ્ખુત્તો ॥ વણાઇતિયંમુદ્દાઇ,તિહંચ તિવિહંચ પણિહાણં ॥ ૨ ॥ઇતિ દશત્રિકં ॥

॥ અથ ચૈત્યવંદન ॥ શ્રીરાગેણ ગીયતે ॥

॥ અરિહંત નમો ભગવંત નમો, પરમેસર જિનરાજ નમો, પ્રથમ જિનેસર પ્રેમેં પેખત, સીધાં સઘલાં કાજ નમો ॥ અ૦ ॥ ૧ ॥ પ્રભુપારંગત પરમ મહોદય, અવિનાશિ અકલંક નમો ॥ અજરામર અદ્‌ભુત અતિશય નિધિ, પ્રવચન જલધિ મયંક નમો ॥ અ૦ ॥ ૨ ॥ તિહુયણ ભવિયણ જણ મણ વંછિય, પૂરણદેવ રસાલ નમો, લલિ લલિ પાય નમું હું ભાલેં, કર જોડીનેં ત્રિકાલ નમો ॥ અ૦ ॥ ૩ ॥ સિદ્ધ બુદ્ધ તું જગજન સજ્જન, નયનાનંદન દેવ નમો ॥ સકલ સુરાસુર નરવર નાયક, સારે અહનિશિ સેવ નમો ॥ અ૦ ॥ ૪ ॥ તું તીર્થંકર સુખકર સાહેબ, તું નિષ્કારણ બંધુ નમો ॥ શરણાગત જીવન હિતવત્સલ, તુંહી કૃપારસ સિંધુ નમો ॥ અ૦ ॥ ૫ ॥ કેવલજ્ઞાનાદર્શેં દર્શિત, લોકાલોક સ્વભાવ નમો ॥ નાશિત સકલ કલંક કલુષ ગણ, દુરિત ઊપદ્રવ ભાવ નમો ॥ અ૦ ॥ ૬ ॥ જગચિંતામણિ જગગુરૂ જગહિત, કારક જગજન નાથ નમો ॥ ઘોર અપાર ભવોદધિ તારણ, તું શિવપુરનો સાથ નમો ॥ અ૦ ॥ ૭ ॥ અશરણ શરણ નીરાગ નિરંજન, નિરૂપાધિક જગદીશ નમો ॥ બોધ દિયો અનુપમ દાનેસર, જ્ઞાન વિમલ સૂરીશ નમો ॥ અ૦ ॥ ૮ ॥ ઇતિસ્તુતિઃ ॥

॥ પૂર્વઢાલ ॥ એમ ચૈત્યવંદન કરતાં સાંભલી રે, ચતુરા સખી ભાખે સ્વામિનીને તામ રે ॥ તેહસુણીને સા કની દુઃખ ધરે રે, કેણી પરેં મલશે તે અભિરામ રે ॥ પુ૦ ॥ ૨૦ ॥ માહારે તો એ વર એ ભવેં મન ધરચો રે, અવરની ઇહા નહી સુહણા માંહે રે ॥ તેહવું જાણીનેં ઊદ્યમ કરો રે, સખી યો છો માહારી સહિયર બાંહે રે ॥ પુ૦ ॥ ૨૧ ॥ જાણો તેહનો એ નંદન હોયજો રે, ભૂપ પ્રધાન કે શેઠ સંબંધ રે ॥ મનમાં ધારચો જે તે પતિ સતી

નેં હોયે રે, અવર મૂકી દીયો સઘલા ધંધ રે ॥ પુ૦ ॥ ૨૨ ॥ નગરીમાં હે એ કિહાંયે જાયશે રે, તેહ ભણી ચાલો એહનેં કેડ રે ॥ એમ કહીનેં સવિ વાહન ચઢયા રે, ચાલ્યા કુમરની પુઠેં ન કરી જેડ રે ॥ પુ૦ ॥ ૨૩ ॥ ચતુરા કોવિદા તુરત તે મોકલી રે, આપેં રહી ચૈત્ય સમીપેં તેથ રે ॥ જોવે એમ નજરશું દૂર રહી હૂતી રે, અનિમિષ નયનેં કરી કુમર છે જેથ રે ॥ પુ૦ ॥ ૨૪ ॥ જેમ ચકોરી ચંદ્રતણી સુધા રે, પીયે સાદરશું તેમ એ બાલ રે ॥ ગુણચંદ્રેં તિહાં દીઠી મીઠી પદ્મિની રે, સિંહાવલોકન કરતા રાજ મરાલ રે ॥ પુ૦ ॥ ૨૫ ॥ હર્ષ પામીનેં ભ્રૂસંજ્ઞા કરી રે, કહયું નગરાદિક સઘલું ઠામરે ॥ કન્યા પણ સમજી સવિ કરપલ્લવેં રે, વંશકુલ ગોત્ર પવિત્ર જે નામ રે ॥ પુ૦ ॥ ૨૬ ॥ ભાવ જણાવ્યો આપણ પદ્મિની રે, ભ્રૂ સંજ્ઞાથી સઘલી કીધી વાત રે ॥ વિલંબ કરાવો ઇહાં કણે મિત્રજી રે, તો આવી બને સઘલી વાત રે ॥ પુ૦ ॥ ૨૭ ॥ નિજ માતાને સર્વ જણાવે પદ્મિની રે, તેણે પણ માંડયા તેહ ઊપાય રે ॥ ઊદ્યમ સહકારી કારણ સાધતો રે, એ થાયે સિદ્ધ કારય એહવો શાસ્ત્રનો ન્યાય રે ॥ પુ૦ ॥ ૨૮ ॥ એહવે પ્રત્યેકેં શ્રીજિનબિંબનેં રે, પ્રણમી સ્તવી ગર્ભઘરેંથી તામ રે ॥ નીકલી મંડપ બાહેર આવીયા રે, જોવે તિહાં વિવિધ ભાતિ ચિત્રામ રે ॥ પુ૦ ॥ ૨૯ ॥ ઊપલેં ઉકેરી નવનવ પૂતલી રે, નાટક કૌતુકનેં કરતી રંગ રસાલ રે ॥ આપેં દેખીનેં દેખાવે મિત્રને રે, એમ કરતાં તે આવે ચૈત્ય દુવાર રે ॥ પુ૦ ॥ ૩૦ ॥ મિત્રેં વીનવીયો સ્વામીજી બેસીયેં રે, ક્ષણ એક જેમ લહીયેં આરામ રે ॥ બેસે તિહાં મિત્ર વયણથી જેટલે રે, દીઠી તિહાં કન્યા અભિરામ રે ॥ પુ૦ ॥ ૩૧ ॥ જેણી પરેં ખેંચે છે ચમક લોહનેં રે, જેમ હોયે વલી ચંચલ જલધિ તરંગ રે ॥ ચંદ્રચંદ્રિકા નિરખી તેમ થયું રે, રૂપ નિરખણને કાજેં ચંગ રે ॥ જ્ઞાનવિમલ સૂરી કહે એકંગ રે ॥ પુ૦ ॥ ૩૨ ॥

॥ દોહા ॥

॥ અહો અહો એહનું વદન, નયન ભાલ વિશાલ ॥ વિપુલ કપોલ ગલસ્થલ, નાસા પુટ સુકુમાલ ॥ ૧ ॥ અહો અહો મુખ સુભગતા, વિધુ પણ ધરે અંકભાવ ॥ શ્રવણપાલિ દોલા જિસિ, રસના અમૃત તલાવ ॥ ૨ ॥ બિંબાધર યુગ રાતડા, અહો અહો અદ્ભુત રૂપ ॥ જસ વપુ સુખમાં નવિ કરે, રતિકર મદન સરૂપ ॥ ૩ ॥ મનુ વિધિ વામા રૂપ સ

વિ, રંભાદિક કર અભ્યાસ ॥ કીધાં એહને કારણે, કરવા રૂપ પ્રકાશ ॥ ૪ ॥ અતિ સુંદર રૂપ દેખાનેં, ચિંતે મનમાં એમ ॥ વનિતા તો બહુ દેખીયેં, પણ એહશું મન પ્રેમ ॥ ૫ ॥ સ્નેહલ નયનેં જોયતાં, માંહોમાં તિહાં મિત્ર ॥ ચિંતે કારજ એહનું, થાઓ મનપવિત્ર ॥ ૬ ॥ કહે કુમર હવે મિત્રનેં, અહો દુર્જય ચિત્તચાર ॥ રોકાતું પણ નવિ રહે, જેહશું સ્નેહ વિકાર ॥ ૭ ॥ ધીર વીર કોટીર છે, સંસારેં બહુ જન્ન ॥ પણ દુર્દ્ધર મન વશ કરે, તે વિરલા જગ ધન્ન ॥ ૮ ॥ મનવિકલ્પના સિંધુમાં, જસ વિવેક વર યાન ॥ સ્મરગિરિથી ભાગું નહી, તે નર લહે બહુમાન ॥ ૯ ॥ યતઃ ॥ અહો આસ્યાઆસ્યં કટિરે નયને ભાલમરીરેઃ, કખોલાભ્યાંભદ્ર શુકમુખિમિવિઘ્રાણ પુટકંશ્રવઃ પાલીદોલાકિંલવપુરી બિંબાધર યુગઃ કિસન્યત્સર્વૈપિપ્રકૃતિસુભગાસ્તત્વ વચવા ॥ ૧ ॥ સ્ત્રી મુખ લાવણ્ય ચંદ્રમા, દેખી પ્રેમજલવૃદ્ધિ ॥ તારૂણ ગર્જ્જયેં ન ભંજીયેં, તે નર પામે સિદ્ધિ ॥ ૧૦ ॥ તિહાં લગેં લજ્જા વિનય યશ, તિહાં પુરૂષારથ હુંતિ ॥ કામ કટાક્ષ રમણી તણા, જિહાં લગેં હૃદ ન પતંતિ ॥ ૧૧ ॥

યતઃ ॥ વામા વામમુખેંદુમંડલલસલ્લાવણ્યચંદ્રાતપ, પ્રેંખત્પ્રેમપયઃ સમુચ્ચયસમુત્ફુલ્લધિકારોર્મિભિઃ ॥ તારૂણ્યોચ્ચરાતૌત્રિવેક વહનં મધ્યેમનોબ્ધેદ્રુતં, યસ્યામ્ફુલ્યનભજ્યતે સ્મરગિરૌ સ્તોકઃ સલોકઃ ક્ષિતૌ ॥ ૧ ॥ આ શ્લોકનો ભાવાર્થ દસમી તથા અગ્યારમી ગાથામાં છે ॥ સન્માર્ગે તાવદાસ્તે પ્રભવતિ પુરૂષસ્તાવદેવેંદ્રિયાણાં, લજ્જાં તાવદ્વિધત્તે વિનયમપિ સમાલંબને તાવદેવ ॥ ભૂચાપાકૃષ્ટમુક્તાઃ શ્રવણપથગતાનીલપક્ષ્માણ એતે ॥ યાવલ્લીલાવતીનાં ન હૃદિ ધૃતિમુખોનાલપક્ષ્માણ એતે ॥ ૨ ॥

ભાવાર્થ—જ્યાંસુધી કાનપર્યંત લાંબા નેત્રરૂપધનુષથકી કાલાપિંછવાલા લીલાવાલીસ્ત્રીના કમલ સમાન નેત્ર કટાથી નથી પ્રાપ્ત થયા ત્યાંસુધી મનુષ્ય, સારામાર્ગમાં રહેછે ત્યાંપર્યંત ઈંદ્રિયોનો પરાભવ કરેછે લજ્જા પણ ત્યાંપર્યંતછે વિનયનુંપણ ત્યાંપર્યંત, આલંબન કરેછે હૃદયનેંવિશે ધૈર્ય પ્રમુખ પણ ત્યાંસુધી રહેછે.

॥ દોહા ॥ તે ભણી ઇહાં રહેવું નહી, જિહાં સ્ત્રીજનબહુ આવંત॥ એમ કહી ચૈત્યથી ચાલીયો, મિત્ર સહિત ગુણવંત ॥ ૧૨ ॥ કુમર કહે આગેં ચલો, થાયેછે ઊઅત્સુર ॥ દુરપ્રેક્ષણસ્ત્રી લાભની, ઇચ્છા કાંઇ ન ભૂર ॥ ૧૩ ॥ પુરપોલેં જબ આવીયા, રથ પ્રાપ્તિનેં કાજ ॥ પાછલ કોઇ દેખે નહી, સખી

કન્યા કોઈ દાસ ॥ ૧૪ ॥ ચિત્તે ગુણચંદ્ર ચિંતવે, કેમ ઇહાં થાય વિલંબ ॥ ભૂખ્યા કેરી આરતિ, ફલે ન તુરતહી અંબ ॥ ૧૫ ॥ સર્વગાથા ॥ ૩૨૮॥

॥ ઢાલ આઠમી ॥ નદી યમુનાકે તીર ઉડે દોય પંખીયા ॥ એ દેશી ॥

॥ મિત્ર ધરે મન ભાવ, જાણે કોઇ આવી મલે, એહવે એકણ પાસ મુરજ ધ્વનિ સાંભલે ॥ કહે તવ કુમરને મિત્ર પ્રભો સુણ વિનતિ ॥ એ નિસુણવે ગીત, હોયે મુજ મન રતિ ॥ ૧ ॥ જોઈએ સંગીત પછી રથ આપણે, જાઇશું મહારાજ મિત્ર એહવું ભણે ॥ મિત્ર તણું મન રાખણ કાજ તિહાં ગયા, તાવત્ શ્રીચંદ્રકીર્ત્તિ સુણી વિસ્મય થયા ॥ ૨ ॥ નૃત્ય કરે તિહાં નર્ત્તકી કી-ર્તન તે કરે, ધ્રુવપદ શ્રીચંદ્ર નામ કહી મુખ ઊચ્ચરે ॥ મન ચિંતે શ્રીચંદ્ર ઘણા છે નામથી, કોણ જાણે કોણ હેતે અછે કોણ કામથી ॥ ૩ ॥ કાન ધરી જવ ગીત સુણ્યું તવ હેજથી, લક્ષ્મીદત્ત સુતશ્રી ચંદ્ર સલુણો તેજથી ॥ લક્ષ્મીવતીનો નંદન ભોગ નિદાન છે, જયવંતો તે આજ ચઊબુદ્ધિ નિધાન છે ॥ ૪ ॥ તે સુણી કહે શ્રીચંદ્ર મિત્ર એ ઘર કેહનું, કોણ સજ્જન પરિવાર નિમિત્ત છે જેહનું ॥ જેટલે જોવા જાય બિહું ઘર બારણે, સાહામો દીઠો શેઠ રહ્યો મત્ત વારણે ॥ ૫ ॥ વરદત્ત નામેં શેઠ દેખીને ઓલખ્યો, કહે કુમર તવ મિત્ર પ્રત્યેં એ ચિત્ત લખ્યો ॥ એ મુજ તાતનો વાણિજ્ય કારક શેઠનો, પુત્ર અછે તિહાં આવ્યો અમ ઘરેં ઠેઠનો ॥ જો જાણશે એ આજતો આપણને રાખશે, તે ભણી ચાલો વેગેં એ વીનતિ ભાખશે ॥ ષટપદી ॥ ૬ ॥ કરજાલીને મિત્ર તિહાંથી નીકલ્યો, દ્વારપાલેં કહ્યું સર્વ જઇ વરદત્તને મલ્યો ॥ વરદત્તે તવ નિજ-શેઠનું નંદન અટકલ્યો, પણ એ વાત અસંભવ મનમાં ખલભલ્યો ॥ ૭ ॥ તે શ્રીચંદ્રને પાસ તુરગ રથ ભટ ઘણા, સહસ ગમે પરિવાર નહી કાંઇ મણા ॥ તે એકલો કેમ હોય જઇને જોઇયેં, વાત ન મલતી એહ એ સંશય ધોઇયેં ॥ ૮ ॥ ચિંતિ આવે બાર જિસે તે ફરી ગયા, જાણી પાછલ થાય બેહુ નજરેં થયા ॥ ઓલખીયા તે કુમરને પદ પ્રણમી ઘણું, ભાગ્ય સંયોગેં આજ દરિસ લહ્યું તુમ તણું ॥ ૯ ॥ વૃષ્ટિ થઇ વિણ વાદલ કુસુમવિણુ ફલ થયું, જીવન દિન ઘડી આજ સમય સફલું લહ્યું ॥ ભાગ્યવતી એ ભૂમિ જિહાં તુમ પાઊલાં, ધરીયેં હવે ધરી પ્રેમ ઘરેં મુજ આઊલાં ॥ ૧૦ ॥ જે માહારે ઘ-

૨ મંગલ ભવ્ય વધામણા, તે સવિ તુમ પસાય લેઊં તુમ ભામ ણા ॥ મુજને જાણો જાઓ આજ એમ કિમ હવે, એ સ- વિ દોલત દામ્ર તુમારા એમ કહીને સ્તવે ॥ ૧૧ ॥ સેવકોપરિ સુ- પ્રસન્ન થઇ ઘર આવીયેં, લઘુ સુતનો લેખશાલ ઊત્સવ મન ભાવી- યેં ॥ આવ્યા સહેજ સ્વભાવ હવે કરો મુજ કૃપા, દાક્ષિણ પ્રે- મને ભક્તિ દેખી ધરી મન ત્રપા ॥ ૧૨ ॥ શેઠ ઘરેં જબ આવીયા મિત્ર તે હરખીયો, ગુણચંદ્ર કાર્યે વિલંબ લહીને પરખીયો ॥ કહે બાહે ૨ રથ સારથી છે તે આણીયેં, તે કીધું તેણે તેમ પ્રસન્ન મન જાણી યેં ॥ ૧૩ ॥ ગ્રહગણમાં જેમ તરણિ તેજાલ નભોગણે, તેમ વ્યવ હારીમાં તેહ દીપંતો સહુ ગણે ॥ શેઠની પત્ની તામ વધાવે મુગતા ફ્લે, દેતાં અઢલક દાન અવારિત નવિ ખલે ॥ ૧૪ ॥ ભટ્ટલોક કહે સર્વ સ ભા ધણી આવીયો, તગ્ગુણ ગીતને ગાન બહુ માને ભાવીયો ॥ એહ વે શ્રીદીપચંદ્ર નરેશેં નિજ સભા, પૂરી શેઠ સાંમત પ્રમુખ વધતી પ્ર ભા ॥ ૧૫ ॥ વીણારવ ગંધર્વ કલામાં શિરોમણિ, શોલ સજ્જન પ- રિવાર વિણાદિક રવગુણી ॥ રાધાવેધ વિધાન પ્રમુખ પ્રબંધ ઘણા ગાયે છે, અન્ય રાજકુમરની વીટંબણા થાય છે ॥ ૧૬ ॥ આપ કરચાં જે ગીત અપૂર્વધ્વનિ મન હરેં, મધુર ગુણે કરી સાર સુધાને અપહરે ॥ નવરસ ભાષા ભેદ રાગ બહુ શોભીયે, તાન તાલ લય મૂર્ચ્છના વાજિત્ર થોભીયેં ॥ ૧૭ ॥ નાદ છે પંચમ વેદ ભેદ એહના લહે, યોગી ભોગી સર્વ નાદેં મન થિર ર હે ॥ તન મન કરી એકાગ્ર નિમેષ નયને કરી, ઊચ્ચગ્રીવ અતીવ આદર ચિત્તમાં ધરી ॥ ૧૮ ॥ સાંભલે સઘલા સભ્ય ભૂપ પૂંઠે રહી, ચંદ્રવતી દેઈ આદિ તરૂણ પ્રદીપવતી સહી ॥ એમ નૃપની સવિ પરષદ મોદશું સાંભ લે, એહવામાં સખી ચતુરા ચંદ્રવતીશું મલે ॥ ૧૯ ॥ કહે સ્વામિની ઊ દ્યાનમાં રમવાને ગઇ, ચંદ્રકલા તિહાં વાત સુણેજો જે થઇ ॥ રૂપવંત ગુ ણવંત પુરૂષ કોઇ આવીયો, જાણ્યો ન તાસ સરૂપ કુમરી મન ભાવીયો ॥ ૨૦ ॥ એહવે આવી કોવિદા કહે તે પુરૂષની, વાત નામાદિક સર્વ નાહીં કાંઈ જંખની ॥ અછે વિહારમાં તેહ કુમર જિનવંદતો, દીઠો રૂપ સરૂપ કલા ગુણ ચંદતો ॥ ૨૧ ॥ કહે રાજા સખી તેહ સુગુણ નર જાણીયો, પુત્રી પ્રેમનો પાત્ર પરં છે વાણીયો ॥ એ અજ્ઞાત કુલ શીલને કની કેમ દીજીયેં, ક્ષત્રીય માંહે શોભ કહો કેમ લીજીયેં ॥ ૨૨ ॥ તોહે પણ દીપચંદ્ર નરેશ જણાવીયેં, એમ

કહી ગયા તે પાસેં સર્વે સુણાવીયેં ॥ દીપચંદ્ર કહે તામ હસી સાહામું જોઇ, નહીં ક્રીડાઘર શિશુનાં ધૂલિ ફરિ ફરિ હોઇ ॥ ૨૩ ॥ એ પદ્મિનિ ગુણ અશેષ સકલ વનિતા વડી, ઇદૃક્‌માત્ર વણિગનેં દેતાં શોભા શી સાંપડી ॥ મન કેમ હોયે પ્રસન્ન એ વાત છે લાંપડી, જો શુભગાંગ નૃપ સુણશે તો વજાડશે ચાપડી ॥ ૨૪ ॥ ચંદ્રકલા કેમ એહનેં વરશે જાણતી, સૂર્યવતીનો પુત્ર વિવાહ મન આણતી ॥ તે તો મનોરથ સઘલા હૃદયમાંહે રહ્યાં, જે કાંઇ કર્મે લખ્યા તે થાય ન જાય કોણે કહ્યા ॥ ૨૫ ॥ જો એહવો સંયોગ કરીજેં તો યશ કિશ્યો, આપણને જગમાંહે મલશે જિસ્યો તિસ્યો ॥ એમ કરતાં યથા શક્તિ સ્વયંવર મંડાવશું, રાજ્યપુત્ર કોઇ યોગ્ય વિવાહ કરાવશું ॥ ૨૬ ॥ એહવે ચૈત્ય સમીપેં સુચંદ્રકલા ભણે, સખીપ્રિયંવદા નામે જોઓ તે કિહાંધણે ॥ લહી તેહનો આદેશ જોઇ પુર પરિસરેં, ઘર આપણ વન વાડી વાવિ સરોવરેં ॥ ૨૭ ॥ નવિ દીઠા તિહાં કોય મિત્ર કુમર બિહું, આવી એહવી વાત જણાવી તે સહુ ॥ નિસુણી તેહ ઊદંત વિયોગ ભરી રડે, ક્ષિણ નીશાસા મૂકીનેં ધરણી ઢલી પડે ॥ ૨૮ ॥ હું નિર્ભાગ્ય શિરોમણિ આજ કિશ્યું કરશું હવે, એહવો વર પામીનેં ખોયો તે દહે હવે ॥ દુઃખપૂર મહમૂર તે એહવો ઊલટ્યો, જેણે કરી ગુણના દેશ વિવેક ગિરિથી લટ્યો ॥ ૨૯ ॥ ગોત્રદેવી કુલદેવી કહો મુજ કિહાં ગઇ, સાર કરે નહી કોય બેશુદ્ધિ તે ભઇ ॥ ચૈત્ય માંહે જે મયૂર શકુનનેં પૂતલી, પૂછે તેહની વાત જાણે થઇ વાઊલી ॥ ૩૦ ॥ અરે શુક શુકી મેનાદિકનેં કહે મુજ પતિ, કેમ બોલાવ્યો નાહી ન રાખ્યો કરી થિતિ ॥ હવે માહારાં કહો પ્રાણ કેણીપરેં ધારશું, કેહનેં દેખી આજ હૃદય દુઃખ વારશું ॥ ૩૧ ॥ ઇહાં નહી તુમચો વાંક એ વંક છે માહરો, મૂકી લજ્જા વિલગત તો રચો આશરો ॥ બહુલા એમ વિલાપ તે ચંદ્રકલા કરે, શૂને ચિત્ત વનમાંહે હેવાન થઇ ફિરે ॥ ૩૨ ॥ એહવે ચતુરા તામ આવી સઘલું કહ્યું, ઊચિત વરાદિ ઊદંત જે માતપિતા લહ્યું ॥ વલી વિશેષ દુઃખપૂરેં મૂર્ચ્છા ગામતી, સખીયેં કીધી સજ્જ વિયોગ મન વામતી ॥ ૩૩ ॥ પ્રિયંવદાયેં તુરત પિતુને દાખવ્યું, તેહવી લેઇ ઉત્સંગેં સુતાનેં સુખ ઠવ્યું ॥ રે વત્સે ધર ધીરજ ત્યજ ઊત્સુક પણું, થાશે સઘલું ભવ્ય મ કર

મન દૂમણું ॥ ૩૪ ॥ તું તત્વજ્ઞ સુદક્ષ મહામતિ ધીર છે, દુઃખમ કર મન કાંઇ તું કોમલ વપુ અછે ॥ તુજ વિવાહેં સ્વયંવર ઇચ્છા અતિ ઘણી, જે છે તેતો જાણે શ્રીજ્ઞાનવિમલ ગુણના ધણી ॥ ૩૫ ॥

॥ દોહા ॥

॥ એમ નિસુણી પુત્રી કહે, તુજ કુખિ ઊપન્ન ॥ સતીયેં જે પતિ મન ધરચો, તેહીજ વરે ન અન્ય ॥ ૧ ॥ વિસ્તર સ્વયંવર મંડપેં, કોઇ ન માહરે કામ ॥ વર શ્રીચંદ્રજ માહરે, અથવા અનલનું ઠામ ॥ ૨ ॥ પુત્રી નિશ્ચય એહવો, જાણી ચંદ્રવતી માય ॥ સુભટ પ્રત્યેં એહવું કહે, વિનવો દીપચંદ્ર રાય ॥ ૩ ॥ તેહિજ વરનેં જોયવો, જે મન પુત્રિબદ્ધ ॥ અવર ન કોઇ સંભવે, એહ યથારથ લબ્ધ ॥ ૪ ॥ કુમરી મૂર્ચ્છન વિલપવું, ચતુરાયેં કહ્યું સર્વ ॥ દીપચંદ્ર રાજા પ્રત્યેં, મૂકી મનનો ગર્વ ॥ ૫ ॥ સભા વીસર્જી તુરતમાં, આવે ચૈત્ય મઝાર ॥ ગાયન જન પ્રધાન મુખ, અવર વલી પરિવાર ॥ ૬ ॥ પ્રદીપવતી રાણી તિહાં, સખી તણે પરિવાર ॥ આવી સવિનેં પૂછીયું, પણ નવિ દીઠ કુમાર ॥ ૭ ॥ રાજ્યપંથ રાજા જૂવે, પણ ખબર ન લાધી કાંય ॥ એહવે ચંદ્રકલા સખી, કહે શુભ ચેષ્ટા થાય ॥ ૮ ॥ વામ ચક્ષુ ફુરકે ઘણું, સખી હર્ષનું ઠામ ॥ મનવંછિત હોશે સહી, ટલશે ચિંતા કામ ॥ ૯ ॥ તે સમયેં કોઇ શુભ નરેં, કહી કુમરની શુદ્ધિ ॥ રાજા આગલ અભિનવી, વરદત્ત ઘરે બહુ ઋદ્ધિ ॥ ૧૦ ॥ રાજા શેઠ ઘરેં ગયા, દેખી તિહાં શ્રીચંદ્ર ॥ લાવણ્ય રૂપનેં કાંતિભર, અધરીકૃત વર ચંદ્ર ॥ ૧૧ ॥ શેઠે સિંહાસન રચ્યું, આવી બેઠા ભૂપ ॥ દીપચંદ્ર નૃપ પદ નમે, ભેટ કરી અનૂપ ॥ ૧૨ ॥ નૃપ ઊત્સંગે લીયે કુમરનેં, ધરી પ્રમોદ અપાર ॥ એ સંગતિ દોહિત્રનું, પૂરી પ્રેમ અવધાર ॥ ૧૩ ॥ ગુણચંદ્રેં તિહાં કુમરનું, ચરિત્ર કહ્યું સુવિશેષ ॥ વીણારવેં પણ દાખીયું, કરી મનમાં ઊલ્લેખ ॥ ૧૪ ॥ કહે ગાયન અમેં ગાઇયો, રાધાવેધ પ્રબંધ ॥ તે એ શ્રીચંદ્ર જાણજો, ગુણમણિ કેરો સિંધુ ॥ ૧૫ ॥ સુરગુરૂ પણ નવિ કહી શકે, જસ ગુણ કેરો અંત ॥ અર્થિપ્રાર્થિત સુરૂતરૂ, તિલકમંજરી કંત ॥ ૧૬ ॥ અથ વીણાર વગાયનેન ભણિતં ॥ ગાહા ॥ રાહાવેહવિહીએ, સઅંવર વરિઓય તિલય મંજરીએ ॥ સ૦વનિ૦વ ગ૦વહરણો, વીરિકકો જયઓ સિરિચંદો ॥ ૧૭ ॥ સર્વગાથા ॥ ૩૭૯ ॥

॥ ઢાલ નવમી રાગ કેદારો, રૂકમિણી રૂપેં રંગીલી નારિ ॥ એ દેશી ॥

॥ એહ ચરિત્ર પવિત્રનો લાલા, કુમરને દેખી ધામ ॥ જોવા કારણ આવીયાં લાલા, પ્રદીપવતી મુખ તામ ॥ ૧ ॥ કુમરજી રૂપ શિરોમણિ એહ, એતો ગુણમણિ કેરો ગેહ કુમરજી ॥ ચંદ્રશું ચંદ્રકલાનેં નેહ કુમરજી, એ યુગતું છે સસનેહ કુમરજી ॥ રૂપેં શિરોમણિ એહ ॥ એ આંકણી ॥ તિહાં તે કુમરનેં દેખીનેં લાલા, સવિ પામ્યા તે પ્રમોદ ॥ તેતો જાણે કેવલી લાલા, તે અનુભવનો મોદ ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૨ ॥ હવે વરદત્તશેઠ ભેટણું લાલા, લેઇ નૃપનેં પાસ ॥ આવી કહે આજ માહરૂં લાલા, ભાગ્ય વધ્યું ફલી આસ ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૩ ॥ સાહિબ ચરણની રેણુયેં લાલા, પાવન કીધું ગેહ ॥ એમ કહી જે ભેટણું કરચું લાલા, તે શ્રીચંદ્રને દીયે ધરી નેહ ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૪ ॥ કહે નૃપ હવે શ્રીચંદ્રને લાલા, સુણો કુમાર કોટીર ॥ ચંદ્રકલા ભણી લીજીયેં લાલા, આવી યૌવન તીર ॥ એ પદ્મિની પદ્મ શરીર ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૫ ॥ શુભગાંગ નૃપતિયેં મોકલી લાલા, સકલ સામગ્રી મેલ ॥ વિવાહ કારણ કુમરજી લાલા, કરો તેહનો કર મેલ ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૬ ॥ કુમર કહે યુક્તું નહી લાલા, અચરિજ કારી વચન્ન ॥ જો ફિરી ન કહું તો માહેરો લાલા, દોલાયીતું મન્ન ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૭ ॥ કિહાં પૃથ્વીપતિ નંદની લાલા, કિહાં હું તુમ દાસનો પુત્ર ॥ સંયોગ સરિખો જોડીયેં લાલા, શોભા હોય ઊભયત્ર ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૮ ॥ વજ્ર રત્નશું શોભિયેં લાલા, સુવર્ણ મુદ્રિકા જેમ ॥ પણ કાચ ઊપલમાં જોડતાં લાલા, નવિ શોભીજેં હેમ ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૯ ॥ રત્નમાલા વાયસ ગલે લાલા, જેમ ન વિભૂષા થાય ॥ કુબ્જા ગલે મુકતાવલી લાલા, તેમ અકુલી ઘર કની થાય ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૧૦ ॥ પ્રાસાદનેં શિખરેં રહ્યો લાલા, પણ કાક ન થાયે હંસ ॥ નીચ રાજ્ય અભિસિંચીઓ લાલા, તેમ ઊંચ ન થાયે વંશ ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૧૧ ॥ દુષ્કુલથી સ્ત્રી રત્ન તે લાલા, લીજેં એ શાસ્ત્રની વાણિ ॥ પણ સુકુલ સ્ત્રી દુકુલ નરેં જોડીયેં લાલા, એહવી નહી કિહાં વાણિ ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૧૨ ॥ યતઃ ॥ બાલાદપિહિતં ગ્રાહ્યં, અમેધ્યાદપિકાચનં ॥ નીચાદપ્યુત્તમાં વિદ્યા, સ્ત્રીરત્નં દુષ્કુલાદપિ ॥ ૧ ॥

ભાવાર્થ—બાલકથી પણ હિતકારક વચન ગ્રહણ કરવું, અપવિત્ર પદાર્થને મલેલું

સુવર્ણ હોય તો પણ ગ્રહણ કરવું, અને નીચ થકી પણ વિદ્યા ગ્રહણ કરવી તથા સ્ત્રી રૂપ રત્નનું નીચકુલથકી પણ ગ્રહણ કરવું.

॥ પૂર્વઢાલ ॥ તેભણી સ્વયંવરેં મેલવી લાલા, કીજેં અતિહિ વિવાહ ॥ એ વિધિ છે રાજધાનીનો લાલા, જેમ હોયેં સવિનેં ઉત્સાહ ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૧૩ ॥ વિનયવચન એમ સાંભલી લાલા, કહે દીપચંદ્ર નરેશ ॥ એ ગંભીર ગુણથી લહું લાલા, નિરહંકાર નરેશ ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૧૪ ॥ લોભ લેશ દીઠો નહી લાલા, રાજકનીનેં હેત ॥ ઇત્યાદિક ગુણેં જાણીયો લાલા, કોઇ ઉત્તમતા તવ ચેત ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૧૫ ॥ કેઇક કુલથી નીચ છે લાલા, પણ ગુણ થી છે ઉંચ ॥ કેઇક કુલ ઉંચા હુંતા લાલા, પણ ગુણથી હુએ નીચ ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૧૬ ॥ તુંતો ગુણ કુલેં ઉંચ છે લાલા, દીસે છે પ્રત્યક્ષ ॥ વ્યવહારી કુલ નીચ નહી લાલા, તેતો દીસે શાસ્ત્ર સમક્ષ ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૧૭ ॥ રૂપ કાંતિ પંડિત પણે લાલા, તુમ સરિખા નહી કોય ॥ નજરેં ફરી ફરી જોયતાં લાલા, ઇહાં અસદૃશ્ય નહી કોય ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૧૮ ॥ નીચ વખાણ્યો શિર ઉંચ ધરે લાલા, શરટ પરેં વિકરાલ ॥ ઉંચ વખાણ્યો નીચું જોયે લાલા, લજ્જાનામિત ભાલ ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૧૯ ॥ યતઃ ॥ વાજિ રાસભવદ્વ્યક્તં, તત્સ્વયં બુધ્યતે બુધૈઃ ॥ કાકોહમિતિ જલ્પશ્ચ, હંસઃકિંવાયસો ભવેત્ઃ– ૧ ॥

ભાવાર્થઃ—ઘોડાનું અને ગધેડાનું સ્પૃષ્ટપણું ડાહ્યા પુરૂષો તો પોતાની મેળેજ જાણેછે. અને હું કાગડો છું એમ કેનાર હંસ કોઈ દિવસ કાક હોય? નહિજ હોય.

॥ પૂર્વ ઢાલ ॥ તેમાટે મનોરથ અમ તણા લાલા, પૂરો ઇહાં ન વિચાર ॥ એહ વિવાહ હર્ષે કરો લાલા, ભણવો ઇહાં ઉંકાર ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૨૦ ॥ એમ કહે પણ ઇચ્છે નહી લાલા, ન વદે લાજ થી વયણ ॥ એમ જાણી સવિ આવીયા લાલા, શેઠ તણે ઘર સયણ ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૨૧ ॥ તદનંતર વર યુગતિશું લાલા, ભોજન વિધિ શું સર્વ ॥ ન્હવરાવી જમાડીયા લાલા, પહેરાવી વલી સર્વ ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૨૨ ॥ ચંદનમાલે શોભાવીયા લાલા, રાખ્યા હઠ કરી તેહ ॥ ઉર્ધ્વ ભૂમિ ચિત્ર મંડપેં લાલા, બેસાડે સવિ નેહ ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૨૩ ॥ એ હવે દીપવતી તણા લાલા, સુત વરચંદ્ર કુમાર ॥ વલી પદ્મિનીનો બંધુ છે લાલા, જે વામાંગ કુમાર ॥ કુ૦ ॥ રૂ૦ ॥ ૨૪ ॥ સર્વ મલ્યા

તિહાં એકઠા લાલા, નર્મ વચન કહે તામ ॥ કહે વિવાહની યોગ્યતા લાલા, ઇહાં નહી વિલંબનું કામ ॥ કુ૦ ॥ ૩૦ ॥ ૨૫ ॥ દુગ્ધ માંહે જેમ શર્કરા લાલા, જેમ નાગવલ્લી પુંગ વૃક્ષ, કલ્પવલ્લી કલ્પદ્રુમેં લાલા, એ શોભા લહે દક્ષ ॥ કુ૦ ॥ ૩૦ ॥ ૨૬ ॥ તેમ તુમ યોગેં પદ્મિની લાલા, હોશે મહોદય યોગ ॥ એહ કાર્ય કીધે હુંતે લાલા, બીજા બહુ શુભ યોગ ॥ કુ૦ ॥ ૩૦ ॥ ૨૭ ॥ કુમર કહે એ સવિ ખરૂં લાલા, પણ હમણા એ નવિ થાય ॥ દિશિ જોવાને નીકલ્યો લાલા, વિણ પૂછયો માય તાય ॥ કુ૦ ॥ ૩૦ ॥ ૨૮ ॥ વિનયી એ લક્ષણ નહી લાલા, જિહાં છંદે ચાલંત ॥ તે ભણી માનવને કહી લાલા, લજ્જાલુ કુલવંત ॥ કુ૦ ॥ ૩૦ ॥ ૨૯ ॥ લજ્જા ગુણની માવડી લાલા, લજ્જા ઋદ્ધિ નિધાન ॥ લજ્જાહીન જે માનવી લાલા, નહી તસ જ્ઞાન ન માન ॥ કુ૦ ॥ ૩૦ ॥ ૩૦ ॥ ચંદ્રવતી કહે તે ખરૂં લાલા, જે તુમે બોલ્યા વયણ ॥ એ તુમ કુલને ઊચિત છે લાલા, પરં તાત ભક્તિ પરવીણ ॥ કુ૦ ॥ ૩૦ ॥ ૩૧ ॥ પણ પૂર્વે ઊત્તમ જના લાલા, ભાગ્ય પરીક્ષણ કાજ ॥ નીસરીયા છે પદપદેં લાલા, તસ મલિયા છે ધન રાજ ॥ કુ૦ ॥ ૩૦ ॥ ૩૨ ॥ તિહાં શું સવિ પૂછી ગયા લાલા, સર્વે છે ભાગ્યાધીન ॥ પિતા તેહવોહિજ રહે લાલા, પુત્ર હોયે જગત મુદિન ॥ કુ૦ ॥ ૩૦ ॥ ૩૩ ॥ કર્મ છે સહુના જૂજૂવાં લાલા, તે ભણી તુમેં છો દક્ષ ॥ જ્ઞાન વિમલ ગુરૂ ભાગ્યથી લાલા, સંપદ મલે કેઇ લક્ષ ॥ કુ૦ ॥ ૩૦ ॥ ૩૪ ॥ સર્વગાથા ॥ ૪૧૨ ॥

॥ દોહા ॥ શોરઠા ॥

॥ ચંદ્રવતીનાં વયણ, સાંભલિ ચિંતે ચિત્તમાં ॥ નૃપરાણી માતા બહિન, કેમ ઉત્તર દિઊં એહમાં ॥ ૧ ॥ તેહવે કહે અમાત્ય, શું દુષ્કર એકમાં અછે ॥ ધન વિવાહને રાજ્ય, ગૃહીને તો એ સઘલું રૂચે ॥ ૨ ॥ અમને કહેજો કોઇ, એહવું તો હોશેં લીયાં ॥ ભરિયાં ભરે સહુ કોઇ, ન હોયે રેવા મરૂથલે ॥ ૩ ॥ કહે હવે ચંદ્રકુમાર, જગ સઘલો સરિખો નથી ॥ જે લઘુકર્મા સુઆચાર, તેહનેશું અધિક સંતોષથી ॥ ૪ ॥ કહે વામાંગ કુમાર, એહ વિવાહને માનશે ॥ પણ વિવેકને માન, દેખીને વલી જાણશે ॥ ૫ ॥ અહો અહો કુમર વિવેક, રાજ્ય કનીયેં નિરીહ છે ॥ ભોગ મલે તો યોગ, વાંછે તે વિરલા અછે ॥ ૬ ॥ છતા ભોગને છંડી, યોગ ગ્રહે ધીરજ ધરી ॥ કોઇ અછતા ઇચ્છંતિ, કર્મદિશા

જસ આંકરી ॥ ૭ ॥ જે સંતોષ સમાધિ, સુખ આગલ ઊપમ નહી ॥ ભવસુખ તે તૃણુ માત્ર, ઊત્તમ તે ઇચ્છે નહી ॥ ૮ ॥ કહે શ્રીચંદ્ર સુકુમાર, રાજ્ય-કુમર છો જગતિલા ॥ હૃદયેં કરો વિચાર, કહો કુણુ ગુણુ વાણિજ્ય ભલા ॥ ૯ ॥ દોહા ॥ વણિક વધૂટી નિજવરેં, કરે રંધના દિક કર્મ ॥ ક્ષત્રીય કુલની ઊપની, રાજ્ય.સુતાને સુશર્મ ॥ ૧૦ ॥ કિહાં. ઘર નરપતિ કુલતણું, કિહાં વણિક કુલ નીચ ॥ તુમ મનમાં નથી આવતું, પણ ન મલે એ સંચ ॥ ૧૧ ॥ તુમો સવિ કન્યા પક્ષનાં, હિત ચિંતક છો ભાય ॥ પણ એ વણિક તણે ઘરેં, શી પરેં સુખિણી થાય ॥ ૧૨ ॥ જો એહવો યોગ મુજ્જને, વિધિ જો મેલણ હાર, ॥ તો શ્યાનેં વણિક કુલેં, દેવત મુજ અવતાર ॥ ૧૩ ॥ એમ નિજ વયણની ચતુરતા, કરી કરાવે મૌન ॥ સઘલી દેખીનેં થઇ, ચંદ્રકલા હૃદિ દૂન ॥ ૧૪ ॥ આંસુ જલજલીયાં ભરે, જેમ જલથલ ગત મીન ॥ ચંદ્રકલા થઇ બીજની, દીન વદન ચિંતાતુરી ॥ ખેદ ધરી હોઇ ખીણુ ॥ ૧૫ ॥ સર્વગાથા ॥ ૪૨૭ ॥

॥ ઢાલ દશમી દેશી જત્તિની, વ્રતની મનસા જે આણી ॥ એ દેશી ॥

॥ થઇ દીન તે પુત્રી જાણી, ચતુરા ભાષે જઇ વાણી. ॥ તવ પ્રદીપવતી તેડાવે, ઊત્સંગ ધરીને લડાવે ॥ ૧ ॥ કહે પુત્રી તેં ભલો કરીયો, ગુણ લક્ષણેં વર એ વરીયો ॥ ધન્ય તાહરી એ ચતુરાઇ, મન ખેદ ન કરજે બાઇ ॥ ૨ ॥ દોહા ॥ ઊત્તમ જે કારજ કરે, તે વિવેક બહુમાન ॥ જિહાં જિહાં જોડા સંપજે, તેહિજ કરે નિદાન ॥ ૩ ॥ ચાલ ॥ વરદત્ત કહે હવે વાલી, તુમ્હ દીપતું અંગ નિહાલી ॥ કોઇ ક્ષત્રીય તેજ જણાવે, અમ મનમાં અવર ન આવે ॥ ૪ ॥ કોઇ યદ્યપિ કર્મનેં ભોગે, હુઓ વલી વણિક કુલ યોગે ॥ તોશું કિશ્યું હીણુ લાગે, વિવાહ છે ગુણનેં રાગેં ॥ ૫ ॥ જો છે નિજ મનડું રાજી, તો શું કરે લોકનેં કાજી ॥ અમો જાણી વણિકની જાતિ, દીધી કન્યા ભલિ ભાતિ ॥ ૬ ॥ દોહા ॥ જેહને જે મનમાં વશ્યો, પરણે તેહિજ કંત ॥ એક વાર કન્યા દીયે, એક વાર વદે સંત ॥ ૭ ॥ કન્યા એ વિવાહથી, હોશે અનેક વિવાહ ॥ રાજ્ય ઋદ્ધિ લહેશો ઘણી, નિશ્ચયથી ઊચ્છાહ ॥ ૮ ॥ ચાલ ॥ નૈમિત્તક વચન પણ એહવું, મલશે જ્ઞાનીના જેહવું ॥ ઘણી સંપદ સુખનો મેલ, હોશે નિત્યનિત્ય રંગરેલ ॥ ૯ ॥ એમ નિસુણી શકુન ગ્રંથીબંધે, ગુણચંદ્ર મનમાં સંધે ॥ કુલ ગ્રામાદિક જે

સર્વે, દાસીયેં જણાવ્યું પૂર્વ ॥ ૧૦ ॥ તે માટે કરગ્રહ માનો, વિવાહ ન હોશે છાનો ॥ કોઇ પૂરવભવનો પ્રેમ, પ્રગટયો છે જાણ્યો નેમ ॥ ૧૧ ॥ દોહા ॥ એ પદ્મિની જિનધર્મિણી, જાણે જિનવર વયણ ॥ શ્રીસમ્યક્તેં પવિત્ર છે, જિનપૂજાદિ પ્રવીણ ॥ ૧૨ ॥ શુદ્ધ શીલ લીલાવતી, પ ચપરમેષ્ટી જાપ ॥ કરતી ધરતી ધર્મ મનેં, કરે શાસ્ત્ર જબાપ ॥ ૧૩॥ એણે જે મનમાં ધરચો, વરશે પણ એ તેહ ॥ તેમાટે તુમેં હા ભણો, જેમ અમ વાધે નેહ ॥ ૧૪ ॥ ચાલ ॥ શ્રીચંદ્રવિચારે ચિત્તેં, જો આવી મ લ્યું છે એ નિમિત્તેં ॥ રાણીનું વચન ન ઠેલાય, કની પ્રેમ ન કહેણો જા ય ॥ ૧૫ ॥ કેતા મુખ દીજેં જબાપ ॥ એતો લાગો હર્ષ સંતાપ ॥ ન નિષેધ્યું તેહિજ માન્યું, એ ન્યાયેં મનડું પીછાણ્યું ॥ ૧૬ ॥ તે ડી ચંદ્રકલા તે બેટી, સવિ લક્ષણ ગુણની પેટી ॥ કહે વર ગલે વર માલ ઠવીયેં, મનોરથ સફલા ભવીયેં ॥ ૧૭ ॥ દોહા ॥ કહેત ખેવ હર્ષે કરી, તેણેં કીધું તતખેવ ॥ માતા પૂઠેં લાજ ધરી, ઊભી રહે કરે સેવ ॥ ૧૮ ॥ ચંદ્રનેં જોઇ ચકોરણી, મોરી મયૂરનું નૃત્ય ॥ તેમ નિરખેં આનંદશું, ચંદ્રકલા નિજકંત ॥ ૧૯ ॥ વિવાહ મંગલમાલિકા, પ્ર ગટી ઘરઘર ઘોલ ॥ ઉત્સવ અતિહી આડંબરેં, ચંદન છાકમ છોલ ॥ ૨૦ ॥ ચાલ ॥ ચતુરાદિક સર્વ સહેલી, હર્ષી જેમ મેહેં ઢેલી ॥ વરચંદ્રાદિ ક સવિ હરખ્યા, વામાંગ નૃપાદિક નિરખ્યા ॥ ૨૧ ॥ હવે પાછલી રાત્રીનેં યામે, ઉઠયો કુમર કાય મિષ તામેં ॥ જેહવેં રથ પાસેં આ વે, નીચી ભૂમી જાવાને ભાવે ॥ ૨૨ ॥ તવ કહે ગુણચંદ્ર કુમાર, રાણી નેં એહ વિચાર ॥ રથારૂઢ કુમર એ જાશે, જાણ્યું નહી પછે પછતાશે ॥ ૨૩ ॥ દોહા ॥ એમ નિસુણી ગુણચંદ્ર વચ, વામાંગાદિક રાય ॥ ચ તુરાદિક પરિવાર સવિ, આવે તેણે ઠાય ॥ ૨૪ ॥ તદનંતર ચંદ્રવતી ક હે, મરકલડું કરી હાસ ॥ પૂછીજેં કાંઇ કહો, અછે વિદ્યા અભ્યાસ ॥ ૨૫ ॥ કહે કુમર મનમાં રૂચે, તે પૂછો ધરી ખંતા ॥ વિદ્યા અણ સંભારી થકી, જાયે જેમ અણહુંત ॥ ૨૬ ॥ ચાલ ॥ ચંદ્રકલા સુણિ કંત વયણા, કરી રોમાંચિત તનુ નયના ॥ ગુણ તેર તાંબૂલના બોલ્યા, નહિ સ્વર્ગમાંહે તે સોહેલા ॥ ૨૭ ॥ લેઇ પાનનું બીડું હાથ, કહે કુમરને એ તાંબૂલ નાથ ॥ ગુણ કે તા એહના ભાંખો, ગ્રહી બીડું હાથમાં રાખો ॥ ૨૮ ॥ યથા ॥ તાંબૂલં કટુતિક્ત મુષ્ણ મધુરં ક્ષારં કષાયાન્વિતં, વાતઘ્નં કફનાશનં કૃમિહરં દુર્ગંધનિર્નાશનં

॥ વત્કૃસ્યાભરણું વિશુદ્ધિકરણું કામાગ્નિ સંદીપનં, તાંબૂલસ્યભવેત્ ત્રયોદશ ગુણા સ્વર્ગેપિ તે દુર્લભાઃ ॥ ૧ ॥ તથા ॥ ષસ્વાભિન્નેભિરિદં ત્રયો દશ ગુણૈ યુક્તં પ્રસાદિ કૃતં ॥ ૧ ॥ ભાવાર્થ ॥ તાંબૂળ, કટુ, ઊષ્ણ, તિક્ત, મધુર, ક્ષાર, અને કષાય તેણે યુક્ત જો હોય તો તેકેવું જાણવું? તો કે વાત, કફ હણનારૂં જાણવું તથા કમિને નાશ કરનારૂં છે મુખની દુર્ગંધિનો નાશકાર ક, મુખનું આભરણરૂપ, મુખને શુદ્ધ કરનાર, અને કામાગ્નિને પ્રદીપ્ત કરનાર, એમ સર્વ તેર ગુણ તાંબૂલમાં રહેલા છે ॥ તથા અંતરંગ બીટકં કીદૃશં ઇતિ પૃષ્ટે ॥ ચાલ ॥ કહે એતો દ્રવ્યથી બોલ્યું, એતો સઘલે દીશે સોહિલું ॥ હવે અંતરંગ બીટક કહીયેં, ચંદ્રકલાથી તેહનું લહીયેં ॥ ૨૯ ॥ પ્રિયવચ નાગરવેલી દલ, શુદ્ધપ્રેમ તે પૂગ ॥ સમકેત ચૂર્ણ કપૂર ધૃતિ, સરૂચિ નિર્જ્જર સંયોગ ॥ ૩૦ ॥ એહવું બીડું મુખ ધરે, તસ સુગંધ મુખ સાસ ॥ ખયન ખાસ થાયે નહી, જિનવર ધ્યાન ઊસાસ ॥ ૩૧ ॥

॥ કુમરી સંજ્ઞયા ચતુરા સંખ્યા અંતરંગબીટક પૃષ્ટઃ ॥ શ્રીચંદ્રઃ પ્રાહ ॥ સંસ્કૃતભાષાયાઃ કાવ્યં ॥ સુન્નાગપત્રાણિ મિથઃપ્રિયંવચ, સત્પ્રેમપૂગાની સુદૃષ્ટિચૂર્ણકઃ ॥ સંતોષ કર્પૂરસુગંધ વર્ત્તિકાં, તથેદૃશંબીટકમસ્તુમે વિભૌ ॥ ૧ ॥ સત્યંવચો નાગર ખંડબીટકં, સમ્યકત્વપૂગં શુભતત્વચૂર્ણકં, સ્વાધ્યાય કર્પૂર સુગંધ પૂરિતં, તદસ્તુ સખ્યઃ શિવસૌખ્ય કારકં ॥ ૨ ॥ ભાવાર્થ ॥ અન્યોન્ય પ્રિય વાકય તે રૂપ તાંબૂલ પત્ર, રૂડા પ્રેમરૂપ સોપારી, રૂડી દૃષ્ટિરૂપ ચૂનો, સંતોષરૂપ બરાસ કર્પૂર, રૂડા સંગરૂપ લવીંગ એવું મારે તાંબૂલ બીટક જોયે ॥ ચાલ ॥ વલી સખીને એણી પરે સૂચે, હવે સ્નાન તણા ગુણ પૂછે ॥ કહે દશ ગુણ સ્નાનના કહીયેં, વિવેક શાસ્ત્રમાં એહવા લહીયેં ॥ ૩૨ ॥ યતઃ ॥ સ્નાનંનામ મનઃ પ્રસાદજનનં દુઃસ્વપ્નવિધ્વંસનં, સૌભાગ્યાયતનં મલાપહરણું સંવર્દ્ધનં તેજસઃ ॥ રૂપદ્યોતકરં શિરઃસુખકરં કામાગ્નિ સંદીપનં, સ્રીણાં મન્મથમોહનં શ્રમહરં સ્નાનંદશૈતે ગુણાઃ ॥ ૧ ॥ ભાવાર્થઃ ॥ મનને પ્રસન્ન રાખનાર, માઠાસ્વપ્નને નાશ કરનાર, સૌભાગ્ય કરનાર, મલનો નાશ કરનાર, તેજને વૃદ્ધિ કરનાર, રૂપને પ્રકાશ કરનાર, મસ્તકને સુખ કરનાર, કામાગ્નિને સંદીપન કરનાર, સ્રીના મનને કામ દેવ ઉત્પન્ન કરનારૂં તથા શ્રમને નાશ કરનાર, એ દસગુણવાલું સ્નાન કહયુંછે ॥ ચાલ ॥ અંતરંગ સ્નાન હવે દાખો, કહે શમરસ અમીજલ ચાખો ॥ જેહથી વિષયપંક મલ જાવે, તૃષ્ણાનો તાપ ઊલાવે ॥ ૩૩ ॥ વલી પૂછે ખીચડી ભેદ, ચતુરા

કહે દાખો વેદ ॥ દ્રવ્યેંતો સહુએ જાણે, પણ ભાવેં સ્વામિ વખાણે ॥ ૩૪॥ ॥ શ્રીચંદ્રઃપ્રાહ ॥ દોહા ॥ ગુણ તંદુલશું નીપની, કરૂણા દાલિ સંજૂસ ॥ સમકિત ઘૃતશું જિમીયેં, તો ભાંજે ભવભૂખ ॥ ૩૫ ॥ યતઃ ॥ ગુણ તંદૂલ નિષ્પન્ના, સન્મૈત્રીદાલીસુંદરા ॥ સમ્યક્ત ઘૃતસંપૂર્ણા, ક્ષિપ્ર કા ભુજ્યતા મિયં ॥ ૧ ॥ ભાવાર્થઃ—ગુણરૂપ ચોખા, તથા સારીમૈત્રી રૂપ સુંદર દાલ તથા સમ્યકત્વરૂપ ઘૃતેં કરી યુક્ત ખીચડીનું ભોજન કરવું ॥ અથ કુમરી ભ્રૂસંજ્ઞયા કોવિદાસખ્યા અંતરંગલપનશ્રીભોજ્યપૃષ્ટે ॥ કુમર આહ॥ચાલ ॥ લપનશ્રી જેહ ત્રિધારી, અંગઅગ્રભાવ પૂજા ધારી ॥ નાનાવિધ વેગર ભારી, વિધિ રચનાયેં એહ ધારી ॥ ૩૬ ॥ યતઃ॥ લપનશ્રી ત્રિધાભક્તિ, શ્ચિત્રભક્તિ સુરાજિતા ॥ સા નિત્યં ભુજ્યમાનાહિ, તનુશોભાચિતન્વતાં ॥ ભાવાર્થઃ—ત્રણ પ્રકારની ભક્તિ, ચિત્ર વિચિત્ર ભક્તિએકરી સુશોભિત, એવી લાપસી જમે છતે નિરંતર શરીર શોભાને વધારેછે ॥ અંતરંગ ગુલપર્પટિકા ભોજ્યે પૃષ્ટે ॥ પુનઃ કુમર આહ ॥ ચાલ ॥ ગુલ પર્પટિકા કહો કેહી, જડ ભાવ ન લાધે જેહી ॥ અનુકંપ ઉચિત કિર્ત્તિદાન, એહના જિહાં ભાવ પ્રધાન ॥ ૩૭ ॥ અંતરંગે એહિજ જાણો, મન કૃપણપણું નવિ આણો ॥ એમ ભોજનની દુરસાઈ, નિત્ય કીજેં તે, હી ભલાઇ ॥ ૩૮ ॥ યતઃ ॥ ત્રિધાદાનમમાનંયદ્બહુમાનેન સંયુતં ॥ ગુડપર્પટિકા તૂર્ણં, ભુજ્યતાં પ્રત્યહં સખે ॥ ૧ ॥ ભાવાર્થ—પ્રમાણવિનાનું ત્રણ પ્રકારનું દાન બહુ માને સંયુત કરવું, તેરૂપગોલપાપડીનું હેસખી પ્રતિદિન ભોજન કરવું ॥ અથ વરદત્તાદિ કુમારે દેવગુરૂ ધર્મતત્વે પૃષ્ટે ॥ પુનઃ કુમર આહ ॥ ચાલ ॥ શુદ્ધદેવ સુગુરૂ શુદ્ધધર્મ, ભાંખો હવે તેહના મર્મ ॥ જે વિણુ બહુ ભવમાં ભમિયા, ભવ ઇણેવિણ અહેલે ગમીયા ॥ ૩૯ ॥ વલી દોષ અઢાર ન દીસે, અતિશય ગુણ જાસ જગીશે ॥ નિક્ષેપા ચારે સાચા, અવિતથ ચઉવિધ જસ વાચા ॥ ૪૦ ॥ ત્રૈલોકય મિહિત હિતકારી, વર જ્ઞાનને દર્શન ધારી ॥ વલી સકલદેવનો દેવ, ભવ ભવ કીજેં તસ સેવ ॥ ૪૧ ॥ સમકિત યુત ઇંદ્રિય દામેં, જિનતત્વ તણો રસ કામે ॥ પણ સુમિતિ ગુપ્તિ જે ધારે, જે આપ તરચા પર તારે ॥ ૪૨ ॥ ષટકાય તણા જીવ રાખે, જિનમારગ સૂધો ભાષે ॥ નહી મમતા સમતા વાસ્યા, એહવા શુદ્ધ ગુરૂનેં ઉપાસ્યા ॥ ૪૩ ॥ વીતરાગ પ્રણીત હિત દાયી, મુનિ આદરે જેહ અમાચી ॥ જે પ્રવચનનેં અનુકૂલ, દયા આ

ણી વિનય છે મૂલ ॥ ૪૪ ॥ દુર્ગતિ પડતાનેં ધારે, દશવિધ ક્ષાં ત્યાદિક સારે ॥ તે ધર્મ કહીજેં સુધો, સુણી સઘલા જન પ્રતિબૂધો ॥ ૪૫ ॥ એ તત્ત્વત્રય જસ ચિત્તે, નિરૂપાધિક અંતર વૃત્તેં ॥ તે ત્રિભુવન તિલક સમાન, નર કહીયેં જસ મન એ ધ્યાન ॥ ૪૬ ॥ એમ ચંદ્રવતી જે રાણી, તેમ પ્રદીપવતી ગુણખાણી ॥ સવી હરખ્યા સુણી તસ વાણી, જેમ સારંગ જેઠી પાણી ॥ ૪૭ ॥ પ્રિય બોલા સખી હવે બોલે, કહો સ્વામિ કોણ તુમ તોલેં ॥ અંતરંગ ભોજન દેખાડો, અમને ભરપૂર જમાડો ॥ ૪૮ ॥ હવે કુમર તિહાં વલી ભાંષે, હિતકારક માયા રાખે ॥ ચરમાવર્ત્તને ચરમજેકરણ, ભોજન મંડપ ચિત્ત ઠરણ ॥ ૪૯॥ સામગ્રી શુભ બાજોઠ, સિંહાસન ચિત્ત અકુંઠ ॥ ઊચિતાદિક ગુણ આંખ લિયાં, ઉચ્છાહ સકલ જિહાં મલિયાં ॥ ૫૦ ॥ શુભરૂચિ તિહાં થાલ વિશાલ, ગુણરાગ તે વાટિકા માલ ॥ ગુરૂજન તે હોયે હિતકારી, તિહાં ભોજનવિધિ કરે સારી ॥ ૫૧ ॥ પિરસે સમકેત સૂખડલી, જેથી ભાજે ભવ દુઃખડલી ॥ પરમાર્થ સંસ્તવદલ દોઠાં, ગુણી સેવા શુભદલ મીઠાં ॥ ૫૨ ॥ સુકુમાલ પણ સુંહાલી, જિનભક્તિ જિલેબી ભાલી ॥ જે નિયમ તણો સાવધાન, તે વિવિધ જાતિ પકવાન્ન ॥ ૫૩ ॥ મોહોટું મન મોતી ચૂર, પચ્ચખ્ખાણ કહ્યા ઘૃત પૂર ॥ ગીત ગાન તે મીઠા મેવા, વચ વચ તેહના રસ લેવા ॥ ૫૪ ॥ શ્રુતજ્ઞાન તણી જે લીલા, શાલિ દાલ શુભાશય પીલા ॥ કરંબો કૃત કાર્યે વિવેક, હિત શિક્ષા ચમકા દેક ॥ ૫૫ ॥ અનુભવરસ શીતલ પાણી, લેઇ પાવન થાઓ પ્રાણી ॥ એણી પરેં અંતરંગ જમાડી, તિહાં પૂરી સહુની રૂહાડી ॥ ૫૬ ॥ દોહા ॥ હવે વામાંગાદિક કહે, કહો અંતરંગ વિનોદ ॥ સારી પાસાં સોગઠાં, સુણવાનો છે મોદ ॥ ૫૭ ॥ ભવચોપટ ચોગાનમેં, થિતિથાનક સમુદાય ॥ રાગ દ્વેષ પાસા તિહાં, સોગઠ સોલ કષાય ॥ ૫૮ ॥ કુમતિ કુઘરણીશું રમે, મદીયો આતમ રાય ॥ કૃષ્ણ નીલ તોરે નહી, લેશ્યા રંગ બનાય ॥ ૫૯ ॥ એ રામત જીતેં નહી, ભવ પ્રપંચકો ખેલ ॥ દાવ ન આવે પાધરા, આતમ અનુભવ મેલ ॥ ૬૦ ॥ ચાલ ॥ ચારિત્ર ચોગાનેં આવે, સમતાશું સંગતિ લાવે ॥ બાર ભાવના મૈત્ર્યાદિક ચાર, સોલ સારી દાવ ઊદાર ॥ ૬૧ ॥ જ્ઞાન દર્શન પાસા દોય, સીત પીત લાલ રંગ જોય ॥ જીતે તવ ભવનો ખેલ,

હોયે અનુભવશું રંગ રેલ ॥ ૬૨ ॥ અવિરતિ મિથ્યાત્વ કષાય, પ્રમાદ ચોક ચોકડ એ થાય ॥ ત્રણ્ય યોગ તે તે યુગ જાણો, દાવ બે રાગ દ્વેષ વખાણો ॥ ૬૩ ॥ અજ્ઞાન તે એક કહીજે, ચોકાશું પણ તે લહીજે ॥ ત્રણ દુગ એ પંચ લહીજે, એમ રામતનો રસ છીજે ॥ ૬૪ ॥ એમ રામત જે રમી જાણે, જે અંતરભાવ વખાણે ॥ તે કહીયેં રંગ રસીલા, જિનમતના જેહ વસીલા ॥ ૬૫ ॥ અપર પાઠ ॥ ચોવીશ દંડક દ્વાર સારી, ચોસઠ અનુભાગ વિચારી ॥ શુભ અશુભ તણા જે ઠાણ, અધ્યવસાયેં અહીનાણ ॥ ૬૬ ॥ બેહુ અછકેં થાયે બાર, જે અવિરતિ કેરાં દ્વાર ॥ બિહું ચોકે હોયે આઠ, જિહાં વિરતિ તણા હોયે ઘાટ ॥ ૬૭ ॥ ગતિ આગતિ વચન ઊત્પાત, સારીની એછે વાત ॥ એહનાં છે અર્થ અનેક, લહીયેં જો હોય વિવેક ॥ ૬૮ ॥ સુણી ભાવ એહવા વારૂ, કહ્યા કુમર તિહાં મતિ સારૂં ॥ જે ગુરૂ મુખથી અર્થ ધારચા, વલી અનુભવ જ્ઞાન વિચારચા ॥ ૬૯ ॥ અથ પુનઃ કુમરંપ્રતિ વરદત્તઆહ ॥ દોહા ॥ સાત વ્યસન જે દ્રવ્યથી, તે દુઃખ દાયક હોય ॥ પણ અંતરંગ જો વારીયેં, તો પરમાનંદ હોય ॥ ૭૦ ॥ દ્યૂત માંસ વેશ્યા સુરા, ચોરી ખેટક પરદાર ॥ એકેકું સેવ્યું દીયે, નરક તણા એ દ્વાર ॥ ૭૧ ॥ એતો જાતિ થકી ટલે, લજ્જાયેં વલી જાણ ॥ પણ અંતરંગેં ન ટાલીયેં, તો હોયે નરક નિદાન ॥ ૭૨ ॥ છપ્પય ॥ કર્મ્મપ્રકૃતિ એ દ્યૂત, ખેલવું અહનિશિવારો ॥ પરપરિવાદ પિશિત માંસ, મોહ મદિરાનેં ડારો ॥ કુમતિવેશા સંયોગ, અદત્ત ચઊવિધ તે ચોરી ॥ આખેટક દુર્ધ્યાન, આસપર તે પર ગોરી ॥ એહી જ અંતરવ્યસન છે, અનાદિ દુઃખદાયકું ॥ જ્ઞાનવિમલ ગુરૂ વયણથી, લહીયેં એહ ઊપાયકું ॥ ૧ ॥ દોહા ॥ એણી પરેં બહુવિધ જ્ઞાનની, ચરચા કરે કુમાર ॥ જે જે ભાવેં પૂછીયાં, તુરત કહ્યાં તેણી વાર ॥ ૭૩ ॥ પુનઃ પૃછતિ સાધવઃ કીદૃશાઃસુખિનઃ ॥ ઇતિ પૃષ્ટે ॥ કુમરઃ પ્રાહ ॥ છપ્પય ॥ ધર્મ કહીજેં તાય, માય જસ ક્ષમા ભણીજેં ॥ ભ્રાતા સંયમ સાર, દયા જસ બહિન સુણીજેં ॥ સત્ય સુમિત્ર પવિત્ર, ભૂમિતલ પોહોઢીય સજ્જા ॥ ભોજન જ્ઞાન સુતત્વ, દશોદિશ વસ્ત્ર સમજ્જા ॥ વિરતિ નારી દીપક વલી, ચંદ્ર ચિહું દિશિ ઝલહલે ॥ જ્ઞાનવિમલ ગુરૂ સાધનેં, સયલ કુટુંબ સાથેં મલે ॥ ૧ ॥ નિજ ભુ

જ વરે ઊપધાન, પવન અતિ વીંજણ ભાવે ॥ ચંદ્રોદય આકાશ, વિ
પુલ જસ અંત ન આવે ॥ મુક્તાફલ ઊપમાન, તાર માલા અતિ ફા
વે ॥ દિશિ કન્યા અનુકૂલ, સુપરેંજસ વાય ઢોલાવે ॥ ઋજુતા વિરતિ
સુ નારિશું, કરે કેલી નિશદિન્નસતી, જ્ઞાનવિમલ કહે નૃપતિ પરેં, સુ
ખે સોવે છે યતિ ॥ ૨ ॥ નયર વિવેક ઊદાર, સાર સમકિત દૃઢ પાયો ॥
નવતત્ત્વહ દરબાર, બોધ મહેતો મન ભાયો ॥ ધર્મરયણ ભંડાર, દા
ન દમ ફલક નીપાયો ॥ રથ સીલાંગ અઢાર, સહસ્સ સેના સમવાયો
॥ આગમ નયની ગજઘટા, ધ્વજા મહાવ્રત લહ લહે ॥ નય કહે સ
મ સંતોષ પરિમલ, અંગે ચંદન મહમહે ॥ ૩ ॥ આગમ પાઠ સુગી
ત, રીતિ તિહાં વંશ વજાવે ॥ નાટક સયલ સંસાર, જીવ નટ નૃત્ય
દેખાવે ॥ વજ્જાઇ મદ્દલ માન, તાન વલી લોભ જગાવે ॥ નટનાયક
તિહાં મોહ, હાવભાવ ભલા સુણાવે ॥ એણીપરેં ઋષિ રાજા સદા, જોયે
તાન ઊલટ ધરી ॥ જ્ઞાનવિમલ મુનિરાજની, કીર્ત્તિ ચિહુંદિશિ વિસ્ત
રી ॥ ૪ ॥ કષ્ટ લહે કેમ એહ, જેહ એતા પરવરિયો ॥ શ્રીજિનવર
ની આણ, છત્ર શિર ઊપર ધરિયો ॥ પહેરચો શીલ સન્નાહ, તેગ સંવે
ગ કર લીધો ॥ જિન ઊપદેશ સુચક્ર, ધરિ સવિ થયો સુપ્રસિદ્ધો ॥
રાગ દ્વેષ દુશમન હણ્યા, હણી ચિંતા મન તણી ॥ જ્ઞાનવિમલ સુ-
ધા સાધની, અછે એ પ્રભુતા ઘણી ॥ ૫ ॥ અથ અંતરંગ
દીપાલિકા કીદૃશી ॥ કાવ્યં ॥ સત્ધ્યાનોર્જ્જ્વલ દીપકઃ વિલસત્ સ્વાધ્યા
યમારાત્રિકઃ, શુદ્ધાહાર સુભોજનઃ સુગુણવાક્ તાંબૂલશોભા ભ્રતઃ ॥ અ
શ્રીનિર્મલક્ષ્યપાગમજયજેષ્ટાવનામોત્તરઃ ॥ શીલાલંકૃતભાગમુદેભવતુ
વોર્હદ્ધર્મદીપોત્સવઃ ॥ ૧ ॥ અથ શ્રીચંદ્રેણ અંતરંગ સાધુ દીપોત્સવે ઊક્તે
સતિ વારાંગના નાટચમધ્યે તદેવગાયન્નાહ ॥

॥ ઢાલ મેરે પ્યારે રે એ દેશી ॥

દુઃખહરણી દીપાલિકા રે લાલ, પર્વ થયું જગમાંહે ભવિ પ્રાણી રે ॥
જિન નિર્વાણથી થાપના રે લાલ, આજ લગેં ઊચ્છાહ મનોહારી રે ॥ ૧ ॥
સમકેતદૃષ્ટિ સાંભલો રે લાલ ॥ એ આંકણી ॥ સ્યાદ્વાદ ઘર ઘોલીયેં રેલા
લ, દર્શનની કરો શુદ્ધિ ભ૦ ॥ ચારિત્ર ચંદ્રોદયભલા રે લાલ, તે ટા
લો રજની બુદ્ધિ મ૦ ॥ સ૦ ॥ ૨ ॥ સેવ કરો જિનરાજની રે લાલ, દલ

દોઠાં મીઠાશ ભ૦ ॥ વિવિધ પદારથ ભાવના રેલાલ, તે પકવાન્નની રાશિ મ૦ ॥ સ૦ ॥ ૩ ॥ ગુણિજન પદની નામતા રે લાલ, તેહી જુહાર ભટાર ભ૦ ॥ વિવેક રત્ન મેરાઇયાં રે લાલ, ઊચિત તે દીપ સંભાર ॥ મ૦ ॥ અનુમોદના તેલ સાર ॥ મ૦ ॥ સ૦ ॥ ૪ ॥ સુમતિ સુવનિતા વાસીયેં રે લાલ, મનઘર માંહે વિલાસ ભ૦ ॥ વિરતિ સહેલી સાથશું રે લાલ, અવિર તિ અલચ્છી નિકાસ મ૦ ॥ સ૦ ॥ ૫ ॥ ધર્મવાસના ચિત્તના રે લા લ, તેહિજ ભલા શણગાર ॥ ભ૦ ॥ દર્શન ગુણ વાઘા બન્યા રે લાલ, સૂધાં પર ઊપકાર ॥ મ૦ ॥ સ૦ ॥ ૬ ॥ પૂરવ સિદ્ધકન્યા પખે રે લાલ, જાનઇયા હુઆ અણગાર ॥ ભ૦ ॥ સિદ્ધશિલા વર વેદિકા રે લાલ, કન્યા નિવૃત્તિ સાર ॥ મ૦ ॥ સ૦ ॥ ૭ ॥ અનંત ચતુષ્ટય દાય જો રેલાલ, સૂધા યોગ નિરોધ ॥ ભ૦ ॥ પાણીગ્રહણ જિનજી કરે રે લાલ, સહુને હર્ષવિબોધ ॥ મ૦ ॥ સ૦ ॥ ૮ ॥ એણિ પરે પર્વદી પાલિકા રેલાલ, કરતાં કોડિકલ્યાણ ॥ ભ૦ ॥ જ્ઞાનવિમલ ગુરૂ સેવ તાં રેલાલ, પ્રગટે સકલ ગુણખાણ ॥ મ૦ ॥ સ૦ ॥ ૯ ॥ ઇતિ ॥ કુમરિ પ્રેરિતાભિઃ પુનઃ કોવિદાદિભિઃ પૃષ્ટે સતિ કુમરઆહ ॥ ચાલ ॥ કહો કંદુકની હવે કીલા, અંતરંગ ભાવની લીલા ॥ ત્રણ નર એક નારિ સંઘાતી, મોહ નૃપતિ તણા છે સાથી ॥ ૭૪ ॥ ક્રોધ માન લોભને માયા, ભવકુંડે જે જન આયા ॥ ઊચ્છાલે અવિરતિ ગેડી, અજ્ઞાન દંડશું જેડી ॥ ૭૫ ॥ પખે લીધા વિણુ પંખી ॥ ભવ્યઅભવ્ય જીવ પક્ષી ॥ દુર્વાસના વાય વંટોલેં, તેહથી ભ વકુંડમાં બોલે ॥ ૭૬ ॥ હવે ચારિત્ર નૃપના સાથી, તેપણ ભવમાં રમે હાથી ॥ દાન શીલ તપ ત્રિહું પુરિષા, ભાવના વનિતાને સરિખા ॥ ૭૭ ॥ શ્રદ્ધા ગેંડીશું ઉછાલે, સિદ્ધકુંડામાંહે ઘાલે ॥ ભવ્યપ્રાણીયેં પદ લીધા, જે સમકિત ગુણથી સીધા ॥ ૭૮ ॥ એમ રમત કરતાં જીતે, ભવ ભયના ભ્રમણ અતીતે ॥ સુણી રામત એહવી વાત, સુણી સુ- ખણી થઇ સખી જાત ॥ ૭૯ ॥ એમ ગોષ્ટી કરી બહુવાર, હરખ્યો સહુયે પરિવાર ॥ સખી ચંદ્રકલાને ભાસ, શ્રીચંદ્રનો કેહવો પ્રકાશ ॥ ૮૦ ॥ યતઃ ॥ લક્ષ્મી કેલિસરોઽદ્રહાસર્નિચયોદિગસ્ત્રી વધૂ દર્પ્પણ, શ્યામા વલ્લિ સુમંખસિંધુ કુસુમં વ્યોમાબ્ધિફેનોદ્ગમઃ ॥ તારા ગોકુલ મુક્તિ ગૌરનિગૃહં છત્રં સ્મરક્ષ્માપતે, શ્ચંદ્ર શ્રીસકલશ્ચિરં વિજયતાં જ્યો

ત્સ્ના સુંગ્રાવાપિકા ॥ ૧ ॥ ચાલ ॥ એમ નિસુણી કલાની વાણી, મનમાં હરખ્યા ગુણી પ્રાણી ॥ કહે કુમર હવે તુમો દાખો, એ રીતેં ચંદ્રકલાનું વર્ણન આખો ॥ ૮૧ ॥ તતઃકુમરઃ પ્રાહ ॥ ઔંકારો મદનદ્વિજસ્ય ગગંનક્રોડસ્યદષ્ટ્રાંકુરઃ, તારામૌક્તિકશુક્તિરંધતમસસ્તંબેરમસ્યાંકુશઃ ॥ શ્રૃંગારાર્ગલકુંચિકાવિરહિણી માનચ્છિદાં કર્ત્તરી, સંધ્યા વારવધૂનખક્ષિતિરિયંચાંદ્રીકલા રાજતે ॥ ૧ ॥

॥ ચાલ॥ ચિત્તચમકી કહે સવિંતિહાર, ભલો યોગ મલ્યો અનુકાર॥ પંડિત ગુણથી કુલ જાણ્યું,'અનુપમ છે એમ પીછાણ્યું ॥ ૮૨ ॥ એમ કરતાં રયણી વિહાણી, કર જાલીનેં લાવે તાણી ॥ તવ શેઠ કહે એમ વાણે, નહીં આવે કુમર એ પ્રાણે ॥ ૮૩ ॥ અમ ઘર દેવપૂજા કરશે, નિયમાદિક સવિ અનુસરશે ॥ નહી જોરનું ઇહાં છે કામ, મહોટા રહે જેમ મન ઠામ ॥ ૮૪ ॥ એમ નિસુણી શેઠ ઘર પોહોતા, ચંદ્રકલા સાથેં ગહગહતા ॥ એહ ઢાલમાં અંતરંગ વાત, કહે જ્ઞાનવિમલ સૂરિ વિખ્યાત ॥ ૮૫ ॥ એ ઢાલમાં ઊક્તઢાલ સુધાં સર્વગાથા ॥ ૧૧૦॥ સર્વગાથા ॥ ૫૩૭ ॥

॥ દોહા શોરઠી ॥

॥ હવે દીપચંદ્ર નરસ્વામિ, પૂછે ગણકનેં તેડીનેં ॥ લગ્નવિવાહને કામ, શુભદિન દાખો જ્યોતિષી ॥ ૧ ॥ દોહા ॥ કહે ગણક પ્રભુ સાંભલો, શુદ્ધલગ્નછે કાલ ॥ દીપચંદ્ર કહે કેમ મલે, સામગ્રી તતકાલ ॥ ૨ ॥ કેમ શુભગાંગ નરેસરૂ, આવે એતા માંહ ॥ એતો લગ્ન ન સંપજે, દિન જૂઓ અવર ઊચ્છાહ ॥ ૩ ॥ નિમિત્તજ્ઞ કહે તે ખરૂં, એહવું લગ્ન ન કોય ॥ રાધમાસ,સીતપંચમ,ી (વૈશાખ સુદિ પંચમી)બહુરેખા શુભ જોય ॥ ૪ ॥ દોષ કોય નવિ એહમાં, જોતાં વિશ્વાવીશ ॥ એ સાચવતાં આપણી, વધશે અધિક જગીશ ॥ ૫ ॥ તે માટે એ સાધીયેં, કરજો પછેં વિસ્તાર ॥ ઊત્તમનેં શુભપ્રકૃતિથી, નિત્ય નિત્ય મંગલ ચાર ॥ ૬ ॥ તેહ વયણ અંગી કરે, દીપચંદ્ર નરનાથ ॥ સવિસામગ્રી મેલવે, હર્ષિત થયો સહુ સાથ ॥ ૭ ॥ મુજ પુત્રી પુરવાસ છે, શેઠમુખ્ય તસ નંદ ॥ તે મુજ પુત્ર સમો ગણુ, પામું અધિક આનંદ ॥ ૮ ॥ શ્રીચંદ્રકુમર પાસેં રહી, પ્રદીપવતી પણ એમ ॥ ચિંતી બહુ ઉત્સવ કરે, પુત્રીપુરનેં પ્રેમ ॥ ૯ ॥ સપ્ત ભૂમિ આવાસજે, શણગારે ઘર હટ્ટ ॥ ઠામ ઠામ વિવાહનાં, મંડાણા ગહગટ્ટ ॥ ૧૦ ॥ નિજભૂષણથી શોભિયેં, તનુછબી

અધિક પ્રભાવ ॥ ઓછાને શોભાકરે, તેતો કૃપણ સ્વભાવ ॥ ૧૧ ॥ તેણે દિન શુભ રિખ યોગ શુભ, વાર લગ્ન સવિ સૌમ્ય ॥ વર્ણક ઉદ્વર્ણક વિધિ, પ્રારંભ્યા સવિ હર્મ્ય ॥ ૧૨ ॥ મંગલધવલ ધ્વનિ બહુ, વાજે મંગલ તૂર ॥ દિશિમંડલ બહેરૂં કરચું, દિનકર અધિક સનૂર ॥ ૧૩ ॥ સર્વગાથા ॥ ૫૫૦ ॥

॥ ઢાલ અગીઆરમી ॥ ટુંક અને તોડા વિચે હો, મેંદીનાં દોય રૂંખ, મેંદી રંગ લાગો ॥ એ દેશી ॥

॥ બંધુર સિંધૂર ઊપરેં રે, ચઢિયા ચંદ્રકુમાર ॥ સુંદર સોભાગી ॥ બંદીજન જય જય ભણે રે, આવે મંડપ બાર ॥ સુંદર ॥ ૧ ॥ લય લાગી તેણે તાન, વારૂ વડભાગી ॥ દીયે દીયે અઢલક દાન, સહુ હોયે રાગી ॥ એ આંકણી ॥ ચતુરંગ સેનાયેં પરવરચા રે, નાટિકબદ્ધબત્રીશ ॥ સું૦ ॥ લગ્નોદય વેલા સધિ રે, હથ લેવે સુજગીશ ॥ સું૦ ॥ ૨॥ ચંદ્રકલા કર મેલવે રે, શ્રીચંદ્રકુમરને પાણ ॥ સું૦ ॥ મંગલ ચારે વરતીયાં રે, વરતી જયજયવાણ ॥ સું૦ ॥ ૩ ॥ તેણે સમયેં સુખીયો સહુ રે, નહી કેહનેં વિષવાદ ॥ સું૦ ॥ કર મોચન વેલા દીયે રે, ગજ તુરંગ પ્રાસાદ ॥ સું૦ ॥ ૪ ॥ વિધિશું ઊત્કૃષ્ટ ઓત્સવેં રે, થયો શ્રીચંદ્રવિવાહ ॥ સું૦ ॥ દીપચંદ્ર નૃપ પણ કરે રે, વિવાહનો ઊત્સાહ ॥ સું૦ ॥ ૫ ॥ રૂપ્પ સુવર્ણ રત્નાદિકે રે, પૂરચા બહુ ધનકોષ ॥ સું૦ ॥ યથાશક્તિ બીજા દીયે રે, સંબંધી નૃપ સંતોષ ॥ સું૦ ॥ ૬ ॥ ધરણેંદ્રેં આપ્યો અછે રે, અતિબહુ મૂલ્ય જે હાર ॥ સું૦ ॥ ચંદ્રવતી પણ તે દીયે રે, દિવ્યપ્રભાવ ઊદાર ॥ સું૦ ॥ ૭ ॥ પદ્મિની ભાઈ વામાંગ છે રે, તેણેં દીધું બહુ દ્રવ્ય ॥ સું૦ ॥ સિંહપુરથી જે આણીયો રે, જે જે વસ્તુ છે ભવ્ય ॥ સું૦ ॥ ૮ ॥ પ્રત્યેકેં પંચ વર્ણનાં રે, અશ્વ રથનેં પલ્યંક ॥ સું૦ ॥ શ્રીકરી ભૂષણ મુદ્રીકા રે, સિંહાસન બહુ અંક ॥ સું૦ ॥ ૯ ॥ મુકુટ ઓશીશાંચંદ્રુઆ રે, હેમ કચોલનેં થાલ ॥ સું૦ ॥ શય્યા સવિ સાજેં સજી રે, ઘર વલી તુંગ વિશાલ ॥ સું૦ ॥ ૧૦ ॥ ધ્વજ છત્ર તોરણ દીપિકા રે, કુંભાદિક સવિ રાછ ॥ સું૦ ॥ કુંત ખડ્ગ ધનુ શર મુખા રે, શસ્ત્ર લોહનાં રાચ ॥ સું૦ ॥ ૧૧ ॥ ભૂષણ સઘલી જાતિનાં રે, નીસાણાદિ અનેક ॥

સું૦ ॥ પ્રત્યેકેં પંચ પંચ શતા રે, દીધાં ધરી વિવેક ॥ સું૦ ॥ ૧૨ ॥ રાજ સમાંગ વલી આપીયાં રે, સખી સહેલી થાટ ॥ સું૦ ॥ ચતુરા કોવિદા પ્રિયંવદા. રે, આનંદાદિ સુઘાટ ॥ સું૦ ॥ ૧૩ ॥ બહોત્તેર સખી સાભરણશું રે, આપી સેવા કાજ॥ સું૦ ॥ બત્રીશ પાત્ર બદ્ધ અતિ ભલા રે, શોલસ નાટક સાજ॥ સું૦ ॥ ૧૪ ॥ વલી શુભગાંગનૃપ આવીનેં રે, દેશે દાયજો જેહ ॥ સું૦ ॥ સારસાર જે વસ્તુછે રે, દીધી તે ધરી નેહ ॥ સું૦ ॥ ૧૫ ॥ હવે પ્રભાતે ગજ બેસીનેં રે, જાયે નગરિ માંહિ॥ સું૦ ॥ વિવિધ ઊત્સવ કરતા થકા રે, જેમ હરિ નંદનવન માંહિ ॥ સું૦ ॥ ૧૬ ॥ એહવામાં એક જે થયું રે, નિસુણો થઈસાવધાન ॥ સું૦ ॥ કનકદત્ત વ્યવહારિયો રે, રૂપવતી કની નામ ॥ સું૦ ॥ ૧૭ ॥ થઈ શ્રીચંદ્ર અનુરાગિણી રે, કહે જનકનેં એમ ॥ સું૦ ॥ મે મને શ્રીચંદ્રનેં વરચો રે, અવરનેં વરવા નેમ ॥ સું૦ ॥ ૧૮ ॥ પિતા કહે સુણ બાલિકા રે, તું દીસે છે મૂઢ ॥ સું૦ ॥ શું તેં પુરમાં નથી સુણ્યું રે, એહનું અંતર ગૂઢ ॥ સું૦ ॥ ૧૯ ॥ પદ્મિનિ કન્યા પરણવા રે, રાજાદિક મલી સર્વ ॥ સું૦ ॥ અત્યાગ્રહથી મનાવીયો રે, ખટયામેં તે પર્વ ॥ સું૦ ॥ ૨૦ ॥ તુજ સરિખીની વાતડી રે, તે ન ધરે નિજ કાન ॥ સું૦ ॥ તો આશ્યાશી તેહની રે, ન કરીશ મનમાં માન ॥ સું૦ ॥ ૨૧ ॥ એમ પિતા વયણાં સાંભલી રે, ચિંતાતુર તવ થાય ॥ સું૦ ॥ ઘર વાતાયનમાં રહી રે, કલ્પે કોઇ ઊપાય ॥ સું૦ ॥ ૨૨ ॥ એહવા માંહેં આવતાં રે, દીઠાં શ્રીચંદ્રકુમાર ॥ સું૦ ॥ ગોખ તલેં જવ નીકલ્યા રે, ગાજં તે પરિવાર ॥ સું૦ ॥ ૨૩ ॥ ભૂર્જ્જપત્રમાંહે લખી રે, વીંટી કુસુમચી માલ ॥ સું૦ ॥ મેલે તેમ જેમ દંપતી રે, આગલેં પડી રસાલ ॥ સું૦ ॥ ૨૪ ॥ ઊંચું જોયું જેટલે રે, દીઠી કન્યા રહી ગોખ ॥ સું૦ ॥ અનુરાગિણીયેં જે લખ્યું રે, ભાવ જણાવી જોષ ॥ સું૦ ॥ ૨૫ ॥ હવે તેણે જે કાવ્ય લખ્યું તે કહેછે ॥ તથાહિ॥

॥ નિરર્થકં જન્મગતં નલિન્યા, યદા ન દૃષ્ટં હિ સુધાંશુબિંબં ॥ ઊત્પત્તિરિંદોવિફલાચ યેન, સ્પૃષ્ટાપ્રફૂલ્લ નલિની કરૈસ્વૈઃ ॥ ૧॥

॥ પૂર્વઢાલ ॥ વાંચી ભાવિ નિજ મનેં રે, ચંદ્રકલા કર દીધ ॥ સું૦ ॥ ઠામ ઠામ દાન દેયતા રે, શોભા યશ સવિ લીધ ॥ સું૦॥ ૨૬ ॥ નિજ ઉતારે

આવિયારે, ભોજન વિધિ કરી ખાસ ॥ સુ૦ ॥ નગર લોક જમાડીયોરે, તે દિન ભક્તિ વિલાસ ॥ સુ૦ ॥ ૨૭ ॥ શેઠ સુતાયેં મોકલી રે, સખી એક તસ પાસ ॥ સુ૦ ॥ ચંદ્રકલાયેં કહાવીયું રે, આગલ પોહોંચશે આશ ॥ સુ૦ ॥ ૨૮ ॥ હમણાતો અવસર નથી રે, એમ કહી વાલી તેહ ॥ સુ૦ ॥ એહવેં ધીર પ્રધાન જીરે, આવી મૂલ્યા ગુણગેહ ॥ સુ૦ ॥ ૨૯ ॥ કહે તિલક પુર આવવું રે, વિવાહ કરણનેં હેત ॥ સુ૦ ॥ તિલકમંજરી દીન છે રે, રાધાવેધ સંકેત ॥ સુ૦ ॥ ૩૦ ॥ કહે શ્રીચંદ્ર હવે ધીરનેં રે, તે જાણે સવિ તાત ॥ સુ૦ ॥ હું કાંઇ જાણું નહી રે, આણા વિણુ નવિ થાત ॥ સુ૦ ॥ ૩૧ ॥ વીણારવ ગુણીજન કહે રે, ગાઊં તુમ ગુણ ગીત ॥ સુ૦ ॥ કુમર કહે હમણા નહીં રે, ગાયન સમય સુવિનીત ॥ સુ૦ ॥ ૩૨ ॥ એમ કહીનેં બીજે દિને રે, ચાલ્યા ચતુર કુમાર ॥ સુ૦ ॥ સુસરે આવતા રાખીઆ રે, પણ ન રહ્યા તેણીવાર ॥ સુ૦ ॥ ૩૩ ॥ ગજ મૂકયા સવિ તિહાંકણે રે, અવર સવે લીયે સાથ ॥ ચાલે માલે મોજશું રે, રાજાદિક ગ્રહી હાથ ॥ સુ૦ ॥ ૩૪ ॥ માર્ગ ઘણો ઉલ્લંઘતા રે, સુખીયા સઘલા લોક ॥ સુ૦ ॥ જ્ઞાનવિમલ સૂરિ એમ કહે રે, પુણ્યેં સઘલા થોક ॥ સુ૦ ॥ ૩૫ ॥ સર્વગાથા ॥ ૫૮૫ ॥

॥ દોહા ॥

॥ નૃપપુર જન જે આવીયા, વોલાવણનેં કાજ ॥ પાછા વાલે તેહનેં, કરી પ્રણામ સવિ રાજ ॥ ૧॥ વિનય ભકિત ગુણદેખીનેં, રંજ્યો સવિ પરિવાર ॥ આંસું જલજલિયાં ભરે, જોઈ ફરિ વારોવાર ॥ ૨ ॥ ગુણીનાં ગુણ જે ચિત્ત વશ્યા, તે વીસરે નહી કિવાર ॥ સંભારચા ધારચા ઘણું, શ્વાસમાંહે સો વાર ॥ ૩॥ શીખ દીયે કન્યા પ્રત્યેં, વધૂયોગ્ય હિત વયણ ॥ આલિંગન ભીડી ભણે, નીર ઝરંતે નયણ ॥ ૪ ॥ રાજા દીપ પ્રદીપવતી, માતા આપે શીખ ॥ યોગ્યવધૂનેં જે ઘટે, ચંદ્રકલાનેં પેખ.॥ ૫ ॥

યતઃ ॥ અભ્યુથ્થાનમુપાગતે ગુરૂપતૌતદ્ભાષણે નમ્રતા, તત્પાદાર્પિત દૃષ્ટિરાસનવિધિસ્તસ્યોપચાર્યઃસ્વયં, સુપ્તે તત્ર શયીતતત્પ્રથમતો, મુંચેવ શઝ્યામતિ, પ્રાચ્યૈઃપુત્રિનિવેદિતાઃકુલવધૂસિદ્ધાંતધર્માઅમી ॥ ૧ ॥

ભાવાર્થઃ—પોતાનો સ્વામી આવે તારે સામું ઉભું થાવું, સ્વામીસાથે બોલવું પડે

ત્યારે પત્નિના ચરણની સાચું જોવું, પોતાનીમેળે તેની સેવા કરવી, પતિ સુવે તે પછી સુવું, સ્વામી ઉઠે ત્યારે ઉઠવું, આ કુલવધુના ધર્મ જાણવા.

॥ દોહા ॥ શિશ સમર્પિ સર્વને, ચાલ્યા બેહુદલ તામ ॥ મારગસીંચ્યો આંસુયેં, જાતે વલતે ઠામ ॥ ૬ ॥ વરદત્તને પણ વાલીયો, પ્રીતિદાન બહુ દેહ, નિજઘરની પરેં તેહને, સંતોષી સસનેહ ॥ ૭ ॥ સહુને પાછા વાલીને, પિતા મિલન ઊમાહ ॥ ચાલ્યા ચૌંપ કરી ઘણું, જોતા કૌતુક રાહ ॥ ૮ ॥ ધીરસેન સેના અછે, તે ચાલે છે મંદ ॥ ગુણચંદ્ર તેહને રાખવા, સાથે ઠવ્યા અમંદ ॥ ૯ ॥ શ્રીચંદ્રરથેં બેઠા ઘણું, વાયુવેગપરેં જંતિ ॥ તેહિજ દિન નિશિ પામીયા, શ્રીપુર નયર મહંત ॥ ૧૦ ॥ રથ મૂકીને તિહાં કણેં, ગયા નિજગેહ મજાર ॥ માત પિતા પદ પ્રણમિયા, હર્ષ આંસુ જલધાર ॥ ૧૧ ॥ પિતર કહે તુમને થયા, દિવસ પંચ સુણ પુત્ર ॥ તે પંચ વરસ સમા થયા, સુણ અમચા ઘર સૂત્ર ॥ ૧૨ ॥ એટલાદિન સુખમાં ગયા, કિંવા ઇચ્છાચાર ॥ અથવા હઠ્ઠ કરી રાખીયા, કિણહી રાજ કુમાર ॥ ૧૩ ॥ કહે શ્રીચંદ્ર તુમ મહિમથી, સઘલેં લહ્યો સુખ ચયન ॥ જયસૌભાગ્યને લાભ બહુ, પામ્યું આદર અયન ॥ ૧૪ ॥ ક્રીડા કરતાં મુજ મલ્યો, વરદત્ત તુમચો ભૃત્ય ॥ લેખશાલ ઊત્સવ હતો, તસઘરેં બહુપરેં નૃત્ય ॥ ૧૫ ॥ હઠ કરી મુજને રાખીયો, આજ લહી આદેશ ॥ આવ્યો તુમચા પદ નમ્યા, કહીયો એમ સંદેશ ॥ ૧૬ ॥ પિતા સુણી તે હરખિયા, નિસુણી એહ ઊદંત ॥ કહે સુત તાહરૂં ચરિત્ર સવિ, સુણ્યું પ્રતાપસિંહ ભૂકંત ॥ ૧૭ ॥ રત્નપુરો તુજને દીયો, કરી મહોટો સુપસાય ॥ તેહ ભણી શુભલગ્ન દિનેં, પ્રણમો ભૂપતિ પાય ॥ ૧૮ ॥ સર્વ ગાથા ॥ ૬૧૪ ॥

॥ ઢાલ બારમી ॥ વીંછીયાની દેશી ॥ તથા ॥ મહાર પ્રાણપ્રિયા રે પાસજી ॥ એ દેશી ॥

॥ હવે માતા નિજ વસ્ત્રાંચલેં, પરમાર્જે શિશુનું અંગ રે ॥ કહે ભામણડાં લિઊં તાહરાં, તુજ હોજો સુખ અભંગ રે ॥ ૧ ॥ મનમોહન જીવન માહરા, કુંઅરજી પ્રાણાધાર રે ॥ કહે જનકને તુજ આજ્ઞા લહી, હું જાઇશ રાજ દુઆર રે ॥ મ૦ ॥ ૨ ॥ માતા સુત તનુ નિરખે ઘણું, ચાટે જેમ વાછરૂ ગાય રે ॥ તિહાં મીંઢલ બાંધ્યું દેખીયું, જમણે કર વિસ્મય થાય રે ॥ મ૦ ॥ ૩ ॥ હરખી માતા કહે કંતને, દેખો કરગ્રહણનું

ચિન્હ રે ॥ જોઇ જનક તણા ચિત્તમાં વરયું, શું થયું કહો હર્ષે મગ્ન રે ॥ મ૦ ॥ ૪ ॥ કહે શ્રીચંદ્ર તવ સુણો તાતજી, કોઈ ગણકે પ્રેમને હેત રે, મીંઢલ બાંધ્યું એ મુજ કરે, લાભ જાણી તસ સંકેત રે ॥ મ૦ ॥ ૫ ॥ એમ ઊત્તર વાલી તાતને, સુખશું રહે નિજઘર માંહે રે ॥ કહિયેંક ક્રીડા કરે બાગમેં, કહિયેંક વલી શ્રીપુર માંહે રે ॥ મ૦ ॥ ૬ ॥ આવાસે કહિએક નિજરૂચેં, ફિરે ગિરિં શિખરેં બહુમાન રે ॥ એમ કરતાં કેતેક દિન અંતરેં, થયો તે સુણજો સાવધાન રે ॥ મ૦ ॥ ૭ ॥ ઊર્દ્ધ્વભૂમે કુમર ક્રીડા કરે, પોતાના આવાસમાંહે રે ॥ એહવે વાંજિત્રના નાદશું, પૂરિતદિગ્મંડલ પ્રાહે રે ॥ મ૦ ॥ ૮ ॥ બંદી જન કીર્ત્તિ ગાવતે, તિહાં મલિયા લોક અનેક રે ॥ જિહાં જાય છે એ રાજમંડલી, બહુ જનન વવેશેં છેક રે ॥ મ૦ ॥ ૯ ॥ શેઠ ઘરને બારણે આવીયા, કિશું એ છે એમ કહે વાણિ રે ॥ જેમ મુદ્રિકા ભૂષણ સંગોપીયેં, તેમ ગોપે શેઠ ઘર ઠાણ રે ॥ મ૦ ॥ ૧૦ ॥ દેખી સૈન્યને આકુલ તે થયો, એ શું ડોકરી ઘરમાં વાઘ રે ॥ એતો રાઊલ જન દીસે અછે, અમઘર વ્યવહારી અતાઘ રે ॥ મ૦ ॥ ૧૧ ॥ એહવે ગુણચંદ્ર આવી નમે, કહે તાતજી તુમ વહૂ એહ રે ॥ એતો ચંદ્રકલા નૃપ નંદની, સવિ પરિકર દીસે તેહ રે ॥ મ૦ ॥ ૧૨ ॥ સવિ વાત કહી વિવાહની, સુણી હર્ષ્યો ચિત્તમાં શેઠ રે ॥ પદ્મિનીને ગુણચંદ્ર કહે, પ્રણમો એ સુસરો નેઠ રે ॥ મ૦ ॥ ૧૩ ॥ એ સાસૂ આંસું હર્ષમાં, વરસે પામી ઊત્કર્ષ રે ॥ સોચ્છાહિ સુખ આલાપનાં, પૂછે તિહાં આણી હર્ષ રે ॥ મ૦ ॥ ૧૪ ॥ ગુણચંદ્ર કહે કિહાં થાપીયેં, એ ચતુરંગ સેના થાટ રે ॥ કહે શેઠ કુમરને પૂછીને, થાપો સઘલો એ ઘાટ રે ॥ મ૦ ॥ ૧૫ ॥ વાતાયન બેઠા કુમરને, પ્રણમી પૂછે ગુણચંદ્ર રે ॥ કહો સ્વામી એ કિહાં થાપીયેં, વાહન ગજ રથ અક્ષુદ્ર રે ॥ મ૦ ॥ ૧૬ ॥ શ્રીપુર નગરેં સવિ થાપીયેં, લહી આદેશ તે તેમ કીધ રે ॥ સવિ વાત સુણી કહે શેઠજી, એ લાભ ઊત્કૃષ્ટો લીધ રે ॥ મં૦ ॥ ૧૭ ॥ અહો ધૈર્યે અહો નિર્ગર્વતા, અહો વિનયપણું અહો લજ્જ રે ॥ પણ પુરપ્રવેશ ઊત્સવ તણો, મને હર્ષ રહ્યો અતિ સજ્જ રે ॥ મ૦ ॥ ૧૮ ॥ હવે સપ્તભૂમિ આવાસમાં, રહી ચંદ્રકલા પતિ પાસ રે ॥ જેમ દોગુંદુક સુર પરેં, હરિ કમલા લીલ વિલાસ રે ॥ મ૦ ॥ ૧૯ ॥ હર્ષે પૂરિત માનસા, થયા નાગરજન મનમાંહિ રે ॥ ઊત્સવ ઊત્સુકતા ઘણી, તેણે સમયેં પુરમાં પ્રાહિ રે ॥ મ૦ ॥ ૨૦ ॥ કેઈ ભાગ્ય સ્તવે ગુ

ણુનેં સ્તવે, રૂપ સારથી મિત્ર સહાય રે ॥ પદ્મિનીનેં પરિ કરતણુા, જનને થુણતાં દિન જાય રે ॥ મ૦ ॥ ૨૧ ॥ હવે કુમર જયાદિક જેહ છે, તેણે કીધો એક વિચાર રે ॥ વીણારવ ગાયન આવીયો, ધીર સચિવ સંઘાતેં સાર રે ॥ મ૦ ॥ ૨૨ ॥ તેહનેં તેડીનેં એમ કહે, તમે કીધો શ્રીચંદ્રપ્રબંધ રે ॥ પૂછ્યું તવ ગાયન કહે, રાધાવેધનો કહ્યો ગુણ બંધ રે ॥ મ૦ ॥ ૨૩ ॥ કહે તે અમ આગલ ગાયવેી, જેમ પામે પુરજન હર્ષ રે ॥ તિહાં શ્રીચંદ્ર પણ બેઠો હશે, તે કરશે દાનનો વર્ષ રે ॥ ૨૪ ॥ તિહાં વંછિત દાન તુમેં માગજો, જે તુરગરત્નમાં એક રે, તે તુમનેં અશ્વ આપશે, એમ યાચજો કરીઅ વિવેક રે ॥ મ૦ ॥ ૨૫ ॥ મુખેં મીઠા હ્રદયેં ધીઠડા, પર ઊન્નતિ સહે ન લગાર રે ॥ અણુહેતેં પ્રીતિ લતા ચ્છેદે, એહવો દુર્જન આચાર રે ॥ મ૦ ॥ ૨૬ ॥ ખલશે રથની ગતિ આફણી, ત્યારેં લાભ ન એહવા હોય રે ॥ એમ કુબુદ્ધિ ધરી તસ શીખવ્યું, કરો કાર્ય એ અમચું જોય રે ॥ મ૦ ॥ ૨૭ ॥ દાક્ષિણ લાજ ભય લોભથી, પડિવજ્જીયું ગાયનેં તેહ રે ॥ હોયે જે જેહવી ભવિતવ્યતા, ઊપજે તેમ બુદ્ધિ સનેહ રે ॥ મ૦ ॥ ૨૮ ॥ બીજે દિનેં ગાયનેં મેલવ્યા, સવિલોક તણા આઘાટ રે ॥ કુમર પ્રબંધ તેમ ગાઇયો, જેમ પામે મણિ ધન ધાટ રે ॥ મ૦ ॥ ૨૯ ॥ આવ્યા તિહાં બહુ વ્યવહારીયા, સ્વજનાદિક મંત્રી સામંત રે ॥ નર નારી સુરાદિ નિરંતરેં, આવી બેઠા મતિવંત રે ॥ મ૦ ॥ ૩૦ ॥ શ્રીચંદ્રના ગુણની વર્ણના, અવરાં અવહેલણ રૂપ રે ॥ રાધાવેધનું સાધન ગાવતાં, સુણી શ્યામ વદન થયા ભૂપ રે ॥ જયાદિક કુમર અનૂપ રે ॥ મ૦ ॥ ૩૧ ॥ હાસ્યાદિક રસ શંકર થયો, વિસ્મય બિભત્સ નેં વીર રે ॥ એહવામાં શ્રીચંદ્ર આવીયા, રાધાવેધ કરચો જેણે ધીર રે ॥ મ૦ ॥ ૩૨ ॥ સુખકર ગીત ગાયન ગાયતો, લહેતો તિહાં કંચન કોડી રે ॥ જેમ રાધા સાધીનેં ગયા, મિત્ર સાથેં રથ ખેડી રે ॥ મ૦ ॥ ૩૩ ॥ નૃપ આવ્યા તે જેમ તેમ ગયા, કન્યાના જેહ વિલાપ રે ॥ ધીર મંત્રીનેં તેડણ મોકલ્યા, વિસ્તર કહ્યા તેહ આલાપ રે ॥ મ૦ ॥ ૩૪ ॥ રજનીનેં અંતેં ચંદ્રમા, કહે શ્લોક અનેક પ્રકાર રે ॥ વરસાયેં જવાસાની પરેં, શોષીયા જયાદિ કુમાર રે ॥ મ૦ ॥ ૩૫ ॥

॥ તદ્યથા ॥ રાગ આસાવરી ॥ ગાઇયેં રે શ્રીચંદ્રકુમારા, નિજરૂપેં કરી નિર્જિત મારા ॥ ત્રિભુવનમાંહે ધૈર્યના ધારા, એહવા અવર ન કો દા

તારા ॥ ગા૦ ॥ ૧॥ મતિચિત્તેં ભારતી મુખ કમલેં, ભાગ્યભાલેં લખમી છે નિલયેં ॥ ભુજેં સૂરતા સત્ય વચનેં સહલેં, દાન કરેં જિનધ્યાન મનો લેં ॥ ગા૦ ॥ ૨ ॥ કરણીયેં દયા સ્થાનક પામી, મુજ તનુમાં કાંઇ નહી ખામી॥ ધણીશેષે કરી કિર્ત્તિ તે કામી, તે દશદિશિ ફિરે ઠામ અપામી ॥ ગા૦ ॥ ૩॥ ખાર જલધિનેં ચંદ્રકલંકી, રવિ તાતો ઘનછે ચપલંકી ॥ અર્થી અદૃશ્ય મેરૂકાષ્ટ સુરતરૂઆ, સુરમણિ ઊપલ સુરગવી પશુ વરૂવા ॥ ગા૦ ॥ ૪ ॥ સૂધીધ્વજિવ્હેં સેવિત દીસે, તુજ ઊપમાન કહું કેમ ચિત્ત હીસેં ॥ તુજદાનાદિક ગુણથી નિકસે, સવિ ઊપમાન એ ચિત્ત ન પેસે ॥ ગા૦ ॥ ૫ ॥ હે શ્રીચંદ તું ચંદ્રથી નિર્મલ, પરસ્ત્રી ન ફરસે કરથી સામલ ॥ કાંઇ અપૂરવ ચંદ્ર કલામલ, ફરસે તેહને યુકત મહાફલ ॥ ગા૦ ॥ ૬ ॥ કલ્પદ્રુમ સમ તુમ તનું જાણી, શ્રીનિવાસ કરે થિરતા આણી ॥ મુખકજેં પદ્મની મતિ પહિચાણી, હૃદયદગંભીર જલનિધિ એમ જાણી ॥ ગા૦ ॥ ૭ ॥ નાભિતદભ્રમેં કરપદ યુગલેં, અરૂણ કમલની બુદ્ધિવિમલેં ॥ ફુલેંદી વર શંકાયે નયનેં, દંતેં વજ્રકર મનું અયનેં ॥ ગા૦ ॥ ૮ ॥ એણી પરેં સઘલે શ્રીરહી તાહરે, અંગેં સર્વની ઊપમા થાહરે ॥ ભદ્ર કહે શું ઊણું અમારે, હવે તુમ ગુણ કહીયેછેં જિહા રે ॥ ગા૦ ॥ ૯॥ ઇતિ ગાયનકૃતસ્તુતિ ॥

॥ હવે એ ગુણશ્લોકેં કરી કહેવા તે શ્લોક કહે છેઃ- બુદ્ધિશ્ચેતસિ ભરતી ચવદને, ભાગ્યં ચ ભાલસ્થલે ॥ લક્ષ્મી વેંશ્મનિશૂરતાભુજયુગેવાચિસ્થિતંસુનૃતં ॥ દાનં પાણિતલે રૂચિસ્તુતિમનસ્યર્હત્ક્રિયાયાં દયા, સ્થાનાપ્રાપ્તિરૂષૈવયાત્પુરૂદિશં શ્રીચંદ્રકીર્ત્તિસ્તવ ॥ ૧ ॥ આસ્યે પદ્મધિયા ગભીરહૃદયેવારાંનિધેઃ શંકયા, નાભૌ પદ્મનદભ્રમાક્રમકરદ્વંદ્વેઽરૂણાબ્જેહયા ॥ ફૂલ્લેંદીવરવાંચ્છયા નયનયોર્દંતેષુ વજ્રાકર, ભ્રાંત્યાકલ્પતરૂભ્રમેણ વપુષિ શ્રીચંદ્ર તે શ્રીરભૂત ॥ ૨ ॥ ક્ષારોવારિનિધિઃકલંકકલૂષશ્ચંદ્રોરવિસ્તીક્ષ્ણરૂક્જીમુતશ્ચપલાશ્રયોર્ધપટલાદૃશ્યઃ સુવર્ણાચલઃ ॥ કાષ્ઠં કલ્પતરૂર્દૃષત્સુરમણિઃ સ્વર્ધામધેનુઃપશુઃ, શ્રીશ્રીચંદ્રસુધાદ્વિજિવ્હવિધુરાતત્કેનશામ્યંતવ ॥ ૩ ॥ શ્રીચંદ્રકલામનોરમઃ સ્પૃશસિત્વંસ્વકરૈઃ પરપ્રિયા ઊર્વી, સૃજતિ નિર્મલી ચિત્તં, યદ્ભુવિ નિર્મલોનિશં ॥ ૪ ॥

॥ પૂર્વઢાલ ॥ ઇત્યાદિક નિજગુણ સાંભલી, કહે ગાયનનેં વર માગ રે ॥ ધણ કણ પટકૂલનેં ભૂષણા, નિજ ઇચ્છાયેં દિઊં ત્યાગ રે ॥ મ૦ ॥ ૩૬ ॥ એમ નિસુણિ મૂઢ તેણેં માગીયો, વાયુવેગ અશ્વ તે ત્યાંહિ રે ॥ અ

હપુણ્યને મતિ તે કિહાંથકી, બુદ્ધિ કર્માનુસારિણિ પ્રાહિ રે ॥ મ૦ ॥ ૩૭ ॥ તવ કુમર કહે શું માગીયું, અશ્વ આપું તુજ અનેક રે ॥ એતો અ મૃતણો યુગ રથ છે, ન હોયે ઇહાં એક વિવેક રે ॥ મ૦ ॥ ૩૮ ॥ કહે શ્રી ચંદ્ર હવે ગુણચંદ્રને, રથ લાવો શ્રીપુરેં જેહ રે ॥ માગણનાં વંછિત પૂરીયેં, કહે જ્ઞાન વિમલ સૂરિ નેહરે ॥ મ૦ ॥ ૩૯ ॥ સર્વગાથા ॥ ૬૬૬ ॥

॥ દોહા ॥

॥ આણ્યો રથ તત્કાલમાં, કહે ગાયનને એમ ॥ એક તુરંગશું તાહરૂં, કારજ હોશે કેમ ॥ ૧ ॥ માગ્યાથી અધિકું દીયે, તેહિજ કહીયે દાતાર ॥ મુહ દેખી માગે નહી, મરે તે માગણહાર ॥ ૨ ॥ તે માટે એ સુવેગ રથ, વાયુવેગ મહાવેગ ॥ અશ્વયુક્ત રયણે જડચો, આપું તે લીયો વેગ ॥ ૩ ॥ વલી બીજું બહુ આપીઊં, દાન માન સુનિધાન ॥ ચિરંજીવિ ચિરં નંદતું, કહે ગાયન ગુણગાન ॥ ૪ ॥ એમ દેખી તેડાવિને, તિહાં અનેક છે ભટ્ટ ॥ તે શ્રીચંદ્રનાં ગુણ કહી, લેવા દાન ગહગટ્ટ ॥ ૫ ॥

એકેન ભટ્ટે ઊકતં ॥ કવિત્ત ॥ ધીરવીર કોટીર, દાનશિરમુકુટ સમાણો, તાહારે સુજસ કલાપ, વિશ્વસવિ ઊજ્વલ જાણો ॥ કાઢયો કૃપણતા શ્યામ, તેહ જઇને કિહાં રહિઊં, કજ્જલ અહિ તવ વૈરી, વદનપંકજ સંગ્રહિઊં ॥ કલકંઠવરણ ઘનઘોરમાં, કૃષ્ણદિશાદિક ભામરી ॥ શ્રીચંદ્રદાનગુણ નીપની, કીર્ત્તિ મૂર્ત્તિ તેહવી ધરી ॥ ૧ ॥

॥ અપર ભટ્ટ પ્રાહ ॥ સોમભટ્ટ કહે અદ્ભૂત કેહનો કોણ રસ પૂછચો, તવ કહે કવિરસ સાર એહનોએ જસ ઇહાં સૂચ્યો, શ્રી ચંદ્ર જસેં જગ ઉજ્વલ કરચો, કાલિમાં કહો કયાં ગઇ ॥ તસ અરિ મુખેં તસ નારી, જાઇ ત્યાં તિ ભિન્ન રહી ॥ ૧ ॥ કવિત ॥ ધીર તું જયવીર અવરકવિ તેહને પૂછે ॥ કુણકુ તેહ કહે ભટ્ટ પત્રમાં એ વિકસ્યું ॥ કવિનામા છંદ ॥ શ્રીચંદ્ર તુંમ યશં ત્રિભુવન ધોલે, શ્યામલપણું કિહાં કિહાં ખોલે ॥ કજ્જલ ભમર તુમ અરિમુખ કમલઇભ, હય મુહ મૃગમદ કોકિલ ગલે ॥ ૧ ॥ કાવ્યં ॥ વીરત્વં જયકોભવાનકવિરિદંકિંપત્રમત્રાસ્તિકિં, કાવ્યં વાચ્યગુણોડત્રકોદભુતરસઃ સપ્રોચ્યતાંશ્રૂયતાં ॥ શ્રીચંદ્રત્વદનલ્પશુકલયસશાશ્વતીકૃતે વિષ્ટપે, યત્કાર્ષ્ણ્યં કાશિકજ્જલાદિષુહિ તત્વિદ્રવશા દુર્દશાઃ ॥ ૧ ॥

॥ એકેન કવિનાં કલકંઠેન અસ્ત્યૈવ ઊત્તરાર્દ્ધકૃતં ॥ વીરત્વં શ્રીચ [illegible]ભિન્નયશઃ સત્પુંડરીકંમદં ॥ [illegible]સ્થાનમરાલબાલસુવિયદં ભ

આલિભિક્ષુંબતે ॥ ૧ ॥ દોહા ॥ એમ નિસુણી બીજો ભણે અર્દ્ધ સમસ્યા પાઠ ॥ એહીજ બિહું પદ પાછલાં, આગલે નવલો પાઠ ॥ ૧ ॥ વીરત્વં૦ ॥ શ્રી ચંદ્રમહીંદ્ર ભાવ એકઅવર કહીજે, નવ જસ સિત પુંડરીક, ત્રણ જગ ઉજ્જ્વલ કીજે ॥ ગયો આકાશ તિહાં બ્રહ્મકમલ વલી વાહનહંસા ॥ ધવલ થયા તસ સંગ કૃષ્ણગુણથી જનસ્યા ॥ તિહાં જઇ કમલમાંહે રહ્યા, ભ્રમર શ્રેણી રૂપે થઇ, અથ ચંદ્રમા ઉજ્જ્વલ થયો, પણ અગમિશેં અસિતા રહી ॥ ૨ ॥ લક્ષદાનં ॥ તવ ત્રીજો ભણે ભટ્ટ એહતો બોલ્યા સાચું ॥ એ નૃપનો જસ રાશિ એકરસનાયેં કેમ વાચું, કિંબહુના કહે હોય એહથી અવર ન દૂજો, ખાગ ત્યાગ પરભાગ થાગ ગુણેં એહીજ પૂજો ॥ જે જગ ઉજ્જ્વલ વસ્તુ છે, તે શ્રીચંદ્ર યશદેશછે ॥ નરરૂપ ભુપતિ લખ્ખોયમેં, એહ વાત અમ મન રૂચે ॥ ૩ ॥ લક્ષદાનં ॥

॥ છંદ ॥ એમ સોમેશ્વરને વીરેશ્વર માહેશ્વર, માધવ ભુધેશ્વર ॥ એણીપરેં કુમરની કીર્ત્તિવિલાસેં, ગામ ઠામ જનકાદિક પ્રકાશે ॥ ૧ ॥

તતઃસોમેશ્વરકવિના ઊકતં ॥ ચંદ્રઃ ॥ ચંદ્ર શૂન્યેક્ષયાદોષા, કરઃ કલંકયયંતુતા ॥ સદોદિતોવસાંતસ્ત, ન્માશ્રીષ્યક્તિંષ્યધાદ્ભુવિ ॥ ૧ ॥

॥ પૂર્વદોહા ॥ એમ ત્રણ પંડિતને દીયે, કનક રયણની કોડિ ॥ યથાયોગ્ય સવિ સાચવે, ભોજનવિધિ કરે હોડિ ॥ ૬ ॥ સજ્જન ગુણિજન સાધુજન, ભક્તિ કરે તિહાં યોગ ॥ ચમત્કાર ચિત્ત પામીયા, ધન ધન કહે પુરલોગ ॥ ૭ ॥ નૃપ અથવા નૃપ નંદના, એ સમ દાનસમર્થ ॥ શેઠ પુત્રનેં સારિખા, કોય ન એ પરમાર્થ ॥ ૮ ॥ દાન તણો અતિશય ઘણો, દેખી થયા લયલીન ॥ પણશેઠેં એમ ચિંતવ્યું, કુલ વણિકનું દીન ॥ ૯ ॥ ધન તો પામીજેં ઘણું, પણ અશ્વ ન એહવી જોડ ॥ ન મલે તે ભણી ધન દેઇ, અશ્વ લીયો ફરી જોડિ ॥ ૧૦ ॥ એમ એકાંતેં પુત્રનેં, તેડીનેં કહે વાત ॥ ભાગ્ય શિરોમણિ તું અછે, કુલમંડણ તું જાત ॥ ૧૧ ॥ દીધું દાન તે ભલું કરયું, એ તુમ યુગતું હોય ॥ પણ નૃપદાનથી અધિક જે, દીજેં તે અવસર જોય ॥ ૧૨ ॥ આપણ તો વ્યવહારીયા, છૈયેં એહ આધીન ॥ તેહથી અધિક નવી કીજીયેં, ન રહેં વિનય પ્રવીણ ॥ ૧૩ ॥ એ નૃપપુત્ર તુમ ઉપરેં, દીસે છે રોષાલ ॥ છલ જોવે છે અતિઘણા, જેમ ઊંદર ને બિલાડ ॥ ૧૪ ॥ ધીર પ્રધાનેં પણ કહ્યું, પહેલાં જે થઇ વાત ॥ તેપણ ચિત્તમાં ધારવી, ગાંફિલ મા

રચા જોત ॥ ૧૫ ॥ જાસ પ્રસાદેં પામીયેં, કન્યાદિકનાં લાભ ॥ તે રથ કેણીપરેં આપીયેં, જો ધરતી પર હોયે આભ ॥ ૧૬ ॥ મૂલ્ય સવાયું દેઇનેં, રથ તુરગની જોડિ ॥ લીઓ પાછી એ સમ નકો, કરતા હોડા હોડિ ॥ ૧૭ ॥ રાજાનેં કરો ભેટણું, જેમ રાજા હોયે પ્રસન્ન ॥ તો સવિ મનોરથ સંપજે, સહુ કહેશે ધન્ય ધન્ય ॥ ૧૮ ॥ સર્વગાથા ॥ ૨૪ ॥

॥ ઢાલ તેરમી ॥ જંજરીયા મુનિવર ધન્ય ધન્ય તુમ અવતાર ॥ એદેશી ॥

॥ વચન સુણી એમ તાતનાંજી, ઊત્તર હૃદયેં વિચાર ॥ વિનય કરીનેં વીનવેજી, ખમો અપરાધ અપાર ॥ ૧ ॥ સુણો તાતજી માહારા, માનો મુજ વચન પ્રમાણ ॥ સુણો તાતજી માહારા, તુમે છો સુગુણ સુજાણ ॥ સુણો તાતજી માહારા, શિર ધરૂં તુમચી આણ ॥ એ આંકણી ॥ દીધું દાન જે યાચકાંજી, તે પાછું ન લેવાય ॥ તે લેઇ નૃપનેં દીજીયેંજી, તો લોકમાં હાંસી થાય ॥ સુ૦ ॥ નીચમાં નીચ કહાય ॥ સુ૦ ॥ ૨ ॥ કેઇ રથ કેઇ હય ધન ઘણાજી, ભાગ્યથી મલિઊં સર્વ ॥ વલી બહુ મલશે ભાગ્યથીજી, તુમ પરસાદેં સર્વ ॥ સુ૦ ॥ ૩ ॥ શેઠ કહે સુત તે ખરૂંજી, એહવું તો જગમાંહિ ॥ રાજાદિ ઇચ્છે ગજ રથાજી, દેઇ ધન લેવેં ઊચ્છાંહિ ॥ સુ૦ ॥ ૪ ॥ જે તે દુર્લભ દેખીયેં જી, તે એમ લેવે લોક ॥ અર્થી ધન સાટેં દીયે જી, એહમાં કોઇ ન શોક ॥ સુ૦ ॥ ૫ ॥ કુમર તવ અણબોલ્યા રહ્યાજી, નિજ થાનક ગયા તામ ॥ ઊત્તર દેતાં નવિ વધે જી, વૃદ્ધશું ન રહે માંમ ॥ સુ૦ ॥ ૬ ॥ વયણ નયણ મણ સેયણનાંજી, જિહાં લગેં હોય સુપ્રસન્ન ॥ તિહાં લગેં રહેવું તિહાં સુંદરૂંજી, ન રહેવું જિહાં દુઃખમન્ન ॥ સુ૦ ॥ ૭ ॥ ધિક્ધિક્ પરવશતા પણુંજી, ચાલ તું નરકનું દુઃખ ॥ શું દીધું શું દેયશું જી, યાચક કવિનેં સુખ્ખ ॥ સુ૦ ॥ ૮ ॥ હવે રહેવું તો નવિ ઘટે જી, ભાંગે મન શી પ્રીતિ ॥ ખટવો માંકણનો છાંડવોજી, એહિજ ઊત્તમ રીતિ ॥ સુ૦ ॥ ૯ ॥ સાહસથી સવિ સંપજેજી, જિહાં સાહસ તિહાં સિદ્ધિ ॥ ભાવિ ભાવ જિકે હોશે જી, તિહાં તેહવી હોયે બુદ્ધિ ॥ સુ૦ ॥ ૧૦ ॥ યતઃ ॥ કોવિદેશસુવિદ્યાનાં, કિંદૂરં વ્યવસાયિનાં ॥ કોતિભાર સમર્થાનાં, કઃપરઃ પ્રિયવાદિનાં ॥૧॥ દીસે વિવિહ ચરિયં ॥ ૧ ॥ દેશાટનં પંડિતમિત્રતાચ, વારાંગના રાજસભાપ્રવેશઃ ॥ અનેક શાસ્ત્રાર્થવિલોકનાનિ, ચાતુર્યમૂલાનિ ભવંતિ પંચ ॥ ૨ ॥ તાદૃશી જાયતે બુદ્ધિર્વ્યવસાયાશ્ચ તાદૃશાઃ ॥ સહાયાસ્તાદશાજ્ઞેયા, યાદૃશી ભવિતવ્યતા ॥ ૩ ॥

ત્રણે શ્લોકનો ભાવાર્થ—રૂડીવિદ્યાવાલાને કયો પરદેશ હોયછે, વ્યવસાઈને શું દૂર છે, સમર્થને શો ભારછે? મીઠા વચન બોલનારને કોણ જુદો છે! દેશાટણ, પંડિતની મિત્રાઈ, વારાંગનાનો સંગમ, રાજસભામાં પ્રવેશ, અનેક શાસ્ત્રનું જોવું એ પાંચ ચાતુર્યના મૂલ છે, જેવી ભાવિ હોય તેવી બુદ્ધિ થાય, વ્યવસાયો પણ તેવાજ થાય, અને સહાય પણ તેવાજ થાય છે.

પૂર્વઢાલ ॥ આજ રજની પ્રથમ યામમાંજી, ન કહું કોઇનેં કાંહિ ॥ નિસરવું એમ ચિંતવીજી, કરી પરદેશ ઊચ્છાંહિ ॥ સુ૦ ॥ ૧૧ ॥ મિત્ર જાણશે તો બલ કરીજી, રાખશે અથવા સાથ ॥ આવેશે તો નહી બને જી, એકાકી ખડ્ગ હાથ ॥ સુ૦ ॥ ૧૨ ॥ ચંદ્રકલા વલગી ગલેજી, કેમ મુજ વિણુ ધરે શ્રીર ॥ મુજ કાજેં સવિ છંડીયુંજી, માત પિતા ધન ધીર ॥ સુ૦ ॥ ૧૩ ॥ યૂથ ભ્રષ્ટ જેમ હરિણલી જી, વિરહાતુર રણુમાંહે ॥ તેમ વિયોગ માહારો લહીજી, દુઃખિણી એ ઘર માંહે ॥ સુ૦ ॥ ૧૪ ॥ તે ભણી એ સમજાવીનેંજી, જાઊં પછી વિદેશ ॥ એમ ચિંતિનેં આવીઊંજી, ચંદ્રકલાસંનિવેશ ॥ સુ૦ ॥ ૧૫ ॥ વાત કહી સઘલી તિહાંજી, સમજાવી તે બાલ ॥ તિહાં જે સ્નેહનાં વયણુડાં જી, કોણ કહે તે વાચાલ ॥ સુ૦ ॥ ૧૬ ॥ સ્નેહ માન નવિ સંપજે જી, તે જાણે કિરતાર ॥ કે નિજમનડું ભોગવેજી, જીવિત તસઆધાર ॥ સુ૦ ॥ ૧૭ ॥ શીખ ભલામણ તિહાં કરી જી, ચાલે જેહવો કુમાર ॥ તેહવે મિત્ર આવી મલ્યોજી, શ્રીગુણચંદ્ર કુમાર ॥ સુ૦ ॥ ૧૮ ॥ કહે સ્વામી એક વિનતિજી, ગાયનેં કીધી જેહ ॥ ભૂપ કુમરના વયણથીજી, માગ્યો અશ્વ મેં એહ ॥ સુ૦ ॥ ૧૯ ॥ મેં મહારી બુદ્ધેં કરી જી, નવિ માગ્યું એ સ્વામિ ॥ હવે તે પાસેં જઇ નવિ શકુંજી, તુમેં દીધું બહુ દાન ॥ સુ૦ ॥ ૨૦ ॥ તુમેં ચક્રી દાતારમાંજી, વેચાણા અમો દાન ॥ તેમાટે ઊચિત ધન દિયોજી, લ્યો રથ પાછો નિદાન ॥ સુ૦ ॥ ૨૧ ॥ સુણી વાત કુમર કહેજી, દીધું ફરી ન લેવાય ॥ રથશું કામ ન કો અછે જી, બોલ્યું અબોલ્યું ન થાય ॥ સુ૦ ॥ ૨૨ ॥

ઊક્તંચ ॥ જિહ્વૈકૈવ સતાં મુખેફલભૃતાંસ્રષ્ટું શ્વતસ્રોડથવા, તાઃસપ્તૈવવિભાવસૌનિગદિતાઃ ષટ્કાર્ત્તિકેયસ્યચ ॥ પૌલસ્ત્યસ્યદશૈવતાઃફણિપતૌજિહ્વાઃસહસ્રદ્વયં, જિહ્વાલક્ષસહસ્રકોટિગુણિતાનોદુર્જ્જનાનાં મુખે ॥ ૧ ॥

॥ પૂર્વઢાલ ॥ એમ કહી મિત્રનેં વાલીયોજી, અવર ન કહી કાંઇ વાત ॥ લેઈ ઊત્સંગેં હૃદયેં ભીડીનેંજી, ચંદ્રકલા સુવિખ્યાત ॥ સુ૦ ॥ ૨૩ ॥ વિરહ દુઃખ ધરવું નહીંજી, ધૈર્યથી સઘલી વાત ॥ એ સંપદ સવિ તાહરે

જી, સુખે રહેજો દિન રાત ॥ સુ૦ ॥ ૨૪ ॥ એહને ધનંજય સારથીજી, આવી કહે સુણો સ્વામિ ॥ રથ બેસી ગાયન ચલેજી, પણ હય ન વહે તામ ॥ સુ૦ ॥ ૨૫ ॥ એમ નિસુણી શ્રીપુરે ગયાજી, કુમર લેઇ પરિવાર ॥ કુમર દેખીને હર્ષશું જી, અશ્વકરે હેષાર ॥ સુ૦ ॥ ૨૬ ॥ નયણે આંસુડાં ઝરેજી, ન પીયે ચારિને વારિ ॥ તવ શ્રીચંદ્ર નિજ કરે કરેજી, ફરસે તેણી વાર ॥ સુ૦ ॥ ૨૭ ॥ અશ્વતણા ગુણ મુખે કહીજી, સમજાવે ધરી પ્રેમ ॥ હમણા સમય છે એહવોજી, અનૃણ કરો ધરી ખેમ ॥ સુ૦ ॥ ૨૮ ॥ ગાયનને તવ સોંપીયાજી, અશ્વ તે સરલ સ્વભાવ ॥ સ્વામિભક્તિ એમ જાણીયેજી, વરતે સ્વામીને ભાવ ॥ સુ૦ ॥ ૨૯ ॥ વીણારવ આશીશ દેઇજી, ચાલે તિહાં ધરી પ્રેમ ॥ સર્વ વસ્તુ અધિકારીયોજી, ગુણચંદ્ર કીધો તેમ ॥ સુ૦ ॥ ૩૦ ॥ સેનાપતિ ધનંજય કરચોજી, વલી જે હોતા જેણે ઠાય ॥ તેતે તિહાં કણે થાપીયા જી, કરી મહોટા સુપસાય ॥ સુ૦ ॥ ૩૧ ॥ પરદેશે જાવા ઇચ્છુંજી, સહુને કહી દીયે માન ॥ શ્રીપુર શ્રીદપુરી સમુંજી, કીધું અતિ બહુમાન ॥ સુ૦ ॥ ૩૨ ॥ અનુચર સહચર જે હતાજી, કર્મકરાદિક સર્વ ॥ તે સઘલા સુખીયા કરચાજી, જાણે સર્વ સુપર્વ ॥ સુ૦ ॥ ૩૩ ॥ જ્ઞાનવિમલ ગુરૂ દેવનુંજી, ધર્મતણું વલી ધ્યાન ॥ ધરતા કરતા લોકનેજી, ઊપકૃતિ કરણ નિદાન ॥ સુ૦ ॥ ૩૪ ॥ સર્વગાથા ॥ ૭૨૮ ॥

॥ દોહા ॥

॥ વાહન વાજી ગજેંદ્રરથ, શ્રીકરી બદ્ધ સુભટ્ટ ॥ પરવરિયા હવે તિહાં થકી, ગેલેશું ગહગટ્ટ ॥ ૧ ॥ અંગરક્ષક અંગ સેવકા, પંચ સહસનાં થાટ ॥ પંચ સહસ્ર વાજિત્રનાં, બદીજનનાં થાટ ॥ ૨ ॥ નૃપપરે બહુમાને કરી, આવ્યા આપણે ગેહ ॥ માત પિતા પરિવારને, મલીયા ધરી બહુ નેહ ॥ ૩ ॥ એકવા માંહે આવીયો, ધીર પ્રધાન ઊદાર ॥ પ્રણમી શ્રીશ્રીચંદ્રને, મિત્ર ગુણચંદ્ર કુમાર ॥ ૪ ॥ શેઠે ધીરને નોતરચો, ભક્તિ કરે ધરી હર્ષ ॥ ધીર કરે હવે વિનતિ, પાણિગ્રહણ ઉત્કર્ષ ॥ ૫ ॥ શેઠ કહે સુણો ધીરજી, દિન દોય પછી નૃપ પાસ ॥ જાશે પુત્ર મલવા ભણી, તુમો પણ રહેજો પાસ ॥ ૬ ॥ રાજાને તે વીનવી, તસ આયસ લહી ખેમ ॥ કામ તુમારો થાયશે, તિલક મંજરી પ્રેમ ॥ ૭ ॥ સૂર્યવતીની ભાણેજી, ચંદ્રકલા વહુ જેહ ॥ તે પણ રાણીને મલે, વાધે બહુલ સનેહ ॥ ૮ ॥ પિતા વયણ મિત્રે સુણ્યા, તે કહે :

મરનેં જામ ॥ ચિંતે ચિત્ત એહવુ તિહાં, કેમ પોહોંચશે મન હામ ॥ ૯ ॥ એમ વિચારી આવીયા, ભોજન શાલેં કુમાર ॥ દિવસ ભાગ છે આઠમો, ભોજનનેં આચાર ॥ ૧૦ ॥ કહે માડી મોદક દીયો, માયેં કરી રૂહાડિ ॥ પિરસ્યા મોદક બહુ પરેં, કરી કરી બહુ લાડ ॥ ૧૧ ॥ લાડૂ ગાડૂજેવડા, લાખણીયાં રસદાર ॥ કસ મસીયા સિંહ કેસરા, સૂધા શાક સિરદાર ॥ ૧૨ ॥ ખંડ ખંડ દેઇ સર્વનેં, વહેંચીનેં તેણી વાર ॥ વલી વૈકાલક વિધિ કરે, અશનાકાદિ સુવિચાર ॥ ૧૩ ॥ નિજ વાસેં આવી કરી, કહે ગુણચંદનેં એમ ॥ કણકોટ પુરેંથાપીયાં, મંત્રી પ્રમુખ બહુ પ્રેમ ॥ ૧૪ ॥ નામાં લેખાં તે કરો, એમ કહી બેઠો તથ્થ ॥ બીજા પણ બહુ જોડીયા, જે જે ઠામ સમથ્થ ॥ ૧૫ ॥ ચંદ્રકલા ઘર આવીયા, આણી અતિ આણંદ ॥ ત્રિવિધ મેલ સવિ સાચવિ, જેમ કલકંઠ માકંદ ॥ ૧૬ ॥ સર્વગાથા ॥ ૭૪૪ ॥

ઢાલ ચૌદમી ॥ રાગ મારૂણી ॥ રામ ધરણી કાં આણી રે ॥
॥ એદેશી ॥

તાત કહ્યું સઘલું તિહાં દાખે, રાખે કાંઇ ન શંકા રે ॥ તું માહારે મન વલ્લભ બહુ છે, તાહારો કાંઇ ન વંકા રે ॥ વાહાલી ॥ ૧ ॥ ચંદ્રકલા તું રાણી રે, જોઇ હવે વલીઊં છે દાનેં, તાતની બુદ્ધિ હણાણી હો ॥ વાહાલિ ॥ ચંદ્ર૦ ॥ એ આંકણી ॥ માત પિતા ગુરૂ દેવની વાણી, અમૃતથી અધિક પહિચાણી રે ॥ તેં જાણીનેં મેં નવિ જાણી, તેણે મુજ મતિ મુંજાણી હો ॥ વા૦ ॥ ચંદ૦ ॥ ૨ ॥ યતઃ ॥ અમૃતરસાદ્ધ્યધિકા, શિક્ષા માતુપિતુર્ગુરૂ જનસ્ય ॥ યોમન્યતેઃ ન મનાક્, તે વિહિતાઃ સર્વદા કુધિયઃ ॥ ૧ ॥

ભાવાર્થ—અમૃતરસથીપણ અધિક એવી માતાપિતા, ગુરૂજનની શિક્ષાને જે કિંચિત્ પણ નથી માનતા તે કુબુધિજાણવા.

॥ પૂર્વઢાલ ॥ એમ નિસુણીનેં ચંદ્રકલા ચિંતે, અહો નિર્ગર્વતા સ્વામી રે ॥ દાન શક્તિ જે ભક્તિ અનોપમ, અહો ગંભીરતા પામી હો ॥ વા૦ ॥ ચં૦ ॥ ૩ ॥ કહે સ્વામી તુમ પાવન મનથી, કિહાંયે અશુભ ન હોવે રે ॥ રાજઋદ્ધિ મલશે તુમ બહુલાં, દુઃખ તુમ સાહામું ન જોવે રે ॥ સ્વામી જાઊં તુમ બલિહારી ॥ એ આંકણી ॥ ૪ ॥ શકુન ગ્રંથિ બાંધી તિહાં કુમરેં, પ્રેમની ગાંઠ સંઘાતેં રે ॥ કેટલા એક દિન દેશાંતરેં જઇ, આવી

થ હું સુખશાતેં હો ॥ વા૦ ॥ જા૦ ॥ ૫ ॥ ભાગ્ય તણી પણ પરીક્ષા લાભેં, કૌતુક બહુ દેખીજેં રે ॥ વજ્રાહતપરેં એ વચન સુણી, હૃદયે અંચલ ભીજે હો ॥ સ્વામી ॥ જા૦ ॥ ૬ ॥ હું વિષ કન્યા કાંઇ ન વી સર્જી, કાંઇ પાલણડું નવિ ત્રુટ્યું રે ॥ સ્વશુર વર્ગનેં દુઃખ હેતેં થઇ, કાંઇ હૃદય ન ફુટ્યું રે ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૭ ॥ નાથ ઇહાં રહો મુજ ઊપરોધેં, કાંઇ અછે ઊણેરૂ રે ॥ હય ગય રથ ધન કંચન કોડી, રયણ ઘણે ઘર પૂરશું રે ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૮ ॥ ભાગ્ય તુમારૂં શું નવિ દીઠું, સંશય કોઈ ન મુજનેં રે ॥ રૂદન કરંતી દેખીનેં કહે, સમ છે માહરા તુજનેં હો વાહાલી ॥ ચં૦ ॥ ૯ ॥ તું ધણીયાણી તું કલ્યાણી, ધીર મધર મતિ જાણી રે ॥ સ્વભુજ નિર્મિત વિભવ રૂચે છે, એહ મહત્ત્વની ખાણી હો ॥ વા૦ ॥ ચં૦ ॥ ૧૦ ॥ માત પિતા મિત્ર સયણ સંબંધી, કોઇનેં હું નવિ પૂછું રે ॥ તું જશું પ્રેમ અછે મુજ ગાઢો, મનની વાત સવિ સૂચું હો ॥વા૦॥ચ૦॥ ૧૧॥ તે માટે મુજનેં દે અનુમતિ, આજ ઇચ્છિત કરૂં કાજ રે ॥ કહો તો હું તુમ સાથેં આવું, જિહાં પતિ તિહાં સવિરાજ હો ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૧૨ ॥ માતા પિતાદિકનું દુઃખ મુજનેં, કોઇ ન ચિત્તમાં લાગે રે ॥ પણ તુમ દર્શનને વિરહથી, તે સવિ આવી લાગે હો ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૧૩ ॥ દૈવપણું મુજ એહવું આવ્યું, સુખ સઘલાં તુમ સાથ હો ॥ અભિમાનદ્રુમ ભાજી સવિ ગુણ, પંખી થયા અનાથ હો ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૧૪ ॥ કાવ્યં ॥ ઊડ્ડીનાગુણપત્રિણઃ સુખફલાન્યારાદ્વિશીર્ણાન્યધઃ પર્યસ્તાઃપરિતોયસસ્તવકિનાસંપલ્લતાઃપલ્લવાઃ ॥ પ્રાગેવપ્રસૃત્તાઃપ્રમોદહરિણા શ્છાયાકથાંતર્ગતા, દૈન્યારણ્યમતંગજેન મહતા ભગ્નેભિમાનદ્રુમે ॥ ૧ ॥

ભાવાર્થઃ—મોહોટા દૈન્યરૂપ અરણ્યના હસ્તીએં અભિમાનરૂપ વૃક્ષભાગેછતેગુણરૂપ પક્ષીયો ઊડીગયાં, સુખરૂપ ફલ ઘણા દૂર પડીગયાં તથા પત્રરૂપ પુષ્પચારે તરફ પડીયાં, પૂર્વે પ્રશસ્ત થઈ એવી સંપદરૂપલતા નાશપામી, પ્રમોદ રૂપ હરિણ અન્ય વૃક્ષ છાયામાં જઈ બેઠાં.

॥ ઢાલ પૂર્વલી ॥ સંખીવૃંદ માંહેછું તોપણ, પતિવિણશૂનું ભાસી રે ॥ પતિવિણ નયરતે વયર કરે બહુ, તેણે હું સાથેં આસી હો ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૧૫ ॥ કહે કુંઅર એ મુજનેં જુગતું, પણ પગ બંધન મોહોટું રે ॥ પરદેશેં ફરતાં લાગે છે, પગ ચલવું તે ખોટુંહો ॥ વા૦ ॥ ચ૦ ॥ ૧૬ ॥ પતિવ્રતાનું એહિજ લક્ષણ, જે પતિ કહે તે માન્ય

રે ॥ મુજ કહેણુથી તુમો ઘરેં વસો, વાલો સહુનું વાન હો ॥ વા૦ ॥ ચં૦ ॥ ૧૭ ॥ દેવપૂજાદિક ધર્મ આરાધો, સાધો ગૃહીનો ધર્મ રે ॥ સમકિત મૂલ શીલ ગુણ રોપો, ઓપો પુણ્યના કર્મ હો ॥ વા૦ ॥ ચં૦ ॥ ૧૮ ॥ ધર્મ થકી મુજનેં સુખશાતા, તુમનેં પણ ઇહાં વારૂ રે ॥ ભાવિ ભાવ તે હૃદયેં ભાવો, સુખ દુઃખ આતમ સારૂ હો ॥ વા૦ ॥ ચં૦ ॥ ૧૯ ॥ એમ કહીને પોતાનેં વસ્રેં, આંસુડાતે લૂહે રે ॥ મણિ ભૂષણ હિત શિક્ષા દેઈને, પ્રેમ વચન પડિ બોહે હો ॥ વા૦ ॥ ચં૦ ॥ ૨૦ ॥ દાસ દાસી સખિ સહચર અનુચર, સહુની ભલામણ આપી રે ॥ પતિ જાવાનો નિશ્ચય જાણી, ભાષેં એમ સમાપી રે ॥ વા૦ ॥ ચં૦ ॥ ૨૧ ॥ મત જાઓ એમ કહે અપ મંગલ, જાઓ કહે નિઃસ્નેહ રે ॥ યથારૂચિ કહે ઊદાસીનતા, દૂર રહ્યેદહે દેહહો ॥ વા૦ ॥ ચં૦ ॥ ૨૨ ॥ સાથેં આવું એ વચન અસત્યતા, નાવું કઠિન એ વાણી રે ॥ પ્રસ્થિત સમયેં બોલી ન જાણું, નેહ ગહેલી રાણી હો ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૨૩ ॥ કાર્ય કરી તુરત દર્શન દેજો, લેજો જગજસ વાદ રે ॥ શ્રીનવકાર તણી અંગ રક્ષા, ધરો ટાલી વિષવાદ હો ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૨૪ ॥ યતઃ ॥ માગચ્છેત્ય પમંગલં વ્રજઇતિ સ્નેહેન હીનં વચ, સ્તિષ્ઠેતિપ્રભુતા યથારૂચિ કુરૂષ્વે ત્યેત્યુદાસીનતા ॥ સ્વાર્થેન્વેમિતિચૈત્યસદ્ગ્રહવચો નૈમિતિવાક્ તુચ્છતા, પ્રસ્થાનોન્મુખ તે પ્રયાણ સમયેવક્તું કથંવેત્ત્યહં ॥ ૧ ॥

ભાવાર્થ—ન જાઓ એમ કહું તો અમંગલથાય, જાઓ કહું તો સ્નેહવિનાનું વાક્ય કહેવાય, રહો કહું તો મને અધિકારીપણુંઆવે, યથારૂચિકરો એમ કહું તો ઉદાસીનતા થાય, સાથે આવું એમ કહું તો કડવું વચન કહેવાય, નૈમિતિક વાત કહું તો તુચ્છતા થાય, તેમાટે હે પ્રસ્થાન કરનાર સ્વામી તમારા પ્રયાણ સમયમાં બોલવાને કેવી રીતે જાણું.

॥ પૂર્વઢાલ ॥ શિરશિરબંધે મુખેંમુખ, પુટકાયે વજ્રસન્નાહ રે ॥ હસ્તેં આયુધ પદતલેં રક્ષક, પંચપદ ધરો ઊચ્છાહ હો ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૨૫ ॥ ચાર ચૂલાપદેં આતમ રક્ષા, શિલાવજ્ર ભૂપીઠ રે ॥ વપ્રવજ્ર મય બાહિર કરવો, ખાઇ અંગાર સંપુટ હો ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૨૬ ॥ વજ્રમંડપ કરી બાહિર રહેવું, એહવું નિશ દિન કરવું રે ॥ માર્ગેં રણ સંકટમાં વિશેષેં, એહિજ ચિત્તમાં ધરવું હો ॥ સ્વા૦ ॥ જા૦ ૨૭ ॥ અષ્ટ મહાભય નિકટ ન આવે, પાપ પંકજ સવિ જાવે રે ॥ સંપદ સઘલી વિણ તેડી આવે, વાહાલાં મિલણું થાવે હો ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૨૮ ॥ ઈહાં

"પરમેષ્ઠિનમસ્કાર" એ સ્તોત્ર ભણવું, ન્યાસ, મુદ્રા, કવચ. પ્રસ્થાનાસનાદિ વિચાર ગુરૂ મખથકી જાણી લેવો ॥ ઢાલ ॥ તુમ પંથેં સવિમંગલ હોજો, ફરી વહેલા આવેજો રે ॥ શ્વાસ પરેં અમ સંભારેજો, સુખ પત્ર નિયતેં દેજો હો ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૨૯ ॥ યદુક્તં ॥ તવવર્ત્મનિ વર્त्ततां શિવં, પુનરસ્તુ ત્વરિતં સમાગમઃ ॥ અયિસાધય સાધયેપ્સિતં, સ્મરણીયા સમયે વયંવયઃ ॥

ભાવાર્થ—તુમને માર્ગને વિષે નિરૂપદ્રવ વર્તજો, વલી તરત સમાગમ હોજો, વાંછિત સાધજો અને અમને અવસરેં સંભારજો.

॥ ઢાલ ॥ સ્નેહ ગોષ્ટિનાં વચન ગ્રહીનેં, ફલ દીધું તે લીધું રે॥ કાંઈ દ્રવ્ય તે ઊચિત લેઇનેં, હૃદય તે સ્ત્રીનેં દીધુંહો ॥ વા૦ ॥ ચ૦॥ ૩૦ ॥ તિણહિજ વેલા ઘરથી પુરથી, સાહસિક શિરદાર રે ॥ નિસરિયો ધરિયો નિજ કરમાં, તીખી અતિ તરવારહો ॥ વા૦ ॥ ચં૦ ॥ ૩૧ ॥ કુબેર દિશેં ચાલ્યો ધરી ચૂંપે, નવનવ કૌતુક જોતો રે ॥ પુર ઊદ્યાન સર વાપી ગિરિ નદી, નિજ્જરણા મઠ પુહતો હો ॥ સ્વા૦ ॥ ચં૦ ॥ ૩૨ ॥ ધર્મ સહાયી મન નિરમાયી, જોઇ શકુનની વાણી રે ॥ એકદિશેં ઊદ્દેશી ચાલ્યો, ચતુર કલા ગુણખાણી હો ॥ વા૦ ॥ જા૦ ॥ ૩૩ ॥ કિહાંએક ચોપઈ બંધે રાસક, બંધે ધ્રુવપદ બંધે રે ॥ રાધાવેધ સંબંધક શ્રીચંદ્રના, સુણે અદ્ભુત પ્રબંધેંહો ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૩૪ ॥ તિલકમંજરી ઊપલંભાના દોધક, વાદ છંદ છપ્પાયા રે ॥ કિહાંએક વાયુવેગ તુરગ રથ, ગુણચંદ્રાદિ સહાયા હો ॥ સ્વા૦॥ ૩૫ ॥ ગોપાલિકા શાલિ ગોપી કૌટંબિનિ, ગાયે ગાયન બાલી રે ॥ કિહાં આરામણિ કિહાં હિંચોલા, રમતી રમણી બાલી હો ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૩૬ ॥ કોઇ કાતંતી કોઇ નાચંતી, કોઈ પાણીયેં જાતી રે ॥ ખાંડણે પીસણે પાપડ વણણે, રાત્રીજાગરણે ગાતીહો ॥ સ્વા૦ ॥ જો૦ ॥ ૩૭ ॥ યતઃ ॥ ખંડણ પીસણ જલ વહણ, બાહિર ભૂમિ ગયાઇં ॥ દેવભવણ પાપ્પડ વણણ, રસગુદ્ધી મહિલાઇં ॥ ૧ ॥ ઢાલ ॥ નિજગુણ નિજ કરણે સાંભલતો, મલતો સહુનાં મનમાં રે ॥ વેષ પરાવર્त्तें કરી સુખશું, ફરે પુર ગિરિ સર વનમાં હો ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૩૮ ॥ હવે પાછલ ધીર મંત્રી પ્રભાતેં, રાજ સભાયેં નૃપ આગેં રે ॥ શ્રીચંદ્રનેં વિવાહ નિમંત્રણ, કારણ કરી બહુ રાગેંહો ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૩૯ ॥ તિલકમંજરી કેરી વાતજ, ધીર પ્રધાનેં દાખી રે ॥ નિસુણી મન હરખ્યો અતિ રાજા, જ્ઞાનવિમલ ગુરૂ સાખી હો ॥ સ્વા૦ ॥ જા૦ ॥ ૪૦ ॥ ૭૮૯ ॥

॥ દોહા ॥

॥ સેનાની દીપચંદ્રનો, આવ્યો કન્યા સાથ ॥ તે પણ નિજવીતક કહે, પય પ્રણમી નરનાથ ॥ ૧ ॥ ચંદ્રકલા વિવાહનું, જે થયું સરસ ચરિત્ર ॥ રાજાયેં પણ દાખીયું, સૂર્યવતીનેં પવિત્ર ॥ ૨ ॥ સૂર્યવતી કહે માહરી, ચંદ્રવતી જે ભયણી॥ તેહની ચંદ્રકલા સુતા, દેખું હર્ષિત નયણિ ॥ ૩ ॥ નૃપ આદેશલેઈ ગયાં, કુમર તણે જવ ધામ ॥ ચંદ્રકલા ઊત્સંગમાં, લેઈ દીયે બહુ માન ॥ ૪ ॥ તિહાં તેણેં સવિ પૂછીયું, કુશલ ખેમની વાત ॥ કરમોચન દાન દેખીનેં, પ્રત્યેકેં જે જાત ॥ ૫ ॥ ચમત્કાર ચિત્ત પામીનેં, કહે રાજા કિહાં કુમાર ॥ રાજાનેં વલી શેઠીયેં, મેલી બહુ પરિવાર ॥ ૬ ॥ ઠામ ઠામ સઘલેં તિહાં, જોવરાવ્યો કુમાર ॥ પણ કિહાંએ લાધો નહી, જેમ મરૂમાં સહકાર ॥ ૭ ॥ તિહાં દુઃખ પામ્યા અતિઘણું, રાજા શેઠ પરિવાર ॥ શ્રીગુણચંદ્ર તો અતિ દુઃખી, રતિ નવિ લહે લગાર ॥ ૮ ॥ થલગત મીન પરેં ટલવલે, સંભારી તસ નામ ॥ પ્રેમ મહાદુઃખ હેતુ છે, એમ બોલે ગુણધામ ॥ ૯ ॥ પ્રેમતણો પ્રે લેઈને, યમનો લેઇ મકાર ॥ પ્રેમ ઈસીપરેં નીપનો, તિણથી દુઃખ દાતાર ॥ ૧૦ ॥ પ્રેમ પ્રેમ સહુકો કરે, પણ પ્રેમ તે પૂરૂં વયર ॥ ગતિ મતિ છોડીનેં ફિરે, જાણે ખાંડ ગલેફ્યું જહેર ॥ ૧૧ ॥ પ્રેમ તે પ્રાણીનેં કરે, પ્રાણ તણો પરવાસ ॥ પ્રેમ તે હિમ પરેં દાજવે, મુખ મૂકે નીશાસ ॥ ૧૨ ॥ શેઠ કહે નિર્ભાગ્ય હું, મૂલ્યેં લિઊં રથ ફેરી ॥ તેણે વયણેથી નીસરચો, લીધું દુઃખ ઉદેરી ॥ ૧૩ ॥ માતા કહે કદી મુખથકી, નવિ માગે સુત કાંય ॥ મોદક આવી માગીયા, દીધા વલી વેહેંચાય ॥ ૧૪ ॥ પણ મેં ઇમ નવિ જાણીયું, જે કરશે એમ વિકલ્પ ॥ સુત વિણ સવિ શૂનાં થયાં, મંદિર સહેર સુખ તલ્પ ॥ ૧૫ ॥ જલેં તૈલ ખલેં ગુહ્ય જેમ, પાત્રેં પસરે દાન ॥ તેમ પસરી એ વાતડી, પુરમાં તેહ નિદાન ॥ ૧૬ ॥ સર્વગાથા ॥ ૮૦૫ ॥

॥ ઢાલ ચૌદમી ॥ માલીકેરે બાગમેં, દો નારિંગ પકકે રેલો, અહોદો૦ ॥ એદેશી ॥

॥ સૂર્યવતી કહે નંદની, કેમ સ્વયંવર થાપ્યો લો ॥ અહો કેમ૦ ॥ કેમ વિવાહ એ નીપનો, કેમ દાયજો આપ્યો લો ॥ અ૦ ॥ ૧ ॥ વાત કહી સઘલી તિહાં, જેમ આવી પરણ્યા લો ॥ અ૦ ॥ યાવત દીધું દાન જે, ગાયનેં ગુણ [illegible] ॥ લો ॥ અ૦ ॥ ૨ ॥ રાજ્યકુલેં થઇ વાત જે, કુમર નવિ દીસે લો ॥ અ૦ ॥ ચંદ્રકલા ગેઇ ઘરેં, ચિત્તેં નવિ હીંસે લો ॥ અ૦ ॥ ૩ ॥ ગુણચંદ્ર રૂદતો તિહાં ગયો, દુઃખીયો ચંદ્રકલા પાસેં લો ॥ અ૦ ॥ કહો સ્વામી

તુજ મુજ તણો, કિહાં ગયો કબ આસે લો ॥ અ૦ ॥ ૪ ॥ જો જાણો તો દા ખવો, આધું દુઃખ થાવે લો ॥ અ૦ ॥ વાહાલા વિણજે દિહડલા, તે દુઃખ માં જાવે લો ॥ અ૦ ॥ ૫ ॥ મુજશું અંતર નવિ હતો, પણ ન કહ્યું કાંઇ લો ॥ અ૦ ॥ જાણું એ દુઃખ પામશે, બહુ એમ મન લાઇ લો ॥ અ૦ ॥ ૬ ॥ એમ સુણી ચંદ્રકલા કહે, સવિ ગુહ્યની વાતાં લો ॥ અ૦ ॥ તે કુણહી ન વિ જાણીયો, જે નિશિમાં જાતાં લો ॥ અ૦ ॥ ૭ ॥ અહો અહો મનની ગૂઢતા, અહો અહો સાહસ ધીઠા લો ॥ અ૦ ॥ તે સજ્જન કેમ વીસરે, જેહનાં ગુણ મીઠા લો ॥ અ૦ ॥ ૮ ॥ રાજાદિક સવિ નયરતે, લોકેં નવિ પાયા લો ॥ અ૦ ॥ એમ દિન ત્રય લગેં સોચીયા, માનું રયણ ગમાયા લો ॥ અ૦ ॥ ૯ ॥ અન્નપાનનેં બહુમાન, વાણિજ્ય વ્યાપારા લો ॥ અ૦ ॥ ગીત ગ્યાન શુભધ્યાન તે, નવિ કેણે ધારચા લો ॥ અ૦ ॥ ૧૦ ॥ હવે ચોથે દિન જ્ઞાનીં મુનિ, કોઈ તિહાં આવ્યા લો ॥ અ૦ ॥ નૃપ નૃપ પત્નીનેં શેઠ, પ્રમુખ સમુદાયા લો ॥ અહો ચંદ્રકલા સહાયા લો ॥ ૧૧ ॥ વંદી મુનિનાં પાયનેં, ઠાય આપ આપણે લો ॥ અ૦ ॥ બેઠા ચિત્તડું લાઇનેં, મુનિ દેશના પ ભણે લો ॥ અ૦ ॥ ૧૨ ॥ દેશના અંતે સૂર, જવતી કહે સાધુજી લો ॥ અ૦ ॥ મેં જયભયથી પુત્ર જે, મૂકયો નિર્બાધેજી લો ॥ અ૦ ॥ ૧૩ ॥ ઊપવનિકામાં પુષ્ફ, તણે સમુદાયેં લો ॥ અ૦ ॥ તિહાંથી લીધો કે ણે, કહો જેમ સુખ થાવે લો ॥ અ૦ ॥ ૧૪ ॥ જ્ઞાનથકી તવ સાધુજી, ભાષેં સહુ સુણીયેં લો ॥ અ૦ ॥ ભદ્રે ભાગ્યવંત પુત્રતે, તેહની સુણીયેં લો ॥ અ૦ ॥ ૧૫ ॥ તસ હિત જાણ ગોત્રજ, દેવી કુલ ધણીયેં લો ॥ અ૦ ॥ જિહાં મૂકયો છે તેહ, કહું હવે ભણીયેં લો ॥ અ૦ ॥ ૧૬ ॥ લક્ષ્મીદત્ત શ્રેષ્ટી અછે, લખમીવતી રાણી લો ॥ અ૦ ॥ ૧૭ ॥ કોટીધ્વજની કીરતિ અછે જગમાંહે જાણી લો ॥ મૂકયો તિહાં તુજ પુત્રનેં, તે પુત્ર પરેં પાલે લો ॥ અ૦ ॥ નામ દીયો શ્રીચંદ્રતે, મુદ્રિકા નિહાલે લો ॥ અ૦ ॥ ૧૮ ॥ અરે રાજન તુમેં પહિલાં, અંકે બેસારચો લો ॥ અ૦ ॥ તિહારે અંતર સ્નેહનો, ઘણો મન ધારચો લો ॥ અ૦ ॥ ૧૯ ॥ કણકોટ નયરનું, રાજ્ય દી ઊં અતિનેહેં લો ॥ અ૦ ॥ તન દીઠે તપે, તન્ન એ લોકં કહીયેં લો ॥ અ૦ ॥ ૨૦ ॥ દાન ગુણે એ ઉદારને, દેખી શેઠ બોલે લો ॥ અ૦ ॥ વણિક કુલેં એ વાત, નૃપતિ કુલ તોલેં લો ॥ અ૦ ॥ ૨૧ ॥ વચનેં દુમણો હોઇને, ગયો તે વિદેશેં લો ॥ અ૦ ॥ મલશે ભૂપતિ હોઇનેં, તુમને એક વરસેં લો ॥ અ૦ ॥

૨૨ ॥ ઈમ નિસુણી મુનિવયણુને, સયણ સવિ હરખ્યાં લો ॥ અ૦ ॥ અમણો વાધ્યો પ્રેમ તે, બેહુ કુલ નિરખ્યાં લો ॥ અ૦ ॥ ૨૩॥ નૈમિત્તિકનું વચનજે, મ ળ્યું જ્ઞાની વયણે લો ॥ અ૦ ॥ ચિંતે મનમાંહે એમ, જોશું કદિ નયણે લો ॥ અ૦ ॥ ૨૪ ॥ ચંદ્રકલા ગુણચંદ્ર તે, વિશેષે સુખીયા લો ॥ અ૦ ॥ સજ્જન ઊન્નતિ વાતને, સુણી ખલ દુઃખીયા લો ॥ અ૦ ॥ ૨૫॥ માગધ પંડિત લોક, કવિતબહુ ભાંખેલો ॥ અ૦ ॥ શ્રીગુણચંદ્ર ગુણના તેહ, દાન બહુ દાખે લો ॥ અ૦ ॥ ૨૬॥ મુનિ નમિ નિજ થાનકેં, જાયે સવિ આનંદી લો ॥ અ૦ ॥ ઉત્સવ પુરમાં થાય, છોડયા સવિબંદી લો ॥ અ૦ ॥ ૨૭ ॥ સૂર્યવતી ક હે ગંધ, મતંગજ માહરે લો ॥ અ૦ ॥ તે પટ હસ્તી હોઇ, આવે સુત જિહા રેં લો ॥ અ૦ ॥ ૨૮ ॥ ચંદ્રકલા હવે કિહાંરે, ભૂપતિ ગેહેં લો ॥ અ૦ ॥ શેઠ ઘરેં વલી કિહાંરે, શ્વસુર પખ નેહે લો ॥ અ૦ ॥ ૨૯॥ કિહાંરેક શ્રીપુર માંહે, સુખેં તિહાં રહતી લો ॥ અ૦ ॥ ધર્મ તણા ઊચ્છરંગ, સદા તિહાં કર તી લો ॥ અ૦ ॥ ૩૦ ॥ ધર્મથકી સવિ વંછિત, સીજે સોહેલાં લો ॥ અ૦ ॥ ઇષ્ટ સયણ સંયોગ, આવી મલે વહેલાં લો ॥ અ૦ ॥ ૩૧ ॥ અવસર ધર્મ નો પામિ, કરે નવિ પહેલાં લો ॥ અ૦ ॥ તે જાણો નરમાંહેં, ગણીજેં ઘહિ લાં લો ॥ અ૦ ॥ ૩૨ ॥ યતઃ ॥ ધર્મોયંધનવલ્લભેષુધનદઃ કામાર્થિનાં કામદઃ, સૌભાગ્યાર્થિષુ તત્પ્રદઃકિમપરં પુત્રાર્થિનાંપુત્રદઃ ॥ રાજ્યાર્થિષ્વપિરા જ્યદઃકિમથવા નાનાવિકલ્પૈઃકૃતૈ, સ્તત્કિંયન્નકરોષિકિંતુકુરૂતેસ્વર્ગાપવર્ગાઅપિ॥ ૧ ॥

ભાવાર્થ—ધર્મ જે છે તે ધન જેને વાહાલું હોયછે તેને ધન આપનારો છે. કામનિ ઈચ્છા કરનારને કામ આપનારો છે. સોભાગ્યના અર્થીને રૂડું ભાગ્ય દેનારો થાય છે. વ લી પુત્રેચ્છાવાલાને પુત્ર આપનાર છે. રાજ્યની ઈચ્છા કરનારને રાજ્ય આપનાર છે, વલી શું કહીએ ? નાના પ્રકારના વિકલ્પોએ કરેલો જે ધર્મ છે તે શું ન કરે છે ? અ- થાત્ સર્વ કાંઈ પ્રાપ્ત કરેછે વલી સ્વર્ગ અને મોક્ષ તેને દેનારો એવો ધર્મ છે.

॥ ઢાલ પંદરમી ॥ રાગ ધન્યાશ્રી ॥

॥ ધર્મ પ્રભાવે પ્રગટે સઘલી સંપદા રે, રૂપ સુભગ સૌભાગ્ય ॥ ધર્મે જીવિત દીર્ઘ રોગ ન સંપજે રે, જેહનેં ધર્મશું રાગ ॥ ૧ ॥ સાંભરિયાં હવે આગે ગુણનેં ગાયવા રે ॥ એ આંકણી ॥ આપદ અટવી સંકટ નિકટ ન આવહી રે, ભય થાયે વિસરાલ ॥ કીરતિ કમલા વિમલા તેહની વિસ્તરે રે, જેહનેં ધર્મનો ઢાલ ॥ સાં૦ ॥ ૨ ॥ રોગ શોગ વિયોગ વિલય જાયે સદા રે, સુમતિ સુંદરી સાગયેં ॥ મંગલમાલા લચ્છિવિશાલા તસ ઘરેં રે, આયતી મુક્તિનો

ભોગ ॥ સાં૦ ॥ ૩ ॥ એ બીજો અધિકાર કરચો મેં મતિ થકી રે, ચરિત્ર તણે અનુસાર ॥ ચાર પુરૂષારથ પરેં એ જાણીયેં રે, અર્થ સુરૂપ વિચાર ॥ સાં૦ ॥ ૪ ॥ જ્ઞાનવિમલ ગુરૂ વયણ હૃદયમાં સાંભલી રે, સયણ લહ્યાં આણંદ ॥ ભણતાં ગુણતાં સુણતાં સજ્જનનેં હોયે રે, વંછિત સુરતરૂ કંદ ॥ સાં૦ ॥ ૫ ॥ સર્વગાથા ॥ ૮૪૨ ॥

ઇતિશ્રી શ્રીચંદ્રસ્ય રાધાવેધવિધાનંત્વરિતગૃહાગમન રથતુરગગતિ ગમનચંદ્રકલાપાણિગ્રહકરણકરમોચનમહાદાનપશ્ચાગૃહાગમનજયંતાદિકુમરકુશિક્ષિત વીણારવ ગાયનદાનમાર્ગણઅશ્વદાને રથાર્પ્પણ તત્શ્રુતજનકખેદપ્રાપણ વિષવાદ વિધુરીતગૃહાન્નિર્ગમન એકાકીગમન પશ્ચાત્ મુનિવચનેજ્ઞાપિત શ્રીચંદ્રગમન રાજ્યપ્રાપ્તિવર્ષાંતે મિલન કથન પરમાનંદ પ્રાપણ ઇત્યાદિ ચરિત્રનિબદ્ધ નામા આનંદમંદિર નામ્નિ મહારાસકે દ્વિતીયોધિકારઃ ॥ સંપૂર્ણઃ ॥

---

## અથ તૃતીય અધિકાર પ્રારંભઃ

॥ દોહા ॥

॥ બ્રહ્માણી વરદાયકા, વરગુણ મણિ ભંડાર ॥ વંછિત પૂરણ સુરલતા, જિનવાણી વિસ્તાર ॥ ૧ ॥ જગદંબા જગદીશ્વરી, જયવંતી જગમાંહિં ॥ શક્તિરૂપ સઘલે ફિરે, ત્રિભુવન જેહની છાંહિં ॥ ૨ ॥ કમલકરા કમલેક્ષણા, કમલ કોમલ સમવાણ ॥ કમલાનના કમલાસના, વીણાપુસ્તક પાણ ॥ ૩ ॥ તેહ તણી સાન્નિધ્ય લહી, વલી ગુરૂનો સુપસાય ॥ હવે આગલ શ્રીચંદ્રની, કથા કહું સુખદાય ॥ ૪ ॥ મુદિત મનેં મેદિની ફરેં, જોતાં નવનવ રંગ ॥ કિહાંએક રથ કિહાંએક હયેં, કિહાંએક ચરણનેં સંગ ॥ ૫ ॥ કિહાં દિવસેં કિહાં રજનીયેં, કિહાં પરગટ પ્રચ્છન્ન ॥ પરમેષ્ઠી પદ ધ્યાનથી, સદા મને સુપ્રસન્ન ॥ ૬ ॥ ગુરૂદત્ત ઔષધિ યોગથી, સઘલે નિર્ભય હેત ॥ આપદ તે સંપદ હોયે, જેહનેં પુણ્યસંકેત ॥ ૭ ॥ વણિક હાટ દીનાર દેઇ, કરે ભોજનનું કાજ ॥ શેષ દીનારનો નવિ લીયે, સંતનેં હોયે મુખ લાજ ॥ ૮ ॥ પાંચ સાતસાથેં જમે, પણ એકાકી નવિ ખાય ॥ દુસ્થિતનેં છાનું દીયે, પર દુઃખ દેખી દૂણો થાય ॥ ૯ ॥ શ્રીચંદ્ર ચંદ્ર કિરણ પરેં, કુમુદા મોદકરંત ॥ સુખ શાતામાં મહીયલેં, વિચરે તે વિલસંત ॥ ૧૦ ॥

॥ ઢાલ ॥ પહેલી ॥ એકવીશાની, રાગ મહલાર, આવ્યોરે આવ્યોરે, આવ્યો જલધર ચિહું પખે ॥ એ દેશી ॥

॥ ચાલ ॥ હવે એકદિન રે તરૂ ઊપર વાસો વસે, તિહાં દેખે રે છાયા તનુની એક રસેં ॥અજુઆલી રે નિશિપણ પુરૂષ ન દેખીયેં, મનચિંતે રે એ કાંઇ અચરિજ લેખીયેં ॥ ૧ ॥ ત્રૂટક ॥ લેખીયેં એ કોઇ સિદ્ધ નર છે, અંજ નાદિક યોગથી ॥ સંભવી એહવું ગયો પૂઠેં, જોઊં શું છે ભોગથી ॥ શિર ભાર વહેતો તેહ જાણી, જાયે જવ તસ પાછલેં, છાયા ન દેખે તેહની તિહાં, વૃક્ષ ઘન જિસ્યા મલે ॥ ૨ ॥ ચાલ ॥ રહ્યો ઊભો રે, વિસ્મય થઇનેં તિહાં કિણે ॥ રવિ ઊગ્યો રે, દેખી પદ પદ્ધતિ મુણે ॥ અનુસારેં રે, પગલા લેઈ ચાલીયો ॥ આગેં જાતાં રે, મહાપર્વત એક ભાલીયો ॥ ૩ ॥ ત્રૂટક ॥ ભાલી તિહાં એક ગુફા મહોટી, માંહે પગતે પેસતાં ॥ પણ ન દેખે નીસરયાનાં, જાણી મન કરે સામતા ॥ તસ પાસેં વાપી અછે તિહાં તરૂ, મૂલ કોટર એક છે ॥ તિહાં નીર ફલ આહાર કરીનેં, રહ્યો તેહમાં તે પછે ॥ ૪ ॥ ચાલ ॥ જોયે દૃષ્ટેં રે, કુમર તિહાં તસ વાટડી ॥ ત્રીજે યામે રે, જે થયો તે સુણો ચાપડી ॥ ગુફામાંહેથી રે, પુરૂષ એક તે નીકલ્યો, ધુંસર વેશેં રે, યુવા ચોરતે અટકલ્યો ॥ ૫ ॥ ત્રૂટક ॥ અટકલ્યો વાવેં જલ પીઇને, લેઈ વારી પાછો ફરે ॥ મૂકી જલ તિહાં ફરી પાછો, ગુફામાંહેથી નીસરે ॥ શિલા દેઇ વાવે આવી, સ્નાન મજ્જન તિહાં કરી ॥ ગાંઠ છોડી તેણે સમયેં, ગુટિકા લેઇ મુખમાં ધરી ॥ ૬ ॥ ચાલ ॥ તદનુભાવેં રે, અદૃશ્ય થઈ તે ચાલીયો, છાયા દેખી રે, આતપેં પુરભણી હાલીયો ॥ ગયો દૂરેં રે, જાણી કુમર પાછો ફરયો ॥ આપ બલથી રે, શિલા ઊઘાડી માંહે ગરયો॥ ૭ ॥ ત્રૂટક ॥ તે ગરયો દરિમાં એક મહોટું, ગેહ દેખે રયણે ભરયું ॥ તેમાંહે તરૂણી એક કન્યા, મધ્ય યૌવન આચરયું ॥ કહે ભગિની કેમ એકાકી, રહે ઇહાં કિણ કારણે ॥ તવ સજલ નેત્રેં કહે વિદેશી, ચરિત્ર માહારૂં જે સુણે ॥ ૮ ॥ ચાલ ॥ નાયકપુર રે, વિપ્ર વસે સારથિપતિ ॥ અધિકારી રે, નાયકપણ છે દ્વિજ પતિ ॥ મત્રી પણ રે, રવિદત્ત નામે ભૂદેવ છે ॥ તસ પત્ની રે, શિવમતી નામેં સુશેવ છે ॥ ૯ ॥ ત્રૂટક ॥ શિવમતી તે હું ઇહાં આવી, તેહ કારણ સાંભલો ॥ તે ગામમાં થાયે નિત્યેં, ચોરિકાનો માંમલો ॥ તિહાં ગામ લોકેં મલીને કહ્યું, દ્વિજ પતિનેં ચોરનો ॥ ભયનિરાસનેં કરણ હેતેં, કરે આરક્ષક જોરનો ॥ ૧૦ ॥ ચાલ ॥ કહે રક્ષક રે, સિદ્ધચોર કોઇ અછે ॥ તસ નિરતજ રે, ન પડે જિહાં તિહાં તેગિચ્છે ॥ જે જાલે રે, બીડું તસ ઘર તે મુખે ॥ તેણે કારણ રે, ગામમાં કોઇ ન રહે સુખેં ॥ ૧૧ ॥ ત્રૂટક ॥ સુખે કોઇનેં નિંદ નાવે, કહ્યું મંત્રી તેડીને

॥ તુમથી જો ન વલે ચોર તેહજો, મંત્રીપદ દ્યો છોડીનેં ॥ ધણી કુશસ્થલ દેશનો તે, તેહ રક્ષા કીજસે ॥ તેહ તુમનેં બહુપરેં હવે, ભલી શિક્ષા દીજશે ॥ ૧૨ ॥ ચાલ ॥ એમ નિસુણી રે, મંત્રી મનમાં કંપીયો ॥ કહે સુણો સ્વામી રે, હું ચોર ગ્રહું એમ જંપીયો ॥ લાજ દાક્ષિણ રે, છોડી ન જાયે ઊત્તમેં ॥ જે ગિરૂઆ રે, તે સઘલી વાતેં નમે ॥ ૧૩ ॥ ત્રૂટક ॥ ભમે પુરમાં ચોર ગ્રહવા, આપ ઘર ખાલી કરી ॥ તવ ચોર આવ્યો કાંઇ ન દીઠું, ગ્રહી મુજનેં આકરી ॥ વસ્ત્રેં કરી કરઆસ્ય બાંધી, ખંધેં કરી ઇહાં લાવીયો ॥ રોષેં કરીનેં અવર ઘરમાં, દ્રવ્ય કાંઇ ન પાવીયો ॥ ૧૪ ॥ ચાલ ॥ ચોર ભાષે રે, હું રત્નાકર નામ છું, તે દિનની રે, એકલડી એણે ઠામ છું ॥ અરે બાંધવ રે અંતર કાંઈ જાણું નહીં, એ તસ્કર રે દૃશ્ય અદૃશ્ય હોયે કિહાંકહીં ॥ ૧૫ ॥ ત્રૂટક ॥ કિહાં યેં ગયોછે નિશા શેષેં, ફિરી ઇહિાં તે આવશે ॥ એમ દિન થયા ત્રણ આજ મુજનેં, ન જાણું શું થાવશે ॥ પણ બાલપુત્ર વિયોગ મુજનેં, હૃદયમાં ખટકે ઘણું ॥ હવે તુમો કોણ કિહાંથી આવિયા, મુજ ભાગ્યથી કહો તે સુણું ॥ ૧૬ ॥ ચાલ ॥ કહે કાપડી રે, હું વિદેશી પંથી અછું ॥ મનભાવેં રે, જીહાં રૂચે તિહાં રહું ગછું ॥ એમ નિસુણી રે, કહે તું ધર્મ બાંધવ સહી, બંધી મોક્ષનું રે, ફલ મહોટું બોલ્યું સહી ॥ ૧૭ ॥ ત્રુટક ॥ સહી માહરે બંધુ જાણું, જે વિયોગ પતિ સુત તણો ॥ તેહ ભંજો આજ માહરે, બહેન મુજનેં કરી ગણો ॥ દરી માંહેથી તેહ કાઢી, શિલા ફરીનેં દૃઢ કરી ॥ અનુક્રમેં તેહનેં નગર આણી, મેલવી તે સુંદરી ॥ ૧૮ ॥ ચાલ ॥ તસ કંતેં રે, સત્વ પ્રશંસ્યું તેહનું ॥ શિવમતીયેં રે, ભક્તિ કરે હિત જેહનું ॥ બહુ આપે રે, કંચન પ્રમુખ તે નવિ લીયે ॥ ઊપકૃતિ કરી રે, ફરી વંછે તે નંદીયે ॥ ૧૯ ॥ ત્રૂટક ॥ વંદીયેં નહી તેહ સજ્જન, જે ઊપકૃતિ કરી ઇચ્છિયેં ॥ તોહે પણ સંભારવાનેં, આપ મુદ્રા તે દીયે ॥ તિહાંથકી હવે ફિરી ચોર થાનક, જોયવાનેં તરૂ તલેં ॥ આવી ઊભો રહચો જેતે, તેહવે તિહાં અટકલે ॥ ૨૦ ॥ ચાલ ॥ એહવેં એક રે, મ્લાન વદન નર આવતો ॥ ચોર જાણી રે, પાસેં તેહ બોલાવતો ॥ માહોમાંહે રે, પૂછે નામ સોહામણું ॥ કહે કાપડી રે, લક્ષ્મીચંદ્ર નામ મુજ તણું ॥ ૨૧ ॥ ત્રૂટક ॥ ભણું માહરૂં નામ રત્નાકર, કુમર ચિંતે જો એ કહે ॥ તો ઊઘાડું દ્વાર દરીનું, હૃદય કોણ કેહનું લહે ॥ કુમર પૂછે કેમ સચિંતા, મિત્ર દીસો છો તુમો

॥ કહે કલ્પિત એહ ઉત્તર, કાર્યે બહુ શિર છે અમો ॥ ૨૨ ॥ ચાલ ॥ કહે એહવી રે, વાત નિવાત પરેં મીઠડી ॥ એહવેં આવ્યા રે, અક્વગ પંચ તિણ વાટડી ॥ માંહોમાંહે રે, સુખ પૃચ્છા કરે જેટલે, મુખથી ગુટિકા રે, બાંધે ચોર વસ્ત્રાંચલે ॥ ૨૩ ॥ ત્રૂટક ॥ ભલી બુદ્ધેં કુમરેં દીઠી , ચિંતવે મન એહવું ॥ એહ ગુટિકા ગ્રહણ કાજેં, છલ કરૂં કંઇ તેહવું ॥ શિર વસ્ત્ર બેહુનાં કરી ભેલાં, હસી કહે એમ વાતડી ॥ શિલા તલેં એ વસ્ત્ર મૂકી, જો ઇયેં એકલ જડી ॥ ૨૪ ॥ ચાલ ॥ નિજબલથી રે, જેકાઢે તેહનેં દીઊં ॥ હેમમુદ્રા રે, માંહેછે તોપણ લીઊં ॥ એમ પણ કરી રે, પંચ કરચા તિહાં સાખીયા ॥ ચોરે લોભથી રે, પણ સાચું એમ ભાખીયા ॥ ૨૫ ॥ ત્રૂટક ॥ રાખીયા તે બેહુ શિલા હેઠેં, વસ્ત્ર કુમરેં મૂકીયા ॥ નિષ્કાસણનેં જોર બહુ લો, ચોર કરી તે ચૂકીયા ॥ કુમરેં બલથી સર્વ લીધાં, વસ્ત્ર સહુ સાખેં ત દા ॥ ગુટિકા સંયોગેં કુમર હરખ્યો, ચિત્તમાંહે અતિ મુદા ॥ ૨૬ ॥ ચા લ ॥ તે પંચમાં રે, ફલ પાકાં સહકારનાં ॥ મૂલ્યેં લેઇ રે, વેહેંચી દીયે તેણી વારમાં ॥ સહુ ખાવે રે, તૃપ્ત થયા મન અતિ ઘણું ॥ ચોર ચિંતે રે, ઊઘાડે એ ગુફા બારણું ॥ ૨૭ ॥ ત્રૂટક ॥ બારણું એ જો જાણશે તો, ગુફા માહ રી જોયશે ॥ તો હવે માહરૂં જોર ઇહાં કણે, કિશું આગલ થાયશે ॥ એહવે નાયક પુર ધણીનો, તૂરરવ સાંભલ્યો ॥ તે પંચ નાઠા પ્રથમ તિહાં કણે, ચોર પણ દશ દિશ પુલ્યો ॥ ૨૮ ॥ ચાલ ॥ હવે કાપડી રે, વિજયનેં વસ્ત્રાદિક ગ્રહી ॥ તે ગુટિકા રે, મુખ દેઇ અદૃશ્ય તિહાં રહી ॥ તરૂ ઊપર રે, સાવ ધાન જોઇ સહી ॥ ભૃગુ કટકનાં રે, નર પાલા આવ્યા વહી ॥ ૨૯ ॥ ત્રૂ ટક ॥ વહી આવે પદવિલોકે, ચોર તે દીઠા નહી ॥ કિહાં ગયા એણીપરેં સુભટ ભાષી, નિજપુરેતે ગયા વહી ॥ કુમર પણ કોઇ દિશેં ઊદ્દેશી, ચા લીયો મહી મંડલેં ॥ ગુટિકા પ્રભાવેં એક સમયેં, પાયસાલેં જઇ મલે ॥ ૩૦ ॥ તિહાં સૂતા રે, પંથી બહુ દેશદેશના ॥ તસ વાણી રે, નિસુણે કાને એકમને ॥ વેતાલિક રે, એક બોલ્યો ગાથા કહી ॥ છપયમાં રે, તે બોલ્યો સુણજો સહી ॥ ૩૧ ॥ ત્રૂટક ॥ કહી એહવું ગાહા ભાંખે, કુમર તવ તિહાં સાંભલે ॥ તવ એક અપર વિદેશિ બોલ્યો, વચન તાહરૂં નવિ મલે ॥ તે શેઠ કેરો પુત્ર સુણીયો, તું કહે નૃપનંદનો ॥ તે વાત મલતી નહી તવ ફ રી, કહે બંદી શુભમનો ॥ ૩૨ ॥ છપ્પય ॥ રાધાવેધ વિધાને, તિલકમંજરીયેં

વરીયો, પદ્મિનીચંદ્રકલાયેં જિણ વરિયો બહુપરવરિયો ॥ શીખી કલા જેણેં સર્વ, ગુણી ગુણધર ગુરૂ પાસેં ॥ ગુણચંદ્ર મિત્ર સુવેગ, અશ્વરથ દાન વિલાસેં ॥ શ્રીપ્રતાપનૃપ કુલતિલો, સૂર્યવતી સુત ચિરંજયો ॥ શ્રીચંદ્રકુમર તે સાહસી, નામ લિયે આનંદ ભયો ॥૧॥ અથ ગાહા॥ નયરે કુસસ્થલં મિય, પુહવિ સપયાવ સિંહ કુલચંદો ॥ સિરિસૂરિય વઇ તણુઓ, સિરિચંદો જયઊ ભુવણયલે ॥ ૧ ॥ રાયાવેહ વિહિએ, સયંવરે વરિઓ તિલયમંજરીએ ॥ સવ્વ નિવ્વ ગવ્વ હરણો, વીરિકકો જયઊ સિરિચંદો ॥ ૨ ॥ સિંહપુરવર નરેસર, સુહગંગ સુયાઇ પુવ્વભવ નેહો ॥ પઊમણિ ચંદકલાએ, પરણીઓ જયઊ સિરિચંદો ॥ ૩ ॥

॥ પૂર્વઢાલ ॥ ચાલ ॥ હું હમણાં રે, કુશસ્થલ નયરેં હતો ॥ આવી પદ્મિની રે, ચંદ્રકલાશું રહે મલપતો ॥ વીણારવનેં રે, દાન દીયું રથનું જિહાં ॥ દુહવાણો રે, દિલમાં શેઠ ઘણું તિહાં ॥ ૩૩ ॥ ત્રૂટક ॥ કિહાં એહવું દાન ન સુણ્યું, રાજા વિણ પરલોકનેં ॥ ઇત્યાદિક વચનેં રોષ પામી, કુમર પામ્યો શોકનેં ॥ એહવે ધીર પ્રધાન આવી, રાય વિનવીનેં કહે ॥ શ્રીચંદ્રને તુમો દીયો આદેશ, તિલકમંજરી કર ગ્રહે ॥ ૩૪ ॥ ચાલ ॥ તવ નરપતિ રે, કુમરની ખબર કરે જિસેં ॥ તવ સુણીયો રે, ગયો પરદેશેં કુમર તિસેં ॥ તેણેં દુઃખથી રે, દુઃખીયો પુરજન નૃપકુલં॥ નવિ ચાલે રે, ભાવિકર્મ પ્રતિબલં ॥ ૩૫ ॥ ત્રૂટક ॥ બલ કાંઇ ન ચલે કર્મ સાથેં, કહે સવિ મલી ભાવીયા ॥ એહવે જ્ઞાનવિમલ ગુરૂ તિહાં, અતિ આનંદેં આવીયા ॥ સૂર્યવતીયેં પ્રશ્ન કીધું, આપ પુત્ર અછે કિહાં ॥ જ્ઞાનબલથી સર્વ ભાષ્યું, ચરિત્ર યાવત્ ગમન જિહાં ॥ ૩૬ ॥ સર્વગાથા ॥ પર ॥

॥ દોહા ॥

હમણાં પરદેશેં ગયા, તે શ્રીચંદ્રકુમાર ॥ વરસ અંતેં મલશે સહી, જોડી રાજ્ય પરિવાર ॥ ૧ ॥ રાજા રાણી હરષિયાં, સુણી નિજપુત્રની વાત ॥ શેઠ શેઠાણીનેં કહે, ધન ધન તુમો માય તાત ॥ ૨ ॥ ગીત કવિત તિહાં તેહનાં, કહે બહુ બંદી ભટ્ટ ॥ દાન માન પામ્યા ઘણા, ગલી ગલી ગહગટ્ટ ॥ ૩ ॥ તિહાં મેં પણ બહુ ધન લહ્યું, જાઊંછું નિજ ગેહ ॥ તેમાટે મેં ભાષિયો, રાજપુત્ર સસનેહ ॥ ૪ ॥ એહ ચરિત્ર નિજ સાંભલી, જે પામ્યો આનંદ ॥ તે તો જાણે કેવલી, અપર ન જાણે મંદ ॥ ૫ ॥ પ્રીતિદાન તસ આપીયું, કુમરેં તેણી વાર ॥ ગુડ ઘૃત પ્રમુખ પરનેં દીયે, જે પંથિજન ધાર ॥ ૬ ॥ વલી તેહિજ વે

શેં કરી, આગલ ચલ્યો કુમાર ॥ દૃશ્ય અદૃશ્ય કિહાં કણે, નિજ ઇચ્છા અનુ સાર ॥ ૭ ॥ અનુક્રમેં અટવી પામિયા, દુઃસ્થિત દંડાકાર ॥ પુણ્યબલેં તે સાહસી, કરૂણાવંત કુમાર ॥ ૮ ॥ તિહાં રાત્રેં એક તરૂતલેં, આવી રહે કુમાર ॥ તે તરૂ શુક સ્થાનક અછે, નિશા મુખેં તેણીવાર ॥ ૯ ॥ ચૂંણિ કરી તિહાં શુક ઘણા, આવ્યા બોલે વાણિ ॥ કોણ કોણ કિહાંથી આવીયા, પૂછે તેહ સુજાણ ॥ ૧૦ ॥ વૃદ્ધ કીર એક બોલીયો, ત્રણ દિને આવ્યો હું આજ ॥ તવ લઘુ શુક કહે તાતજી, શું એહવું હતું કાજ ॥ ૧૧ ॥ કે કોઇ અચરિજ દીઠડું, તિણથી કાલવિલંબ ॥ તવ જીરણ શુક દાખવે,સુણો વત્સ અવિલંબ ॥ ૧૨ ॥

॥ ઢાલ બીજી ॥ ભો નણદી હો લાલ જરૂખે દિલ લગા ॥ એ દેશી ॥ એલાચીના રાસમાંછે ॥ અથવા ॥ મોરા સ્વામી હો વાત સુણો એક સાચી ॥ એ દેશી ॥

॥ હાંરે ન્હાના સૂડા હો હાંરે ન્હાના વચ્છા હો, વાત સુણો એક માહરી ॥ જે નિસુણિનેં આનંદ પામો, કરો તુમચી મતિ સારી ॥ મારા ન્હાના સૂડા હો, વાત સુ૦ ॥ એ આંકણી ॥ પૂરવદિશેં માહેંદ્ર નયર છે, તિહાં ત્રિલોચન રાજા ॥ મા૦ ॥ ગુણસુંદરી નામેં પટરાણી, જેહના સબલ દીવાજા ॥ ના૦ ॥ વા૦ ॥ ૧ ॥ સુતા સુલોચના છે જાત્યંધા, ચોસઠ કલાની પ્રબંધા ॥ મા૦ ॥ સા મતિ નયન હૃદયથી જાણે, શાસ્ત્રનાં સકલ સંબંધા ॥ ના૦ ॥ વા૦ ॥ ૨ ॥ રાજા મંત્રિ પ્રત્યેં એમ ભાષે, એ પટુ લોચન થાય ॥ મા૦ ॥ પટહ વજાવો નયરમાં એહવો, જેમ કોઇ પરગટ થાય ॥ ના૦ ॥ વા૦ ॥ ૩ ॥ જે સાજા કરે લોચન તેહને, અર્દ્ધ રાજ્યને પુત્રી ॥ મા૦ ॥ તેહનેં આપું થાપું પાસેં, રાખું તેહશું મૈત્રી ॥ ના૦ ॥ વા૦ ॥ ૪ ॥ માસ પાંચ થયા ડિંડિમ વાજે, છઠ્ઠો માસ છે બેઠા ॥ મા૦ ॥ પણ તસ ભાગ્ય બલેંથી કોઇ, આજ લગેં નવિ દીઠા ॥ ના૦ ॥ વા૦ ॥ ૫ ॥ લઘુ કીર એક બોલ્યો તત્ક્ષણ, કહો તાતજી સોઇ ॥ મા૦ ॥ એવું ઔષધ કોઈ કિહાં છે, જેહથી નયન સજ્જ હોઇ ॥ ના૦ ॥ વા૦ ॥ ૬ ॥ વૃદ્ધ કહે એહવું છે ઔષધ, શિશુ કહે ઇહાં અથ દૂરેં ॥ મા૦ ॥ વૃદ્ધ કહે ઇહાં અછે પણ એ, ગુહ્ય ન કહીયેં નિશિપૂરેં ॥ ના૦ ॥ વા૦ ॥ ૭ ॥ યતઃ ॥ દિવા નિરીક્ષ્ય વક્તવ્યં, રાત્રૌ નૈવ ચ નૈવ ચ ॥ સંચરંતિ મહાધૂર્ત્તાઃ વટે વરરૂચિર્યથા ॥ ૧ ॥

ભાવાર્થઃ—દિવસમાં ગુહ્યવાક્ય જોઇને બોલવું, અને રાત્રિમાં તો બોલવુંજ નહિ. કારણકે રાત્રિમાંધૂર્તજનો ફરયા કરે છે તેમ કરતાં જો બોલીયેં તો વડમાં વરરૂચિ નીપેરેં થાય.

॥ ઢાલ ॥ બાલક સ્ત્રી મૂરખ કેરો, હઠ છોડયો કિમહી ન છૂટે ॥ મા૦ ॥ કહે તાત

જી તે છે તો દાખો, જેમ મન સંશય ખૂટે ॥ ના૦ ॥ વા૦॥ ૮ ॥ એહિજ તરૂ મૂલેં દોય વલ્લી, સમભાવ પીતવર્ણી ॥ મા૦ ॥ એક અમૃતસંજીવિની છે બીજી, નિર્વ્રણ વ્રણની હરણી ॥ ના૦ ॥ વા૦ ॥ ૯ ॥ પહેલીનાં દલ લાંબાં પહોલાં, બીજીનાં દલ ન્હાનાં ॥ મા૦ ॥ વૃત્તાકારેં શસ્ત્ર નિવારે, એહ લતાનાં માનાં ॥ ના૦ ॥ વા૦ ॥ ૧૦ ॥ તેહ વચન કુમરેં સવિ સુણીયાં, ગુણિયાં થઈ એકંગેં ॥ મા૦ ॥ તે ઔષધિ યુગલ લેઈ ચાલ્યા, તે પુર દિશિ મનરંગેં ॥ ના૦ ॥ વા૦ ॥ ૧૧ ॥ ત્રણ દિનેં તે અટવીનેં અંતેં, આગલ જાતાં આવ્યો ॥ મા૦ ॥ ઊદ્વશ જનપદ નયર પણ ઊદ્વશ, શોભાયેં ચિત્ત ભાવ્યો ॥ ના૦ ॥ વા૦ ॥ ૧૨ ॥ કૂપારામ સરોવર વાપી, તરૂ છાયાયેં શોભે ॥ મા૦ ॥ ગઢ મઢ મંદિર પોલ વિપણની, શ્રેણી દેખી મન થોભે ॥ ના૦ ॥ વા૦ ॥ ૧૩ ॥ પણ નર પશુ ઊજ્ઝિત દેખાનેં, કૌતુક ચિંતે મહોટું ॥ મા૦ ॥ પેસે પુરમાં જેહવે ત્યારેં, વચન સુણી અતિ કોટું ॥ ના૦ ॥ વા૦ ॥ ૧૪ ॥ સારિકા એક સંભ્રમથી ભાંખે, પંથી મ પેસે ઇણિ પુરમાં ॥ મા૦ ॥ કેમ વારે છે સુણ વૈદેશિક, વિઘન અછે તનુ ઘરમા ॥ ના૦ ॥ વા૦ ॥ ૧૫ ॥ કુમર કહે એ કોણ નગર છે, કોણ રાજા ભયકેહનો ॥ મા૦ ॥ કેમ શૂનું પુરહૂતું પણ કોણ છે, ચરિત્ર કહે મુજ એહનો ॥ ના૦ ॥ વા૦ ॥ ૧૬ ॥ તે સારિકા કહે સુણ વૈદેશિક, કુંડલગિરિ એ દીસે ॥ મા૦ ॥ એ જનપદ ચોફેર રહ્યો છે, કુંડલપુર નામ જગીશેં ॥ ના૦ ॥ વા૦ ॥ ૧૭ ॥ અર્જુન નામેં રાજા એહનો, પાંચ પ્રિયા તસ સારી ॥ મા૦ ॥ સુરસુંદરી મુખ્યા છે રાણી, રતિરૂપેં વીસારી ॥ ના૦ ॥ વા૦ ॥ ૧૮ ॥ તેહ નગરીમાં ચોરી થાવે, દિવસ ગયે ખટ સાતે ॥ મા૦ ॥ નૃપતિ તલાર જોવે તે તસ્કર, પણ નવિ આવે ઘાતે ॥ ના૦ ॥ વા૦ ॥ ૧૯ ॥ એકદિનેં તસ્કર ધન લેઇ જાતો, દીઠો ભૂપતિ જિહારે ॥ મા૦ ॥ તસ પૂઠેં છાનો ગયો રાજા, જાણ્યું તલાર પરિવારેં ॥ ના૦ ॥ વા૦ ૨૦ ॥ એમ જાણી તે તસ્કર ધૂર્ત્તેં, દૃષ્ટિ સકલની વંચી ॥ મા૦ ॥ કોઇક મઠમાં પેસી ધન સવિ, મૂકે મનડું ખંચી ॥ ના૦ ॥ વા૦ ॥ ૨૧ ॥ નિદ્રાલુ તાપસ એક સૂતો, ધન તસ પાસેં થાપી ॥ મા૦ ॥ આપ ગયો નાશીનેં કિહાં એ, જૂઠ કલંકનેં આપી ॥ ના૦ ॥ વા૦ ॥ ૨૨ ॥ નિશા શેષેં સુભટે મલી બાંધ્યો, તે કાપડીનેં વિગોઈ ॥ મા૦ ॥ ધન લેઇ નિગ્રહ કરી હણીયો, થયો રાક્ષસ દુઃખ જોઇ ॥ ના૦ ॥ વા૦ ॥ ૨૩ ॥ રોષથકી રાજાનેં મારયો, વલી મારયો બહુ લોક ॥ મા૦ ॥ સૈન્ય દૈન્યથી દશ દિશિ નાઠું, માઠું જાણી શોક ॥ ના૦ ॥ વા૦ ॥ ૨૪ ॥ રાણી પાંચે તેણે રાખી, અંતઃપુરમાં રાગેં ॥ મા૦ ॥ તેહમાં ગર્ભિણી ગુણ

વંતી રાણી, આસન્નપ્રસવા લાગે ॥ ના૦ ॥ વા૦ ॥ ૨૫ ॥ જાણે છે જો નંદ ન થાશે, હણીશ બુદ્ધિ છે એહવી ॥ મા૦ ॥ કર્મજોગે તેહને થઇ પુત્રી, ચંદ્ર મુખી નામે તેહવી ॥ ના૦॥ વા૦ ॥૨૬ ॥ નવિ જાણીયે ભાવી શું થાશે, જે જાયે એ પુરમાં ॥ મા૦ ॥ તેહને રાક્ષસ હણતો દીસે, વહે વૈર એમ મનમાં ॥ ના૦ ॥ વા૦ ॥ ૨૭ ॥ એમ નિસુણી પુરમાં તે પેસે, કુમર ધીરજ ધરી ચિત્તે ॥ મા૦ ॥ વિવિધ સૌધ માલાને જોતો, ઠામ ઠામ ભરચું વિત્તે ॥ ના૦ ॥ વા૦ ॥ ૨૮ ॥ રાજભુવનમાં જાઇ પહેરી, રાજવેશ પોતાનો ॥ મા૦ ॥ નૃપા વાસે ગોખે બેઠી રાણી, નિરખી પાછો વલતો ॥ ના૦ ॥ વા૦ ॥ ૨૯ ॥ કો મલ શય્યાની હીંડોલા, ખાટે આવી સૂતો ॥ મા૦ ॥ પંચપરમેષ્ઠીની અંગરક્ષા, ક રીને નિર્ભય હૂંતો ॥ ના૦ ॥ વા૦ ॥ ૩૦ ॥ હવે પલાદ નરપદની પદ્ધતિ, દે ખીને જબ આવે ॥ મા૦ ॥ સૂતો દેખી મનમાં ચિંતે, કોણ એ પ્રગટ પ્રભાવે ॥ ના૦ ॥ વા૦ ॥ ૩૧ ॥ કેમ આવ્યો એકલડો શૂરો, ધીર થઇ મુજ સેજે ॥ મા૦ ॥ સૂતો છે પણ જલમાં ફેકું, કે હણું ખડ્ગને તેજે ॥ ના૦ ॥ વા૦ ॥ ૩૨ ॥ શય્યા સહિત દંડે કરી ચૂરૂં, ચિંતિને હાક મારે ॥ મા૦ ॥ રે શીયાલ કેશરીને ઠામે, આવે કેમ કિણ સારે ॥ ના૦ ॥ વા૦ ॥ ૩૩ ॥ ઊઠ ઊઠ ઊતા વલો મુજથી, શું નવિ બીહે રંકા ॥ મા૦ ॥ શું મનમાંહે નથી ઊપજતી, વિષમ ઠામની શંકા ॥ ના૦ ॥ વા૦ ॥ ૩૪ ॥ રાક્ષસ વચન સુણીને જાગ્યો, ઓ ઢણ કરીને પાછું ॥ મા૦ ॥ જ્ઞાન વિમલમતિશું કરી તેહને, વચન કહે હવે સાચું ॥ ના૦ ॥ વા૦ ॥ ૩૫ ॥ સર્વગાથા ॥ ૯૯ ॥

॥ દોહા ॥

અરે નિદ્રામાં ન જગાડીયે, વિણ કામે એ નીતિ ॥ એહવું તું લહેતો નથી, તોસેં એહ અનીતિ ॥૧॥ યતઃ ॥ ધર્મનિંદી પંક્તિભેદી, નિદ્રાચ્છેદી નિરર્થકઃ ॥ કથાભંગી ગુણદ્વેષી, પંચૈતે પરમાધમાઃ ॥ ૧ ॥

ભાવાર્થઃ—ધર્મનો નિંદક, પંક્તિમાં જમનારાઓને ભેદકરી જમનારો, નિરર્થક નિ દ્રાનો છેદ કરનારો, કથાનો ભંગ કરનારો, ગુરુનો દ્વેષી, એપાંચ જનઅતિઅધમ જાણવા.

॥દોહા॥ વિદેશિ પંથે થાકીયો, પ્રાહુણ આવ્યો જેહ ॥ ઊત્તમ તસ સેવા કરે, દેખાડે બ હુ નેહ ॥ ૨ ॥ ઘર આવ્યાને અવગુણે, અધમ કહીજે તેહ ॥ હું આવ્યો નિ જ બલથકી, કરવા શ્રમનો છેહ ॥ ૩ ॥ શું જિમ તિમ બરકે ઘણો, ઘુરકે ગર્વે કાંય ॥ ક્રૂરકર્મ કરતો થકો, હજીઅ ન તૃપ્તો થાય ॥ ૪ ॥ સદાચાર રાજ

દ્વારને, એહ અવસ્થા દીન ॥ કારાગારે પેખવી, ગર્વે કિશ્યો કરે દીન ॥ ૫ ॥ રહે સમાખે સૂખીયા, જાણુ છું તુજ કર્મ ॥ મુજ પાખે એમ તાહરૂં, કોઈ નક હેશે મર્મ ॥ ૬ ॥. તું શસ્ત્ર નિઃશસ્ત્ર હું, તેણે શું ફૂલી જાય ॥ મૂરખ પીન તનુ તો કિશ્યું, કૃષતનુ પ્રાજ્ઞ સમ ન થાય ॥ ૭ ॥ કાકપંતિ તરૂપરેં રહી, તો પ ણ માન્ય ન હોય ॥ તટગત હંસને સારખી, શોભ ન પામે કોય ॥ ૮ ॥ એ મ અનેક વચ ચાતુરી, સુણી ચમકયો મનમાંહિ ॥ હત પ્રભાવ થયો આક્ ણી, નિરખી તેહની છાંહિ ॥ ૯ ॥ કહે કોણ પરે સાહસી, તુષ્ટ થયો સત્ત્વ દેખી ॥ માગ માગ વર જે રૂચે, કહે કુમર હવે પેખ ॥ ૧૦ ॥ થાકો નિદ્રાલુ અછું, કરેં કરી પગલાં ચોલ ॥ ઘૃત જલશું જેમ નેત્રનેં, સુખ હોયે વૈદ્યક બોલ ॥ ૧૧ ॥ તે સાહસનેં લક્ષણેં, જાણી ઉત્તમ જાતિ ॥ જેહવે નિજ કરે પગ છબે, કુમર કહે એ શી વાત ॥ ૧૨ ॥ માંહોમાં કરી પ્રીતડી, કહે જો તૂ ઠો હોય ॥ તો ક્રૂરપણું પરહું કરી, સુનજરે માનવ જોય ॥ ૧૩ ॥ રાજ્યદ્વા ર મૂકી દીયો, પુણ્ય તણી કરો બુદ્ધિ ॥ તેહ સવિ તેણે આદરયું, સાહસથી હોયે સિદ્ધિ ॥ ૧૪ ॥ તે પલાદ પાયે પડ્યો, તું મુજ ધર્મ દાતાર ॥ હું શું તુ જને ઊપકરૂં, નહીં કાંઇ એહથી સાર ॥ ૧૫ ॥ સર્વગાથા ॥ ૧૧૪ ॥

॥ ઢાલ ત્રીજી ॥ પાછીનેં આપોજી, રાવણ જાનકી રે ॥ એ દેશી ॥

॥ધીર વીર કોટીર તૂં રે, કુંડલપુરનું રાજ્ય રે ॥ ઉદ્ધર માહારા વયણ થી રે, કહે પલાદ શિરતાજ રે ॥ ૧ ॥ મહોટો મહિમા છે ધર્મ નરિંદનો રે, અણચિંતિત ફલ દાય રે ॥ જિહાં પુણ્યવંત પગલાં ભરે રે, તિહાં રાન વેલા ઊલ થાય રે ॥ મહો૦ ॥ ૨ ॥ એ આંકણી ॥ રાજ્યપ્રિયા પાસેં જઇ રે, ક હે તુમ અમચાં ભાગ્ય રે ॥ એહ સુકૃતી આવી મલ્યા રે, ગયાં હવે દુરિત દુર્ભાગ્ય રે ॥ મહો૦ ॥ ૩ ॥ આજથી તુમો મુજ બેહેનડી રે, ખમજો મુજ અપરાધ રે ॥ રાજ્ય દીયું મેં એહુનેં રે, અલવે ચિંતામણિ લાધ રે ॥ મ હો૦ ॥ એહથો સુખ નિરાબાધ રે ॥ મહો૦ ॥ ૪ ॥ કુમર કહે તુમો મા વડી રે, પણ કોઇ તેહવો નર જોય રે ॥ રાજ્ય દીયો તો સુખે પલે રે, જે જા તિ કુલ ઉત્તમ હોય રે ॥ મહો૦ ॥ ૫ ॥ રાણી કહે પ્રભુ તુમ સમો રે, લક્ષ ણ ગુણથી ન દીઠ રે ॥ તરશ્યાં કરેં આવી ચડયું રે, શું ન પીયે સુધારસ મીઠ રે ॥ મહો૦ ॥ ૬ ॥ કહે ગુણવંતી માહારી સુતા રે, ચંદ્રમુખી કરો ના રિ રે ॥ કહે અજ્ઞાતનેં ન દીજીયેં રે, રાજ્યનેં કન્યા સાર રે ॥ મહો૦ ॥ ૭ ॥ યક્ષ કહે શું માતૃકા રે, મહોટા નિઃસ્પૃહ હોય રે ॥ પણ ઊદયે આવી મલ્યું રે,

તે કેમ ટલશે તોય રે ॥ મહો૦ ॥ ૮ ॥ રાજ્ય પલાદેં આપીયું રે, કન્યા કીધ વિવાહ રે ॥ લોક આણીનેં વાસીયા રે, ગજ રથ સૈન્ય અથાહ રો॥ મહો૦ ॥ ૯ ॥ આજ્ઞા વરતાવી તિહાં રે, જયશ્રીચંદ્ર ભૂપાલ રે ॥ ઋદ્ધિ સમૃદ્ધિ વાધી ઘણી રે, વર્ત્યો મંગલમાલ રે ॥ મહો૦ ॥ ૧૦ ॥ કહે રાક્ષસ હવે રાયને રે, વજ્રખુરો જે ચોર રે ॥ જૂઠેં આલેં જે મરાવીયો રે, મુજને જોણેં જોર રે ॥ મહો૦ ॥ ૧૧ ॥ તેમાટે કુંડલગિરેં રે, મુખ્ય શિખર તસ ઠામ રે ॥ સુવર્ણ રયણશું પૂરીયો રે, મેં હણીયો છે તામ રે ॥ મહો૦ ॥ ૧૨ ॥ યક્ષ વયણથી તિહાં જઇ રે, લીધો તે સવિ માલ રે ॥ ચંદ્રપુરૂં તિહાં વાસીયું રે, ગૃહ હટ શ્રેણિ વિશાલ રે ॥ મહો૦ ॥ ૧૩ ॥ યક્ષ ચૈત્ય તિહાં થાપીયું રે, મૂર્ત્તિ ઊપલની કીધ રે ॥ ચોર દેહ ઊપર રહી રે, નામ નરવાહન દીધ રે ॥ મહો૦ ॥ ૧૪ ॥ ફિરી આવ્યા કુંડલ પુરેં રે, દિન કેતા રહ્યા તત્ર રે ॥ શ્વસુર વર્ગ મંત્રી લોકનેં રે, પૂછી સવિ તિહાં મંત્ર રે ॥ મહો૦ ॥ ૧૫ ॥ સિંહાસનેં થાપી પાદુકા રે, કરી મર્યાદા ચાર રે ॥ યક્ષ તણી આણા લહી રે, ચાલ્યા વલિય કુમાર રે ॥ મહો૦ ॥ ૧૬ ॥ વેશ પૂરવલો આદરી રે, છાની ગુટિકા યોગ રે ॥ માહેંદ્રપુરેં ક્રમેં આવીયા રે, નિશિ બાહેર કર્મયોગ રે ॥ મહો૦ ॥ ૧૭ ॥ તિહાં પહેલો સૂતો અછે રે, નામેં લોહખુરો ચોર રે ॥ નયરમાંહે ચોરી કરી રે, અવસ્વાપિની યોગ પૂર રે ॥ મહો૦ ॥ ૧૮ ॥ કહે કાપડીનેં એહવું રે, તૂં વહીશ ભાડે ભાર રે ॥ તેહ વચન અંગીકરી રે, ચાલ્યો સાથેં તેણીવાર રે ॥ મહો૦ ॥ ૧૯ ॥ આગેં જાત ભોયરૂં રે, માંહે દીવાની જ્યોત રે ॥ રત્નેં ભરચું એક કામિની રે, દેખી અચરિજ હૂંત રે ॥ મહો૦ ॥ ૨૦ ॥ ચોર કહે પુત્રી એહની રે, ભક્તિ કરે ભલીભાંત રે ॥ સા કહે આવો ઘર ભીતરેં રે, સ્નાન ભોજન એકાંત રે ॥ મહો૦ ॥ ૨૧ ॥ તે સાંભલી કૂડ જાણીયો રે, બાંધી કાઢચો બહિ ચોર રે ॥ રોષથી સ્ત્રીનેં પૂછીયું રે, કહે તું કોણ કોણ એ ચોર રે ॥ મહો૦ ॥ ૨૨ ॥ સા કહે લોહખુરો અછે રે, ચોર એ પુત્રી તાસ રે ॥ લાવે નર સંકેતથી રે, હું હણું કરી વેસાસ રે ॥ મહો૦ ॥ ૨૩ ॥ તેહનેં પણ કાઢી બાહરેં રે, મુંદી દરીનું બાર રે ॥ છોડી ચોરનેં બંધથી રે, છૂટા મૂકયા તેણિ વાર રે ॥ મહો૦ ॥ ૨૪ ॥ પુત્રી લેઈ ચોર કિહાં ગયો રે, થયો પ્રભાત ઊગ્યો સૂર રે ॥ પંચપરમેષ્ટિ સ્મરણ કરી રે, સંભારી નિયમ પ્રમુખના પૂર રે ॥ મહો૦ ॥ ૨૫ ॥ ॥ પેઠો મહિંદ્રપુર નયરમાં રે, બેઠો વ્યવહારીનેં હટ્ટ રે ॥ પડહો વાજતો આવીયો રે, એહવામાં ગહગટ્ટ રે ॥ મહો૦ ॥

૨૬ ॥ પૂછે રવો પડહો વજે રે, કહ્યું તેણે સવિ વૃત્તાંત રે ॥ છ દિન ઊણ છ માસી થઇ રે, પણ નવિ છએ કોઈ સંત રે ॥ મહો૦ ॥ ૨૭ ॥ રાજ્યકની જાત્યંધ છે રે, સજ્જ કરે કોઇ નેત્ર રે ॥ અર્દ્ધ રાજ્ય કન્યા દિયે રે, વલી બહુલાં ધન ખેત્ર રે ॥ મહો૦ ॥ ૨૮ ॥ તે નિસુણી નર આવે ઘણા રે, પણ કોઇથી અર્થ ન સીધ રે ॥ એમ સુણી પડહને ફરસીયો રે, કુમરે વાચા દીધ રે ॥ મહો૦ ॥ ૨૯ ॥ તેણે જઇ રાજા વિન૦યો રે, કાપડી વિદ્યા સિદ્ધ રે ॥ પડહો તેણે ફરસીયો રે, તેડી આવો તે સિદ્ધ રે ॥ મહો૦ ॥ ૩૦ ॥ છત્ર ચામર ગજ આદિદે રે, મોકલી તેડચો તેહ રે ॥ રાજ્ય સભામાં આવીયો રે, દેખી પામ્યા નેહ રે ॥ મહો૦ ॥ ૩૧ ॥ આશીર્વાદ ઊંચે સ્વરે રે, દેઇ આસને ઊપવિષ્ટ રે ॥ વિનયગુણે કરી જાણીયું રે, કોઇક પુરૂષ વિશિષ્ટ રે ॥ મહો૦ ॥ ૩૨ ॥ પૂછયું સ્વામી તુમો કિહાં વસો રે, કહે તે કુશસ્થલે વાસ રે ॥ વૈદેશિકને શું પૂછવું રે, જિહાં ઘટ તિહાં ઘરવાસ રે ॥ મહો૦ ॥ ૩૩ ॥ પૂછે કાપડી તુમને અછે રે, સુખશાતા કલ્યાણ રે ॥ તે કહે તુમ પદ દરિસણે રે, કોઇક પુણ્ય પ્રમાણ રે ॥ મહો૦ ॥ ૩૪ ॥ કન્યા ભાગ્યથી આવીયા રે, તુરત કરો એ કામ રે ॥ તે કહે વંછિત થાયશે રે, જ્ઞાનવિમલ ગુરૂ નામ રે ॥ મહો૦ ॥ ૩૫ ॥ સર્વગાથા ॥ ૧૫૦ ॥

॥ દોહા ॥

॥ કહે કાપડી રાજા પ્રત્યે, દેખાડો કની તેહ ॥ તુરતપણે આણી તિહાં, તે કન્યા ગુણગેહ ॥ ૧ ॥ દેખી હા હા ઊચ્ચરે, રતને આવી ખોડ ॥ પ્રાયેં રત્નદોષી અછે, વિધિ એ કવિની જોડ ॥ ૨ ॥ યતઃ ॥ શશિનિ ખલુ કલંક, કંટકઃ પદ્મનાલે, જલધિજલમપેયં, પંડિતે નિર્દ્ધનત્વં ॥ દયિતજન વિયોગો, દુર્ભગત્વં સ્વરૂપે, ધનવતિ કૃપણત્વં રત્નદોષી વિધાતા. ॥ ૧ ॥

ભાવાર્થઃ—ચંદ્રમામાં કલંક, પદ્મનાલમાં કાંટા, સમુદ્રનું જલ અપેય, પંડિતને નિર્ધનપણું, વાહાલા જનનોવિયોગ, સ્વરૂપનેવિષે દૌર્ભાગ્ય, ધનવાનને વિષે કૃપણપણું એટલાંવાનાં કરયાં, માટે વિધાતા રત્ન જેવા પદાર્થમાં પણ એકેક દોષ ઉત્પન્ન કરનાર છે.

॥ દોહા ॥ પાવન પુહવી તલ કરયું, જલના કરી છટકાવ ॥ દશદિશિ પૂજા બલિ દીયે, જપીયા મંત્ર પ્રભાવ ॥ ૩ ॥ ૐ હ્રીં હ્રીં મુંડ ફુટ્,સ્વાહા મંત્ર વિશેષ ॥ શક્તિભવાની શાંબરી, કીધા બહુ ઊલ્લેખ ॥ ૪ ॥ જીવ અમારી પ્રમુખ બહુ, દીન દુઃખી ઊદ્ધાર ॥ વિધિ સઘલો તિહાં દાખિયે, મલિયા બહુ પરિવાર ॥ ૫ ॥ યવનિકા વિચ અંતરે, બંધાવી તે માંહે ॥ કન્યાને આ

ણી ઠવી, સહુને હર્ષ ઊચ્છાહે ॥ ૬ ॥ કેવલજ્ઞાની દેશના, થાપ્યા પ્રૌઢા પ
દ્ ॥ ધૂપ દીપ ઊખ્ખેવણા, ગુણણાના બહુ ઘટ્ ॥ ૭ ॥ કન્યા નયન ચોપખેર
થી, પત્રની પાલી બંધિ ॥ ઔષધિ રસ માંહે ભરચો, શનૈઃશનૈઃ કૃતસંધિ ॥
૮ ॥ ઔષધિ રસ અનુભાવથી, નેત્ર થયાં દ્યુતિપાત્ર ॥ પદ્મનેત્રપરેં વિકસિ
યાં, તરણી કિરણેં પ્રભાત ॥ ૯ ॥ દેવપૂજા વિધિ સાચવે, દિવ્યાભરણ વિશા
લ ॥ ભાલ વદન મુખ અંગસવિ, તરણીપરેં તેજાલ ॥ ૧૦ ॥ કન્યા કુમર
નેં દેખતાં, મનું એ દેવ કુમાર ॥ જન દેખીનેં નવિ કરે, વિધિપૂર્વક સુવિચા
ર ॥ ૧૧ ॥ કુમર કહે રે ભદ્રકો, ચારૂ નયનથી દેખ ॥ મુદ્રા નામ વંચાવીયો,
શ્રીચંદ્રનામ ઇતિ લેખ ॥ ૧૨ ॥ હર્ષથકી સ્તવના કરે, પ્રાણનાથ આધાર,
॥ પહેલા દીધી છે મુજ્જનેં, તાત પ્રતિજ્ઞા સાર ॥ ૧૩ ॥ હવે મેં આજ થ
કી વરચા, જાણ્યો મેં આચાર ॥ જાતિ કુલાદિક સવિ લહ્યું, મુદ્રાનેં અનુકાર
॥ ૧૪ ॥ કન્યા ધન્યપણું ભજે, મનમાં થઇ સંતુષ્ટ ॥ હવે કુમર કેમ સંચરે,
સુણજો તે સવિ શિષ્ટ ॥ ૧૫ ॥ સર્વગાથા ॥ ૧૬૫ ॥

॥ ઢાલ ચોથી ॥ કાયા કામની બે લાલ ॥ એ દેશી ॥

॥ હવે તે તિહાંથકી બે લાલ, વેશ ભવ્ય પરિહરિ ॥ ધાતુ રંગિત બે લાલ,
વસ્ત્ર અંગી કરી ॥ ત્રૂટક ॥ અંગીકરી તે સવિ પહેરી, ભસ્મ ધૂંસર કેશ એ
॥ ભૂપપાસેં વહી આવ્યો, કહે કરચો તુમ આદેશ એ ॥ ૧ ॥ કન્યા આવી બે
લાલ, પાછલ તેહવેં ॥ નામેં સુલોચના બે લાલ, સત્ય થઈ જેહવેં ॥ ત્રૂ૦ ॥
ઠવે રાજા નિજ ઊછંગેં, દેખી અચરિજ સહુ ભણે ॥ જયજયારવ કરે ઊત્સં
વ, સુત જનમ પરેં તે ઘણે ॥ ૨ ॥ કન્યા મેલી બે લાલ, મધ્ય અંતઃપુરેં
॥ થુથુકારેં બે લાલ, લૂંછણડાં કરે ॥ ત્રૂ૦ ॥ ધરે કરતલેં અમૃતની પરેં, વા
હાલી લાગે અતિ ઘણું ॥ ક્ષણ એક નજરથી દૂર ન કરે, વાત તે કેતી ભણુ
॥ ૩ ॥ હવે તે કાપડી બે લાલ, નૃપેં ઘરેં આણીયો ॥ રસવતી કાજે
બે લાલ, સુભટેં બહુ તાણીયો ॥ ત્રૂ૦ ॥ જાણીયેં કેમ હવે મંત્રી સા
થેં, કરે રાય વિચાર એ ॥ દીજીયેં કેમ એહ કન્યા, લહી કુલ કુલ આચા
રએ ॥ ૪ ॥ નૃપ આદેશેં બે લાલ, મંત્રી ગયો પૂછવા ॥ કુલવંશાદિ બે લા
લ, નામસવિસૂચવા ॥ ત્રૂ૦ ॥ હવાકેમ કુલ જાતિકહેવાં, તેહ હસીનેં કહે કાપ
ડી ॥ પાણી પી ઘર પૂછીયેં એમ, કરે લોક જે વાતડી ॥ ૫ ॥ એ ઊખાણો બે
લાલ, સાચો દાખવ્યો ॥ શિર મુંડીનેં બે લાલ, વાર કુણ ભાખવ્યો ॥ ત્રૂ૦ ॥
દાખવ્યો જબ તુમો પડહ વજતાં, જેહ સાજી એ કરે ॥ તેહનેં અર્દ્ધરા

જ કન્યા, દોઊં એહવો વર વરે ॥ ૬ ॥ ગૂંબડ ફૂટે બે લાલ, વૈદ્ય વૈરી હોવે ॥ હવે ગુણ પૂછે બે લાલ, જાતિ કુલને જુવે ॥ ત્રૂ૦ ॥ જૂવો તો તે સુખે જૂવો, મહા રીહા જતી નથી ॥ પણ કહીને જે પલટ જાવે, તેહથી બદ જાતિ કો નથી ॥ ૭ ॥ તોહી સુણજો બે લાલ, વાતનો આમલો ॥ નયર કુશસ્થલે બે લાલ, લક્ષ્મીપંતિ ગુણ નિલો ॥ ત્રૂ૦ ॥ અતિ ભલો શેઠ છે તેહનો સુત, વ્યસનીયો ને નિજ મતિ ॥ ઘરથકી લખમી લેઇ છાની, દીયું જિમ તિમ હઠ હુંતિ ॥ ૮ ॥ જનકે વારચો બે લાલ, પરિકરે પણ કહ્યુ ॥ મેં નવિ માન્યું બે લાલ, ભૃતઘટે જલ વહ્યું ॥ ત્રૂ૦ ॥ કહે ન ચાલે એમ જાણી, ઘરથકી હું કાઢિયો ॥ વ્યસનથી જીવ શું ન પામે, દુઃખ જેમ અનાઢિયો ॥ ૯ ॥ મહિયલે ભમતાં બે લાલ, એક સિદ્ધજ મલ્યો ॥ સેવા કીધી બેલાલ, વ્યસન અપયશ ટલ્યો ॥ ત્રૂ૦ ॥ ફલ્યો તે નર મુજ્જને બહુ, મંત્ર યંત્ર દિયે ઔષધી, ગુરૂ પ્રસન્ને શું ન હોવે, વિનય મહોટો છે નિધિ ॥ ૧૦ ॥ ગુણથી ગૌરવ બેલાલ, પામીયે જિહાં તિહાં ॥ નહુ નિજકેરો બે લાલ, જાતિમદનોજિહાં ॥ ત્રૂ૦ ॥ તિહાં વનનું કુસુમ લેઇ, શિર ધરે સહુયે જના ॥ અંગથી ઉપનો મલ છંડીજે, એ દૃષ્ટાંત છે શુભ મના ॥ ૧૧ ॥ તે નરને મૂકી બે લાલ, હું ઇહાં આવીયો ॥ છું વ્યસનીયો બે લાલ, ધન ઊપર મન ભાવીયો ॥ ત્રૂ૦ ॥ ભાવિયો મેં ઇમ વ્યસન ન હોવે, ધન વિના તેણે પડહો છબ્યો ॥ એ કાર્યે કીધું જેહ પૂછ્યું, કહિયો એમ મુજ મરતબો ॥ ૧૨ ॥ રાજા નિસુણી બે લાલ, કહે કિશ્યુ કીજશું ॥ વ્યસની નરને બેલાલ, કની કેમ દીજશું ॥ ત્રૂ૦ ॥ ખીજશું તો પણ શુભ ન દીસે, વચન બોલ્યું નવિ રહે ॥ વાત એહવી નિજ અંતઃપુર, માંહે તે સવિને કહે ॥ ૧૩ ॥ પુત્રી ભાખે બે લાલ, તાત ન એહવું ॥ ચરિત્ર ન હોવે બે લાલ, લક્ષણ જેહવું ॥ ત્રૂ૦ ॥ તેહવી ચાતુર વચન રચના, જેમ મુદ્રાદિક લહ્યું ॥ શ્રીચંદ્રનામે એહ મુજવર, જનક આગે એમ કહ્યું ॥ ૧૪ ॥ હરખ્યો રાજા બેલાલ, ગણક તેડાવીયા ॥ થાપે લગન બે લાલ, મંત્રી સવિ આવિયા ॥ ત્રૂ૦ ॥ ભાવિયા કુમરને તેડવાને, તવ તિહાં દેખે નહી ॥ સૌધઃઅંતઃપુર પુરીમાં, કિહાંયે તેહ ગયો વહી ॥ ૧૫ ॥ એહવું નિસુણી બે લાલ, કની મૂર્છા લહે ॥ જેમ વન વલ્લી બે લાલ, હિમજલથી દહે ॥ ત્રૂ૦ ॥ વહે આંસું નયણ રોવે, રોવરાવે વલી અન્યને ॥ કરે વિલાપ પ્રલાપ બહુલા, વિયોગે નર ધન્યને ॥ ૧૬ ॥ તેણે દિન કુણહીં બેલાલ, નજમ્યું નયરમાં ॥ મંત્રી હુઆ બે લાલ, મૂઢમતિ હૃદયમાં ॥ ત્રૂ૦ ॥ વદે રાજા નગર લોકને, કોઇ કુશસ્થ

લ પુરથકી ॥ આવીયો જાણો તેહ પૂછો, ખબર લહીયેં તેહથકી ॥ ૧૭ ॥ તેડ નેં પૂછયાં બે લાલ, શ્રીચંદ્રકે ઘણા ॥ કુશસ્થલમાં બેલાલ, નહી કાંઇ છે મણા ॥ ત્રૂ૦ ॥ ઘણા તેહમાં એક દાખે, લક્ષ્મીદત્ત સુત જેહ છે ॥ તે જામાતા અછે મ હારા, શેઠ ધનનો મનરૂચે ॥ ૧૮ ॥ મુદ્રા તેહની બે લાલ, દેખી ઓલખ્યો ॥ ધનશેઠ પુત્રી બે લાલ ધનવતીયેં લખ્યો ॥ ત્રૂ૦ ॥ લખ્યા ગુણ બુદ્ધિ એહી તે હિજ, સુણી રાજા હરખીયો ॥ પુત્રીનેં કહે તેહ તાહરો, સુગુણ વર સંતોષીયો ॥૧૯॥ હવે કહે રાજા બે લાલ, મંત્રી મેહેલશું ॥ તેહનેં તેડણ બે લાલ, આ વશે સહેજશું ॥ ત્રૂ૦ ॥ સહલ વાત એ એમ કહી તે, સહુ ગયા નિજ થાનકેં ॥ સુલોચના પણ હર્ષ પામી, કાલ એમ ગયો પલકમેં ॥ ૨૦ ॥ હવે વપુ ચિં તા બે લાલ, મિશ કરી ચાલીયો ॥ કુમર તિહાંથી બે લાલ, વેશ નિજ આલી યો ॥ ત્રૂ૦ ॥ જાલીયો બીજો વેશ તિહાં કિણે, બટુક થઇ દેશેં ફિરે ॥ અનુક્રં મેં એકવન માંહે મહોટું, સજલ નિર્મલ તિહાં સરે ॥ ૨૧ ॥ કમલેં મલીયુ બે લાલ, પંખી ગણ સંયુતં ॥ ક્રીડા જલની બે લાલ, પાલેં જઈ આસિતં ॥ ત્રૂ૦ ॥ તુરત આગેં જોય જેતે, એક ઉદ્યાન તે દીઠડું ॥ તેહમાંહે અ છે આશ્રમ, સકલ અચરિજ મીઠડું ॥ ૨૨ ॥ જોઇ એક ઠામ બે લાલ, તુરંગ વૃષભેં ભરચું ॥ કિહાં નર નારી બેલાલ, વિવિધ વેશેં ધરચું ॥ ॥ ત્રૂ૦ ॥ ધરચું ચિત્તમાં કુમરેં એહવું, નહી એ યોગી તાપસા ॥ એ વિકલ્પેં શું કરચાથી, જોઊં જઇનેં છે કિશ્યા ॥ ૨૩ ॥ જોવે જેહવે બે લાલ, તાપસ કુમર છે ॥ વલકલ પહેરયાં બે લાલ, ચંદ્રાંક શિરેં રૂચે ॥ ત્રૂ૦ ॥ મંચ હિંડોલે ખાટ રમતો, કુમર એક દે ઘૂમણી ॥ વેષ નરનો અછે કુમરી, ચિંતવે કુંડ લ પુર ધણી ॥ ૨૪ ॥ પાસેં દેખે બે લાલ, તાપસ બાલિકા ॥ બટુકનેં દેખી બે લાલ, કહે સુકુમાલિકા ॥ ત્રૂ૦ ॥ માલિકા કુસુમની દેઇ બોલે, બટુક બેસો તરૂ તલેં ॥ સુખેં છાયાયેં વીસમો એ, સુકૃત યોગ પુણ્યેં મલે ॥ ૨૫ ॥ રાયણ હેઠેં બે લાલ, બેઠો બટુક તે ॥ જલ ફલ ઢોવે બે લાલ, મધુર કટુક ન તે ॥ ત્રૂ૦ ॥ મતેં બંધૂર પ્રીતિ પૂછે, કવણ થાનક કોણ તુમો ॥ હોંશ સાંભલવા ની સખીયો, છું વિદેશી પણ અમો ॥ ૨૬ ॥ એહવે આવી બે લાલ, અપ રા બાલિકા ॥ ગાતી મધુરૂં બે લાલ દેઇ કર માલિકા ॥ત્રૂ૦ ॥ કાલિકા નહીં ન જર માંહિ, હિયે હરષ પ્રણાલિકા ॥ કહે ગાથા ધરી ઉચ્છાહા, મલી સઘલી આલિકા ॥ ૨૭ ॥ યતઃ ॥ ચંદકલા રાયસુયા, સા સ૦ત્તકલ્લાણ ભાયણં જય ઈ ॥ સિરિચંદાવરો જાએ, સયમેવ પરિક્ખિખઊણ કઓ ॥ ૧ ॥ પૂ

વેઢાલ ના સાંભલી એહવું બેલાલ, ચિત્તમાં ચિંતવે ॥ એ કેમ જાણે બે લાલ, વાત સઘલી કલે ॥ ત્રૂ૦ ॥ એહવે આવી એકવૃદ્ધા, વેશ વિધવા સીત પટા ॥ નરવેષનેં સ્ત્રી વેષ આપ્યો, કનીનેં કહી લટપટા॥ ૨૮ ॥ વૃદ્ધા બોલે બે લાલ, બટુક દેખી તિહાં ॥ કહો કોણ તુમેં છો બે લાલ, આવ્યા કયાંથી ઇહાં ॥ ત્રૂ૦ ॥ કહે બટુઓ કુશસ્થલથી, આવીયો એમ સાંભલી ॥ હર્ષ કલરવ કરે તવ તિહાં, સખી સવિ ટોલેં મલી ॥ ૨૯ ॥ ભલુંભલું ભાંખે બે લાલ, બટુઓ આવીયો ॥ વાત સુણાવે બે લાલ, ખબર કાંઇ લાવીયો ॥ ત્રૂ૦ ॥ તે ભાવીયો કોઇ ચંદ્રકલાનો, વર થયો કે નવિ થયો ॥ તે કહે લક્ષ્મીદત્ત અંગજ, વર વરયા મહ બહુ થયો ॥ ૩૦ ॥ સુણી એમ વાણી બે લાલ, કહે સઘલીસખી ॥ સાચી વાણી બે લાલ, હોયે સદા સુખી ॥ ત્રૂ૦ ॥ સુખ લહે હવે બટુક પૂછે, માત કહો એ કુણજના ॥ કેમ જાણો રહો વનમાં, એહ અચરજ મુજ ઘના ॥ ૩૧ ॥ મન મેલીનેં બેલાલ, કીજેં વાતડી ॥ હું પરદેશી બે લાલ, પંથીકાપડી ॥ ત્રૂ૦ ॥ લાંપડીવાત તો મુજજ નગમેં, કહું તો રહું ચાપડી ॥ કહે વૃદ્ધા સુણ રે બટુઆ, મનેં મત જાણે હું બાપડી ॥ ૩૨ ॥ નયર વસંતેં બે લાલ, વીરસેન નરપતિ ॥ તેહની રાણી બે લાલ, પહેલી વીરમતીં ॥ ત્રૂ૦ ॥ છતી બીજી વીરપ્રભા તિહાં, પહેલી તેહું જાણજે ॥ મંગુ નૃપની અછું પુત્રી, ચિત્તમાંહે આણજે ॥ ૩૩ ॥ મુજ પિતાનેં બે લાલ, દોય પુત્રી વલી ॥ જયશ્રી પહેલી બે લાલ, વિજયવતી પાછલી ॥ ત્રૂ૦ ॥ ભલી જયશ્રી બહિન માહરી, પ્રતાપસિંહ નૃપનેં ઘરેં ॥ જયાદિક તસ ચાર અંગજ, અછે રાજવિયા શિરેં ॥ ૩૪ ॥ મહારી અભિધા બે લાલ, વિજયવતી કહે ॥ સદા મતીનામેં બે લાલ, મંત્રીપદ મુજ વહે ॥ ત્રૂ૦ ॥ રહે એ પણ માહરો છે, પીતરીયો એ અમ તણો ॥ સ્થિતિ કહી મેં મૂલથી એ, સુણ જ્ઞાન વિમલ મતિના ધણી ॥ ૩૫ ॥ સર્વગાથા ॥ ૨૦૧॥

॥ દોહા ॥

॥ જેમ થયું ઇહાં કણે આવવું, તે સુણો બટુક પ્રધાન ॥ વીરપ્રભાનેં સુત થયો, નરવર્માભિધ તામ ॥ ૧ ॥ શૂરવીર અતિ સાહસી, શાસ્ત્ર શસ્ત્રનો જાણ ॥ કાલ કેતેં સુતા થઇ, ચંદ્રલેખા ગુણ ખાણ ॥ ૨ ॥ તે એ નર વેષેં રહે, સખી એહનો પરિવાર ॥ તદનંતર માહરે થયો, વીરવર્મ કુમાર ॥ ૩ ॥ સાંપ્રતિ પાંચ વરિસો થયો, અછે એહ વનમાંહ ॥ એક દિન રાજાનેં થયો, કાલજ્વર દિયે દાહ ॥ ૪ ॥ તવ વીરવર્મ કુમારનેં, સચિવ સદામતિ તે

ડી ॥ દેજો રાજ્ય મુજ અનંતરેં, પણ નવિ કરજો જેડી ॥ ૫ ॥ એમ કહી રા
જા સુર ગયો, નરવર્મ બલિયો પુત્ર ॥ રાજ્ય લીયે તે આપબલેં, નીસરીયા
કર્મ વિચિત્ર ॥ ૬ ॥ વાટે એક પુરેં આવતો, મલીયો નિમિત્તિકએક॥ મંત્રી
સદામતી પૂછીયો, કરી બહુ વિનય વિવેક ॥ ૭ ॥ તે નૈમિત્તિક તેડીયો, મે.
તસ કરી પ્રણામ॥ સુત તસ ઊત્સંગેં દીયો, કહો જે આગલ સ્વામ ॥ ૮ ॥
કન્યાનો વર કોણ હોશે, રાજ્ય લેહેશું કેમ ॥ ક્ષણ જોઇનેં તે કહે, છે તુમ શુ
ભ સુખ ખેમ ॥ ૯ ॥ મહોટો વલ્લભ એહનો, ચંદ્રકલાપતિ જાણ ॥ પ્રતાપસિંહ
નૃપનંદનો, પુત્રી વર ગુણ ખાણ ॥ ૧૦ ॥ વલી જોઇનેં ફરી કહે, જાઓ ખ
દિર વનમાંહિ ॥ તિહાં રાજા દિનવૃક્ષ છે, રમો રાસ ઊચ્છાંહિ ॥ ૧૧ ॥ જે ના
ર ઊપર વરસશે, રાયણ દૂધ અપાર ॥ લિખિત શ્લોક અમનેં દેઈ, ગણક ગ
યો તેણિવાર ॥ ૧૨ ॥ ચિત્ત અમારૂં હરષીયું, કીધો બહુ સતકાર ॥ તિહાં
થી ઇહાં વન આવીયા, લેઈ સાથેં પરિવાર ॥ ૧૩ ॥ ઈહાં આવીને મોકલ્યા,
દોય નર યોગીવેશ ॥ તિહાં જઈ તેણેં આવી કહ્યું, ચરિત્ર સવે અતિશેષ ॥
૧૪ ॥ ઊધવ માધવ બિહું જણે, ચંદ્રકલા વિવાહ ॥ પણ તેણે શેઠસુત દા
ખીયો, ભૂપ પુત્ર નહી કાંય ॥ ૧૫ ॥ તેભણી તે મલીયો નહી, કરીયેં કાલ
વિલંબ ॥ નરવેષેં સ્ત્રી વેશ પણ, વિવિધ વિનોદ અચંભ ॥ ૧૬ ॥

॥ ઢાલ પાંચમી ॥ થાહરા મેડા ઊપરેં મેહ જરૂખે વીજલી હો લાલ ॥
જ૦ ॥ એ દેશી ॥

॥ ક્રીડા વિવિધ પ્રકાર સખીજનશું કરે હો લાલ ॥ સ૦ ॥ કુસુમતણા અ
વતંસ સખી જનનેં ભરે હો લાલ ॥ સ૦ ॥ ગાયે વાયે નૃત્ય કરે મનમોદશું
હો લાલ ॥ ક૦ ॥ યોગ મલ્યો નહી તેહ હવે કેમ વેદશું હો લાલ ॥ હ૦ ॥ ૧ ॥
ઇમ સવિ નિસુણી વાત કુમર જવ ઊઠીયો હો લાલ ॥ કુ૦ ॥ તેહવેં રાયણ
દૂધ ધાર તવ વૂઠીયો હો લાલ ॥ ધા૦ ॥ હરષ તણો કલલાટ થયો તિ
હાં સુખકરૂ હો લાલ ॥ થ૦ ॥ ચંદ્રલેખાયેં પામ્યો કંત મનોહરૂં હોલા
લ કે ॥ કં૦ ॥ ૨ ॥ લજ્જાયેં નતકાય માય વયણે તિહાં હો લાલ ॥ મા૦ ॥
વરમાલા ઠવે કંઠ રાયણ તરૂ છે જિહાં હો લાલ ॥ રા૦ ॥ ફલદલ અતુલ દુકૂલ મ
ણી વિષ વારતા હો લાલ ॥ મ૦ ॥ પ્રમુખ દીયાં બહુ દાન માન મન ધાર
તાં હો લાલ ॥ મા૦ ॥ ૩ ॥ વીરમતી સુત આણિ ઉચ્છંગેં સંઠવ્યો હો લા
લ ॥ ઊ૦ ॥ વીરવર્મ એ બાલ એતા દિન મેં ગોપવ્યો હો લાલ ॥ એ૦ ॥
હવે જેહવો તુમેં સ્વામી કરેશો એહનેં હો લાલ ॥ ક૦ ॥ આશ્રિત ગુણ વશ

હોય લઘુ ગુરૂ તેહને હો લાલ ॥ લ૦ ॥ ૪ ॥ યતઃ ॥ આશ્રયવશેન પુંસાં, ગિરિમા લઘિમા ચ જાયતેઽ વશ્યં ॥ વંધ્યેવંધ્યસમાનઃ, કરિણોબત દર્પણે લઘવઃ ॥ ૧ ॥ .

ભાવાર્થ:—આશ્રયના વશે કરી પુરૂષને લઘુપણું મોહોટા પણું પ્રાપ્ત થાય છે. કેની પેરે તોકે હસ્તીયો વિંધ્યાચલ પર્વતમાં જ્યારે રહ્યા હોય ત્યારે વિંધ્યપર્વત સમાન હોયછે પણ દર્પણમાં તે હસ્તીને જોયે તેવારે તેજ હસ્તી લઘુ દેખાયછે.

॥ પૂર્વઢાલ ॥ ગુણસંગે જે કુસુમ શિરે તે ધારીયે હોલાલ ॥ શિ૦ ॥ ઇશે રાખ્યો ઇંદુ તે કલંક નિવારીયે હો લાલ ॥ તે૦ ॥ એમ સાસુનાં વયણુ સુણી શ્રીચંદ ભણે હો લાલ ॥ સુ૦ ॥ થાશે મંગલ લીલ અધૃતિ નવિ મન ગણે હો લાલ ॥ અ૦ ॥ ૫ ॥ સોંપ્યું સચિવને તામ ભલામણ સવિ કરી હો લાલ ॥ ભ૦ ॥ કહે કુંડલપુરે જાજો જિહાં છે ચંદ્રપુરી હો લાલ ॥ જિ૦॥ શીખ ભલામણ લેખ લખ્યા તેમંત્રીને હોલાલ ॥ લ૦ ॥ હું જાઊં છું વિદેશ કાર્ય નિમંત્રીને હો લાલ ॥ કા૦ ॥ ૬ ॥ કેતાકદિન વનમાંહે રહચો પરિવાર તે હો લાલ ॥ રહચો૦ ॥ કુંડલપુર ઊદ્દેશી ચલે અસવાર તે હો લાલ ॥ ચ૦ ॥ વ ચમાં આવ્યું મહેંદ્ર ત્રિલોચના રાજીયો હો લાલ ॥ ત્રિ૦ ॥ સુલોચનાનો બાપ બહુ ગજ વાજીયો હો લાલ ॥ બ૦ ॥ ૭ ॥ તેડયા કરી મનોહાર કહે નિજ વા રતા હો લાલ ॥ ક૦ ॥ હરખ્યો નૃપ પરિવાર સંબંધ સંભારતાં હો લાલ ॥ સં૦ ॥ એહવે બંદી કોય કુશસ્થલથી આવીયો હોલાલ ॥ કુ૦ ॥ કુંડલપુરની માંહે, થઇ તે ભાવિયો હો લાલ ॥ થ૦ ॥ ૮ ॥ ગાથા દોધક પાઠ ભણી ગુણ ઊચ્ચરે હો લાલ ॥ ભ૦ ॥ સુણી શ્રીચંદચરિત્ર સહુનાં ચિત્તઠરે હો લાલ ॥ સ૦ ॥ ચંદ્ર લેખાને સુલોચના બેહુ અંગે મલે હો લાલ ॥ બે૦ ॥ પ્રીતે પ્રીતિનો સંગ સાકર જેમ પય ભલે હોલાલ ॥ સા૦ ॥ ૯ ॥ યતઃ ॥ રાહાવેહ વિ હીએ, સયંવરે વરિયો તિલય મંજરીએ ॥ સ૦વનિ૦વગ૦વ હરણો, વીરિકકો જયઊ સિરિચંદો ॥ ૧ ॥ સિંહપુરેવિયણયરે, સુહગાંગ સયાઇ પુવ્વભવ નેહા ॥ પઊમણી ચંદકલાએ, પરણિઓ જયઊ સિરિચંદો ॥ ૨ ॥ ણયરે કુસસ્થલંમી, પુહવી સપયાવ સિંહ કુલચંદો ॥ સિરિ સૂરિયવઇ તણો, સિરિચંદો જયઉ ભુવણ યલે ॥ ૩ ॥ પૂર્વઢાલ ॥ વીરમતીને આગ્રહ કરચો તિહાં રાખવા હોલાલ ॥ ક૦ ॥ પણ ન રહ્યા તિહાં તેહ કુંડલ પુર દેખવા હોલાલ ॥ કું૦ ॥ સુખીયો સવિ પ રિવાર કુંડલપુરમાં રહે હો લાલ ॥ કું૦ ॥ હવે શ્રીચંદ્રકુમાર એકાકી વને વહે હોલાલ ॥ એ૦ ॥ ૧૦ ॥ કૌતુક નવનવ ભાંત નિતાંત વિલોકતાં હો લાલ ॥

નિ૦ ॥ આવ્યા એક પુર બાહેર પટ્ટાવાસ દેખતાં હો લાલ ॥ ૫૦ ॥ દેખી અ ચરિજ તેહ પૂછચો એક વાણીયો હો લાલ ॥ પૂ૦ ॥ કહો શ્યો એ વૃત્તાંત હો ચે જો જાણીયો હો લાલ ॥ હો૦ ॥ ૧૧ ॥ સુણ બટુઆ દેઇ કાન એ કાંપિલ પુર અછે હો લાલ ॥ એ૦ ॥ જિતશત્રુ નૃપ પટરાણી રતિ મન રૂચે હો લાલ ॥ રાણી૦ ॥ કનકરથ તસ પુત્ર રમે છે રંગમેં હો લાલ ॥ રમે૦ ॥ મિત્ર તણે પરિ વાર કરી બહુ સંગમેં હો લાલ ॥ ક૦ ॥ ૧૨ ॥ એકદિન ગાયન વીણારવ ઇહાં વાસો વસ્યા હો લાલ, ॥ ઇહાં૦ ॥ રાધા વેધ પ્રબંધ સુણિ સવિ જન હ સ્યા હો લાલ ॥ સુ૦ ॥ નાયક તો શ્રીચંદ્રકરીને ગાઇયો હો લાલ ॥ ક૦ ॥ દા ન માન ધન લાભ બહુલ તિહાં થાઇયો હો લાલ ॥ બ૦ ॥ ૧૩ ॥ પણ ગાય ન કહે એમ શ્રીચંદ્રને કર દીયો હો લાલ ॥ શ્રી૦ ॥ તેભણી મલિયું કાંઇ સુ ણી અચરિજ હુવો હો લાલ ॥ સુ૦ ॥ તેહ પ્રબંધમાં વાત સુણી તે ચિત્ત ધરે હો લાલ ॥ સુ૦ ॥ રાધાવેધ વિધાન તિલક પુરે જેમ કરે હો લાલ ॥ તિ૦ ॥ ૧૪ ॥ આવો દેખાડું એહ, આવાસ એ વસ્ત્રના હો લાલ ॥ આ૦ ॥ મલિયા ક્ષત્રીકુમાર કરે શ્રમ શસ્ત્રનાં હો લાલ ॥ ક૦ ॥ એતો મહોટો થં ભ માથે રાધા બની હો લાલ ॥ મા૦ ॥ ભાજન તેલનું એહ કનીવેશે બની હો લાલ ॥ ક૦ ॥ ૧૫ ॥ શિબિકારૂઢા એક કરી નર પુત્રિકા હો લાલ ॥ ક૦ ॥ એ ધનુષને એ બાણ સાધે કરી યંત્રિકા હો લાલ ॥ સા૦ ॥ એકે કીધો વે શ ભલો શ્રીચંદ્રનો હો લાલ ॥ ભ૦ ॥ રથ મૂકચો એક તરૂતલેં વાજી સ્પંદ નો હો લાલ ॥ વા૦ ॥ ૧૬ ॥ સારથિ મિત્ર તે એક કરચાં તિહાં કારિમાં હો લાલ ॥ ક૦ ॥ કારિમી કન્યા એક કરે વરમાલિકા હો લાલ ॥ ક૦ ॥ લાગે અલાગે બાણ કોલાહલ તિહાં કરે હો લાલ ॥ કો૦ ॥ લેઈ માલા ગલે કંઠ શ્રીચંદ્ર તે સં ચરે હો લાલ ॥ શ્રી૦ ॥ ૧૭ ॥ જાયે જાયે એહ ન કોઇ કર ધરે હો લાલ ॥ ન૦ ॥ એણીપરે રાધાવેધની અનુકૃતિ સવિ કરે હો લાલ કે ॥ અ૦ ॥ એહવે પિં ગલ ભટ્ટ ભણે દોય ગાથિકા હો લાલ ॥ ભ૦ ॥ નિસુણી હર્ષ્યા સર્વ સુણી નિ જસાધિકા હો લાલ ॥ સુ૦ ॥ ૧૮ ॥ યતઃ ॥ લોઇય મિચ્છં દુવિહં, દેવગયં ગુ રૂગયં મુણેયવ્વં ॥ લોઊત્તરંચ દુવિહં, દેવગયં ગુરૂગયંતંચં ॥ ૧ ॥ ઇહિ ચ ઊહા મિચ્છંત્તં, સુવ્વય વયણાઊવજ્જિયં જેણ ॥ સમત્ત તત્તદિટ્ઠી, સુ રો સો જયઊ સિરિચંદો ॥ ૨ ॥ ઇત્યાદિ ॥ ॥ પૂર્વઢાલ ॥ એ સવિ ભાવ કનકરથ કુમર કરે તિહાં હો લાલ ॥ કુ૦ ॥ એ સવિ દેચરિત્ર ખાડયું વણિકે ધરીકરે હો લાલ ॥ વ૦ ॥ કુમરસમીપે કનકવતી નૃપ

નંદની. હો લાલ ॥ વતી૦ ॥ હર્ષ ધરી કહે એમ મહા આનંદિની હો લાલ ॥ મહા૦ ॥ ૧૯ ॥ અંબ ધાવીને ભાખે એ ચેષ્ટા કારિમી હો લાલ ॥ એ૦ ॥ દેખી ઊપજે રીજતો સાચી મન રમી હો લાલ ॥ તો૦ ॥ તે જો મલે સાક્ષાત્ તે તેહને પરણીયે હો લાલ ॥ તો૦ ॥ નિશ્ચય કીધો એમ પ્રબંધ એ વરણીયે હો લાલ ॥ પ્ર૦ ॥ ૨૦ ॥ તેહની સખી છે ત્રણ મંત્રીની દીકરી હો લાલ ॥ મં૦ ॥ પ્રેમવતી ઇતિ નામ સારથવાહ દીકરી હો લાલ ॥ સા૦ ॥ ધનશ્રી નામે શેઠ સુતા ત્રીજી અછે હો લાલ ॥ ॥ સુ૦ ॥ હેમશ્રી ઇતિ નામ ત્રણેને મન રૂચે હો લાલ ॥ ત્રણે૦ ॥ ૨૧ ॥ તેણીયે પણ વરચો એહ વરંવર સહુ વદે હો લાલ ॥ વરં૦ ॥ ધાવી માયે સવિ તેહ જણાવ્યું નૃપ હ્રદે હો લાલ ॥ જ૦ ॥ નૃપતે મોકલ્યા મંત્રી કુશસ્થલ તેડવા હો લાલ ॥ કુ૦ ॥ વિરહ તણાં સવિ દુઃખ વ્યથાને ફેડવા હો લાલ ॥ વ્ય૦ ॥ ૨૨ ॥ ચિંતે મનમાં કુમાર રખે કોઈ ઓલખે હો લાલ ॥ રખે૦ ॥ તો પરવશથી કોઈ ન લહીજે મન સુખે હો લાલ ॥ લ૦ ॥ એમ જાણીને તેહ તિહાંથી નીસરચો હો લાલ ॥ તિ૦ ॥ જોઇ તે પુર સર્વ વાડી વનમાં ફરચો હો લાલ ॥ વા૦ ॥ ૨૩ ॥ આગલ જાતાં ભુમિ ઊલ્લંઘી તેણે ઘણી હો લાલ ॥ ઊ૦ ॥ નગરી આવી એક શોભા જસ ચોગુણી હો લાલ ॥ સો૦ ॥ બાહિર યક્ષનું દેવલ દેખી પેસે તિહાં હો લાલ ॥ દે૦ ॥ તિહાં દુઃખીયો કર ગલ્લે દેઈ નર બેઠો તિહાં હો લાલ કે ॥ ન૦ ॥ ૨૪ ॥ ચિંતાતુર તે દેખી, કહે તવ તેહને હો લાલ ॥ ક૦ ॥ કોણ તું અરતિ કરે કાંઇ પૂછે તે તેહને લાલ ॥ પૂ૦ ॥ સુણ વૈદિશિક પંથી માહરી જે વારતા હો લાલ ॥ મા૦ ॥ કહેતાં આવે લાજ પણ વિવેક ન આરતા હો લાલ ॥ વિ૦ ॥ ૨૫ ॥ કાંતિપુરનો ભૂપ નૃસિંહ નામે અછે હો લાલ ॥ નૃ૦ ॥ પ્રિયગુમંજરી નામ સુતા ગુણથી મચે હો લાલ ॥ સુ૦ ॥ હવે માહરે જે દુઃખ અછે તે સાંભલો હો લાલ ॥ અ૦ ॥ નૈરૃતિ કૂંણે એક અછે હેમપુર ભલો હો લાલ ॥ અ૦ ॥ ૨૬ ॥ મકરધ્વજ છે રાય અપાયને ટાલતો હો લાલ ॥ અ૦ ॥ મદનપાલ તસ પુત્ર કલાગુણ પાલતો હો લલા ॥ ક૦ ॥ વાતાયને રહ્યો તેહ યુવાન કૌતુક જુવે હો લાલ ॥ યુ૦ ॥ એહવે દીઠી એક યોગિણી જાતિ તિસે હો લાલ ॥ યો૦ ॥ ૨૭ ॥ તેડી તેહને નામ પૂછે તે વાતડી હો લાલ ॥ પૂ૦ ॥ કહે તુજ કુશલ કલ્યાણ અછે દિન રાતડી હો લાલ ॥ અ૦ ॥ તવ યોગિણી કહે કાલ્હા કુશલ ન પૂછીયે હો લાલ ॥ કુ૦ ॥ એ સંસાર અસાર માંહે જેણે ગૂંચીયે હો લાલ ॥ માંહે૦ ॥ ૨૮ ॥

॥અથ યોગિણી વાણી ॥જરા રાખસી જબ શિરેં આવે,તવ યૌવનનેં ન સાડે ॥ કાલા કેશ તે હોયે પાંડુરા, ઇંદ્રિય બલનેં પાડે ॥ ૧ ॥ જર સુણુ હો સસો જુવણ જાણો કાલ આહેડી કેડે ॥ કાલ્હા કુશલ શું પૂછે ભોલા, રૂપ કાંતિને ફેડે ॥ ૨ ॥ પલક પલકમેં આયુ પલાયે, તો શી કુશલની વાતાં ॥ કામ ક્રોધ મદેં પૂરચો જીવડો, બાંધે નરકના ખાતાં ॥ ૩ ॥ એકઘડી છે પાહુરિયા પંખ, એક કાલો એક ધોલો ॥ જીવ જમાલેં લેઈ પોહોંચાવે, તો કુશલ કિહાં થી ભોલા ॥ ૪ ॥ કુશલ તેહનેં જેહ ન જાયા, જાયા તેહ મરંદા ॥ તો શી કુશલની વાત કહીજેં, એ દીસે જનવૃંદા ॥ ૫ ॥ આસન મારે પણ આશ ન મારે, ભસ્મ ધૂણિ અંગ ધારે ॥ કંથા ધરે પણ વિકથા ન છંડે, તો શી મુદ્રા ધારે ॥ ૬ ॥ પહેરી કોપિન પણ કિંપિ ન પરિહરે, માંડે જનશું માયા ॥ યું હી સંસારમેં આયા જાયા, કીધા યોગ ન પાયા ॥ ૭ ॥ ચાર ખાણ ચુલસી લખ જોણી, તિહાં રહીભમી ભમી આયા ॥ વિષય પાયા તિણશું મન ટાલે, તો પરબ્રહ્મહી પાયા ॥ ૮ ॥ તેમાટે જે જિનધર્મ જાણે, કુશલપણું તે વખાણી ॥ માહારે બાહ્ય અભ્યંતર કુશલં, જાણું શ્રીજિનવાણી ॥ ૯ ॥ ઇતિ ॥

॥ ઢાલ પૂર્વલી ॥ કહે યોગિની હું આવી કાંતિનયર થકી હો લાલકે ॥ કાં૦ ॥ જાઊં કુશસ્થલ નયર કાર્ય ધરી મનથકી હો લાલ ॥ કા૦ ॥ દેખાડે પટ રૂપ તરૂણીના રૂપનો હો લાલ ॥ ત૦ ॥ દેખત ખેવ કુમાર તણું મન ચૂંપનું હો લાલ ॥ ત૦ ॥ ૨૯ ॥ પૂછે કુમર રૂપ અછે કહો કેહનું હો લાલ ॥ અ૦ ॥ કહે યોગિની નૃસિંહ રાજાની પુત્રીનું હો લાલ ॥ રા૦ ॥ પ્રિયંગુમંજરી નામ કની કાંતિપુર રાયની હો લાલ ॥ કાં૦ ॥ એતો અછે લવમાત્ર તસ ગુણ સમુદાયની હો લાલ ॥ ત૦ ॥ ૩૦ ॥ શ્રીગુણધર પાઠક રાજતણા મુખથી સુણ્યા હો લાલ ॥ ત૦ ॥ શ્રીચંદ્ર ગુણસમુદાય એ તેહ પાસેં ભણ્યા હો લાલ ॥ એ૦ ॥ શ્રીચંદ્રનેં અનુરાગિણી કન્યા તે થઇ હો લાલ ॥ ક૦ ॥ એ પટ દેવા કાજ જાઊં હું ઇહાં થઇ હો લાલ ॥ જા૦ ॥ ૩૧ ॥ પટલેવાનેં કાજ ઉપાય તે બહુ કરે હો લાલ ॥ ઊ૦ ॥ પણ નાપે પટ યોગિની તિહાંથી સંચરે હો લાલ ॥ તિ૦ ॥ તેતો કુશસ્થલ નયરેં પોહોતી યોગિની હો લાલ કે ॥ પો૦ ॥ પાછલ મદનનો માર કુમરનેં પીડની હો લાલ ॥ કુ૦ ॥ ૩૨ ॥ તસ મિત્રેં મલી તાત જણાવ્યો તેહનો હો લાલ ॥ જ૦ ॥ તસ જનકેં પણ કન્યા તાત માગ્યો તેહનો હો લાલ ॥ તાત૦ ॥ પણ તે નાપે થાપે વાત પણ નવિ રૂચે હો લાલ ॥ વા૦ ॥ જસ જઠરેં ન જરે જાઊલી તો મોદક કેમ પચે હો લાલ કે ॥ મો૦ ॥ ૩૩ ॥

યદુક્તં ॥ જાવાગૂ જરણે જાડયં, મોદકાનાં તુ કા કથા ॥ વચનેપિ દરિદ્રત્વં ધનાશા તત્ર કીદૃશી ॥ ૧ ॥

ભાવાર્થઃ—જાવલી પચવામાં જાડય છે ત્યારે લાડુ પચવાની તો શીજ વાર્તા? સારા વચન બોલવામાંજ દરિદ્રત્વછે તો ત્યાં ધનની આશા તો કયાંથીજ હોય?

॥ પૂર્વઢાલ ॥ તાત કહે સુણ પુત્ર અધૃતિ ચિત મત કરે હો લાલ ॥ અ૦ ॥ નૃપપુત્રી કોઇ અધિક એહથી રૂપે શિરે હો લાલ ॥ એ૦ ॥ તોહે પણ રતિ ન લહે થલગત મીન જ્યું હો લાલ કે ॥ થ૦ ॥ દેહ હોયે અતિ ક્ષીણ પ્રમેહી ઘૃત પાન જ્યું હો લાલ ॥ પ્રમે૦ ॥ ૩૪ ॥ મદનપાલ હું તેહ પિતાથી અણ કહે હો લાલ ॥ પિ૦ ॥ છાનો રહયો છું આય રૂપને પરવશે હો લાલ ॥ રૂ૦ ॥ કેતકી ગંધ આકૃષ્ટ અલિ જિણ પરે અટે હો લાલ ॥ અ૦ ॥ આગલ ભાવિ વાત જ્ઞાનવિમલ મતિ તુમ વટે હો લાલ ॥ વિ૦ ॥ ૩૫ ॥ સર્વ ॥ ૨૬૪ ॥

॥ દોહા ॥

॥ ઇહાં આવી છાનો રહયો, આરામિકને ધામ ॥ માલિણીને મેં એમ કહ્યું, કહે સંદેશો તામ ॥ ૧ ॥ હેમપુરી પતિ પુત્ર છે, મદનપાલ તસ નામ ॥ તુમ પટ રૂપથી મોહિયો, તે આવ્યો મુજ ધામ ॥ ૨ ॥ એક વાર માહારી કલા, રૂપ ચતુરતા સાર ॥ દેખી પછે જેમ મન રૂચે, તેમ કરજે ઇષ્ટ વિચાર ॥ ૩ ॥ તે આગલ ગુણ વર્ણના, એણી પરે કરજે બેન ॥ તે હોયે અનુરાગિણી, મુજને તો હોયે ચેન ॥ ૪ ॥ એમ કહી દીયે બહુલ ધન, માલિણી જઇ કહે વાત ॥ સ્વામિની એહ નર સારિખો, અવર ન કો સાક્ષાત્ ॥ ૫ ॥ એમ બહુ બહુ ગુણ વર્ણના, કીધી તે સુણી સર્વ ॥ હસી લગારેક એમ કહે, જોઇયે એ ડાહાપણ ગર્વ ॥ ૬ ॥ એમ કહી પુષ્પોચ્ચયથકી, લેઇ રક્ત એક ફૂલ ॥ કર્ણમૂલે ધરી દૃષ્ટિથી, દૂરે કરચું અમૂલ ॥ ૭ ॥ વલી શત દલ રંગી કુંકુમે, કર્ણદૃષ્ટિ ધરી ખાસ ॥ હૃદય ઊપરે થાપીયું, એહ સમસ્યા વાસ ॥ ૮ ॥ કન્યા માલિણીને કહે, એ પ્રત્યુત્તર લ્યાવ ॥ પછી વલી ડાહાપણ તણા, સમજાશે બહુ ભાવ ॥ ૯ ॥ તે આવી આરામિકા, સંભલાવી સવિ વાત ॥ ઊત્તર તો રહ્યો વેગલો, ન સમજી વાતની ધાત ॥ ૧૦ ॥ ચતુરાંની વાતાં ભલી, નહી ઘહેલાની વાત ॥ એ વાતાંથી સુખ ઊપજે, એ વાતથી ઘર જાત ॥ ૧૧ ॥ મહોકમ મદને મારીયો, કરચું જાજરૂં અંગ ॥ પુરૂષ માત્ર લિંગે રહ્યો, વહે કલીબનું અંગ ॥ ૧૨ ॥ કિહાં જાઊં હવે શું કરૂં, એમ ચિંતાતુર મન્ન ॥ યક્ષાલયે આવી રહું, ભાવે ઊદક

ન અન્ન ॥ ૧૩ ॥ નૃપ પુત્રી પણ ઇહાં કને, આવે છે પ્રતિ દિન્ન ॥ નજરેં પણ દીઠી નથી, દૈવતણે અપ્રસન્ન ॥ ૧૪ ॥ પોલિહારિણી એહની, કાઢે નર નેં દૂર ॥ જો કોઇ ધીઠો થઈ રહે, તો મારિ પડે મહમૂર ॥૧૫॥ સર્વે ૨૭૯॥

॥ ઢાલ છઠ્ઠી ॥ ઘણુરા ઢોલા ॥ એ દેશી ॥

॥મદનપાલ કહે માહરી રે, દાખી દુઃખની વાત ॥ મનરા મિત્તા ॥ કોઇ દુઃખ ભંજન નવિ મલે રે, પર ઉપગારી જાત ॥ મન૦ ॥ દુઃખ સહીયેં પણ ન વિ કહિયેં રે, જેહ ન દુઃખનો જાણ ॥ મ૦ ॥ તુમેં પરદેશી સુજાણ, દીસો છો મોજ મહિરાણ ॥ મ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ આરીસા પરેં સંક્રમે રે, પર દુઃખ હૃદયેં જેહ ॥ મ૦ ॥ વિરલા પરદુઃખ દેખીનેં રે, તે સજ્જન ગુણ ગેહ ॥ મ૦ ॥ ૨ ॥ શ્રીચંદ્રને મન ઉપની રે, કરૂણા અતિહિ રસાલ ॥ મ૦ ॥ અહો દુઃખીઓ એ સ્ત્રી તણો રે, સ્ત્રી જગ મહોટું જાલ ॥ મ૦ ॥ ૩ ॥ ગુણધર ગુરૂ ઇહાં આવીયા રે, પૂર્વેં એ દેશ મઝાર ॥ મ૦ ॥ સેવક તેણેં કરી જાણીયેં રે, મહોટો ગુરૂ ઉપકાર ॥ મ૦ ॥ ૪ ॥ અહો કુમરની દક્ષતા રે, કીધી સમસ્યા એહ ॥ મ૦ ॥ રક્ત કમલ પરેં માહરો રે, રાગી તું કૃત નેહ ॥ મ૦ ॥ ૫ ॥ પણ મેં કાનેં ન સાંભલ્યો રે, દીઠો નજરેં નાંહી ॥ મ૦ ॥ તે ભણી રક્ત ફૂલ છાંડીયું રે, હૃદય માંહે પણ નાંહી ॥ મ૦ ॥ ૬ ॥ શતદલ પરેં નીરાગ છે રે, તે શ્રીચંદ્ર કુમાર ॥ મ૦ ॥ મેં માહરે ગુણેં રંગીયો રે, કાનેં ધરચો દૃષ્ટિ ચાર ॥ મ૦ ॥ ૭ ॥ તેહિજ હૃદયમાં થાપીયું રે, અવરાંશું નહી રાગ ॥ મ૦ ॥ કુસુમ ભાવ એમ દાખીયો રે, જુવો એક પખો રાગ ॥ મ૦ ॥ ૮ ॥ પંડિત માની એહ છે રે, પણ ન લહે એટલો ભાવ ॥ મ૦ ॥ તો કેમ એહને ઈહસે રે, થાશે કેમ સુખ ભાવ ॥ મ૦ ॥ ૯ ॥ પણ ઉપકારી જેહ છે રે, ચિંતે પર ઉપકાર ॥ મ૦ ॥ બુદ્ધિ પણ તેહવી કહે રે, જેમ સુખીયા હોયે નર નાર ॥ મ૦॥૧૦ ॥ શ્રીચંદ્ર કહે હવે મદનનેં રે, શું કરીશ ભદ્ર ઉપાય ॥ મ૦ ॥ દૃષ્ટિ મેલાપક નવિ થયો રે, તુમ બેહુનેં હવે તે વાય ॥ મ૦ ॥ ૧૧ ॥ મદન કહે મિત્ર તુમથકી રે, માહરે કારજ સિદ્ધિ ॥ મ૦ ॥ એહવો નિશ્ચય મુજ મનેં રે, તે ભણી કોઇ કરો બુદ્ધિ ॥ મ૦ ॥ ૧૨ ॥ એમ બેહુ મંત્રણું કરે રે, તેહવે વાગ્યો શંખ ॥ મ૦ ॥ મદન કહે તે આવતી રે, સખી પરિવારી અસંખ્ય ॥ મ૦ ॥ ૧૩ ॥ આગલથી ઊદ્યાનમાં રે, ગયા તે બહુ યોદ્ધ ॥ મ૦ ॥ કુમરી કામાલયેં પેસતી રે, દીઠી સખીના રોધ ॥ મ૦ ॥ ૧૪ ॥ માડલ વીણા વાંસલી રે, શ્રીમંડલ-કઠ તાલ ॥ મ૦ ॥ ભેરી ભુંગલ ભરહરે રે, વાજે

તાલ કંસાલ ॥ મ૦ ॥ ૧૫ ॥ ગાયે વાયે સ્વર દિયે રે, નાચે કરી બહુ તાન ॥ મ૦ ॥ સ્થાન તાન ધ્વનિ મૂર્ચ્છના રે, વિવિધ વિવિધ લય માન ॥ મ૦ ॥ ૧૬॥એહવામાં એક કામિની રે, ધૂલી ધૂસર અંગ॥ મ૦॥ મલિનાંબર કેશ વિખરયાં રે, પૈઠી ચૈત્ય અનંગ ॥ મ૦ ॥ ૧૭ ॥ હાહાકાર રોદન થયું રે, સખી કહે એહ સ્વરૂપ ॥ મ૦ ॥ ગાવું રોવું કેમ મલે રે, એતો અદ્ભુત રૂપ ॥ મ૦ ॥ ૧૮ ॥ સખીએકને પૂછીયો રે, એહનો શ્યો વિસ્તાર ॥મ૦॥સખી કહે મુજ વેલા નહીં રે, કહેવા એ અધિકાર ॥ મ૦ ॥ ૧૯ ॥ એક તણી દાઢી જલે રે,એક કહે કરૂં દીપ ॥મ૦॥ એ ઊખાણો સાચવ્યો રે,કાર્ય અછે એ પ્રતીપ ॥મ૦॥૨૦॥ એક સખીકહે આણીયે રે, વેગે કદલીપાન ॥મ૦॥ ઘનસારે વાસિત કરો રે,બાવના ચંદન વાન ॥મ૦॥ ૨૧ ॥સ્વામિનિ મૂર્ચ્છા વાલીયે રે, તો અમ જીવિત ધન્ય ॥ મ૦ ॥ સર્વે સખી મલી તેહની રે, વાલી મૂર્ચ્છા અન્ય ॥ મ૦ ॥ ૨૨ ॥ પ્રજ્ઞા સખીને પૂછીયું રે, વાત તણો શ્યો મર્મ ॥ મ૦ ॥ તે કહે એક સખી આપણી રે, મોકલી યોગિની ધર્મ ॥ મ૦ ॥ ૨૩ ॥ તેહ કુશસ્થલ પુરે ગઈ રે, શ્રીચંદ્રની શુદ્ધિ હેત ॥ મ૦ ॥ આપણી સ્વામિનીયે મોકલી રે, કરી યોગિની સંકેત ॥ મ૦ ॥ ૨૪ ॥ શ્રીચંદ્રકુમરને જણાવવા રે, નિજગુણ રાગની વાત ॥ મ૦ ॥ તે તિહાં જઈ આવી ઈહાં રે, પણ ન મલ્યો કુંઅર જાત ॥ મ૦ ॥ ૨૫ ॥ ન મલ્યો તે તો શું કરૂં રે, પણ તિહાં સુણીયું ચરિત્ત ॥મ૦ ॥ શેઠ પુત્ર જાણી વરચો રે, ભાગ્યથકી ગુણ હૂત ॥ મ૦ ॥ ૨૬ ॥ પણ તે રાજન સુત થયો રે, ઓલખીયો માય તાય ॥ મ૦ ॥ એમ નિસુણી દુઃખિત થઈ રે, કારજ સિદ્ધિ નહીં કાંય ॥ મ૦ ॥ ૨૭ ॥ તેણે તે વાત આવી કહી રે, તેહથી મૂર્ચ્છા થાય॥ મ૦ ॥ સ્વામિની દુઃખે સહુ દુઃખી રે, હવે કોઈ ન સૂજે ઉપાય ॥ મ૦॥ ૨૮ ॥ એમ કહી સખી પુરમાં ગઈ રે, કરવા સુખની વાત ॥ મ૦ ॥ શ્રીચંદ્ર કહે હવે મદનને રે, એ તો જાણી તુજ ધાત ॥ મ૦ ॥ ૨૯ ॥ ક્ષણ રાચે વિરચે ક્ષણે રે, વીજલી પરે નિર્બંધ ॥ મ૦ ॥ તે સ્રીના પ્રતિબંધથી રે, હોયે કર્મનો બંધ ॥ મ૦॥ ૩૦ ॥ તે ભણી જો મન થિર હોયે રે, તો એ વિકલ્પને છોડ ॥ મ૦ ॥

॥ અથ શીખામણની જકડી શ્રીચંદ્ર કહે છે ॥ મદનપાલા બે, સુંદર શીખ સુણીજે ॥ જણજાણ સેંતી બે, યારી પ્રીતિ ન કીજે ॥ ત્રૂટક ॥ કીજે નવિ પરતરૂણી સેંતી, કેતી વાર એ પ્રીતડીયાં ॥ વિષફલીની પરે મુહડે મીઠી, પરિણામે દુઃખ વેલડીયાં ॥ શેલડીયાં પરે ગહિલો જાણે, અંતે વિરસ દુઃખ દેહડીયાં ॥ દિ

વાના પરેં ફરે પુર વનેં, ભીંતર બાહિર સેરડીયાં ॥ ૧ ॥ નિંદ ન આવે બે, રસિક ન રયણી વિહાણે ॥ અન્ય ન ભાવે બે, ધીરજ મનમાં નાણે ॥ ત્રૂટક ॥ નાણે કાંઇ શંકા જાણી રંકા, લંકાપતિ પરેં દુઃખપામે ॥ ગલ શોષ સંતાવે ઠોર ન પાવે, જન માંહે અપયશ પામે॥ રાજ મર્યાદા ધરે નવિ તેહની, જેહની મતિ સ્ત્રીશું બાંધી ॥ ઇહભવ પરભવ કેરો કોઇ, પરમારથ ન શકે સાધી ॥ ૨ ॥ રાગ દેખાવે બે, રાતિ કણયર કલીયાં ॥ અંતર કાલી બે, કાઢી બોર કે કલીયાં ॥ ત્રૂ૦ ॥ મલિયાંશું હેજેં હલીમલતી, છિન્નમેં છેહ દેખાવતીયાં ॥ ઝેહેર હલાહલથી પણ અધિકી, જેહની જાણીજેં છતીયાં ॥ ઇંદ્ર ચંદ નાગિંદ ભોલાયે, નિસુણી નિરૂપમ જસ વતીયાં ॥ હરિ હર બ્રહ્મા તરૂણી પુરંદર, વિકલ થઇ કરતા નતિયાં ॥ ૩ ॥ વિષકી કદલી બે, ભૂમિ વિના જગ માંહિ ॥ વિફરી વાઘણ બે, વ્યાધિ મહા નિર્નામાહિ ॥ ત્રૂ૦ ॥ નિર્નામેં કોઇ અપર ગહાગ્રહ, વિષ નામાંતર નિપાયું ॥ ફણિવિણું સાપિણી પાપણી જાણે, જસ મન તરૂણીશું લાયું ॥ દ્વાદશમો છાયા સુત બેઠો, જસ મન પરતરૂણી ઇહા ॥ ગતિ મતિ છતિ સવિ હોઇ હીણી, હોયે વલી દુર્બલ દેહા ॥ ૪ ॥ ઇમ મન જાણી બે, ચંચલતા નિવારી ॥ ધૃતિ મતિ ધરીયેં બે, ગુરૂ શિક્ષા ચિત્ત ધારી ॥ ત્રૂ૦ ॥ ધારીજેં શિક્ષા થઇઅ દક્ષા, લખ્યા લેખ ન છૂટીજેં ॥ તું કુમર ભૂપાલા, મદન પાલા સત્ત્વથકી નવિ ત્રૂટીજેં ॥ જ્ઞાનવિમલમતિશું ચિત્ત ધરજે, શીખ હમારી અતિ સારી ॥ જેમ ઇહ ભવ પરભવેં હોયે સુખકારી, સહેજથકી સુણો નર નારી ॥ ૫ ॥ ઇતિ શીખામણ જકડી ॥

॥ પૂર્વઢાલ ॥ ગાથાર્દ્ધ એમ કરતાં જો કાર્યનો રે, કામ તણો મનકોડ ॥મ૦॥ ૩૧ ॥ તો ભાઇ રાજ્ય મૂકીનેં રે, શું ફરે પરદેશ ॥ મ૦ ॥ એકબુદ્ધિ તુજનેં દિયું રે, તું કર સુંદર વેશ ॥ મ૦ ॥ ૩૨ ॥ ધન્ન ઊપાય કરી મેલીયેં રે, ધનથી હોયે સવિ કામ ॥ મ૦ ॥ અવગુણ પણ ગુણ કરી લીયે રે, જગમાં મોહન દામ ॥ મ૦ ॥ ૩૩ ॥ કુરૂપ રૂપ નિર્ગુણ ગુણી રે, પ્રાયેં ચિંતિત થાય ॥ મ૦ ॥ લોકતણો વ્યવહાર છે રે, પ્રાયેં એમ કહાય ॥ મ૦ ॥ ૩૪ ॥ કપટથકી સવિ સંપજે રે, નિસુણી એહ વચન્ન ॥ મ૦ ॥ જેમ તુજનેં મેલાવડો રે, થાશે તુમ મન પ્રસન્ન ॥ મ૦ ॥ ૩૫ ॥ જ્ઞાનવિમલ મતિનેં બલેં રે, હોશે તાહારૂં કામ ॥ મ૦ ॥ હું પણ પરિચર્યા કરૂં રે, સેવક પરેં રહી ધામ ॥ મ૦ ॥ ૩૬ ॥ સર્વગાથા ॥ ૩૨૦ ॥

॥ દોહા ॥

॥ દ્રવ્ય ગ્રહીને અતિ ઘણું, કરી નગરમાં વાસ ॥ તું કુમર છાનો રહે, હુ છું તાહરી પાસ. ॥ ૧ ॥ તેણી પરેં હું વરતીશ તિહાં, નૃપ જાણશે એમ ॥ શ્રીચંદ્રકુમર છાનો અછે, તવ ઊપજશે પ્રેમ ॥ ૨ ॥ ભાગ્ય હશે જો તાહરૂં, ન ચલશે કર્મનું જોર ॥ તે નિઃસુણી હર્ષિત થયો, જેમ ચકવાને ભોર ॥ ૩ ॥ તેણેં સઘલું તેમજ કરચું, સાત ભૂમિ ઘર લીધ ॥ મદન રહ્યો તસ અંતરેં, કુમરેં કારજ કીધ ॥ ૪ ॥ ઉચિત દાન તેહવાં દીયે, મેલે સજ્જનની ગોઠ ॥ વાત ચિત્ત સવિ કુમર તે, દાખે ઊપજે તૂઠ ॥ ૫ ॥ મંત્રી સામંતાદિક સવે, યાતાયાત કરેવ ॥ તું મૌની યોગી પરેં, રેહેજે ઇહાં સ્વયમેવ ॥ ૬ ॥ નિજ્યાતુર્ય ગુણેં કરી, રંજ્યું આખું શહેર ॥ ભૂપમંત્રી કન્યાદિકા, કરે સવિ ખહેર મહેર ॥ ૭ ॥ ભૂપેં ઘણુ આગ્રહ કરી, મનાવિયો વિવાહ ॥ જાણે શ્રીચંદ્ર આવીયા, છાના નગરી માંહ ॥ ૮ ॥ શણગારી સઘલી પુરી, લોક તણે મન હર્ષ ॥ સામગ્રી સવિ મેલવી, વિવાહના ઊત્કર્ષ ॥ ૯ ॥ જોશી તેડી પૂછીયા, લીધું લગન નજીક ॥ રખે વિલંબે કાર્યની, સિદ્ધિ ન હોય નિર્ભીક ॥ ૧૦ ॥ હર્ષ કોલાહલ અતિ ઘણો, નગરીમાં નિશદિસ ॥ એહવે વાતાયન રહ્યો, મદન સુણે સુજગીશ ॥ ૧૧ ॥ ચિંતે ભાયગ માહરૂં, આજ ફલ્યું નિરધાર ॥ ભાગ્યેં પણ માહરે મલ્યો, આવી એહ કુમાર ॥ ૧૨ ॥ હું પરણીશ હવે એહને, પ્રિયંગુ મંજરી નામ ॥ કન્યા કર ગ્રહણેં કરી, વધશે મહારી મામ ॥ ૧૩ ॥ સર્વગાથા ॥ ૩૩૩ ॥

॥ઢાલ સાતમી ॥ હમચડીની દેશી ॥ આજ મહારા આદીશ્વરને ઇણવિધિ વંદણ ચાલ્યા ॥ એ દેશી ॥

॥ લગન તણો દિન જેહવે આવ્યો, તેહવામાં તેણી વેલા ॥ પાણીહારી જાયે જલ ભરવા, કરતી માંહોમાંહે લીલા રે ॥૧॥ હમચડી, હમચડી માહરી હેલ રે, એતો મદનપાલને મેહેલ રે ॥ હમ૦ ॥ એ આંકણી ॥ આવો આવો વેગેં વેગેં, પાછા ફરી ઘર જઇયેં ॥ કૌતુક આજ અચંભમ હોશે, તે જઇ વહેલા જોઇયેં રે ॥હમ૦॥ ૨ ॥ રાજ્ય કુમરી દેવકુંઅરી પૂછે, શું તે કૌતુક હોશે ॥ તું શું જાણે બાલી ભોલી, સુર નર આવી જોશે રે ॥ હમ૦ ॥ ૩ ॥ શ્રીગુણધર પાઠકની પાસેં, પ્રીયંગુ મંજરી કન્યા ॥ સકલ કલા શીખી છે તેણેં, એહવી કોઇ નહી અન્યા રે ॥ હમ૦ ॥ ૪ ॥ શ્રી શ્રીચંદ્રકુમર પણ ભણીયો, તે પાઠકની પાસેં ॥ પાઠક વયણથકી અનુરાગિણી, કુમરી થઇ

ઉલ્લાસેં રે ॥ હમ૦ ॥ ૫ ॥ પદ્મિનિ પ્રમુખ નારિ ચઉભેદા, નાયક નરના ભેદા ॥ એ જાણે ને તે પણ જાણે, પૂછશે તાસ વિનોદા રે ॥ હમ૦ ॥ ૬ ॥ સ્ત્રી નરનાં વલી લક્ષણ કહેશે, સામુદ્રિકને ભેદેં ॥ ગાહા ગૂઢાને હરિયાલી, ગૂઢ સમસ્યા ભેદેં રે ॥ હમ૦ ॥ ૭ ॥ પુરૂષ તણી કલા વલી બહોંતેર, ચોશઠ સ્ત્રી કલા બોલી ॥ માંહો માંહે તે પૂછશે, વાત કરશે દિલ ખોલી રે ॥ હમ૦ ॥ ૮ ॥ સરખે સરખી જોડ મલી છે, એક ગુરૂ પાસેં ભણીયાં॥ બાઇ પનોતાં એહજ સરજ્યાં, આપણે બોથિલ ઘડિયાં રે ॥ હમ૦ ॥ ૯ ॥ પહેલાં ગોષ્ટિ કરીને વેગેં, કર મેલાવો કરશે ॥ તેહ ભણી વહેલાં ઘર જઇનેં, રાજ્યભુવન જઇ ધરશે રે ॥ હમ૦ ॥ ૧૦ ॥ મદનપાલ ઘર બેઠો ગોખેં, વાત સુણી જલ આણી ॥ ચિંતે મનમાં એતો માઠું, કેમ કરી રહેશે પાણી રે ॥ હમ૦ ॥ ૧૧ ॥ કમલિણી ભ્રમર રહે તિહાં લીનો, તો અવરાંનું શું જાય ॥ પણ કમલ પરાગ તણો પરિમલ તે, લેતે સહુ સુખ થાય રે ॥ હમ૦ ॥ ૧૨ ॥ પરણશે તે વંછિત લહેશે, પણ સુણતાં શું જાય ॥ એહવી વાણી મદન તણે મન, વજ્રબરાબર થાય રે ॥ હમ૦ ॥ ૧૩ ॥ પાણીહારીની વાત જણાવી, આવી મિત્રની આગેં ॥ મિત્ર કહે હવે કૂપક ખણીયેં, ઘર પ્રદીપન લાગે રે ॥ હમ૦ ॥ ૧૪ ॥ કહે મિત્ર ઉદ્યમ બહુ કીધો, પણ તુજ ભાગ્ય ન દીસે ॥ એમ જાણું છું મ્હારી મતિથી, કેમ ભાવી શું હોશે રે ॥ હમ૦ ॥ ૧૫ ॥ તોહે પણ એક બુદ્ધિ અછે સુણ, મુજથી વય તું લઘુ છે ॥ રૂપેં તો મુજ સરિખો ભાસે, ભૂષણ મણિપરેં બહુ છે રે ॥ હમ૦ ॥ ૧૬ ॥ માહરો વેશ લીયે તું હમણાં, તાહરો વેશ દીયે મુજનેં ॥ માહરે ઠામેં તું કર જાલીનેં, કોઇ ન લહેશે તુજનેં રે ॥ હમ૦ ॥ ૧૭ ॥ યાચના ભંગ કરે નહી ઉત્તમ, તે ભણિ બુદ્ધિ બતાવું ॥ અર્થી દોષ ન દેખે કાંઇ, તેણેં પણ તેમ બનાવ્યું રે ॥ હમ૦ ॥ ૧૮ ॥ વેષ પરાવર્ત્તે કરી તે સમ, દીસે ભૂષણેં ભૂષ્યો ॥ સાદે વેષેં પણ સુંદર દીસે, દ્વારપાલ કુમરને દેખ્યો રે ॥ હમ૦ ॥ ૧૯ ॥ સર્વ સામગ્રી સજ્જ કરીનેં, ધવલ મંગલ ગીત ગાતે ॥ નાટક નવનવ છંદે થાતે, વાજિત્રના રવ વાતે રે ॥ હમ૦ ॥ ૨૦ ॥ સુવર્ણરત્ન અવતંસ કરી ને, દીપે કુંડલ જોડે ॥ મુદ્રાલંકૃત ગજવર ચડીયો, છત્ર ચામરની જોડે રે ॥ હમ૦ ॥ ૨૧ ॥ બહુ ઉત્સવશું નગરમાંહે થઇ, પામ્યો નૃપનું ગેહ ॥ જેહવે આવે તેહવે બટ્ટુઓ, બોલ્યો એક સસનેહ રે ॥ હમ૦ ॥ ૨૨ ॥ તારક નામેં ભટ્ટ પયંપે, તેહના ગુણ વાચાલ ॥ અહો અહો અમેં પૂરણ ભાગ્યેં, નિરખ્યો ભાગ્ય રસાલ રે ॥

હમ૦ ॥ ૨૩ ॥ ગાથા ॥ તઈયા વિવાહ સમએ,ધણુવઇ પમુહાણ અકુ કન્હાણું ॥ સિરિચંદો સિટ્ઠિવરે,જોદિટ્ઠો સો ઈમો જયઉ ॥૧॥ ચાલ ॥ એમ ગાથા નિસુણી ને હરખ્યા, સવિ. આપે તસ દાન ॥ નૃપ લેઇ નિજ અંકે કુમરને, આપે અતિ બહુ માન રે ॥ હમ૦ ॥ ૨૪ ॥ રાજા આપેં સિંહાસન બેઠા, પામી અતિ આણંદ ॥ સકલ લોકને વિસ્મય પેઠો, જુવો કુમર શ્રીચંદ રે ॥ હમ૦ ॥ ૨૫ ॥ પાદ પીઠેં પુત્રીનેં થાપી, કહે રૂપ એ નિરખો ॥ કુંડલ નામ મુદ્રા અનુકારેં, ગોષ્ઠિ કરવા સરિખો રે ॥ હમ૦ ॥ ૨૬ ॥ સર્વ લોકની સાખેં ભાખેં, પ્રિયંગુ મંજરી પુત્રી ॥ રૂપેં નિર્જિત માર કુમારેંદ્ર,ગોષ્ટિ કરો ધરી મૈત્રી રે ॥ હમ૦ ॥૨૭॥ સ્ત્રીના ભેદ કહ્યા પ્રભુ કેતા, લક્ષણ જાતિવિભેદ ॥ તે દાખો અમને હવે ઈહાં કણે,ભાંજો મનનો ખેદ રે ॥હમ૦॥૨૮॥ કહે શ્રીચંદ્ર ભદ્રગતિભદ્રે, સ્ત્રીના ભેદ છે ચાર ॥ પદ્મિની હસ્તિની ચિત્રિણી શંખિની, મૂલભેદ એ ચાર રે, સુણીયેં તાસ વિચાર રે॥હમ૦॥૨૯ ॥લોક થોક મલિયા સવિ જોવા,કરત કોલાહલ સોર ॥ કૌતુક એક અને વલી સહેજેં, સુણવું જેમ ઘન મોર રે ॥ હમ૦॥ ૩૦ ॥ કેઈક ઘરના કથલા કૂટે, કેઇ કરે પરનિંદા ॥ કેઈક આપ તણા ગુણ દાખે, મલિયા માણસ વૃંદા રે ॥ હમ૦ ॥ ૩૧ ॥ પરણ્યો તે પરદેશેં ચાલ્યો, છઈયાં છે મુજ ન્હાનાં ॥ કેઈ કહે એ વેલાયેં શું, રહીએં છાના માનાં રે ॥ હમ૦ ॥ ૩૨ ॥ સુખીયાંને સવલું એ સૂજે, શું એહથી કાંઇ ન સૂજે ॥ કમાઇયેં જો ભારો વહીયેં, તો ભારાથી ભેંશ દૂજે રે ॥હમ૦॥ ૩૩ ॥ એક કહે માહારો રતનશી રૂડો, જેણે પિયુડો વિસારચો ॥ નાગાં ઉઘાડાં એ ઢાંકે, સુખેં જાયે જમવારો રે ॥ હમ૦ ॥ ૩૪ ॥ એક કહે મુજ સાસૂ કરડી, જોડે અજોડચા જોડા ॥ દેવરીયો મુને સબલ દહે છે, નણદી કટકના ઘોડા રે ॥ હમ૦ ॥ ૩૫ ॥ એક કહે માહારે ઘણું દૂજાણું, ઘી ઊતરે છે થોડું ॥ માખણમાંહે સિહારી લાગે, કે જામણિ પડે મોડું રે ॥ હમ૦ ॥ ૩૬ ॥ એક કહે જમવારો થયો પરણ્યાં, પણ સુખ દુઃખ વાત ન પૂછે ॥ મદત માહરી કિસી એ ન કરે, ઘરની વાતેં ગુંચે રે ॥ હમ૦ ॥ ૩૭ ॥ આઇ માઇ બાઈ જાયું, માહારે કોઇ ન દીસે ॥ તોહે પણ આગલ આગલથી, પારકે પિટણે હીસે રે ॥ હમ૦ ॥ ૩૮ ॥ પરદેશેં જઈ પોહોરો કરશું, નહી કોઇનું ઓશીયાલું ॥ થોડા માંહે ઘણું બિગાડયું, અલ્યા તાહારૂં મુહ કાલું રે ॥ હમ૦ ॥ ૩૯ ॥ એક કહે માહારે કર્ષણ પાકું, જવારી લાગે છે જાજી ॥ લીંપણ ગૂંપણ પૂંછણ કામેં, મુજનેં કીધી માજી રે ॥હમ૦ ॥ ૪૦ ॥ એક ક

હે એ કાંઈ ન સમજે, વાણોતરને ભલાવું ॥ દેવાલાની વાત જણાવી, કેમ કહીને સમજાવું રે ॥ હમ૦ ॥ ૪૧ ॥ મહોટે ઠામે કરી સગાઇ, ઘર વાખરા સવિ ખમવા॥ તુમનેતો બાઇ કાંઈ ન ચિંતા, ન સાંભરે અમ જમવા રે ॥ હમ૦ ॥ ૪૨ ॥ એકણુ લગને આપણે બે પરણ્યાં, તાહરે છે એ ઘર ભરીયું ॥ હજી લગેં માહારે નવિ આશા, એ કર્મે શું કરિયું રે ॥ હમ૦ ॥ ૪૩ ॥ એક કહે અકહ્યાંગરાં છોરૂ, ખાધું ઊડી જાય ॥ જેમ કીજે તેમ વાંકા ચાલે, ઘરમાં કહ્યું ન થાય રે ॥ હમ૦ ॥ ૪૪ ॥ સુખીયાં છોરૂ સહેજે કરડા, આખો દાહડો શૂલી॥ સુખ દુઃખ તુમ વિણ કહેને કહીયેં, મામી મોટી ધૂલી રે ॥ હમ૦ ॥ ૪૫ ॥ પર્વ પોસાલે પેહેલાં આપણુ, કીધા વિણ કેમ ચાલે ॥ મનમાં મોટાઇ રહે ભારી,જેમ કૂતરો વહેલ તલે માહાલે રે ॥ હમ૦ ॥ ૪૬ ॥ પોહલાં પાથરણાં કરી બેસે,કોડી કામ ન આવે ॥ નબલાને વકારી મારે, ધર્મ નામ ન સુહાવે રે ॥હમ૦॥ ૪૭ ॥ એમ ઇચ્છિાયે કથલી કરતી, ધર્મ ઠામે પણ બેઠી॥ તિણથી શી ધર્મ વાણી સૂજે, કચ પચ કરે ધીઠી રે ॥ હમ૦ ॥ ૪૮ ॥ જુઠી સાચી વાતાં કરતી, ચાર મલી જિહાં ચાચી ॥ પર ઘર ભંજણ ચાલા કરતી, કથલાની વાત પાછી રે ॥ હમ૦ ॥ ૪૯ ॥ એમ બહુ સોર કરંતાં દેખી,રાજા પડહ વજાવે॥ કરી એકાંત એ ગોષ્ટિ સુણજો, જેમ મનડું રીઝાવે રે ॥ હમ૦ ॥ ૫૦ ॥ જ્ઞાન વિમલ મતિની એ વાતો, સજ્જન જન મન ધાતે ॥ પણ કાને સુણી મીઠી લાગે, જિમ ઘન તાપે નિવાત રે ॥ હમ૦ ॥ ૫૧ ॥ સર્વગાથા ॥ ૩૮૭ ॥

દોહા ॥ શોરઠી ॥

॥ કહે શ્રીચંદ્રકુમાર,ચાર ભેદ એ સાંભલો ॥ ધુરથી ચિત્તમાં ધાર, મૂકી મનમાં આમલો ॥ ૧ ॥ એણે લક્ષણથી પદમણી,તરૂણી તણા વખાણ ॥ સવિ અગે શુભલક્ષણી, વિનયકલા ગુણ ખાણ ॥ ૨ ॥

॥ અથ પદ્મિનીલક્ષણ સવૈય્યો ॥ પદ્મ ઊપમાન દેહ, મુખજિત અમૃત ગેહ, હંસગતિ ગમનરેહ, સ્નિગ્ધ તનુ દંત હૈ ॥ સુખી મગ્ન શ્યામ કેશ, દીર્ઘ નેત્ર કો હૈ નિવેશ,પૃથુલહી ઊરોજ દેશ,અલ્પનિંદ લેતુહે ॥ અલ્પ કામ અલ્પ માન, પતિસેં રહે એકતાન, અલ્પસ્વેદ અલ્પરોષ વીજકી ચમક્ક હે ॥ અલ્પહાસ અલ્પભાસ અલ્પ હે,નિવાસપદ્મા કર પુષ્પભોગ પ્રિયકી ધમક્ક હે ॥ ઇતિ ષોડશ પ્રકારે પદ્મિની લક્ષણં ॥

॥ અથ હસ્તિની લક્ષણ સવૈયો ॥

વિજિત ગતિ ગયંદ, તાસ મદ મત્તગંધ, થૂલ કેશ નૈન લઘુપર, મત્ત વારી હે ॥ બહુકામકો ઊમેદ, બહુસ્વેદ બહુખેદ, બહુત વ્યાપાર ભેદ, બહુત આહારી હે ॥ શંખવિષમહે હસ્ત, મૌક્તિકપ્રિયપ્રશસ્ત, આપમત રહે મસ્ત, ક્રોધ ભર ભારી હે ॥ હસ્તિનીકી એહ જાતિ, જાનીયેં યુંભલી ભાતિ, પદ્મિનીથેં વિજાતિ પર, બુદ્ધિબલ સારી હે ॥ ૧ ॥ ઇતિહસ્તિની લક્ષણં ॥

॥ અથ ચિત્રિણી લક્ષણ સવૈયો ॥

ચિત્રિણીકો વિચિત્રગંધ, ઊરૂશોભાસુદૃઢબંધ, એણુ ગતિ સુખિમદંત, કેસકો કલાપ હે ॥ ઊન્નતઊરોજ રોજ, નેત્રજિત નીલ સરોજ, અલ્પનિંદ હે હરોજ, મધુર આલાપ હે ॥ મિતાચાર મિતાહાર, વાર વાર કામ પ્રચાર, મધ્યસ્વેદ તીચ્છણ, કટાક્ષ ખેદ વ્યાપ હે ॥ મકર સમાન હસ્ત, ભૂષણ પ્રિયાવિહસ્ત, અંગમેં અનેક રંગ, અનંગ કેરી છાપ હે॥ ૨ ॥ઇતિચિત્રિણી॥

॥ અથ શંખિની લક્ષણ સવૈયો ॥

શંખિનીકો મત્સગંધ, શોભા કુચકી પ્રબંધ, દીર્ઘસ્તનદીર્ઘદંત, ખરકી ગતિ ધારી હે ॥ પિંગનેત્ર પિંગકેશ, કરતુ હે વિચિત્ર વેશ, દીર્ઘ હાસ્યકો પ્રવેશ, દીર્ઘ કામ વિકારી હે ॥ દીર્ઘરોષ દીર્ઘશોષ, અકાજસેં પીયત કોશ, ન પેખત નિયદોષ, અમિતાહાર આહારી હે ॥ મત્સ સમ વિષમ હાથ, કલહ પ્રિય કે લીયે સાથ, દુસમનતા પ્રાણનાથસેં પણ ધારી હે॥ ૩ ॥ ઇતિ શંખિનીલક્ષણં ॥

॥ પૂર્વદોહા ॥

એમ એકેકીનાં હોયે, શોલશોલ અહીનાણ॥ એમ કરતાં ચોશઠ હોયે સંકર ભેદ પ્રમાણ ॥ ૩ ॥ જાતિલક્ષણ ગુણ ભેદથી, હોય એકમાં અનેક ॥ તેતો શાસ્ત્રથી જાણજો, જો હોયે ચતુરનેં છેક ॥ ૪ ॥ મૂલ ભેદ બેહુ અછે, શુભા અશુભા સ્ત્રી જાણ ॥ શુભલક્ષણથી હોયે શુભા, અશુભા અશુભ પ્રમાણ ॥ ૫ ॥ કાંઇક નારિનાં કહું, શુભલક્ષણ શુભ ગાત્ર ॥ લક્ષણ વ્યંજન ભેદથી, જાણીજેં ગુણ પાત્ર ॥ ૬ ॥ સર્વગાથા ॥ ૩૭૭ ॥

॥ ઢાલ આઠમી ॥ ગણધર દશ પૂરવધર સુંદર ॥ એ દેશી ॥

॥ પૂરણ ચંદ્રમુખી બાલ અરૂણ સમ, દીપે તનુની છાયા રે॥ વક્રતૃવિશાલ અધર ઓષ્ઠ અરૂણા, એ ષડ લક્ષણ શુભ જાયા રે ॥ ૧ ॥ સુણીયેં સ્ત્રીનાં અંગ સુલક્ષણ, નિર્લક્ષણ સ્ત્રી સંગેં રે ॥ શુભ લક્ષણ નર હીણો થાયે, જેમ પય કાંજી પ્રસંગેં રે ॥ સુ૦ ॥ ૨ ॥ એ આંકણી ॥ અંકુશ કુંડલ ચક્રની રે

ખા, જેહનેં કરતલેં હોવે રે ॥ પ્રથમ પુત્ર પ્રસવે તે નારી, પતિદેશાધિપ જો વે રે ॥ સુ૦ ॥ ૩ ॥ જસ કરતલ ગઢ તોરણ મંદિર, પદ્મ કુંભ છત્ર ચક્ર રે ॥ દાસ કુલેં જાતાં પણ નરપતિ, પત્ની હોય રેખા ચક્ર રે ॥ સુ૦ ૪ ॥ મયૂર છત્ર આકૃતિ જસ કરતલેં, પુત્ર બહુલ રાજા રાણી રે ॥ હોયે તે ગુણવંત સુશીલા, પ્રેમપ્રીતિ ગુણ ખાણી રે ॥ સુ૦ ॥ ૫ ॥ વક્ર કેશકલાપ મુખ વર્ત્તુલ, દક્ષિણાવર્ત્તા નાભિ રે ॥ પ્રીતિવંતી તે પુણ્યપનોતી ॥ પુત્રપુત્રીની લાભી રે ॥ સુ૦ ॥ ૬ ॥ દીર્ઘકેશ દીર્ઘાંગુલી નારી, દીર્ઘાયુ તે પામે રે ॥ ધન ધાન્યેં પરિવારેં વધતી, પતિ તેહને ઘણું કામે રે ॥ સુ૦ ॥ ૭ ॥ ચંપક વર્ણી સ્નેહલ વયણી, સ્નેહલ નયણી શ્યામા રે ॥ સ્નિગ્ધ અંગી સ્નેહલ છે વાણી, એહવી અતિ સુખ પામે રે ॥ સુવર્ણ ભૂષણ કામા રે ॥ સુ૦ ॥ ૮ ॥ જે નારીનેં હસતાં નીલવટ, સ્વસ્તિક હોયે આકાર રે ॥ ઘોડા હાથી સહસ ગમે તસ, વાહન બહુ પરિવાર રે ॥ સુ૦ ॥ ૯ ॥ મસ તિલ લંછન ડાબે પાસેં, ગલકુંચ મંડલ હોવે રે ॥ તે મહિલા સુત પ્રસવે નારી, દરિદ્ર પણું તે ઘોવે રે ॥ સુ૦ ॥ ૧૦ ॥ અલ્પસ્વેદ અલ્પરોમ અલ્પનિદ્રા, અલ્પભોજન અલ્પ હાંસી રે ॥ અંગાદિકેં વલી રોમ ન હોવે, તે સ્ત્રી ઊત્તમ ભાસી રે ॥ સુ૦ ॥ ૧૧ ॥ થણ ઊરૂ કરિકરસમ નહીં રોમેં, અશ્વપત્રપરેં યોનિ રે ॥ નિતંબ લલાટ પૃથુલ કૂર્મોન્નત, ગૂઢમણિ નાભિ ઊંડી રે ॥ સુ૦ ॥ ૧૨ ॥ શીત ઊષ્ણ ઋતુ સરિખે સમયેં, આલિંગન સુખ સરખું રે ॥ નિર્ધન કુલની હોયે યદ્યપિ, ધન લહે નરપતિ પરખું રે ॥ સુ૦ ॥ ૧૩ ॥ રોમાલી જંઘાનેં પયોધર, વદન ઓષ્ઠ રોમાલાં રે ॥ શીઘ્રપણે વિધવા હોયે તે સ્ત્રી, નાભિ લલાટ ભમરાલાં રે ॥ સુ૦ ॥ ૧૪ ॥ સ્થૂલજંઘા ચોફાલ પગ ચાપટ, કે દાસીકે વિધવા રે ॥ દારિદ્ર દુઃખતણી સંવિભાગણી, મૃતવત્સા વા વંજા રે ॥ સુ૦ ॥ ૧૫ ॥ પૃષ્ટાવર્ત્તા પતિને મારે, હૃદયાવર્ત્તા પતિભક્તા રે ॥ કટિ આવર્ત્તા સ્વછંદાચારિણી, ત્રિવિધ તરૂણીની વિગતા રે ॥ સુ૦ ॥ ૧૬ ॥ જે સ્ત્રીનેં વલી ત્રણ હોયે લાંબાં, લલાટ ઊદર ભગ જેહનેં રે ॥ તે સ્ત્રી શ્વસુર દેવર વરનેં હણે, સુત સુખ ક્ષણ નહી તેહનેં રે ॥ સુ૦ ॥ ૧૭ ॥ કાલી જીભ પિંગ નેત્ર લંબોષ્ઠી, ઘુર્ઘુર સ્વર અતિ કાલી રે ॥ અતિ ગોરી ષટ એહી વરજો, સામુદ્રિકનેં નિહાલી રે ॥ સુ૦ ॥ ૧૮ ॥ ગંડસ્થલ હસતાં પડે ખાડો, તે પણ ગેહેં ન રહે રે ॥ ઇચ્છાચારી તે રહે ફરતી, કુલલજ્જાનેં ન વહે રે ॥ સુ૦ ॥ ૧૯ ॥ પદપ્રદેશની અંગુઠાથી વધતી, તે નિજઘરમાં ન ઠરે રે ॥ પાદ મધ્ય

માં અંગુષ્ઠથી વધતીં, કામ વિના તસ ન સરે રે ॥ સુ૦ ॥ ૨૦ ॥ ચરણલંક ધરતી નવિ ફરસે, પાની હોય ઊપડતી રે ॥ અનામિકા પણ ભૂમિ ન ફરસે, તે જાર વાગે ઘર રમતી રે ॥ સુ૦ ॥ ૨૧ ॥ ચરણ કનિષ્ઠા ભૂમિ ન રસે, તે પણ જારશું વિલસે રે ॥ ઊર્ધ્વુત કપિલ કેશ રોમરાજી, દારિદ્ર દાસ પણું ફરસે રે ॥ સુ૦ ॥૨૨॥ વદનાકારેં ભગ આકારી, જેમ કટિ તેહવાં નેત્ર રે ॥ જેહવા કર તેહવા પદ લહીયેં, જંઘા તેહવી ધરે મૈત્ર રે ॥ સુ૦ ॥ ૨૩ ॥ કાકસ્વરી કાકજંઘા દીર્ઘદંતી, પૃષ્ઠે હોયે રોમરાજી રે ॥ દશ માસેં તે પતિ હણનારી, વિષ કન્યામાં માજી રે ॥ સુ૦ ॥ ૨૪ ॥ છિદ્રખાદ વિષમાંગુલી નારી, નાસ વંશેં વિષમી રે ॥ તે નારી બહુ વૈર વધારે, અશુભ લક્ષણ પતિ ન ગમી રે ॥ સુ૦ ॥ ૨૫ ॥ ધમધમાટ કરતી જે ચાલે, વલી કરડકા થાવે રે ॥ તે નારી ઘણ વૈર વધારે, નીચ શિરેં ગતિ દુઃખ પાવે રે ॥ સુ૦ ॥ ૨૬ ॥ અતિલાંબી અતિઠુંકી અતિકૃશ, અતિ કાલી અતિગોરી રે ॥ એ દોભાગણી સઘલી ત્યજવી, વાદ કલહ પ્રિય ધોરી રે ॥ સુ૦ ॥ ૨૭॥ પાક પરઘર પ્રંશંસેને કરે, પરઘરની અનુકૂલા રે ॥ આસન અથિરનેં ઉત્તર વાલે, તે સ્ત્રી વંશ પ્રતિકૂલા રે ॥ સુ૦ ॥ ॥ ૨૮ ॥ પતિઆક્રોશેં સુસર પખ વૈરિણી, જેહના પગ રહે પોહોલા રે ॥ પરિહરવી પુત્રવતી તેપણ, વક્રમુખી પિંગ ડોલા રે ॥ સુ૦ ॥ ૨૯ ॥

યતઃ ॥ પિંગાક્ષી કૂપગંડા, પરપુરૂષરતા, સ્થૂલજંઘોર્ધ્વકેશી; લંબૌષ્ઠી દીર્ઘવક્ત્રા, પ્રવિરલદશના, શ્યામતાલ્વોષ્ટ જિહ્વા ॥ શુષ્કાંગી સંગરકતા, વિષમ કુચ યુગા, નાસિકાક્રાંતવક્ત્રા, સા કન્યા વર્જનીયા, સુત સુખરહિતા, ભૃષ્ટશીલા ચ નારી ॥ ૧ ॥ પીનોરૂ પીનગંડા, સુશમિતદશના, દક્ષિણાવર્ત્તનાભિઃ ॥ સ્નિગ્ધાંગી ચારૂશુભ્રા પૃથુકટિજઘના સુસ્વરા ચારૂકેશી, કૂર્મ્મપૃષ્ટા ધનૂષ્ણાધિરદસમપૃથુસ્કંધભાગા સુવૃત્તા, સા કન્યા પદ્મપત્રા સુભગગુણયુતા, નિત્યમુદ્વાહયોગ્યા ॥ ૨ ॥

પૂર્વઢાલ ॥ મુખ સરિખું હોયે સહજ ડાહાપણ, નેત્ર સમાન આચાર રે ॥ નાસાસમ ઋજુતાયેં કથન કરી, તનુસમ સુખપરિવાર રે ॥ સુ૦ ॥ ૩૦ ॥ એમ અનેક સામુદ્રિક લક્ષણ, લક્ષિત દેહા જાણી રે ॥ કર પીડન કરે તસ ઘર બહુલી, ઋદ્ધિરાજધન પાણી રે ॥ સુ૦ ॥ ૩૧ ॥ અથવા વલી ચાર ભેદેં નારી, ઊઢા અને અનૂઢા રે ॥ એક સ્વકીયાને પરકીયા, કામશાસ્ત્રમાં ગૂઢા રે ॥ સુ૦ ॥ ૩૨ ॥ જ્ઞાત અજ્ઞાત યૌવના લહીયેં, પ્રૌઢા મધ્યા ધીરા રે ॥ વાસકશય્યાને અતિસારિકા, કામકંદની કીરા રે

॥ સુ૦ ॥ ૩૩ ॥ મુગ્ધા વિપ્રલબ્ધા વિસ્રબ્ધા, પ્રોષિતપતિકા ભણીયેં રે ॥ ભેદ અનેક લક્ષણ ગુણથી છે, વાત્સ્યાયનમાં સુણીયેં રે ॥ સુ૦ ॥ ૩૪ ॥ રસમંજરી રસિક પ્રિયા નાટક, શૃંગાર શતકેં પ્રમુખા રે ॥ કામકામી જે હોયે તે જો જો, એહવા સકલ વિશેષા રે ॥ સુ૦ ॥ ૩૫ ॥ રાંટા પગની આંટુ જોતી, શંખિણીનેં સૂગાલી રે ॥ આપતણાં લક્ષણ રાખેવા, વરજો એહવી બાલી રે ॥ સુ૦ ॥ ૩૬ ॥ સામુદ્રિકનાં લક્ષણ જોઇ, પરણે કન્યા જાણી રે॥ નિર્દ્ધનકુલની પણ હોયે રાણી, જ્ઞાનવિમલસૂરિ વાણી રે સુ૦॥ ૩૭ ॥ ૪૩૬ ॥

યતઃ ॥ છંદ ॥ વિરલે દાંતે નેં વિકરાલી, કોપ ઘણોને દર્શનેં કાલી ॥ વક્રનેત્ર વલી મુખડું તાણે, અહનિશિ આપો આપ વખાણે ॥ ૧ ॥ ચાલ ॥ વખાણે આલી હિયડે પાલિ, પેટ પ્રજાલી મુંછાલી, ઘણ ક્રોધ ન છંડે, કલહ મંડે, માતા સાંઢ જેમ ત્રટકાલી ॥ મસ્તક કપિવેણિ, કેશર નયણી બાબર ઘેટા બાલ જિસ્યા, તે નારી પામી રીશ મ કરશો, અણ પૂજ્યાનાં ફલ ઇસ્યાં ॥ ૨ ॥

અથોત્તમા ॥ સુહિત સુલક્ષણી રંગ રસાલી, કનક ચૂડીનેં પહિરણ ફાલી ॥ દક્ષિણ કરેં જો દાનજ દીજેં, તો ઇસો નારી નિશ્ચય પામીજેં ॥ ૧ ॥ ચાલ ॥ પામીજેં યુવતી સાસુ ગમતી, નણદહ ભગિની સુકુલીણી ॥ પરપુરૂષ ન જોતી, વાત ન કરતી, તાંત ન ધરતી કેહ તણી ॥ જિનધર્મે ઊચરતી, પીઊમન ગમતી, શારદચંદ નિર્મલ જિસી ॥ પહેલે ભવેં કોઇ મહાતપ કીધાં, તે નર પામ્યા નાર ઇસી ॥ ૨ ॥ ઇત્યાદિક બહુ વક્તવ્યતા જાણવી.

॥ દોહા ॥

॥ કહો નાયક હોયે કેટલા, તવ બોલ્યા કહે ચાર ॥ અનુકૂલ દક્ષિણ શઠ વલી, ધૃષ્ટ ભેદ એ ચાર ॥ ૧ ॥ હવે એ ચારનાં લક્ષણ કહે છે ॥ જે પરરમણી રત નહી, નિજશું નિત્યેં રાગ ॥ તે અનુકૂલ નાયક કહ્યો, શુભ લક્ષણનો લાગ ॥ ૨ ॥ ચિત્તેં પરરમણી રમે, પણ વિકાર ન દેખાવ ॥ તે દક્ષિણ નાયક કહ્યો, કુલાચાર ન ચુકાવ ॥ ૩ ॥ પ્રિય બોલે પણ પ્રિય નવિકરે, ધરે કોપ પ્રચાર ॥ શઠ નાયક તે જાણીયેં, એહનો ઘણો પ્રચાર ॥ ૪ ॥ આપ અપરાધ ન જાણતો, અજ્ઞાનેં કૃત કર્મ, અપમાન્યો પણ તેહવો, તે ધીઠો અકુશલ કર્મ ॥ ૫ ॥ ઇત્યાદિક ભેદેં ઘણા, નાયક ભેદ વિચાર ॥ વર્ણભેદથી જાણીયેં, ચારચોક શોલ સાર ॥ ૬ ॥ હવે સ્વામી રસ કેટલા, કહે નવરસ સંસાર ॥ શૃંગાર હાસ્યનેં વીર રસ, કરૂણ

અદ્ભુત ભય ભાર ॥ ૭ ॥ રૌદ્ર બિભત્સને શાંત રસ, એ વલી ત્રિવિધ સંભાર ॥ સ્થાયી સાત્વિક સંચારિયા, ભાવે અનેક પ્રકાર ॥ ૮ ॥

હવે એ નવરસનાં લક્ષણ કહેછે ॥ દોહા ॥ દંપતી રાગે નીપજે, તે શૃંગાર દુ પ્રકાર ॥ સંયોગને વિયોગથી, સકલ જંતુ વિસ્તાર ॥ ૯ ॥ તે પ્રચ્છન્ના પ્રચ્છન્નથી, તેહના બહુ વિસ્તાર ॥ હાસ્ય સહજ નિમિત્તથી, દુવિધ ભેદ સુવિચાર ॥ ૧૦ ॥ દાન ધર્મ રણ ભેદથી, ઉત્સાહે હોયે ધીર ॥ કરૂણા પણ શૃંગારથી, ભેદ હોયે કૃતવીર ॥ ૧૧ ॥ અંગાવેશ ચેષ્ટાથકી, રૌદ્ર બિભત્સ વિશેષ ॥ ભાતિ સકલથી નીપજે, રસ ભયાન ક દેખ ॥ ૧૨ ॥ પૂરવ સકલ રસ પુષ્ટતા, આપ ગુણે જે તુષ્ટ ॥ તે નવમો વર શાંત રસ, તેહને કીજે પુષ્ટ ॥ ૧૩ ॥ યતઃ ॥ સમ્યક્જ્ઞાન સમુથ્થાન, શાંતોનિઃસ્પૃહ નાયકઃ ॥ રાગદ્વેષપરિત્યાગા, ચ્છાંતોરસ ઉદાહ્રતઃ ॥ ૧ ॥ દોહા ॥ રાગ દ્વેષકો લેશ નહી, સમ્યક્જ્ઞાન ગુણ ધામ ॥ આપસ્વભાવે મ ગ્નતા, અનુભવ શાંત ઇતિ નામ ॥ ૧૪ ॥ કાવ્યપ્રકાશ અલંકારમેં, એહ ના છે વિસ્તાર ॥ તેહથી સઘલા જાણજો, જ્ઞાનવિમલ મતિ ધાર ॥ ૧૫ ॥

॥ ઢાલ નવમી ॥ નણદલહો નણદલ ચૂડલે યૌવન ઝલ રહ્યો ॥ એ દેશી ॥

॥ કહો સ્વામી બહોંતેર કલા, નરની દાખે જેહ ॥ પ્રીતમ ॥ નિસુણી સહુને ઊપજે, ચતુરસભાને નેહ ॥ પ્રીતમ ॥ કહો૦ ॥ ૧ ॥ લિખિત ૧ ગણિ ત ૨ ચિત્રરૂપ ૩ છે, ગીત ૪ નૃત્યને ૫ વાદ્ય ૬ ॥ પ્રી૦ ॥ સપ્તસ્વર ૭ ખ ડ્ગાદિકા, પુષ્કર ગતિનાં વાદ્ય ૮ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૨ ॥ તાલમાન ૯ જૂવ ટ કલા, ૧૦ પાસા ૧૧ અષ્ટાપદ ખેલ ૧૨ ॥ પ્રી૦ ॥ જનવાદવા તે ૧૩ દક્ષતા, સવિ અગ્રેસર ૧૪ મેલ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૩ ॥ દૃગમટીનું જાણવું, ૧૫ અશન ૧૬ પાનને ૧૭ વસ્ત્ર ૧૮ ॥ પ્રી૦ ॥ તેહનું વિધે નિપજાવવું, વિ લેપન ૧૯ શયન ૨૦ વિધિ તત્ર ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૪ ॥ આર્યા ૨૧ પ્રહેલિકા ૨૨ માગધિકા, ૨૩ ગાથા ૨૪ ગીતિકા ૨૫ શ્લોક ૨૬ ॥ પ્રી૦ ॥ હિરણ્ય સુવ ર્ણ ૨૭ ચૂર્ણ ૨૮ યોગ ૨૯ જે, જાણે તેહના થોક ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૫ ॥ ભૂષણ વિધિશું પહેરવાં, ૩૦ તરણી સેવા પરિકર્મ ૩૧ ॥ પ્રી૦ ॥ સ્ત્રી ૩૨ નર ૩૩ હ ય ૩૪ ગજ ૩૫ વૃષભ ૩૬ મણિ, ૩૭ કુર્કટ ૩૮ છત્ર ૩૯ દંડ ૪૦ મર્મ ॥ પ્રી૦ ક૦ ॥ ૬ ॥ અસી ૪૧ કાકિણી ૪૨ એહનાં, લક્ષણ ગુણને દોષ ॥ પ્રી૦ ॥ વાસ્તુ વિદ્યા ૪૩ ઘર થાપના, ખંધાર ૪૪ નગર માન ૪૫ પોષ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૭ ॥ ચાર ૪૬ પ્રતિ ચાર ૪૭ જે કટકના, વ્યૂહ ૪૮ અને પ્રતિવ્યૂહ ૪૯ ॥ પ્રી૦

॥ યુદ્ધ ૫૦ નિયુદ્ધ ૫૧ તે જાણીયેં, ચક્ર ૫૨ સંકટ ૫૩ ગરૂડ ૫૪ વ્યૂહ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૮ ॥ અતિયુદ્ધ ૫૫ અસિયુદ્ધ ૫૬ જાણીયેં, મુષ્ટિયુદ્ધ ૫૭ બાહુયુદ્ધ ૫૮ ॥ પ્રી૦ ॥ ધનુર્વેદ ૫૯ ક્ષુરપ્ર ૬૦ ભેદજે, વૃષદ ૬૧ ઇસિથ્થ લતાયુદ્ધ ૬૨ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૯ ॥ હિરણ્યપાક ૬૩ સુવર્ણ પાક ૬૪ જે, સુત્રખેડ ૬૫ વસ્ત્રખેડ ૬૬ ॥ પ્રી૦ ॥ ખેત્રખેડ ૬૭ ઘટીખેડ ૬૮ કાષ્ઠ ઘટન ૬૯ તનુ ખેડ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૧૦ ॥ સજીવ કરણ ૭૦ નેં નિર્જીવ કરણં ૭૧, શકુન વિહંગમ વાણિ ૭૨ ॥ પ્રી૦ ॥ એ બહોતેર નરની કલા, આગમ વચન પ્રમાણ ॥ સુંદરી ॥ કહો૦ ॥ ૧૧ ॥ કોઇએકસ્થાનકેં અન્ય પ્રકારેં પણ બહોંતેર કલા કહી છે,તે કહે છે ॥ કાવ્યાનિ ॥ લિખિત ૧ પઠિત ૨ સંખ્યા ૩ ગીતિ ૪ નૃત્યાનિ ૫ તાલા ૬, પટહ ૭ મરૂજ ૮ વીણા ૯ વંશ ૧૦ ભેરી ૧૧ પરીક્ષા ॥ દ્વિરદ ૧૨ તુરગ ૧૩ શિક્ષા ધાતુ ૧૪ દૃગ્ ૧૫ મંત્રવાદા ૧૬, વલિ પલિત વિનાશૌ ૧૭ રત્ન ૧૮ નારી ૧૯ નૃલક્ષં ૨૦ ॥ ૧ ॥ છંદ ૨૧ સ્તર્ક ૨૨ સુનીતિ ૨૩ તત્ત્વ ૨૪ કવિતા ૨૫, જ્યોતિઃ ૨૬ શ્રુતિ ૨૭ વૈદ્યકં ૨૮ ॥ ભાષા ૨૯ યોગ ૩૦ રસાયનાં ૩૧ જન ૩૨ લિપિ ૩૩, સ્વપ્નેંદ્ર જાલં ૩૫ કૃષિઃ ૩૬ ॥ વાણિજ્યં ૩૭ નૃપસેવનંચ ૩૮ શકુનં ૩૯, વાર્ય ૪૦ ગ્નિ ૪૧ સંસ્તંભનં ૪૨, દૃષ્ટિ લેંપન ૪૩ મર્દનો ૪૪ ર્ધ્વગતયો ૪૫ બંધભ્રમૌ ૪૬ દ્રૌઘટે ॥ ૨ ॥ પત્રચ્છેદન ૪૭ મર્મભેદન ૪૮ કલાકૃષ્યં ૪૯ બુવૃષ્ટિજ્ઞતા, ૫૦ લોકાચાર ૫૧ જનાનુવૃત્તિ ૫૨ ફલભિત્ ૫૩ ખડ્ગ ૫૪ ક્ષુરીબંધનં ૫૫॥ મુદ્રા ૫૬ જો ૫૭ રદ ૫૮ કાષ્ઠ ૫૯ ચિત્રકૃતિ ૬૦ દો ૬૧ દૃંગ્ ૬૨ મુષ્ટિ ૬૩ દંડા ૬૪ ઠસિ ૬૫ વાગ્યુદ્ધં ૬૬ ગરૂડસર્વ ૬૭ ૬૮ ભૂતદમનં ૬૯ યોગા ૭૦ ૭૧ નામાલયઃ ૭૨ ॥ ૩ ॥ ઇત્યાદિ ચરિત્રપ્રકરણાદાવપિ દૃશ્યતે ॥

પૂર્વઢાલ ॥ ચોશઠ મહિલાની કલા, અમનેં દાખો તેહ ॥ પ્રીતમ ॥ નૃત્ય ૧ ઊચિત ૨ ચિત્ર ૩ વાજિત્ર ૪, મંત્ર ૫ તંત્ર ૬ ગુણગેહ ॥ પ્રી૦ ॥ ૧૨ ॥ કહો સ્વામી ચોશઠ કલા ॥ એ આંકણી ॥ જ્ઞાન ૭ વિજ્ઞાન ૮ દંભ ૯ જલથંભ ૧૦, ગીતગાન ૧૧ મેઘવૃષ્ટિ ૧૨ ॥ પ્રી૦ ॥ તરૂરોપણ ૧૩ આકારગોપન ૧૪, અન્ન ૧૫ સૃષ્ટિ ફલાકૃષિ ૧૬ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૧૩ ॥ ધર્મવિચાર ૧૭ શકુન ૧૮ સાર, ક્રિયાકલ્પ ૧૯ સંસ્કૃતજલ્પ ૨૦ ॥ પ્રી૦ ॥ ધારનીતિ ૨૧ ધર્મનીતિ ૨૨ લીલા ગતિ ૨૩, કામવિકારનાં જલ્પ ૨૪ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૧૪ ॥ સુવર્ણ સિદ્ધિ ૨૫ વર્ણિક વૃદ્ધિ ૨૬, સુરભિતેલનું કર્મ ૨૭ ॥ પ્રી૦ ॥ હય ૨૮ ગજ ૨૯ લક્ષણ પરીખણ, નર ૩૦ સ્ત્રી ૩૧ લક્ષણમર્મ ॥

પ્રી૦ ॥ ક૦ ॥ ૧૫ ॥ લિપિ અઢાર પરિચ્છેદનો ૩૨, સુવર્ણ રત્નના ભેદ ૩૩ ॥ પ્રી૦ ॥ બુદ્ધિ તત્કાલ જે ઉપજે ૩૪, વાસ્તુસિદ્ધિના ભેદ ૩૫ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૧૬ ॥ વૈદ્યક્રિયા ૩૬ કામની ક્રિયા ૩૭, ઘટભ્રમ ૩૮ સારિશ્રમ ૩૯ ચૂર્ણ યોગ ૪૦ ॥ પ્રી૦ ॥ અંજનયોગ ૪૧ હસ્તલાઘવં ૪૨, વચનપટુ ૪૩ ભોજનવિધિ ભોગ ૪૪ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૧૭ ॥ વાણિજ્યવિધિ ૪૫ મુખ મડનં ૪૬, શાલિખંડન ૪૭ કાવ્યશક્તિ ૪૮ ॥ પ્રી૦ ॥ કથાકથન ૪૯ રોદન કલા ૫૦, પુષ્પગ્રંથન ૫૧ વક્રોક્તિ ૫૨ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૧૮ ॥ વેષવિધાન ૫૩ આભરણવિધિ ૫૪, સકલ ભાષાનો વિશેષ ૫૫ ॥ પ્રી૦ ॥ ભૃત્ય ઉપચાર ૫૬ ગૃહચાર ૫૭ એ, પરવચન નિરાકરણનિરેષ ૫૮ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૧૯ ॥ કેશબંધન ૫૯ વીણાવાદનં ૬૦, લોકવ્યવહાર ૬૧ અંક ચાર ૬૨ ॥ પ્રી૦ ॥ વિતંડાવાદ ૬૩ પ્રશ્નપ્રહેલિકા ૬૪, એ ચોશઠ સુવિચાર ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૨૦ ॥ ગણિત ત્રીસરી લીલાવતી, ગુણાકાર ભાગાહાર ॥ પ્રી૦ ॥ મૂલ ઘનવર્ગ ગણિત પદે, બોલ્યો બહુવિસ્તાર ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૨૧ ॥ ઇત્યાદિક જે પૂછીયું, પ્રીયંગુમંજરીયે જેહ ॥ પ્રી૦ ॥ તે શ્રીચંદ્રે દાખીયું, એક વિદ્યા ગુરૂ તેહ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૨૨ ॥ ગાહાગૂઢા કેમ ભાષીયે, પ્રશ્ન પ્રહેલિકા કેમ ॥ પ્રી૦ ॥ વિવિધ જાતિતે દેખીયે, વાધે મનનો પ્રેમ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૨૩ ॥

તદુચ્યતે ॥ પઢમખ્ખર વિણુ જગ જીવાડે, મજ્જખ્ખર વિણુ જગને પાડે ॥ અંતખ્ખર વિણુ સહુને મીઠો, સો સ્વામી મેં નયણે દીઠો ॥ કાજલ ॥

પઢમાખ્ખર વિણુ મીઠો લાગે, અંતખ્ખરવિણુ પંખી લાગે ॥ મજ્જખ્ખર વિણુ સુખમાં જાય, તે આવે તો બહુ પસાય ॥ ઉત્તર ॥ કાગલ ॥

મજ્જખ્ખર વિણુ જલમાં વસતો, આદિખ્ખર વિણુ ઘર સોહંતો, અંતખ્ખર વિણુ સહુપે વાહાલી, તુમને જોવાને મેં આલી ॥ ઉત્તર ॥ આંખડી ॥

અંતખ્ખરવિણુ વહે સંન્યાસી, મજ્જખ્ખર વિણું કરે અવિમાસી ॥ આદિખ્ખરવિણુ લિખતાં બાલા, શિસે શોહા તે સુકુમાલા ॥ ઉત્તર ॥ ॥ રાખડી ॥ ઇતિગાહા ગૂઢા ॥

॥ કવિત્ત ॥ દોઇ અખ્ખર નર નારેં, કોપ ચઢી નરને મારે, દેખે સઘલા લોક થોક પણ કોઇ ન વારે ॥ નાઠો જાણી નાહ, કેડે શિર ઝાલી આણ્યો ॥ વલી દીયે બહુ માર, નારિ ગુણ તેહ વખાણ્યો ॥ કર પગ વિણુ એમ ખેલના, કરે કરાવે અતિ ઘણી, અવધિ કહી છ માસની, નારિ વાંકી તે સુણી ॥ ૧ ॥ ॥ ઉત્તર ॥ ગેડી દડો ॥ ઇતિબિંદુ સમસ્યા ॥

કવિત્ત હરિયાલી ॥ ત્રણ અક્ષરની નારિ, નયરમાંહે બહુ દીસે ॥ વદન અનેક વિશાલ, જીભ કર પાય ન દીસે ॥ નાટક કરે અપાર, અન્ન ખાતી નવિ ધ્રાયે ॥ કઇયેં ન પીયે નીર, જીવ વિણ સઘલે વ્યાપે ॥ તે નારી ને દાખવો, અવધિ માસ ષટ જાણીયેં, તુરત કહે જે તેહની, બુદ્ધિ સવિહુ વખાણીયે ॥ ૧ ॥ ઊત્તર ॥ ચાલણી ॥

॥ દોહા ॥ પીઊ પરદેશ સિધાવતે, કરે સમસ્યા નારિ ॥ પય જલ સૂરિજ દ્વિરદના, કરે આકાર મનોહાર ॥ ૧ ॥ એ શું મંગાવ્યું તે કહો ॥ ઊત્તર ॥ દોહા ॥ તવ શ્રીચંદ્ર કહે ઇશ્યું, ખારોદક ગજ બાર ॥ મંગાવિયું ધણીયાણીયેં, એ સંજ્ઞા ચિત્ત ધાર ॥ ૨ ॥

॥ પુનઃ ॥ પીઊ પરદેશથી આવીયો, દીધી મુગતા રાશિ ॥ પ્રિયા કરેં ગુંજ જાણીયેં, નાખી દીયે કરી હાંસિ ॥ ૧ ॥ તેહનો હેતુ દાખીયેં, કહે શ્રીચંદ્રકુમાર ॥ અરૂણ કરતલેં બિંબિયા, નયન કાંતિ છબિ ધાર ॥ ॥ ૨ ॥ ઇતિ ગૂઢ સમસ્યા ॥

॥ અથ કુંડલિયા ॥ હૈયા મ કરિશ હોશ તું, દેખી પરાઈ ઋદ્ધિ ॥ પર આશેં શું નીપજે, જિહાં સાહસ તિહાં સિદ્ધિ ॥ ૧ ॥ જિહાં સાહસ તિહાં સિદ્ધિ, બુદ્ધિ પણ તેહવી આવે ॥ તેહવા મલે સહાય, દાય પણ તેહવા થાવે ॥ જે પામે સુખ ચેન, તેણે કાંઇ આગેં દીયા ॥ ઇહાં નહી કોઇનો ચાર, ધૈર્ય ધરી રહે તું હૈયા ॥ ૨ ॥ હૈયા મ કરિશ હોંશતું,

॥ ગૂઢો ॥ ગિરિ તનયા માતા તણો, જામાતા સુત યાન ॥ તસ ભખ તસ રિપુ તસ પતિ, તસ બંધવ રિપુ જાણ ॥ ૧ ॥ તસ રિપુ તસ સુત તુમ પ્રતેં, મંગલ કરો વિચિત્ર ॥ આ અવસર તે થાપીયેં, એહવું કહે પવિત્ર ॥ ૨ ॥ ઊત્તર ॥ ગણેશ ॥ ઇત્યર્થઃ ॥

॥ ઢાલ પૂર્વલી ॥ એણી પરેં બહુ વિધ શાસ્ત્રની, ગોષ્ઠિ થઈ તેણી વાર ॥ પ્રી૦ ॥ નિસુણી આનંદ પામીયા, નાગર જન પરિવાર ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૨૪ ॥ વરમાલા કંઠેં ઠવી, કીધા સવિ આચાર ॥ પ્રી૦ ॥ મંગલ ચારે વરતીયાં, નાટકનાં દોંકાર ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૨૫ ॥ મંગલ દ્વારેં નાટક રહયાં, ચોરી મધ્યવિભાગ ॥ પ્રી૦ ॥ ચોથે મંગલેં આપીયા, ચતુરંગ દલના લાગ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૨૬ ॥ ઊચિત ઉત્સવ થયો અતિ ઘણે, પ્રિયંગુમંજરી સાથ ॥ પ્રી૦ ॥ બંધુર સિંધુરેં તે ચઢયા, ચાલે બહુલે સા

થ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૨૭ ॥ સુણે પંથેં અદ્દભુત ગિરા, નિજ સૌભાગ્ય કુમાર ॥ પ્રી૦ ॥ શચિ શક્ર રતિ કામ તે, જેમ કમલાને મુરાર ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૨૮ ॥ રોહિણી ચંદ્ર ગૌરિ ગિરીશનો, રન્નાદેવીનેં સૂર ॥ પ્રી૦ ॥ તેહથી એહનો અતિ બંન્યો, યોગ સદા સસનૂર ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૨૯ ॥ એમ પુર વાણી નિસુણતાં, આવી આપણે ઠામ ॥ પ્રી૦ ॥ સહુ સહુનેં ઠામેં મોકલ્યાં, દેઇ દાન યથોચિત્ત ઠામ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૩૦ ॥ વાસ આગારેં આવિયાં, સખી સંયુત પ્રિયા સાથ ॥ પ્રી૦ ॥ સાવધાન હસિતાનનેં, સુખીયા શચિ હરિ સાથ ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૩૧ ॥ કાવ્ય ગોષ્ટિ બહુ તિહાં કરે, શ્રી જ્ઞાનવિમલ મતિમંત ॥ પ્રી૦ ॥ હવે તિહાં કણે જે થયું, તે સુણજો સવિ સંત ॥ પ્રી૦ ॥ ક૦ ॥ ૩૨ ॥ સર્વ ગાથા ॥ ૪૮૦ ॥

॥ દોહા ॥

॥ ભાપણ સંજ્ઞાયેં તેડીયો, મદનનેં તેણી વાર ॥ નિજ વચ સત્ય કરવા ભણી, એ ઊત્તમ આચાર ॥ ૧ ॥ વપુચિંતા મિશ ઘરથકી, નીસરિયો જેણી વાર ॥ પ્રિયા તવ પુઠેં થઇ, કહે શ્રીચંદ્રકુમાર ॥ ૨ ॥ વચ્ચેં ઘર જાવું અછે, તિહાં અછે બહુ નાર ॥ તુમો તો એણે થાનકેં રહો, આવું છું એક તાર ॥ ૩ ॥ ઊર્ધ્વભૂમિથી ઊતરી, અધો ભૂમિ આવેઇ ॥ શ્વસુર વર્ગથી જે લહ્યું, તે સવિ મદનનેં દેઇ ॥ ૪ ॥ નિજ કુંડલનેં મુદ્રિકા, શ્વસુર દત્ત મુદ્રિકા જેહ ॥ તે પાસેંથી સ્વયં લીયે, આપ વેશ તસ દેહ ॥ ૫ ॥ કહે મદનનેં એહવું, તુજ મન તોષણ કાજ ॥ મેં એ સઘલું કીધલું, હવે જાઊં છું આજ ॥ ૬ ॥ તે કહે સર્વ ભલું કરયું, કરો યથારૂચિ સ્વામી ॥ હર્ષ્યો મદન નયનાંજના, દિક કરી બેઠો ઠામ ॥ ૭ ॥ વેશ લેઇ સવિ તેહનો, વાસ ઘરેં જવ જાય ॥ આતુર હોયે ઊતાવલા, એહવો બોલ્યો ન્યાય ॥ ૮ ॥ તેમ ચાલંતો આવતો, બેસંતો નગ તુંડ ॥ સ્તબ્ધ પણે કંપે ચરણ કર, વિરૂગ દેહ ભય ચંડ ॥ ૯ ॥ દેખી તેહવો તે પ્રિયા, સખી યુત બાહેર આવિ ॥ કહે કોણ એ આવ્યો ઇહાં, કોણ એ પતિ વેશ બનાય ॥ ૧૦ ॥ કહે સખી ભદ્રે શું કહે, કાંઇ વ્યામૂઢ છે મન્ન ॥ તેવિણુ કોણ આવે ઇહાં, વેષભૂષણ પ્રચ્છન્ન ॥ ૧૧ ॥ પ્રિયંગુમંજરી કહે સખી, જો નવિ માનો વાત ॥ તો જાઇનેં પૂછીયેં, સર્વ કથા સંઘાત ॥ ૧૨ ॥ તેણે જઇ તેમ પૂછીયું, નાવે કાંઇ ધાત ॥ શ્રીચંદ્ર તો નિશ્ચેં નહી, કોઇ અન્ય નર જાતિ ॥ ૧૩ ॥ કહે સખી દોવારિક હતો, એતો આપણે દીઠ ॥ તેહનેં જઇ જોયો ઘણું, પણ તે કિહાંય ન દીઠ ॥ ૧૪ ॥ હવે

પ્રયંગુમંજરી તિહાં, એક સખી તિહાં મેલી, માતાને પાસેં જઇ, કહે વચ ન દુઃખ મેલી ॥ ૧૫ ॥ સર્વગાથા ॥ ૪૯૫ ॥

॥ ઢાલ દશમી ॥ પ્યારે પ્યારે કરતી ॥ એ દેશી ॥

॥ હવે બોલી તાસ સવિત્રી, કેમ આવી તુરત તું પુત્રી ॥ કુશલ છે દેહ પ વિત્રી, જેમ વિસ્વર બોલે તંત્રી ॥ કેમ આવી ॥ ૧ ॥ શ્રીચંદ્રશ્રીચંદ્ર કરતી, કેમ સુખ પામે દુઃખ કરતી ॥ કેમ શ્રીચંદ્રશ્રીચંદ્રકરતી ॥ એ આંકણી ॥ દુઃ ખ ભરિ ફાટે મુજ છાતી, પીયુ ઠામેં અપર નર જાતિ ॥ મેં દીઠો લજ્જા ઘા તી, બહુ પરેં હું છું વિલલાતી ॥ રે માય ॥ બ૦ ॥ માતા કહે શું બોલે, ગુ જા કંચન સમ તોલે ॥ ધમ્યું સોનું ફૂકેં ઢોલે, એહવી નવિ કરવી ટોલ રે માય ॥ એહ૦ ॥ ૩ ॥ મેરૂ શિખરેં પંગુલ પૂગે, વલી સૂરજ પશ્ચિમ ઊગે ॥ પણ તુમ પુત્રી તેહીં ન ચૂકે, પરણ્યો તે કિમહી ન મૂકે રે માય ॥ ૪ ॥ પિઊડો પિ ઊડો કરતી ॥ એ આંકણી ॥ સખી સઘળી માયેં પૂછી, તેણે પણ તિમહિજ શૂ ચી ॥ માતા મનમાંહે વગૂચી, જેમ જડતાલે હોયે કૂચી રે માય ॥ પી૦ ॥ ૫ ॥ રા જાને તેહ જણાવ્યો, પ્રભાતે તેહ તેડાવ્યો ॥ ભલી દૃષ્ટિ તેહ ધરાવ્યો, નહી શ્રી ચંદ્ર એમ ચિતભાવ્યો રે માય ॥ પિ૦ ॥ ૬ ॥ કહે મુદ્રા કુંડલ લ્યાવો, કિહાંછે વળી તેહ બતાવો ॥ ફરી શાસ્ત્ર ગોષ્ટિ સંભલાવો, જેમ હોયે મંગલનો વધા વો હો માય ॥ પિ૦ ॥ ૭ ॥ હંસ ઠામેં જેમ બગ રાજા, નૃપઠામેં હુતાશ ન રાજા ॥ જેમ બોલ ન બોલે તાજા, કિહાં લાલમણિનેં પાજા હો માય ॥ પિ૦ ॥ ૮ ॥ કેહે રાજા રૂઠો કોણ તું, રે નિર્લજ ધીઠ નિગુણ તું ॥ નવિ બોલે કાંઇ તે વલતું, ગલું બેઠું થુંક ન ગલતું હો માય ॥ પિ૦ ॥ ૯ ॥ નીલી કાંબે જબ મારે, તિહાં પંદરમું રત્ન દેવારે ॥ ભય પામ્યો યથાસ્થિત ભાંખે, મન શંકા કાંઈ ન રાખે રે માય ॥ પિ૦ ॥ ૧૦ ॥ હું મદનપાલ છું નામેં, આ મૂલ ચરિત્ર કહ્યું તામેં ॥ એ બુદ્ધિ બટુકની સારી, એ મહોટો નર ઉપકારી હો માય ॥ પિ૦ ॥ ૧૧ ॥ મુજ વેશ લેઇ મુજ વયણે, જિણે કાલે કન્યા પ રણે ॥ તે તો નિંદંભ ઉપકારી, મેં ગતિ મતિ સઘળી હારી હો માય ॥ પિ૦ ॥ ૧૨ ॥ મુજનેં દેઇ વેશ એ સઘલો, નવિ જાણું નજીક છે વેગલો ॥ ગયો કિહાંએ નહી તે નબલો, શ્રીચંદ્ર અપર કે પહેલો હો માય ॥ પી૦ ॥ ૧૩ ॥ તે નિસુણી નૃપતિ સવિ તેડે, પુરલોકને કહો કરો કેડે ॥ એ વાતની ન કરો જેડિ, જેમ પુત્રીનું દુઃખ ફેડે હો માય ॥ પિ૦ ॥ ૧૪ ॥ જોયો પણ કિહાંયે ન લાધો, રહ્યો કિહાંયે છપીનેં અલાધો ॥ એહવે તારક ભટ બોલ્યો, શ્રીચંદ્ર

એમેં ગુણ બોલ્યો હો માય ॥ પિં૦ ॥૧૫॥ વિલંપતી પુત્રીનેં વારે, તું ખેદ મ કર બહુવારેં ॥ મલશે ભરતા પુણ્ય હેતેં, પરં કેમ ઓલખીશ સંકેતેં હો માય ॥ પિં૦ ॥ ૧૬ ॥ વામાંગ ફુરકણ આચારેં, મેં દીઠો જેણેં આકારેં ॥ મુદ્રા દીધી છે મુજનેં, તો કિશિચિંતા નહી છે તુજનેં હો માય ॥ પિં૦ ॥ ૧૭ ॥ પિયુડો જિહાં લગેં નવિ મલશે, તિહાં લગેં મુદ્રા તુજ ફલશે ॥ અર્ચિશે તેહના પાયા, મુદ્રા માંહે નામ સોહાયા હો માય ॥ પિં૦ ॥ ૧૮ ॥ સવિ મદન પાસેંથી લીધું, આભરણ ગજાદિક સીધું ॥ સચિવાદિક સવિ મલી લેવે, પર વસ્તુ પોતાની ન હોવે હો માય ॥ પિં૦ ॥ ૧૯ ॥ કહે રાણી મુદ્રા માહરી, આપો તે અમનેં ધારી ॥ કહે તે લેઇ ગયા દીસે, ઇમ નિસુણી રાણી વિકસે હો માય ॥ પિં૦ ॥ ૨૦ ॥ જીવંતો મદનનેં રાખ્યો, કાંઇ ધન દેઈ નિજ કરી રાખ્યો ॥ એ પણ રાજાનો બેટો, પરદુઃખ એણી પરેં મેટો હો માય ॥ પિં૦ ॥ ૨૧ ॥ રાજા પુરલોક વખાણે, ઉપકૃતિ શિરોમણિ કરી જાણે॥ હવે નયર કુશસ્થલેં પ્રેખે, રાજા નિજ પ્રેખ સંપેખેં હો માય ॥ પિં૦ ॥ ૨૨ ॥ તિહાંથી કિશિ ખબર ન પાવ્યા, વિલખા થઇ પાછા આવ્યા ॥ કહે રાજા હવે શુભ દિવસેં, મોકલીશે સવિ તે દેશેં હો માય ॥ પિં૦ ॥ ૨૩ ॥ સુખશાતા સહુનેં થાવે, શ્રીચંદ્ર વરચો મનભાવેં ॥ પુત્રી પણ તેહિજ ધ્યાવે, ભાગ્યેં સવિ શુભ થઇ આવે હો માય ॥ પિં૦ ॥ ૨૪ ॥ હવે ક્ષત્રિય વેશ ધરીનેં, ચાલ્યા શ્રીચંદ્ર મન્ન કરીનેં ॥ ચંદ્રાદિક યશનો રાશિ. શ્રીચંદ્ર ચલે પરવાશિ હો માય ॥ પિં૦ ॥ ૨૫ ॥ કોઇક મહા અટવી આવી, રવિ કિરણ ન હોવે પ્રભાવિ ॥ જિહાં પલ્લિપતિનાં જોરા, ઠામ ઠામેં ચરડનેં ચોરા હો માય ॥ પિં૦ ॥ ૨૬ ॥ બહુજાતિ જનાવર બહુલાં, મૃગ ચિત્રક શંબર શશલાં ॥ બહુ ભાંતિના તરૂ અર રાજી, હોઇ ધીરજ ધર બહુ રાજી હો માય ॥ પિં૦ ॥ ૨૭ ॥ તિહાં જાતે તૃષાયેં પીડે, ઉંચ્ચ દેશે જોઇ તિહાં નીડે ॥ જલથાનક દીઠ સંકેત, એકણ દિશેં જાય પંખી પોત હો માય ॥ પિં૦ ॥ ૨૮ ॥ એહવે એકદિશેં અતિ ઝલકે, તેજેં રવિ મંડલ ચલકે ॥ તેજેં અંધકાર પણાસે, ચિત્ત ચિંતે એ શું ભાષે હો માય ॥ પિં૦ ॥ ૨૯ ॥ તેગે ઠામેં જાઈ જાઇજોવે, ચંદ્રહાસ્ય ખડ્ગ એ હોવે ॥ કેહનું એ કોણે વીસારચું, કે ભૂચર ખેચરેં ધારચું હો માય ॥ પિં૦ ॥ ૩૦ ॥ તસ સ્વામી સઘલે જોયો, પણ દીઠો ન ક્યાંયે કોયો ॥ ચિંતે મન કિણેહી વીસારચો, કિંવા પડચો કિંવા હારચો હો માય ॥ પિં૦ ॥ ૩૧ ॥ એમ ચિંતિ હાથમાં લેવે, ધારા તી

ખી તસ જોવે ॥ ઊપકાર સરિખી બુદ્ધિ, થાય એ નીતિ પ્રસિદ્ધિ હો માય ॥પિં૦ ॥ ૩૨ ॥ વંશજાલની ઊપરેં વાહ્યું, કમલનાલ પરેં છે દાયું ॥ વંશજાલ માંહે નર રહીયો, અધો મુખેં તસ શિશ ઊધરિયો હો માય ॥ પિં૦ ॥ ૩૩ ॥ હાહાહા અકારજ મહોટું, થયું લાગું પાપ એ ખોટું ॥ નરકેં પણ ઠામ ન પામું, કેમ એ અપરાધનેં વામું હો માય ॥ પિં૦ ॥ ૩૪ ॥ એમ આતમ નિંદા કરતો, અજ્ઞાન પણું મન ધરતો ॥ આવ્યો તવ નરની પાસેં, તસ કરેં દીયે ખડ્ગ ઊલ્લાસેં હો માય ॥ પિં૦ ॥ ૩૫ ॥ હું છું અપરાધી તાહારો, કર ચ્છેદ હવે તું માહારો ॥ તે બોલ શકે નહી બોલી, પાછું કર અસિ દીયે ઢોલી હો માય ॥ પિં૦ ॥ ૩૬ ॥ કર સંજ્ઞાયેં જલ તિહાં માગ્યું, જલ પાઇ કુમરેં વેર ભાગ્યું ॥ ઘણું ખમીયો પાયેં નમીયો, જ્ઞાનવિમલ મતેં મન ગમીયો હો માય ॥ પિં૦ ॥ ૩૭ ॥ સર્વગાથા ॥ ૫૩૨ ॥

॥ દોહા શોરઠી ॥

॥ તે પોહોતો પરલોક, જાણી તે ક્ષણ તિહાં રહ્યો ॥ તે દુઃખથી ધરે શોક, નિરાહાર દિન નિર્વહ્યો ॥ ૧ ॥લેઇ અસિ તે હાથેં, આગલ ચાલે જેટલે ॥ શ્રાંત થયો પડી રાતિ, પામ્યો વડ એક તેટલો॥ ૨ ॥ શયનનેં હેતેં કુમાર, જોઇ સારી જાયગા ॥ દેખે કુશ સંથાર, વટ કોટર શાખા વચેં ॥ ૩ ॥ ચિંતે ચિત્તમાં એમ, કોઇ અધ્વગ સૂતો હશે ॥ પહેલાં કીધો તેહ, જાયે ઊપર જોવા જિસેં ॥ ૪ ॥ ઊપાડે તે દર્ભ, તિહાં કોટર એક દેખીયો ॥ ઢાકયું કાષ્ટ તૃણેણ, તે પરહો કરી પેખીયો ॥ ૫ ॥ ધરી સાહસ મનમાંહે, પેઠો તે વટ વિવરમાં ॥ આગલ એક સિલ્લાહ, દેખી અચરિજ ભૂરમાં ॥ દોહા ॥ શિલા ઊપાડી બિહુ કરે, દેખે તવ સોપાન ॥ ઊતરીયો હલવે વલી, આગલ વિવર ઊદ્દામ ॥ ૭ ॥ દેખે તેહમાં મોટકું, ભુવન એક પાતાલ ॥ દ્વિભૂમિક ધન પુરીયું, રતન દીપકેં જમાલ ॥ ૮ ॥ ઊપર ભૂમિમણિ ખચિત, મંડપ એક વિચિત્ર ॥ રત્નસિંહાસન માંડીયું, બેઠા કુમર જઈ તત્ર ॥ ૯ ॥ તિહાં એક અપરક બારણું, સહેજેં ઊઘડે જામ ॥ રત્ન શય્યાયેં વાનરી, દીઠી એક અભિરામ ॥ ૧૦ ॥ તે દેખી મન ચિંતવે, એ તો અચરિજ દીઠ ॥ અનીદૃશ દેખી વાનરી, ભયચિંતા માંહે પઇઠ ॥ ૧૧ ॥ શય્યા મૂકી તુરતમાં, લાગી કુમરનેં પાયા॥ વસ્ત્રાંચલ આકર્ષિનેં, બેસાડે તિણે ઠાય ॥ ૧૨ ॥ કહે કુમર તું માનવી, ચેષ્ટાયેં દીસંત ॥ વાનરી રૂપેં કિમ અછે, અચરિજ એહ મહંત ॥ ૧૩ ॥ એહ ઊદંતનેં જાણવા, ઇચ્છાવંત છું આજ ॥ વાત મેલજો સમજીયેં, તો કોઈ

સીઝે કાજ ॥ ૧૪ ॥ સર્વગાથા ॥ ૫૪૬ ॥

॥ ઢાલ અગીઆરમી ॥ વાલું સવાયુંવયર હું માહારૂં રે ॥ એ દેશી ॥ ॥ હવે કપિની રૂક્ષ્તી થકી રે, કર સંજ્ઞાયેં તેથ ॥ ભિતી માંહે છે આલીઓ રે, દેખાડેછે જેથ ॥ દેખાડે નજરસંકત ॥૧॥ કૌતુકી કુમર કલાનિલો રે, સાહસીયાં શિરદાર ॥ તેહીજ ધરણીના ધણી રે,અવર તે કાયર સાર ॥ કૌ૦ ॥ એ આં કણી ॥ તે સંજ્ઞા લેઇ કુમર તે ઊઠીયો રે, જોઇતો કુંપા દોય દીઠ ॥ લીધાં તે નિજ હાથમાં રે, અંજન દોય ઊક્કિઠ ॥ કૌ૦ ॥ ૨ ॥ એક કાલું એક ઊજલું રે, નિરખીને ચિંતે કુમાર ॥ તવ વાનરી સંજ્ઞા કરે રે, શ્યામાંજન નયન સંચાર ॥ કૌ૦ ॥ ૩ ॥ તે અંજન મહિમાથકી રે, કન્યા થઇ અભિરામ ॥ દિવ્યરૂપ વેશ ધારિણી રે, કરતી કુમરને સલામ ॥ કૌ ૦ ॥૪॥ કુમરકહે ભદ્રે તું કોણ છે રે, કોણે એમ કીધું કામ ॥ થાનક એ છે કેહનું રે, કોણે લોપી ધર્મની મામ ॥ કૌ૦ ॥ ૫ ॥ હર્ષ લજ્જા સંકર થઇ રે, ભાખે કુમરી વયણ ॥ હેમપુરાધિપ જાણીયેં રે, મકર ધ્વજ જિત મયણ ॥ કૌ૦ ॥ ૬ ॥ મદનાવલી તેહની પ્રિયા રે, મદન સુંદરી સુતા તાસ ॥ મદનપાલથી ન્હાનડી રે, બેહેની ગુણહ નિવાસ ॥ કૌ૦ ॥ ૭ ॥ માત પિતાને વાલહી રે, પામી યૌવન ભાવ ॥ નરનાં લક્ષણ જાણતી રે, નિર્લક્ષણ નાવે દાવ ॥ કૌ૦ ॥૮॥ બત્રીશ લક્ષણ સુંદરૂ રે, કરવો વર મેં તેહ ॥ એહ પ્રતિજ્ઞા મેં કરી રે, વર વરીયેં ગુણગેહ ॥ કૌ૦ ॥ ૯ ॥ હવે એકદિન મુજ બાંધવો રે, પ્રિયંગુ મંજરી રૂપ ॥ દેખીને રાગી થયો રે, પ્રગટ્યો વિરહ સરૂપ ॥ કૌ૦ ॥ ૧૦ ॥ તેતો શ્રીચંદ્રરાગિણી રે, રાધાવેધનો કાર ॥ તિલ તુષ રાગ તે નવિ ધરે રે, મદન ઊપર નિર્ધાર ॥ કૌ૦ ॥ ૧૧ ॥ મુજ બંધવ રાગેં ઘહેલડો રે, થઇ નીસરી ગયો કયાંય ॥ એક પખો જે નેહલો રે, તેતો દુઃખી હોય પ્રાય ॥ કૌ૦ ॥ ૧૨ ॥ એકદિન હેમપુરેશની રે, સભામાંહે સુખકાર ॥ ગાયન ગુણ ગાવે ઘણા રે, પ્રતાપસિંહ કુમાર ॥ કૌ૦ ॥ ૧૩ ॥ કોઇક અપૂર્વ શ્રીચંદ્રનો રે, યશ સમીર ઊપન્ન ॥ માગણરેણુ સાહમી કરેં રે, દીન વ્યંજન નિષ્પન્ન ॥ કૌ૦ ॥ ૧૪ ॥ ઇત્યાદિક બહુ ગુણ સુણી રે, આપ્યું તસ બહુ દાન ॥ મંત્રી શું કરે મંત્રણું રે, મુજ પાણીગ્રહ કામ ॥ કૌ૦ ॥ ૧૫ ॥ નંગેં કુંદન મેલીયેં રે, તો શોભા બહુ હોય ॥ કન્યાનું પણ પણ રહે રે, લક્ષણ વ્યંજન જોય ॥ કૌ૦ ॥ ૧૬ ॥ એહવેં હું રમવા ગઈ રે, સખી સંયુત વન માંહિ ॥ કુસુમ કેલિ ઘરમાં રહી રે, ખગ આવ્યો કોઇ ત્યાંહિ ॥ કૌ૦ ॥ ૧૭ ॥ પાપીને વ્યાપી

દિશા રે, કામ તણી દુર્દાંત ॥ આપ કલત્રથી બીહતે રે, મૂકી એણે નિકેત ॥ કૈ૦ ॥ ૧૮ ॥ મુજ વિવાહ કરવા ભણી રે, દિવસ થયા આજ પંચ ॥ સામગ્રી લેવા ગયો રે, તસ મન નહી ખલખંચ ॥ કૈ૦ ॥ ૧૯. ॥ રોતી એમ મુજ દેખીને રે, તે કહે મ કર તું દુખ્ખ ॥ રત્નચૂડ ખગ હું અછું રે, મુજને મલી કર સુખ્ખ ॥ કૈ૦ ॥ ૨૦ ॥ ગોત્રી નૃપે મલી મુજને રે, બાહેર કાઢયો હેવ ॥ મણિ ભૂષણપુર માહરૂં રે, લીધું તેણે સ્વયમેવ ॥ કૈ૦ ॥ ૨૧ ॥ લેઇ પરિવાર ઇહાં રહ્યો રે, કાલક્ષેપને કામ ॥ એકદિન ફરતો તિહાં ગયો રે, નયરકુશસ્થલ નામ ॥ કૈ૦ ॥ ૨૨ ॥ સૈન્ય મહોટું દીઠું તિહાં રે, ગજ રથ તુરગ અપાર ॥ તિહાં પટ મંડપમાં રહી રે, સોવનપલ્પંક મઝાર ॥ કૈ૦ ॥ ૨૩ ॥ કુસુમક્રીડા કરતી થકી રે, સખી બહુ છે પરિવાર ॥ શ્વસુર ઘરેથી જાયતી રે, જનક ઘરે ભાઇ લાર ॥ કૈ૦ ॥ ૨૪ ॥ પદ્મિની પેખી હું થયો રે, રાગી પણ નહીં ભાગ્ય ॥ એકદિન તિહાં છાનો રહ્યો રે, પણ હરવાનો ન હીં લાગ ॥ કૈ૦ ॥ ૨૫ ॥ શીલરક્ષા પતિની વલી રે, રક્ષા દેઇ અભંગ ॥ તે ણે કરી માહરૂં ચિંતવ્યું રે, માઠું ન થયું અંગ ॥ કૈ૦ ॥ ૨૬ ॥ દુમણો થઇ દેશે ફરૂં રે, કની જોઉં તેહ સમાન ॥ તું દેખી રૂપે સારખી રે, મેં આણી એણે ઠામ ॥ કૈ૦ ૨૭ ॥ હું પરણીશ હવે તુજને રે, દેઇ ફલાદિક ભક્ષ ॥ સિત અંજન કરી વાનરી રે, કિહાંઇ ગયો તે દૃક્ષ ॥ કૈ૦ ॥ ૨૮ ॥ ત્રીજે દીન તે આવીયો રે, કરી મુજ માનવ રૂપ ॥ દેઇ મોદક લગન પૂછવા રે, ગ યો સામગ્રી અનૂપ ॥ કૈ૦ ॥ ૨૯ ॥ આજ મધ્યાન્હે ગુરૂ વાસરે રે, લગ્ન અ છે દુઃખ થાય ॥ આવશે હમણાં પાપીઓ રે, વિદ્યા સાધન ઠાય ॥ ગયો વન માંહે ધાય ॥ કૈ૦ ॥ ૩૦ ॥ બુદ્ધરાત્રે વા ગુરૂ દિને રે, આવીશ હું નિરધાર ॥ પાણી ગ્રહણને કારણે રે, કરી સવલા આચાર ॥ કૈ૦ ॥ ૩૧ રે ખેચર શુ જડ થયો રે, તું મુજ તાત સમાન ॥ કેમ પરણીશ તું પાપીયા રે, વયણ મેં કહ્યું ધરી શાન ॥ કૈ૦ ॥ ૩૨ ॥ એમ નિસુણી હસીને ગયો રે, વાનરી કરી નેં આજ ॥ બુદ્ધ રજની તો વહી ગઇ રે, પ્રભાતે આવશે આજ ॥ કરશે અ ધમ અકાજ ॥ કૈ૦ ॥ ૩૩ ॥ મેં માહારૂં વીતક કહ્યું રે, હવે કહો તુમે છો કોણ ॥ કેમ ઇહાં આવવું થયું રે, કહો સવિ ચરિત્ર ન ગૌણ ॥ કૈ૦ ॥ ૩૪ ॥ સાહાસિક શિરોમણિ રે, આવ્યા તુમે મહારાય ॥ ભાગ્યેં માહરે બ લ કરયું રે, દુષ્ટથી છોડાવો ઠાય ॥ કૈ૦ ॥ ૩૫ ॥ અવર ઠામે કોઇ મૂકીયે રે, આ મૂકો દુઃખ ઠામ ॥ તે હમણાં આવતો હશે રે, દર્શન તસ દુઃખ ધામ ॥

કો૦ ॥ ૩૬ ॥ જ્ઞાન વિમલ મતિ ચિંતવી રે, કહે હવે તાસ જબાપ ॥ મન ચિંતે જે ગતદિને હણ્યો રે, ચૂકું સઘલું પાપ ॥ કો૦ ॥ ૩૭ ॥

॥ દોહા ॥

॥ ચિંતે ચંદ્રકલા ધણી, ચિંતિત ચિત્ત વિચાર ॥ પલક માંહે કરે અન્યથા, ઐ ઐ કર્મ પ્રચાર ॥ ૧॥ કહે ભદ્રે હું પથિક છું, ધન અર્જનને કાજ ॥ કુશ સ્થલથી આવીયો, દરિદ્ર વશેં ત્યજી લાજ ॥ ૨ ॥ વટદેખી ઊપર ચઢ્યો, શયન હેત તિહાં એક, કોટર દેખી પેસીયો, જાવત એ ભૂ એક ॥ ૩ ॥ તેમાંહે તુજ પેખતેં, પામ્યો અચરિજ ચિત્ત ॥ મેં માહરૂં વીતક કહ્યું, પૂછ્યા તણે નિમિત્ત ॥ ૪ ॥ કૃશોદરિ કુમારિકા, દુઃખ મ ધરે મનમાંહ ॥ ખગ પરણશે એ વાતનો, વધતો છે ઊચ્છાહ ॥ ૫ ॥ તે માટે ભજ ધીરતા, લખ્યું નમિટે કોય ॥ કર્મથકી બલીયો નથી, સચરાચર જીય લોય ॥ ૬ ॥ એમ નિસુણિ કહે કન્યકા, પ્રાણનાથ અવધાર ॥ મુજભાગ્યેં પાઊધારિયા, કરવા મુજ ઊદ્ધાર ॥ ૭ ॥ પહેલાં મેં કીધો હતો, એહવો ચિત્ત વિચાર ॥ જે નર બત્રીશ લક્ષણે, લક્ષિત તે ભરતાર ॥ ૮ ॥ તેહ પ્રતિજ્ઞા માહરી, પૂરણ થઇ છે આજ ॥ પાણીગ્રહણથકી હોવે, અમ મનવંછિત કાજ ॥ ૯ ॥ કહે કુમર જો લક્ષણ હોયે, તો શે ફરીયેં દેશ ॥ એકાકી એણે વેશમાં, કિશ્યો લક્ષણનો નિવેશ ॥ ૧૦ ॥ કુમર કહે લક્ષણ કિશ્યાં, કોણ તસલહે વિચાર ॥ સુખીયાનેં સવિ સાંપડે, ધ્રાયાના ઓડકાર ॥ ૧૧ ॥ કર્મ ખાયે લક્ષણ રહે, એહવો લોકનો ન્યાય ॥ લક્ષણ વ્યંજન વારતા, શાસ્ત્ર માંહે કહેવાય ॥ ૧૨ ॥

॥ ઢાલ બારમી ॥ નમણી ખમણીનેં ગય ગમણી ॥ એ દેશી ॥

॥ કહે કની લક્ષણ બત્રીશ, દેખી રૂપબહુત સુજગીશ ॥ શરીર માંહે આકાર વિશેષ, જિણથી શુભાશુભ ફલનેં પેખ ॥ ૧ ॥ પંચ દીર્ઘ ચાર હ્રસ્વ કહીજેં, સૂક્ષ્મ પંચ ઊન્નત ચાર લીજેં ॥ સપ્ત અરૂણ ત્રણ પોહોલા જાણો, ત્રણ આગંધ ગંભીર ત્રણ આણો ॥ ૨ ॥ ભુજ નેત્ર અંગુલ જીંહા નાસા, પંચ દીર્ઘતા ભાવ વિલાસા ॥ પૃષ્ટ કટિપુરૂષ ચિન્હનેં જંઘા, હ્રસ્વતાયેં કરી શોભા રંભા ॥ ૩ ॥ દંત ત્વક્ નખ પર્વનેં કેશા, એ સૂક્ષ્મ જાણો સુચિ દેશા ॥ કૂખ અંશ શિર પાદ એ ચાર, ઊન્નત પણ હોવે શિરદાર ॥ ૪ ॥ પાણિ ચરણ તલ તાલુ રસના, નેત્ર પ્રાંત નખ દંતને વસના ॥ સપ્ત રક્તેં સસાંગ નૃપ લક્ષ્મી, ભાલ હૃદય મુખ પૃથુલ હોયે અનમી ॥ ૫ ॥ નાભિ રસત્વ સ્વર જાસ અગાધ, નિત્ય હોવે તસજસનિરાબાધ ॥

એ લક્ષણનું દેહ જણાવે, કીકી કચ એ શ્યામ બનાવે ॥ ૬ ॥ કર પદ રે ખાનેં આકારેં, બત્રીશના પડીયા શુભચારે ॥ તે પણ સામુદ્રિકમાં બોલ્યા, તે પણ વયણથકી તેણે ખોલ્યાં ॥ ૭ ॥

॥ છપ્પો ॥ છત્ર કમલ ધનુ વજ્ર, વાપિ સ્વસ્તિકનેં તોરણ ॥ રથ અંકુશને કૂર્મ, સિંહ ધ્વજ પાદપ વારણ ॥ મત્સ યવ પ્રાસાદ, થૂભ પર્વતનેં દર્પણ ॥ ચામર સર સુમ માલ, વૃષભ કમંડલુ પૂરણ ॥ કમલાકરનેં ચક્ર, શંખશિખિમત્સ સિંધુ એ જાણીયેં ॥ બત્રીશ એહવા બોલીયેં, કિહાં કલશ લચ્છિ વખાણીયેં ॥ ૧ ॥

॥ પૂર્વ ઢાલ ॥ કીકી કેશ હોયે જસુ કાલા, જિહાં જાયે તિહાં સુથ સુગાલા ॥ તનુ શોભાથી વદન સુકુમાલા, તેમાંહે નાસા અતિહિ વિશાલા ॥૮॥ તેહથી અધિક વલી નયનની શોભા, રૂપેં તેહનેં મોહે રંભા ॥ વાજે તસ ઘર ભેરી ભંભા, વચન ગુણેજે હોયે ગતદંભા ॥ ૯ ॥ દેહ વર્ણથી અધિક સ્નેહલતા, તેહથી અધિક કહી વચન કોમલતા, તેહથી અધિક ગંભીર ગુણ ભાષ્યા, સત્વમાંહે સઘલા ગુણ દાખ્યા ॥ ૧૦ ॥ એ સર્વે લક્ષણની ભાષા, જાણંતા શી કરોછો વિભાષા ॥ વલી એહવું અશિ કરેં જસ હોવે, તે સામાન્ય નર કદહી ન જોવે ॥ ૧૧ ॥ જાજું જાજું શું બોલાવો, કાયર સત્વેં નવિ ચલાવો ॥ પ્રાણનાથ પતિ જીવ તું માહરૂં, આભવ તુમહિજ એ નિરધારૂં ॥ ૧૨ ॥ ખગવિદ્યાનું નહી મુજ કામ, પિતલ સંગે પણ મન ન વિસરામ ॥ માહરે એક શરણછે તાહરૂં, પાણી ગ્રહણ કરો હવે માહરૂં ॥ ૧૩ ॥ આજ પ્રભાતેં તે આવેશે, તમે એક કીછો દુઃખ દેશે ॥ અપર ઠામ કિહાંએક હવે જઇયેં, જેમ દુર્જ્જન ખલની દૃષ્ટેં નવી રહીયેં ॥ ૧૪ ॥ યતઃ ॥ શંકટંપંચ હસ્તેન, દશહસ્તે ન વાજિનં ॥ હસ્તિહસ્ત સહસ્રેણ, દેશ ત્યાગે ન દુર્જ્જનઃ ॥ ૧૫ ॥ ઢાલ ॥ અથવા જેમ તુમચે મન ભાવે, મુજનેં સી હવે ચિંતા થાવે ॥ સિંહ તણે અંકેં જે બેશે, તેહનેં સ્વાપદ ભયસ્યો દેશે ॥ ૧૬ ॥ પરણ્યાની સામગ્રી સઘલી, મેલવીછે વિવાહની પહેલી, મધ્યદિનેં લગ્ન અછે શુભવેલા, ગંધર્વ વિવાહ કરી કરો લીલા ॥ ૧૭ ॥ એમ કની વયણ સુણી કહે કુમરો, દેખીયેં તે ખગ કહેવો અમરો ॥ અરે ભીરૂ મનમાં ભય મકરે, દેવગુરૂ ધર્મનું નામજ સમરે ॥ ૧૮ ॥ પણ ઇહાં બેઠાં કેમ જાણીજે, જે મધ્યાન્હે લગન આણીજે ॥ સા કહે ઘરનેં નિકટ અવટ છે, તિહાં વાતાયનેં એક તટ છે ॥ ૧૯ ॥ લઘુ બારીછે તિહાં સર્વ જણાય,

રાત્રિ દિવસ પરિમાણ ભણાય ॥ એણીપરેં પ્રીતિ ગોષ્ટિ કરીનેં, ઊપવાસ પારણું કીધું તેનીસરીનેં ॥ ૨૦ ॥ મધ્યાન્હેં થયો તસ વિવાહ, તે કુમરી નેં કુમર તે નાહ ॥ નાગરવેલી ક્રમુક તરૂ યોગેં, શોભે તેમ તેહના સંયોગેં ॥ ૨૧ ॥ સા કહે સ્વામી ખગ કેમ નાખ્યો, તવ વૃત્તાંત તે સકલ જણાવ્યો ॥ ॥ પાપી આપણે પાપેં પચાય, કની કહે જેમ સરજ્યું તેમ થાય ॥ ૨૨ ॥ ॥ યતઃ ॥ કુમંત્રૈઃ પચ્યતે રાજા, ફલંકાલેન પચ્યતે ॥ લંઘનૈઃ પચ્યતે તાપઃ, પાપી પાપેન પચ્યતે ॥ ૧ ॥ એક દિવસ તિહાં રહિનેં લેવે, સાર સાર જે રત્ન સદેવે ॥ કુંપી દોય અંજનની લેઈ, ચાલ્યાં તિહાંથી કનીશું દોઇ ॥ ૨૩ ॥ નીસરી બાહિર શિલા દૃઢ દીધી, નિધિભૂમિ થાપીનેં રક્ષા કીધી ॥ ચલ્યાં તિહાંથી સાહસ સાથેં, ચંદ્રહાસ કરવાલ છે હાથેં ॥ ૨૪ ॥ કેશર પરેં અટવી ઓલંઘે, ગ્રામ એક આવ્યું શ્રમજંઘે ॥ શરપાલેં આવી ઉતરીયાં, આનંદ લીલા મંગલ ભરીયાં ॥ ૨૫ ॥ કહે પ્રિયાનેં એ વનમાંહે, પાકા કરો જમીયેં ઊચ્છાહેં ॥ તે કહે પાક કરૂં હું સ્વામી, સામગ્રી મેલવો મન કામી ॥ ૨૬ ॥ આરામિક નર પાસેં અણાવે, ઘૃતપૂરણની સામગ્રી જણાવે ॥ પૂપ અપૂપ કરયા વલી બહુલા, શાક પાક વિધિ માંડયાપહુલા ॥ ૨૭ ॥ હવે પ્રતાપ નૃપ સુત કરી સ્નાન, ભૂષણભૂષિત શુભ વસન પરિધાન ॥ તીર્થાભિમુખ થઇ દેવ વંદે, ચૈત્યવંદન કરતો આનંદે ॥ ૨૮ ॥ વિધિ પંચાંગ કરી પરિણામ, ઊત્તરાસંગ યોજિત મુખધામ ॥ દોઇ કરકમલ ભાલસ્થલેં જોડી, ભણે જિનગુણ મદ મત્સર છોડી ॥ ૨૯ ॥

॥ અથ ચૈત્યવંદન ॥ પરમાનંદ પ્રકાશભાસ, ભાસિત ભવ પીલા ॥ લોકાલોક લોકવે, નિતુ એહવી લીલા ॥ ભાવ વિભાવ પણે કરી, જેણે રાખ્યો અલગો ॥ તક્રપરેં પય મેલવી, તેહથી નવિ વલગો ॥ તેણીપરેં આતમ ભાવનેં એ, વિમલ કરયો જેણેં પૂર ॥ તે પરમાતમ દેવનું, દિન દિન વધતું નૂર ॥ ૧ ॥ નામેં તો જગમાં રહ્યો, થાપના પણ તિમહી ॥ દ્રવ્યેં ભવ માંહે વસે, પણ ન કલે કિમહી ॥ ભાવથકી સવિ એકરૂપ, ત્રિભુવનમેં ત્રિકાલેં ॥ તે પારંગતને વંદીયેં, ત્રિહું યોગે સ્વભાલેં ॥ પાલે પાવન ગુણથકી એ, યોગખેમંકર જેહ ॥ જ્ઞાનવિમલ દર્શનેં કરી, પૂરણ ગુણમણિ નેહા ॥ ૨ ॥ ઇતિ

॥ ઢાલ પૂર્વલી ॥ એમ ચેઇવંદણ નમુથ્થુણં, કહિ ભાવથકી નવિ ઊણં ॥ એહવે તસ મુદ્રા પેખે, નામ વાંચી સફલ જનુ લેખે ॥ ૩૦ ॥ વૈતાલિક મુખથી જે નિસુણ્યો, કુશસ્થલ પુરવાસી પભણ્યો ॥ શ્રીશ્રીચંદ્ર તે એ

હીજ દીસે, રૂપ વિદ્યા કલા સુજગીશેં ॥ ૩૧ ॥ હરખી ઘણું હીયડા માંહે, કહ્યો ન જાયે તેહ ઊચ્છાંહે ॥ ઔદાર્યાદિક જે ગુણ ભારી, શ્રીચંદ્ર એમ થઈ નિરધારી ॥ ૩૨ ॥ કહે સ્વામીજી ભોજન કરીયેં, વલી નિયમનું સ્મરણ કરીયેં ॥ પંચ પરમેષ્ઠિ પદ સંભારી, શુભવેલા એ સંપ્રતિ સારી ॥ ૩૩ ॥ કહે કુમર પ્રિયે કહ્યું એ વારૂ, ભોજન તે સર્વસાધારૂં, કોઇ અતિથિ જો નજરેં આવે, તસ દીજેં તો સવિ સુખ થાવે ॥ ૩૪ ॥ સરપાલેં દિશાનેં જોતાં, બેહુ બેઠાં પુણ્ય પનોતાં ॥ પુણ્યવંત મનોરથ ફલતાં, કાંઇ વેલા નહી યોગ મિલંતાં ॥ ૩૫ ॥ તસ ભાગ્ય બલેં તિહાં દીઠું, મુનિયુગલ અમૃતથી મીઠું ॥ જેમ ચંદ્રનેં ચકોર કિશોર, રવિ ચકવાનેં જેમ ઘન મોર ॥ ૩૬ ॥ જ્ઞાનવિમલ મુનીશ્વર તેડે, વચ્છ કચ્છ નામે બેહુ જોડે ॥ પ્રતિલાભે મુનિને ભરપૂર, શાલ દાલ સિતા ઘૃતપૂર ॥ ૩૭ ॥ સર્વ ગાથા ॥ ૬૩૬ ॥

॥ દોહા ॥

॥ જમવારો કૃતારથ ગણે, પોંહોચાવીનેં સાધ॥ આપે ભોજનનેં ભણી, બેઠાં તિહાં નિર્બાધ ॥ ૧ ॥ બહુજણેં સાથેં ભુંજીનેં, પ્રિયા સમેત સુચંગ॥ પાછલે યામે સાધુની, પાસેં ગયો મનરંગ ॥૨॥ વચ્છની મુનિને આગલેં, બેસે કરી પ્રણામ ॥ ચિંતવિત સુપાત્રનો, દુર્લભ યોગ એ તામ ॥ ૩ ॥ દાન સુપાત્રેં અવસરેં, શુદ્ધ બુદ્ધ નિરૂપાધ ॥ અંતે સમાધિ મરણને, અભવ્ય જીવેં નવિ લાધ ॥ ૪ ॥ ઊત્તમ પાત્ર સુસાધુ છે, શુભશ્રાવક મધ્ય પાત્ર ॥ અવિરતિ સમ્યક્ દૃષ્ટિ જે, તેહિ જઘન્ય કહ્યું પાત્ર ॥ ૫ ॥ રત્ન કનક રજત મૃત્તિકા, લોહ સમ પાંચ એ પાત્ર ॥ જિન મુનિ શ્રાવક સમકેતિ, મિથ્થાત્વી પણ ગાત્ર ॥ ૬ ॥ યતઃ ॥ કાલે સુપત્તદાણં॰ ॥ ૧ ॥ ઊત્તમ પત્તં સાહુ, મજ્જિમ પત્તંચ સાવયા ભણિયા ॥ અવિરય સમ્મદિટ્ઠી, જહન્ન પત્તં મુણેયવ્વં ॥ ૨ ॥ દોહા ॥ એમ વાણી મુનિની સુણી, કહે મુજનેં અપરાધ ॥ લાગો એક ખગમેં હણ્યો, જેમ મૃગને હણે વ્યાધ ॥ ૭ ॥ અટવીમાં અજ્ઞાનથી, કોઈ કર્મનેં જોર ॥ લાગું પાપ તે હૃદયમાં, ખટકે કાલજની કોર ॥ ૮ ॥ સાલપરેં તે અતિ ઘણું, સાલે છે નિત્યનિત્ય ॥ પ્રાયશ્ચિત્ત તસ આપીયેં, મુનિવર આણી પ્રીતિ ॥ ૯ ॥ કહે મુનિ રે પુણ્યાત્મા, પ્રમાદ થકી હોયે પાપ ॥ પણ તુજનેં પાપભીરૂતા, મહોટો પશ્ચાત્તાપ ॥ ૧૦ ॥ તિણુથી પાપ તે જાયશે, વલી અરિહંતને ધ્યાન ॥ નિવિડ જે કીધાં તે ટલે, તો સહસા કોણ માન ॥ ૧૧ ॥ અરિહંત ચૈત્ય કરાવિયેં, દીજેં તસ ઊપદેશ ॥ નિર્મલ મનેં ધ્યાઇયેં સદા, ન

રહે પાપનો લેશ ॥ ૧૨ ॥ યદુક્તં ॥ શ્રી સિદ્ધાંતે ॥ મહારંભીઆએ મહાપરિગ્ગહિઆએ કુણ મહારેણં પંચિંદિય વહેણં, જીવા નરયાઊપત્તાએ કમ્મંપ કરંતિ ॥ કહાણંભંતે જીવ સુહદીહાઓયત્તાએ કમ્મંપકરંતિ ગોયમાણે પાણે અઇત્તાણે મુસંઅઇવઇત્તા૦ ॥ તહારૂવં સમણં માહણંવા વંદિત્તા ણમંસિત્તા જાવપજ્જુવાસિત્તા ૦ ॥ અણંતરેણં મણુણેણં પિય કરણેણં અસણં પાણં ખાઇમં સાઇમેણં પડિલાભેત્તા એવંખલુ જીવા સુહદીહાઓ પત્તાએ કમ્મં પકરંતિ તવસ્સિવાજ્જોસઇત્તા કડાણં કમ્માણં મુખ્ખો અથિવેઇત્તાણો અવેઇત્તા ॥ ઇત્યાદિ ॥

॥ દોહા ॥ તે ભણી તાહરૂં પાપ એ, રહેશે નહી લગાર ॥ મુનિવયણ એમ સાંભલી, હરખ્યો ચિત્ત મઝાર ॥ ૧૩ ॥ લક્ષણ ભાલસ્થલેં કરી, લેખીયેં છે તુમ તેજ ॥ મહોટા નૃપતિ પ્રભાવકો, ભાવી છો બહુ હેજ ॥ ૧૪ ॥ તેભણી સમકેતનેં ભજો, ધર્મેં થાજો થિર થોભ ॥ અમનેં એ ઉપદેશ છે, અવર ન અમનેં લોભ ॥ ૧૫ ॥ સર્વગાથા ॥ ૬૫૧ ॥

॥ઢાલ તેરમી॥ મોરા સાહેબ હો શ્રીશીતલ નાથ કે, વિનતિ સુણો એક મોરડી ॥ એ દેશી ॥

॥ કહે મુનિવર હો સંસારમાં સાર તો, સમકેત છે જેણેં સેહરો ॥ તસ પાખે હો શોભે નવિ ધર્મ કે, દેવવિના જેમ દેહરો ॥ ૧॥ સુરમાંહે હો જેમ ઇંદ્રો જાણ કે, ગ્રહગણમાં જેમ ચંદ્રમા॥ જેમ ગિરિમાં હો મંદરગિરિ તુંગ કે, મહિલા વૃંદમાં જેમ રમા ॥૨॥ સવિ દેવા હો માંહે જિનચંદકે, તેમ સમકેત સવિધર્મમાં ॥ તસ પાખેં હો સવિ કિરિયા કર્મ કે ॥ ભવનાટકના ભર્મમાં ॥ ૩ ॥ ચિંતામણિ હો વલી સુરતરૂ વૃંદકે ॥ સુરગવિ પારસ પાહાણમાં ॥ નિધિરયણા હો ઇત્યાદિ સુવસ્તુ કે, સમકિત ઓપમ અયાણમાં ॥૪ ॥પ્રાયેં બહુલા હો કીધા નવિ ધર્મ કે, દાનાદિક જિનપૂજના ॥ અનંતા હો ભવચક્ર મઝાર કે, ભવઉચ્છેદેં ન નીપના ॥ ૫ ॥ યતઃ ॥ પાયં અણંત દેઊલ, જિણપડિમા કારિઆય જીવેણ ॥ અસમંજસવિત્તીએ, નવિ લદ્ધો દંસણલવોવિ ॥ ૧ ॥ સમ્મત્તં પરમં તત્તં, સમત્તં પરમોગુરૂ ॥ સમ્મત્તં પરમો દેવો, સમ્મત્તં પરમં પયં ॥ ૨ ॥

॥ પૂર્વઢાલ ॥ ધર્મસુરતરૂ હો કેરૂં એ મૂલ કે, ચરણદેવલનું પીઠ છે ॥ ધર્મ પ્રવહણ હો કેરૂં પયઠાણ કે, સવિગુણ મણિનિધિ દીઠ છે ॥૬॥ તે સમકેત હો હોય આતમ ભાવકે, અથવા વલી ઉપદેશથી ॥ ચઊઅણ નાસે હો વલી મોહની ત્રણકે, ક્ષયઉપશમ ઉપશમ ક્ષયથકી ॥ ૭॥ એ સાતે હો પ્રકૃતિ ક્ષય જાણ કે,

ઉપશમ મિશ્ર તણે ભલે॥ સમકેતથી હો હોયે ગુણ પરગટ્ટકે, દોષ અનાદિ પદે ટલે ॥ ૮ ॥ જેણે જીવેંહો એક ફરશ્યું સમકેત કે, તેહ અર્દ્ધ પુદ્ગલ કરે ॥ ભવમાંહે હો આશાતના હોય કે, જિનપ્રમુખની તે ફરે ॥ ૯ ॥ ઉત્કૃષ્ટી હો દર્શનઆરાધકે, ચારિત્ર સંયુત જો હોયે ॥ ભવ આઠે હો નિયમા તે જીવ કે, શિવપદ નયરીનેં જોયે ॥ ૧૦ ॥ પામીનેં હો જે હારે તેહ કે, કાલ અનંત ફરી લહે ॥ જસ પ્રાપ્તિ હો કિમહી નવિ જાય તો, રત્નત્રયમાં ધુર કહે ॥ ૧૧ ॥ જ્ઞાન દર્શનહો દોય એકી ભાવ તો, જો તેહમાં ચારિત્ર ભલે ॥ તો પામે હો શિવ પદ ક્ષણમાંહે કે, ભવદુઃખ સંકટ સવિ ટલે ॥ ૧૨ ॥ જેમ શરદેં હો હોયે કમલ વિચ્છાય કે, તેમ સમકેત વિણુ સવિ ક્રિયા ॥ ચતુરંગિણી હો સેના સજ્જ હોય કે, નાયક વિણુ એહવી ક્રિયા ॥ ૧૩॥ સૂઢ પાખેં હો ન તરે જેમ ઝહાજ કે, અતુલ અગાધ સમુદ્રમાં ॥ તેમ સમકેત હો પાખેં ભવપાર કે, યદ્યપિ હોય અતિમુદ્રમાં ॥ ૧૪ ॥ જેમ પ્રહરણ હો પાખેં હોયે શૂર કે, દીણો ભર સંગ્રામમાં ॥ જેમ પાવક હો વિણ ઇંધણ હોય કે, હીણ તેજ જિણ ઠામમાં ॥ ૧૫ ॥ તેમ સમકેત હો પાખેં વિચ્છાય કે, કિરિયાયેં નહી નિર્જ્જરા ॥ તસ ચારિત્ર હો શુભબંધ ઊપાયકે, યદ્યપિ વહે કેઇક નરા ॥ ૧૬ ॥ વિણુ સમકેત હો કરવું અનુષ્ઠાન કે, ઓલ્હાણા પાવક સમું ॥ જેમ બહિરા હો આગલ જે વાત તો, અંધારે નાટક સમું ॥ ૧૭॥ તૂસ ખંડણ હો મૃતમંડન પ્રાય કે, જિહાં મિથ્યામતિ નવિ સમ્યું ॥ ગુણકારી હો હોયે તે પણ કૃત્ય કે, મંદમિથ્યાત્વેં જે રમ્યું ॥૧૮॥ મુખેં ભાંખે હો અમે સમકેતવંત કે, આપાપણા અભિમાન થી ॥ કેઇ શૂરા હો એમ વયણના થાય કે, પણ શૂના તે શાનથી ॥ ૧૯॥ જેમાટેહો જાણીજેં તેહ કે, આચરણા હોયે સહજથી॥ કરે કિરિયા હો ધર્માદિક જેહ કે, તે નિરાશંસના સહજથી ॥ ૨૦ ॥ ભવસુખથીહો હોયે યદ્યપિ રિક્ત કે, તોયે પરભવથી ડરે ॥ ધર્મ કાર્યે હો હોયે વિધિનો સંગ કે, આગલ જિન આણા કરે ॥ ૨૧ ॥ જેન ગણધર હો મુનિ સુવિહિત વાણી કે, સૂત્ર સુણવું તિહાંથી કરે ॥ પરશંસે હો નહી નિજગુણ લેશ કે, પરગુણ સુણવા ચિત્તધરે ॥ ૨૨॥ કોઇ અવિરતિબલેંહો ન ધરે પચ્ચખ્ખાણ કે, આચાર કલહાકરા ॥ પણચિત્તેંહો મન ચરણનેં આગેં કે, ભવસુખ જાણે કિંકરા ॥ ૨૩ ॥ કોઇ વિરતિનો હો હોયે ઉદ્યમવાન તો, તાસ સહાય કરે ઘણું॥ દંભાદિક હો પરમતના દેખ કે, મન લલચાવે ન આપણું ॥ ૨૪ ॥ અણુ સરિખો હો જે પરઊપકાર કે, તે મેરૂ સમાન કરી ગણે ॥ વિસારે હો નવિ કોઈ ઊપકાર કે, શકતેં પરદુઃખનેં હણે

॥ ૨૫ ॥ રાગી દ્વેષી હો ન ગણે તે દેવ કે, દ્વેષી વયણ ન સાંભલે ॥ જિહાં સંવર હો તેહીજ તત્ત્વપંથ કે, આશ્રવ ભવ મગ્ન અટકલે ॥ ૨૬ ॥ ઇંદ્રિયસુખને હો હેતેં ગુણભકિત કે, મનથી પણ નવિ સાચવે ॥ કર્મનિર્જ્જર હો હેતેં કરે ધર્મ કે, પ્રભાવનાદિક ગુણ ઠવે ॥ ૨૭ ॥ ઇત્યાદિક હો હોયે સહજ પ્રમાણ કે, તેતો અંગેં ન દેખીયે ॥ કહે સમકેતી હો અમે છું જગમાંહે કે, માથા શૂલ એ લેખીયેં ॥ ૨૮ ॥ છતે સમકેતેં હો રૂંધ્યા તસ જાણ કે, નરક તિર્યંચગતિ બારણાં ॥ સુરનરગતિ હો સમકેત યુત હોય કે, ચરણ સંયુત શિવસુખ ઘણાં ॥ ૨૯ ॥ પૂર્વબંધેં હો જો આયુ ન હોય કે, એણી રીતેં જાણીયેં ॥ બદ્ધાયુ હો નર તેહને હોય કે, ચઊગતિ ભ્રમ પણ આણીયેં ॥ ૩૦ ॥ ઇત્યાદિક હો બહુ અછે વિચાર કે, સમકેત કેરા શાસ્ત્રમાં ॥ કહું કેતા હો સુણ રાજકુમાર કે, દૃઢ હોજો સમકેત ગાત્રમાં ॥ ૩૧ ॥ વિજયનૃપની હો હરિબલ નૃપ નીમ કે, કથા કહીજે નામથી ॥ પડિક્કમણા હો વૃત્તિથી લહી તેહ કે, બલિજાઊં સમકેત નામથી ॥ ૩૨ ॥ કરચો સમકેત હો દૃઢચિત્તમઝાર કે, જિનમત ભાંખે તે રાગીયો ॥ ડોલાયો હો ડોલે ન લગાર કે, વડચિત્ત વડભાગીયો ॥ ૩૩ ॥ પ્રાયશ્ચિત્ત હો લેઇ ગુરૂ પાસ કે, થયો નિઃશલ્ય ગુરૂ વયણથી ॥ જ્ઞાનવિમલની હો મતેં જેહનેં રંગ કે, અવિચલ સમકિત સયણથી ॥ ૩૪ ॥ સર્વગાથા ॥ ૬૮૭ ॥

॥ દોહા ॥

॥ ગુરૂવચન અંગીકરી, પ્રણમી ગુરૂના પાય ॥ પ્રિયા સહિત સુખચેનથી, આગલ ચાલ્યાં જાય ॥ ૧ ॥ અનુક્રમેં જાતાં આવીયું, નયર કલ્યાણપુર નામ ॥ સપ્તદેશનો અધિપતિ, અછે ગુણવિભ્રમ નામ ॥ ૨ ॥ તેહ નગરમાં ચૈત્ય છે, દંડકલશ અભિરામ ॥ જાણે મેરૂથી આવીયું, કનકશૃંગ તેણે ઠામ ॥ ૩ ॥ ચૈત્યમાંહે જઇ જિન નમે, સ્તવે મધુરસ્વરેં ગીત ॥ એહિજ તત્ત્વ કરી લહે, જિનવરશું બહુ પ્રીત ॥ ૪ ॥

અથ જિનસ્તુતિ ॥ રાગ વસંત ॥ સારંગ ॥

॥ જિનરાજ હમારે દીલ વસ્યા, કિમ વસ્યા કિમ વસ્યા કિમ વસ્યા ॥ જિ૦ ॥ જ્યું ઘન મોર ચકોર કિશોરનેં, ચંદ્રકલા જેમ મન વસ્યા ॥ જિ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ વીતરાગ તુમ મુદ્રા આગેં, અવર દેવ કહીયેં કિશ્યા ॥ જિ૦ ॥ રાગી દ્વેષી કામી ક્રોધી, જે હોયે તેહોની શી દિશા ॥ જિ૦ ॥ ૨ ॥ આધિવ્યાધિ ભવની ભ્રમણા, અમથી તે સઘલાં નશ્યાં ॥ જિ૦ ॥ જેણેં તુમ સેવ લહીનેં છોડી, તેણે મધુ મશ પરેં કર ઘશ્યા ॥ જિ૦ ॥ ૩ ॥ મોહાદિક અરિય

ણુ ગયા દૂરેં, આપભયથી તે ખશ્યા ॥ જિ૦ ॥ તાલી દેઇ સયણુ સહાગમ, પ્ર મુખા તે સવિ મન વશ્યા ॥ જિ૦ ॥ ૪ ॥ પ્રભુ તુમ શાસન આગેં અવરના, મત ભાસિત ફિકા જિસ્યા ॥ જિ૦ ॥ આજ અમારે એહ શરીરેં, હરખ રોમાં ચિત ઉલ્લસ્યાં ॥ જિ૦ ॥ ૫ ॥ મિથ્યામત ઉરગેં બહુ પ્રાણી, જે હઠ વિ ષ ફરસેં ડશ્યા ॥ જિ૦ ॥ તે હવે જ્ઞાનવિમલ પ્રભુ પામી, સરસ સુધારસ મેં લસ્યા ॥જિ૦ ॥ ૬ ॥ ઇતિ ગીતં ॥

॥ દોહા ॥ એમસ્તવિ બાહેર આવીયો, પ્રિયા સહિત કુમાર ॥ તિહાં ન ર નારી પગેં પગેં, જોવે અનિમેષવિચાર ॥ ૫ ॥ કોઇ કુમર કોઇ સુંદરી, કોઇ ચિવર પટકૂલ ॥ કોઇ મુખ કોઇ આભરણુ તનુ, કોઇ કુંડલ શસ્ત્ર અમૂલ ॥ ૬ ॥ વર્ણન કરતા નાગરા, માહોમાંહે વિશેષ ॥ પુર ઉદ્યાન માંહે જઇ, સજે ભો જન સુવિશેષ ॥ ૭ ॥ પ્રિયા સહિત સરોવર તટેં, બેઠા જઇ તરૂ છાય ॥ પતિ આદેશેં સા જમે, યાવત કરી પટ લાજ ॥ ૮ ॥ તેહવેં કોઇ આવીયો, કાપાલિં ક નર એક ॥ કુમર પાસે ઉભો રહી, નિરખે ફરિ ફરિ છેક ॥ ૯ ॥ બત્રી શ લક્ષણુ સુંદરૂ, દેખી હરખ્યો ચિત્ત ॥ કાર્ય સિદ્ધિ હવે થાયશે, યોગીચિત્તે મિત્ત ॥ ૧૦ ॥ લક્ષણુને એ સારિખો, નહી ગુણવિભ્રમ રૂપ॥ એમચિંતી બોલાવીયો, કુમરનેં કહે પ્રતિરૂપ ॥ ૧૧ ॥ પરગુણનેં નિજ દોષના, વિરલા હોયે જાણુ ॥ પરકાર્યને સધારવા, વિરલા પરદુઃખ જાણુ ॥ ૧૨. ॥ યતઃ ॥ વિરલા જાણંતિ ગુણા, વિરલા પિચ્છંતિ અત્તણો દો સા ॥ વિરલા પરકજ્જ કરા, પરદુઃખે દુખ્ખિયા વિરલા॥ ૧ ॥ વિર લા ભયે ધીરા, વિરલાપાલંતિ નિધણા નેહા ॥ વિરલા અતદુહિંહિં, પી ડિયા પરસુહેં વિરલા ॥ ૨ ॥ દોહા ॥ નિસુણી કુમર કહે ઇશ્યું, કુણે તું કિશ્યુંછે કામ ॥ કહે ખર્પુરાનો અછું, યોગી ત્રિપુરાનંદ નામ ॥ ૧૩ ॥ ગુરૂમુખથી વિદ્યા લહી, પરોપકારનેં હેત ॥ કંચન નરનેં સાધવા, ભમું દે શ સંકેત ॥ ૧૪ ॥ કોઇ ન દીઠો તેહવો, જે ઉત્તર સાધક થાય ॥ ઇહાં તું દીઠો લક્ષણેં, ઉપકારીનેં અમાય ॥ ૧૫ ॥ વપુ લક્ષણુ કાંતેં કરી, પ્રસન્ન થ યું મુજ મન્ન ॥ થાયે તો તુજથી હુવે, તુજ સમ કો નહી અન્ન ॥ ૧૬ ॥ ઢાલ ચૌદમી ॥ રસાયાની દેશીમાં ॥ શ્રીઉવજ્ઝાય બહુશ્રુત નમો ભાવશું ॥

॥ એ દેશી ॥

॥ કહે રે કાપાલી યોગી કુમરનેં, ઉપકારી શિરદાર ॥ રાજેસર ॥ ચંદન તરૂ જો ફલ હીણો કરચો, તોપણ તનુથી રે કરે ઉપકાર ॥ રા૦ ॥ ૧ ॥ વાત વિચારી કરતાં ગુણ હોયે, આવચારે મન તાપ ॥ રા૦ ॥ દુર્જન જનનમ કે

મ કરી લેખીયેં, ખલમલે પૂરવ પાપ ॥ રા૦ ॥ વા૦ ॥ એ આંકણી ॥ ૨ ॥ કૃષ્ણાગરૂ નિજ દાહ પણું ખમી, કરિ પરિમલ તણી વાસ ॥ રા૦ ॥ એમસ જ્જનનેં સહજ થકી હોયે, પરદુઃખ ભંજણ આસ ॥ રા૦ ॥ વા૦ ॥ ૩ ॥ તેમાટે હું પણ તુમ પ્રારથું, હો મુજ વિદ્યાના સહાય ॥ રા૦ ॥ આજનિશાયેં ઊત્તર સાધકું, જેમ એ કારજ થાય ॥ રા૦ ॥ વા૦ ॥ ૪ ॥ યતઃ ॥ પર પથ્થણા પવજ્જં, માજણુણિ જણેસિ એરિસં પુત્તં ॥ માઊયરેવિ ધિરિજ્જઇ, સુપથ્થણ ભંગોકઓ જેણં ॥ ૧ ॥ ઇતિ ॥
રખેકોઇ જણણી એહવો સુત જણે, માગે પરને કર જોડિ ॥ રા૦ ॥ માગ્યું નદીયે હીણો તેહથી, એહવો ન જણાય રે ઠો ॥ રા૦ ॥ વા૦ ॥ ૫ ॥ કુમર કહે શું જોઇયેં સાધતાં, તે કહે નિશિ શમસાન ॥ રા૦ ॥ નર શબથી તે વિદ્યા સાધશે, તુમ સત્વેં અભિરામ ॥ રા૦ ॥ વા૦ ॥ ૬ ॥ બીજી સામગ્રી સવિ સોહેલી, મેલવતાં નહી વાર ॥ રા૦ ॥ કુમર કહે જો એમ તો તિહાં જઇ, કર સામગ્રી તૈયાર ॥ રા૦ ॥ વા૦ ॥ ૭ ॥ યોગીયેં જઇ સામગ્રી મેલવી, જે જે યુગતી રે હોય ॥ રા૦ ॥ અગ્નિકુંડમાં નરશબ પ્રમુખ બહુ, કૃષ્ણ ચતુર્દશી હોય ॥ રા૦ ॥ વા૦ ॥ ૮ ॥ હવે આવી સવિ વાત પ્રિયા પ્રત્યેં, કહી જેમ ભાંખી રે તેમ ॥ રા૦ ॥ કહે સ્વામી એહથી નવિ વિસસો, એ કૂડ કપટની રે સીમ ॥ રા૦ ॥ વા૦ ॥૯॥ તિહાં તમનેં જાવા હું નહીં દીઊં, ભયેં કરી ધ્રૂજતે અંગ ॥ રા૦ ॥ નિર્ઘૃણ નિર્લજ્જ કુટિલ હુવે ઘણું, શ્યો તેહનો કરો સંગ ॥ રા૦ ॥ વા૦ ॥ ૧૦ ॥ એમ માંહો માંહે વચન પરંપરા, કરતાં આવી રે રાતિ ॥ રા૦ ॥ ગ્રહી વસ્ત્રાંચલ બેઠી તે પ્રિયા, થાશે જિહાં પરભાત ॥ રા૦ ॥ વા૦ ॥ ૧૧ ॥ કુમર કહે સવિ સુંદર હોયશે, જેહનું નિર્મલ ચિત્ત ॥ રા૦ ॥ ત્રિકરણ યોગેં જે છે નિર્મલા, પગ પગ મલે તસ વિત્ત ॥ રા૦ ॥ વા૦ ॥ ૧૨ ॥ મલિનાશયનેં દુઃખ પરંપરા, સુહણે સુખ નવિ હોય ॥ રા૦ ॥ પરઊપકૃતિ કરતાં નવિ કંપીયેં, વિઘન કિશ્યું નવિ હોય ॥ રા૦ ॥ વા૦ ॥ ૧૩ ॥ રાજ્ય પ્રાણ લક્ષ્મી સવિ કારીમિ, જાતાં ન લાગે રે વાર ॥ રા૦ ॥ પણ જે વાચા નિજમુખ ભાખીયાં, તે મત જાઓ લગાર ॥ રા૦ ॥ વા૦ ૧૪ ॥ યતઃ ॥ રાજ્યંયાતુ શ્રીયોયાંતુ, યાંતુ પ્રાણાવિનશ્વરાઃ ॥ પરંયા સ્વયમેવોકતા, વાચા મા યાતુ શાશ્વતી ॥ ૧ ॥

ભાવાર્થઃ—રાજય જાઓ, લક્ષ્મી જાઓ, જેનો નાશથાય છે એવાં પ્રાણ જાઓ, પરંતુ પોતાના મુખમાંથી નિકલેલી વાણી નિરંતર મ જાઓ.

॥ પૂર્વ ઢાલ ॥ દુઃખ મધર મનમાંહે માનની,શ્રીનવકાર પ્રભાવ ॥ રાં૦॥ શુભ હોશે સઘલું ભાવિબલેં, ચિંતા મન નવિ લ્યાવ ॥ રા૦ વા૦॥૧૫॥ વૃક્ષ ઉપર રહેજો નિર્ભય પણે, વાનરી રૂપેં રે નારિ ॥ રા૦ ॥ યદ્યપિ તું મનમાંહે દુઃખ ધરે, પણ કાર્ય કરવું નિરધાર ॥ રા૦ ॥ વા૦ ॥ ૧૬ ॥ એમ કહી વાનરી કરીને તે ગયો, લેઇ કરવાલનેં હાથ ॥ રા૦ ॥ યોગીપાસેં તિહાં સમશાનમાં, સા મગ્રી સવિ સાથ ॥ રા૦ ॥ કુંડમેં નરશબ હાથ ॥ રા૦ ॥ વા૦ ॥૧૭॥ કુમર કહે નિર્ભય થઇ સાધજે, હું છું ઊત્તર સાધ ॥રા૦॥ યોગી જાપ હોમ વિધિશું કરે, કુમર રહ્યો નિરાબાધ ॥ રા૦ ॥ વા૦ ॥ ૧૮ ॥ નિશીથ સમયેં યોગી કહે ઇશ્યું, સાંભલ વીર કોટીર ॥ રા૦ ॥ઉત્તર દિશિ વડ એક મહંત છે,તિહાં મૃત છે એક ચોર ॥ રા૦ ॥ વા૦ ॥ ૧૯ ॥ શાખા લંબિત મૃતક ઇહાં આણ વું, જેમ હોયે કારજ સિદ્ધ ॥ રા૦ ॥ તેહ વચન અંગીકરી તિહાં ગયો, સા હસથી હોયે સિદ્ધિ ॥ રા૦ ॥ વા૦॥૨૦॥ તિહાં વટ ઉપર ચઢી શબનેં ગ્રહી, અસીયેં છેદી તે બંધ ॥ રા૦ ॥ વટથી હેઠું શબ તે નાખીયું, ફરી વલગું વટખંધ ॥ રા૦ ॥ વા૦ ॥ ૨૧ ॥ પુનરપિ વટ ઊપર ચઢી સાહસી, બંધ ન ચ્છેદીનેં લીધ ॥ રા૦ ॥ અચેરિજ પામી મૃતક કરેં ગ્રહી, ઊતરીયો ધરી ધૈર્ય ॥ રા૦ ॥ પ્રતિજ્ઞા પૂરણ કીધ ॥ રા૦ ॥ વા૦ ॥ ૨૨ ॥ કેવારેં ખાંધે કેવારેં હાથમાં, પથેં આણે તે ઠામ ॥ રા૦ ॥ અટ્ટહાસ્ય કરી એ હવેં બોલીયું,શબ તેણેં સમયેં ઊદ્દામ ॥ રા૦ ॥ વા૦ ॥ ૨૩ ॥ રે પ્રવિણ તું નરપતિ પુત્ર છે, એક કથા સંભલાવ ॥ રા૦ ॥ એમ સાંભલીનેં મૌન ધરી રહ્યો, કુમર તે અચરિજ પાવ ॥ રા૦ ॥ વા૦ ॥ ૨૪ ॥ શબ કહે જો તું હુંકારો દીયે, તો કહું હું એકવાત ॥ રા૦ ॥ પદ્માવતીની લૌકિક જે અછે, દાખું ત સ અવદાત ॥ રા૦ ॥ વા૦ ॥ ૨૫ ॥ તથાહિ ॥ ક્ષિતિપ્રતિષ્ઠિત નયરનો રા જીયો, સુત ગુણસુંદર સાર ॥ રા૦ ॥ સુબુધિ સચિવ છે તેહનો ગુણનિલો, પ્રીતિ પરમ સુખકાર ॥ રા૦ ॥ વા૦ ॥૨૬॥ વક્રવાજીનેં યોગેંથી નીસરચા, પોહોતા માહા અટવીમાંહે ॥ રા૦ ॥ તૃષાક્રાંત થયે સર એક પામીયા, પાલે યક્ષાયતન માંહે ॥ રા૦ ॥ વા૦ ॥ ૨૭ ॥ તે જલપાન કરી મંત્રી થયો, અશ્વ નો રક્ષક તામ ॥ રા૦ ॥ નૃપસુત સરોવરેં ક્રીડા કારણેં, ગયો પર તટ સુ ખધામ ॥ રા૦ ॥ વા૦ ॥ ૨૮ ॥ તિહાં ક્રીડંતિ નિરખે કન્યકા, કર જાલ્યું એકપદ્મ ॥ રા૦ ॥ નૃપસુત દેખી પદ્મનેં ફરસીયું, ક્રમદંત શ્રુત સદ્મ ॥ રા૦ ॥ વા૦ ॥ ૨૯ ॥ સંજ્ઞા કરી એમ વેગેં હર્ષશું, સા પોહોતી નિજ

ઠામ ॥ રા૦ ॥ કુમરેં તે સવિ સચિવનેં દાખવ્યું, રચ્યો એહનો ઈતિમામ ॥ રા૦ ॥ વા૦ ॥ ૩૦ ॥ મંત્રિયેં નિજબુદ્ધેં તે અટકલ્યું, કહે સુણો એહનો મર્મ ॥ રા૦ ॥ દંતા નામેં નયર તે જાણીયેં, નામેં પદ્માવતી શર્મ ॥ રા૦ ॥ વા૦ ॥ ૩૧ ॥ કર્ણદેવ રાજાની નંદિની, તુજશું ધરે અનુરાગ ॥ રા૦ ॥ હરખ્યો કુમર સમિત્ર તિહાં ગયો, આરામિક ગૃહેં લાગ ॥ રા૦ ॥ વા૦ ॥ ૩૨ ॥ માલણી મુખેં કરી તાસ જણાવીયું, સરોવર કુમરેં જે દીઠ ॥ રા૦ ॥ તે ઇહાં આવ્યો છે હવે શું કહો, શિક્ષા મુજ તુજ ઇઠ ॥ રા૦ ॥ વા૦ ॥૩૩ ॥ તે માલણીનું શિર હણી રીશથી, ચંદનભીને રે હાથ ॥ રા૦ ॥ નિષ્કાસી તે આવી સવિ કહ્યું, વિલખી થઇનેં અનાથ ॥ રા૦ ॥ વા૦ ॥ ૩૪ ॥ મિત્ર કહે મેં એહવું જાણીયું, સિતપંચમી ભીને પાણિ ॥ રા૦ ॥ મસ્તકેં મારી તે સિત પંચમી, દિવસેં મિલણ મન આણ ॥ રા૦ ॥ વા૦ ॥ ૩૫ ॥ મનમાં હરખી જૂદા ઊતરચા, ભાટકેં લઇ એક ધામ ॥ રા૦ ॥ જ્ઞાનવિમલ મતિ મંત્રીની અછે,તેહથી સીઝશે કામ ॥ રા૦ ॥વા૦ ॥૩૬॥ સર્વ ગાથા ॥ ૭૪૮॥

॥ દોહા ॥

॥ કુમર કહે તેં કેમ લહી, પંચમી અવધિ પ્રમાણ ॥ સિત ચંદન પંચાંગુલી, શિર હણી એણે અહિનાણ ॥ ૧ ॥ પંચમી દિન જવ આવીયો, વલી માલણીનેં કહે તામ ॥ જાઓ તિહાં માલણ કહે, હવે ન જાઊં તસ ધામ ॥ ૨ ॥ લલચાવી દ્રવ્યેં કરી, દ્રવ્ય કરે સવિ કામ ॥ બલાત્કાર મૂકી તિહાં, કહી વાત લેઇ નામ ॥ ૩ ॥ કુંકુમ હસ્તેં ગાલમાં, દેઇ પ્રબલ ચપેટ ॥ કોણ તે તેહનેં પંથ રચ્યો, આવણનો નહી ખેટ ॥ ૪ ॥ અપમાની તે અતિ ઘણી, ઊતારી ગૃહપૂંઠ ॥ રજ્જૂજોગથી ઊપલી, ભૂમિથી જાલી મૂઠ ॥ ૫ ॥ માલણ જઇનેં સવિ કહ્યું, જીવતી આવી આજ ॥ પણ હવે જાવા નહી કરૂં, જો કાંઇ હોશે લાજ ॥ ૬ ॥ મંત્રી તો સઘલું લહે, કહે હવણાં કરો વિલંબ ॥ ઋતુધર્મે છે તે ભણી, પાકે ન ઊત્સુકેં અંબ ॥ ૭ ॥ કુંકુમ ખરડી અંગુલી,ચારે હણીયો ગાલ ॥ પૂંઠેં વાડી ઘર તણી,તસ પંથેં એહ વાલ ॥ ૮ ॥ નવમી નિશિ તેણે પંથથી, પોહોતો રાજકુમાર ॥ હરખી તેહનેં દેખીનેં, રમે તસ સાથ કુમાર ॥ ૯ ॥ કુમરી કહે કેમ જાણીયો, ગૂઢ હૃદયનો ભાવ ॥ મુગ્ધપણાથી તેણે કહ્યો, એ સવિમિત્ર પ્રભાવ ॥ ૧૦ ॥ હર્ષે કરી જમાડીયો, કરી આદર બહુમાન ॥ દેવર કાજેં આપીયા, વિષ મોદક મન વામ ॥ ૧૧ ॥ કુમર નિજ થાનક આવીયો, દાખી સઘલી વાત ॥ મોદક તમનેં આપીયો,

તુમ નામેં હરખે ધાત ॥ ૧૨ ॥ કહે સુબુદ્ધિનામ માહરૂં, નવિ જાણે શ્યો રાગ ॥ મુગ્ધ પણાથી એણે કહ્યો, પણ ઇહાં ગૂઢ અથાગ ॥ ૧૩ ॥ એમ શંકા લહી ચિત્તમાં, ઊગ્યો સૂર પ્રભાત ॥ મોદક લેઇ પાસેં ઠવ્યો, શોચ્ય કરે નિજ ગાત ॥ ૧૪ ॥ એહવે માખી મૃત લહી, દેખી લહ્યો વિષમર્મ ॥ ભૂમિમાંહે તે ઘા લીયો, દેવરનેં સુખ શર્મ ॥ ૧૫ ॥ સર્વગાથા ॥ ૭૬૩ ॥

॥ ઢાલ પંદરમી ॥ હમીરિયાની દેશી ॥

॥મંત્રી કુમરનેં શીખવે,એણી પરેં કરજો વિચાર॥ કુમરજી ॥ રાત્રેં જાઓ તિહાં એમ કરો, જે હું કહું તે વિચાર ॥ કુ૦ ॥ ૧ ॥ ચતુર તે નર ભૂલે નહી, જાણે સવિ પરપંચ ॥ કુ૦ ॥ પણ સજ્જનથી માઠું નવિ હોયે, ખલ ન કરે ખલખંચ ॥ કુ૦॥ ચ૦ ॥ એ આંકણી ॥ કુમરનિશાયેં તિહાં ગયો, રમતાં વોલી રાત ॥ કુ૦ ॥ નિદ્રાલુ થઈ પરગડે, સૂતી ફરી પરભાત ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૨ ॥ જંઘાયેં રેખા ત્રણ કરી, ત્રિશૂલ તણે આકાર ॥ કુ૦ ॥ નેઊર લેઇનેં આવીયો,નિજઘર રાજકુમાર ॥ કુ૦ ॥ ચ૦॥ ૩॥ તે પ્રભાતેં યોગી થયા, ગયા સમશાન મઝાર ॥ કુ૦ ॥ મંત્રિ ગુરૂ શિષ્યરાજશું, જાણે મંત્ર પ્રચાર ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૪ ॥ શિષ્ય ગયો કનકાપણે, લેઇ નૂપુર તેહ ॥ કુ૦॥ મૂલ્ય દીયો મુજ એહનું, બહુ મૂલું છે એહ ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૫ ॥ તે નૂપર વણિકેં મલી, પોહોચાડ્યું નૃપપાસ ॥ કુ૦ ॥ ઓલખીયું નિજ નામ તે, પૂછે એ કેમ તુજ પાસ ॥ કુ૦ ॥ ૬ ॥ તે કહે હું જાણું નહી, ગુરૂ જાણે એ વાત ॥ રાજાજી ॥ રાજાયેં ગુરૂ તેડાવીયો, કહો એહનો અવદાત ॥ ગોસાંઇ ॥ ચ૦ ॥ ૭ ॥ એ કિહાંથી તુમ પામીયું, ગુરૂ કહે આજ મસાણ ॥ રાજાજી ॥ શક્તિ એક આવી તિહાં, ઊત્કટ જોર પ્રમાણ ॥ રાજાજી ॥ ચ૦ ॥ ૮ ॥ મેં તેહનેં ચરણે ગ્રહી, રહ્યું નૂપુર મુજ હાથ ॥ રાજાજી ॥ રેખા ત્રણ જંઘાયેં કરી, મૂકી તે ગઇ સાથ ॥ રાજાજી ॥ ચ૦ ॥ ૯ ॥ કેહવી છે તે જાણવા, ભૂપેં અંતઃપુરમાંહે ॥ કુ૦ ॥ દોષ સહિત સુતા ઓલખી, ચિંતે નૃપ મનમાંહે ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૧૦ ॥ કેમ નિર્દોષ થાયે હવે, પૂછે યોગી રાય ॥ રાજાજી ॥ કહે યોગી વિદ્યા અછે, નિર્દોષી એ થાય ॥ રાજાજી ॥ ચ૦ ॥ ૧૧ ॥ કહે રાજા મુજ પુત્રીનેં, નિર્દૂષણ કરો હેવ ॥ બાબુજી ॥ તો હું જાણું તુમેં ઉપગારીયા, જાજી દાખું સેવ ॥ ગુરૂજી ॥ તુમેં છો મહોટા દેવ ॥ બાબુજી ॥ ચ૦ ॥ ૧૨ ॥ કહે યોગી આજ રાત્રિમાં, એહનો કીજેં ઉપાય ॥ રાજાજી ॥ મંત્રિત વસ્ત્ર દીયું માહરૂં, તેણે બાં

ઘો મુઝ પાય ॥ રાજાજી ॥ ચ૦ ॥ ૧૩ ॥ નયણેં પાટા બાંધવા, બેસારી રથ માંહિ ॥ રાજાજી ॥ નિજભટ સાથેં મૂકીયેં, પૂરવદિશિ તરૂછાંહિ ॥ રાજાજી । ચ૦ ॥ ૧૪ ॥ કર બાંધીનેં દેશનેં, અંતેં મૂકી જાય ॥ રાજાજી ॥ ભટ તે ફરી જોવે નહી, ન કહે કનીને આય ॥ રાજાજી ॥ ચ૦ ॥ ૧૫ ॥ આઠ યામ લગેં વનમાંહિ, ફરશે ઇચ્છાચાર ॥ રાજાજી ॥ તો એ નિર્દોષા થશે, એ ઉપાય મનોહાર ॥ રાજાજી ॥ ચ૦ ॥ ૧૬ ॥ પછી ઊત્સવશું આણજો, નિજઘરમાંહે એહ ॥ રાજાજી ॥ તુમને પણ સુખ થાયશે, નિર્દૂષણ થશે દેહ॥ રાજાજી ॥ ચ૦ ॥ ૧૭ ॥ એમ કહી બેહુ નિજ ઘર ગયા, શીખવી એહવી વાત ॥ કુ૦ ॥ રાજાયેં તે કન્યા મૂકી, વનમાંહે તેણિ રાત ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૧૮ ॥ હવે તુરંગેં ચઢી બેહુ જણા, તુરત તે વનમાં જાય ॥ કુ૦ ॥ તસ બંધન છેદી કરી, લેઈ નિજપુર તે જાય ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૧૯ ॥ પંથેં સુબુદ્ધિનેં સા કહે, એ શું કીધું કામ ॥ દેવરજી ॥ કહે દેવર હું નવિ લહું, એ ભોજાઇનાં કામ ॥ ભાભીજી ॥ ચ૦ ॥ ૨૦ ॥ વિષ મોદકથી જો ઊગરચા, તો એ આવી બુદ્ધ ॥ ભાભીજી ॥ એમ જાણી હવે રાખજો, નિર્મલ ચિત્ત વિશુદ્ધ ॥ ભાભીજી ॥ ચ૦ ॥ ૨૧॥ રાતેં વનમાં આવીયો, પુત્રી જોવા કાજ॥ કુ૦ ॥ જોઇ પણ દીઠી નહી, સુતા સુતા કહે રાજ ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૨૨॥ હૃદયેં સ્ફોટ થઇ નૃપ મૂઓ, શબ કહે એહવી ભાખ ॥ કુ૦ ॥ હત્યા લાગી કહો કેહનેં, કની નૃપ કુમર મિત્ર દાખ ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૨૩ ॥ જો જાણીનેં નવિ કહે, તો હત્યા તુજ હોય ॥ કુ૦ ॥ એહવું શબભાષિત સુણી, ચિત્ત વિમાસીને જોયા॥ કુ૦ ॥ ચ૦ ॥ ૨૪ ॥ હત્યા ભૂપતિનેં શિરેં, ચિહુમાં જોતાં થાય ॥ મૃતકજી ॥ કેમ કુમરી મહોટી કરી, કહો કેમ તેણેં રહાય ॥ કુ૦ ॥ એ ભૂપતિ અન્યાય ॥ મૃતકજી॥ ચ૦ ॥ ૨૫॥ એમ કુમર વયણા સુણી, વડે બેઠો શબ જાય ॥ કુ૦ ॥ એ બહુલો હઠ દેખીનેં, કુમર ચિંતે મનમાંહે ॥ કુણપજી ॥ ચ૦॥ ૨૬ ॥ તવ કુમરનેં વલીય કથા, કહેવાનેં કરેય વિચાર ॥ કુણપજી ॥ અચરિજકારી લોકનેં, સુણતાં ચિત્ત ચમકાય ॥ કુણપજી ॥ ચ૦ ॥ ૨૭ ॥ ૭૯૦ ॥

॥ તજ્જથા ॥ ઢાલ ॥ રાગ ભૂપાલ, દેશી સખણિયાની, જાતિ ચોપાઇની॥ નવિ નવિ નગરીમાં વસેરે સોનાર ॥ ॥ એ દેશી ॥

॥ ગંગાધરનેં કરી જુહાર, કહે કથા શબ તેણીવાર॥ નગરી ભોગવતી છે નામ, કામી મન લાગે અભિરામ ॥ ૧ ॥ રૂપસેન નામેં નરપતિ, મનમાની સ્ત્રી નવિ હતી ॥ પંજરામાંહે રહે શુક એક, વારૂ કલાવિચક્ષણ છેક ॥ ૨॥

એકદિન નૃપતેં શૂક પૂછીયો, કાંઇ જાણે છે એમ સૂચીયો ॥ કીર કહે હું જાણું સર્વ, કહે નૃપ એહમાં શ્યો તુજ ગર્વ ॥ ૩ ॥ જો જાણે છે તો કહે મુજ યોગ, કોણ કન્યા મુજ આવે ભોગ ॥ કીર કહે મગધાધિપ તણી, સુર સુંદરી નામેં બહુ ગુણી ॥ ૪ ॥ તે તાહારી ભાર્યા હોયશે, પ્રેમેં વદન કમલ જોયશે ॥ તેણે પણ પૂછી છે સારિકા, ચંદ્રપ્રભા નામેં સુખકારિકા ॥ ૫ ॥ મદનમંજરી પુત્રી કહે, મુજનેં યોગ્ય કોઇ વર લહે ॥ સારિકાયેં પણ તુમનેં દાખીયા, રૂપસેન ચિત્તમાં રાખીયા ॥ ૬ ॥ તે નિસુણીને થઇ રાગિણી, સખીનેં વાત જણાવી ઘણી ॥ પટરાણીયેં જણાવ્યો ભૂપ, એહવેં આવ્યો સચિવ અનૂપ ॥ ૭ ॥ સચિવેં સઘલી જણાવી વાત, સંકેતી આણ્યો નૃપ સાક્ષાત ॥ યાચી કન્યા શુભ મુહૂર્ત્તે, પરણ્યો રાજા કન્યા પ્રત્યેં ॥ ૮ ॥ ચંદ્રપ્રભા સારિકા લેઇ સાથ, મદનમંજરી પરણી નિજનાથ ॥ અનુક્રમેં નિજનગરીયેં આવીયા, શુકનેં પંજરમાં ઠાવીયા ॥ ૯ ॥ મનઇચ્છિત જવ માણસ મલે, વિરહ તણાં તવ દુખડાં ટલે ॥ તે સવિ પુણ્ય તણા સુપસાય, કાલ ન જાતો જાણે રાય ॥ ૧૦ ॥ હવે એક દિન ભાખે શુકરાજ, શૂડી નિરખી સખરે સાજ ॥ રે સુંદરી સ્નેહલ લોચનેં, ભોગ ન ઇચ્છે શું તુજ મનેં ॥ ૧૧ ॥ સાર સંસાર માંહે છે ભોગ, ભોગવીયેં મલ તે સંયોગ ॥ એ તન ધન મન યૌવન આય, ચંચલ છે પણ ભોગ પસાય ॥ ૧૨ ॥ યતઃ ॥ સંસારે સર્વજીવાનાં, ભોગપ્રાપ્તિફલંશુભં ॥ ગતંતેજીવિતંભીરૂ, જીવનંચ નિરર્થકં ॥ યાન વેત્તિ સદા પુંસાં ચતુરાણાં રતિપ્રદં ॥ ૧ ॥

ભાવાર્થઃ—સંસારને વિષે સર્વ જીવને ભોગ પ્રાપ્તિનું ફળ તે સુખ છે. તો હે બિકણ સ્ત્રી! તારૂં જીવિત નિરર્થક ગયું. જે સ્ત્રી, ચતુર પુરૂષો સંબંધી રતિને દેનારા સુખને ન જાણે છે તેનું જીવિત નિરર્થક ગયુ. એમ જાણવું ॥

ઇમિ નિસુણી બોલી સારિકા, પુરૂષ ભોગ વાંછું નહી શુકા ॥ તવ કહે સૂડો તે શ્યા ભણી, નરવિણુ નારી દોભાગિણી ॥ ૧૩ ॥ કહે સારિકા તેં સાચું કહ્યું, પણ મેં શાસ્ત્રે એહવું લહ્યું ॥ દ્રોહી વંચક નર હોયે પ્રાહિ, બહુલા કપટી છે જગમાંહિ ॥ ૧૪ ॥ યતઃ ॥ સ્વાર્થનિષ્ઠા મુખ મિષ્ટાઃ, દ્રોહિણઃપરવંચકાઃ॥ માયાવિનઃ કૃતઘ્નાશ્ચ, નિર્દયાઃ પુરૂષાઃ પુનઃ ॥ ૧ ॥ એમ નિસુણી શુક કહે તે ખરૂં, એહવો નિશ્ચય નહી ચિત્તધરૂં ॥ સ્ત્રીપણ હોયે દુશ્ચારિણી, પતિઘાતક મહોટી પાપિણી ॥ ૧૫ ॥ યતઃ ॥ ॥ અનૃતંસાહસંમાયા, મૂર્ખત્વમતિલોભતા ॥ અશૌચંનિર્દયત્વં ચ, સ્ત્રીણાં

દોષાઃ સ્ત્રભાવજાઃ ॥ ૧ ॥ ભવયબીજં નારકસ્ય, દ્વાર માર્ગસ્ય, દીપિકા ॥ શુચાં સ્થાનંકલેર્મૂલં, દુઃખાનાં ખાનિરંગના ॥ ૨ ॥

ભાવાર્થ:—ખોટું બોલવું, સાહસકર્મ, અત્યંત માયા, મૂર્ખપણું, અતિ લોભ પણું, અપવિત્રપણું, અને નિર્દયપણું, તે સર્વ દોષ સ્ત્રીયોને સ્વભાવથીજ હોયછે ॥ ૧ ॥ સંસારનું બીજ, અને નરકદ્વારના માર્ગમાં જવાને દીવી, શોકનું સ્થાન, કલેશનું મૂળ અને દુઃખની ખાણ તે સ્ત્રી છે.

પૂર્વઢાલ ॥ એમ વિવાદ માંહોમાંહે થાય, રાજા રાણી લગેં વાત જાય ॥ વાદ તણું એ દાખો મૂલ, સારિકા કહે સુણો વાદનું મૂલ ॥ ૧૬ ॥ કથા કહે તિહાં શૂડી એક, સુણ રાજન્ મુજ વાત વિવેક ॥ કાંચનપુર નામેં એક નયર, મહાધનશેઠ વસે અતિ મહેર ॥ ૧૭ ॥ ધનક્ષય નામેં છે તસ પુત્ર, પરણ્યો પુણ્યવર્દ્ધન પુરી તત્ર ॥ ઊદ્ધવ શેઠ તણી દીકરી, પરણીનેં મૂકી ગયો ફરી ॥ ૧૮ ॥ કાલેં મહાધન પામ્યું કાલ, પોહોતું ધન સવિ વ્યસનેં આલ ॥ તદનંતર ગયો તરૂણી પાસ, કેટલાએક દિન રહ્યો ઊલ્લાસ ॥ ૧૯ ॥ ભૂષણ સહિત લેઇ ભામિની, ઘરેં આવે પાછો થઇ ધની ॥ સાસરીયા વોલાવી વલ્યાં, દંપતી દોય ચલે તિહાં મલ્યાં ॥ ૨૦ ॥ અર્દ્ધપંથ તે આવ્યા જિસેં, ઊદ્વંસ ગ્રામ વચેં આવ્યું તિસેં ॥ તવ પતિ કહે ઇહાં ભય છે ઘણો, વચન એક માહારૂં પ્રિય સુણો ॥ ૨૧ ॥ ભૂષણ વસ્ત્ર સવિ મુજનેં આપ, નિર્ભય ઠામેં તેહનેં થાપ ॥ પછી આગલ જોઇ શુભ સાથ, ચાલીશું એમ બોલ્યો નાથ ॥ ૨૨ ॥ એમ કહી વસ્ત્ર વિભૂષણ ગ્રહી, અંધ કૂપમાં નાખી તે સહી ॥ દુષ્ટ તેહ નિજ પુર આવીયો, પાપ પંકમાં નવરાવીયો ॥ ૨૩ ॥ હવે સુણજો તે સ્ત્રીની કથા, વાટેં પથિક બહુ જાતા હતા ॥ કૂપાંતરમાં ભાયગ વશેં, પડતાં એકદિશેં રહી ઊલ્લસેં ॥ ૨૪ ॥ શબ્દવેધથી કાઢી તેણેં, પૂછી કથા તવ એહવું ભણે ॥ ચોરેં મમ ભર્ત્તા બાંધીયો, દેઇ પ્રહરનં જર્જર કીયો ॥ ૨૫ ॥ જીવે છે કિંવા તે નહી, તે જાણે પરમેશર સહી ॥ ભૂષણ સવલાં મુજ અપહરી, અંધકૂપમાં નાખી કરી ॥ ૨૬ ॥ એમ કહી ઉત્તર વાલીયો, પથિકેં તે ઊપદ્રવ ટાલીયો ॥ અનુક્રમેં આવી પીહર ભણી, પૂછે સવિ કિહાં ગયો તુજ ધણી ॥ ૨૭ ॥ સર્વ વૃત્તાંત કલ્પીનેં કહ્યો, ક્ષણ એક શોક સંગે પણ લહ્યો ॥ આલિંગી હિયડા ભીતરેં, પુત્રી અંશેં રખે દુઃખ ધરે ॥ ૨૮ ॥ સુખદુઃખ સવિ લહિયેં કૃતકર્મ, ભોગવીયેં નવિ તજીયેં ધર્મ ॥ જો જમાઇ છે જીવતો, આવી મલશે તો ગુણવ

તો ॥ ૨૯ ॥ હવે જમાઇ ધનક્ષય નામ, જેહવું નામ તેહવો પરિણામ ॥ ભૂષણ હાર પ્રમુખ ધન સર્વ, હારયું વ્યસન બલેં ગતગર્વ ॥ ૩૦ ॥ શ્યા મવદનેં તે કેતે કાલ, ફરી આવ્યો સુસરા ઘર ચાલ ॥ હરખી સુકુલિણી ભા મિની, ધન ધન મુજ દહાડો જામિની ॥ ૩૧ ॥ ચિંતે કંત નાખી જે કૂપ, તે એ દીઠી નયણેં અનૂપ ॥ કેણીપરેં એ આવી જીવતી, માહરી વાત કહી હશે છતી ॥ ૩૨ ॥ શંકાણો મનમાં જેટલે, ઘરમાંહે આણ્યો તેટ લે ॥ શંક ન કરશો કાંઇ લગાર, એ સવિ કર્મ તણા ઊપચાર ॥ ૩૩ ॥ શુભ અશુભ જે આપણે આચરયા, જેજે પ્રત્યયનાં તે ઠરયાં ॥ તે ભણી કાંઇ નહી વિષવાદ, આણેજો મનમાં આલ્હાદ ॥ ૩૪ ॥ એમ નિસુણી સુખ વિલસે તેહ, સ્ત્રી પણ દેખાડે સ્નેહ ॥ મર્મમોસ તણી વારતા, ન કહે ઊત્તમ દોષના છતા ॥ ૩૫ ॥ એકદિન કંતેં અવસર લહી, સૂતી નારી જાણી સહી ॥ ગ્રહી સર્વ ભૂષણ ધન તાસ, સ્ત્રી મારી ધારી વિશ્વાસ ॥ ૩૬ ॥ કહે સારિકા રાજન અવધાર, કરણી પુરૂષ તણી સંસાર ॥ પ્રત્યક્ષ દીઠાનેં સાં ભલ્યાં, જેમ વિષ મીઠાઈમાં મલ્યાં ॥ ૩૭ ॥ જોઊપકાર કરે સો ગમે, તોપણ પુરૂષ પ્રતીત નવિ ગમે ॥ તે માટે હું પુરૂષનો સંગ, મન નવિ વાંછું તો શ્યો રંગ ॥ ૩૮ ॥ તે માટેં નિશ્ચય જાણજો, ખલ નર સંગતિ ચિત્ત નાણ જો ॥ જ્ઞાનવિમલ ગુરૂની એ વાણ, જે ધરશે તસ કોડી કલ્યાણ ॥ ૩૯ ॥

॥ દોહા ॥

॥ એહ કથા સૂડી કહી, હવે પ્રત્યુત્તર શુકરાજ ॥ ભાંખે વચન કલાથ કી, સુણીયેં શ્રીનરરાજ ॥ ૧ ॥ પ્રાહિં સહુ સરિખા ન હોએ, અને સ રિખા કહે તે અજાણ ॥ સકલ શુભાશુભ લક્ષણેં, કર્મ તણે પરિમાણ ॥ ૨ ॥ રાશિ અનંતી પાપની, ઊદયથકી સ્ત્રીવેદ ॥ લેહવો તે પણ કર્મથી, શ્યો કરવો તસ ખેદ ॥ ૩ ॥ પણ જે દુશમનથી ડરયા, તે સજ્જનથી ગણે ભીતિ ॥ દૂધેં દાઘો દહીં પ્રત્યેં, ફુંકો પીયે એ રીતિ ॥ ૪ ॥ પણ અંતર છે અતિઘણા, વસ્તુવસ્તુમાં જાણ ॥ એક ઠામથી નીપના, ધૂમ દી પ તસ ઠાણ ॥ ૫ ॥ સારિકા કહે તે દાખીયેં, દોષાલી કોઇ નાર ॥ તો સરિખેં સરિખું મલે, જેમ ન હોયે ઊત્તર ચાર ॥ ૬ ॥ એમ નિસુણી ભાં ખે કથા, શુકપિક મધુરી વાણ ॥ રાજા રાણી સાંભલે, શ્રોતા વેધક જાણ ॥૭॥

આ દોહામાં જે ઉક્ત શ્લોક છે તે લખીયેં છેયેં ॥ યતઃ ॥ યે વં ચિતાધૂર્ત્તજનેન લોકા, સ્તે સાધુસંગેપિ ન વિશ્વસંતિ ॥ ઊષ્ણેન દગ્ધાઃ કિલ

પાયસેન, પિબંતિ ફુત્કૃત્ય દધીનિ તક્રં ॥૧॥

ભાવાર્થ:—જે લોકો ધૂર્ત્તજનેં છેતરયા તે લોકો સાધુ પુરૂષનો પણ વિશ્વાસ કરે નહી. ઊને દુધેં દાઝેલા મનુષ્ય દહિં તથા છાશને પણ ફુંકીને પીયે છે.

વાજી વારણલોહાનાં, કાષ્ઠપાષાણવાસસાં ॥ નારીપુરૂષતોયાના, મંતરંમહદંતરં ॥ ૧ ॥ શસ્ત્રંશાસ્ત્રંકૃષિર્વિદ્યા, વાણી વીણા નરશ્ચ નારી ચ ॥ પુરૂષવિશેષં પ્રાપ્તા, ભવંતિ યોગ્યા અયોગ્યા વા ॥ ૨ ॥

ભાવાર્થ:—ઘોડા ઘોડામાં, હાથી હાથીમાં, લોઢા લોઢામાં, કાષ્ઠ કાષ્ઠમાં, પાષાણ પાષાણમાં, વસ્ત્ર વસ્ત્રમાં, સ્ત્રી સ્ત્રીમાં, માણસ માણસમાં, પાણી પાણીમાં, મોહોટું અંતર હોય છે ॥ ૧ ॥ શસ્ત્ર, શાસ્ત્ર, કર્ષણ, વિદ્યા, વાણી, વીણા, પુરૂષ, અને સ્ત્રી તે ડાહ્યા પુરૂષને પ્રાપ્ત થયે છતે યોગ્ય તે અયોગ્ય અને અયોગ્ય તે યોગ્ય થાય છે.

॥ ઢાલ સત્તરમી ॥ વરઘોડાની દેશીમાં ॥ જિનવર વરઘોડે ચઢીયા જેણીવાર ॥ એ દેશી ॥

॥કંચનપુરનગરી, નિવસે સાગરદત્ત ॥ તસ અંગજ શ્રીદત્ત, નામેં પુણ્યપવિત્ત॥ શ્રીપુરનો વાસી, સોમદત્ત શેઠની જાણી॥ દુહિતા જયશ્રી છે પરણી શ્રીદત્તેં આણી ॥૧॥ પરણીનેં મૂકી, પિતર ગૃહેં તે નારિ ॥ ક્રિયાણક ભરી પ્રવહણ, ચઢીયો તે સમુદ્ર મઝારી ॥ હવે પાછલ વનિતા, યૌવન પામી ચંગ ॥ દેખાડે નવ નવ, કામી જનનેં રંગ ॥ ૨ ॥ યતઃ ॥ યૌવનમુદગ્રસમયે, કરોતિ લાવણ્યગતિં કુરૂપેપિ ॥ દર્શયતિ પાકકાલે, લિંબફલં ચાપિ માધુર્યં ॥ ૧ ॥

ભાવાર્થ:—યુવાવસ્થાના અગ્ર સમયને વિષે કુરૂપ હોય તેપણ લાવણ્ય ગતિને પ્રાપ્ત થાય છે, જેમ લીંબડાની લીંબોલી પણ તેના પકવ સમયને વિષે માધુર્ય પણાને પ્રાપ્ત થાયછે.

॥ પૂર્વઢાલ ॥ એકદિન સૌધોપરિ, નિરખે તે રાજપંથ ॥ કોઇ પુરૂષ યુવાનનેં, દેખી વિષય ઊમંથ ॥ રૂપાલા પુરૂષનેં, દેખી વ્યાકુલ થાય ॥ પ્રાયેં અસતીનાં, લક્ષણ એમ જણાય ॥ ૩ ॥ યતઃ ॥ સુરૂપંપુરૂષં દૃષ્ટ્વા, ભ્રાતરં પિતરં સુતં ॥ શ્રવતે યોનયઃ સ્ત્રીણા, મામપાત્રમિવાંભસા ॥ ૧ ॥ અગ્નિકુંડસમા નારી, ઘૃતકુંભસમોનરઃ ॥ સંપર્કાદ્દ્રવતે નિત્યં, કિંપુનઃ સ્વવશાઃ સ્ત્રિયઃ ॥ ૨ ॥

ભાવાર્થ:—સ્વરૂપવાન એવા ભાઈ, બાપ, પુત્રને જોઇને સ્ત્રીને કામઉત્પન્ન થાયછે અને મન પીગલે છે તે કેની પેરેં તો કે જલેંકરી માટીનું કાચું પાત્ર જેમ પીગલે ॥૧॥ અગ્નિના કુંભ સમાન નારી છે અને ઘૃતના કુંભ સમાન પુરૂષછે માટે તે બેહુ એકઠાં થવાથી જેમ ઘૃત પીગલ્યા વિના રહેતું નથી. તેમ સ્ત્રી અને પુરૂષ એકાંતમાં રહેવાથી પુરૂષનું મન પીગલ્યાવિના રહેતું નથી તો પોતાને વશ સ્ત્રી હોય તો તેમાં શુંજ કહેવું? ॥૨॥

॥ પૂર્વઢાલ ॥ સખી માલતી નામેં, મોકલી તે નર પાસેં ॥ સંકેત કહા વ્યો, એકાંતેં તસ આસેં ॥ માલાકારિણી ગેહેં, હુઓ તસ સંયોગ ॥ એમ પ્રતિદિન મલતાં, વાધ્યો વિષયનો ભોગ ॥ ૪ ॥ અનુક્રમેં પરતટથી, ઘરેં આવ્યો શ્રીદત્ત ॥ સ્ત્રી તેડણ આવ્યો, શ્વસુર ગૃહેં લેઇ વિત્ત ॥ જય શ્રી હવે પતિનેં, દેખી મનમાં ચિંતે ॥ કેમ કરૂં કેમ જાઊં, કહે સખીનેં વૃત્તાંત ॥ ૫ ॥

॥ યતઃ ॥ ચિંતા ચિતા સમા નાસ્તિ, ચિંતા ચૈવ ગરીયસી ॥ સજીવં દહતે ચિંતા, નિર્જીવં દહતે ચિતા ॥ ૧ ॥ તથાચ ॥ અતિપ્રજ્ઞાપોહિનિરંકુશત્વં, ભર્ત્તુઃપ્રવાસઃ સ્વરૂચિસ્તીર્થયાત્રા ॥ ઇર્ષ્યાલુતા સ્વૈરિણિસંગમતાચ, સ્વભાવતઃ શીલવિલુપ્તકા ઇમે ॥ ૨ ॥ ચિંતા ભુજંગી પરિદૃશ્યમાનં, સંમૂર્ચ્છિતં ચિત્તમિદં મદીયમ્ ॥ શશ્વત્કૃતં પશ્યતિ જાતકસ્ય, નો જીવતે વાક્સ્મરણામૃતેન ॥ ૩ ॥

ભાવાર્થઃ—ચિંતા જે છે તે ચિતા સમાન નથી પરંતુ ચિંતા ચિતાથી વધારે પરાક્રમવાલી છે, કારણકે ચિતા જે છે તે જીવરહિત મનુષ્યને બાલે છે અને ચિંતા છે જે તે જીવસહિત મનુષ્યને બાલે છે ॥ ૧ ॥ એક અત્યંત બોલવું, નિરંકુશપણું, પોતાના સ્વામીનું પ્રવાસ જાવું, પોતાની ઇચ્છા પ્રમાણે જયાં ત્યાં જવું, જાજી ઇર્ષ્યા, સ્વૈરિણી સ્ત્રીનો સંગ, એટલાં વાનાં સ્વભાવથીજ શીલવિભંગ કરનારાં છે ॥ ૨ ॥

કિંબહુના ॥ ઢાલ પૂર્વલી ॥ આગતનેં સ્વાગત, પૂછી બહુપરેં તાસ ॥ જામાતા જમાડી, શયન કરાવ્યું પાસ ॥ પતિસ્નેહલ વચનેં, જેમ જેમ બહુ આશ્વાસી ॥ તેમ તેમ તસ બહુ દુઃખ, વેદે મન જેમ દાસ ॥ ૬ ॥

યતઃ ॥ સ્નેહં મનોભવકૃતં જનયંતિ ભાવા, નાભી ભુજસ્તનવિભૂષણદર્શિતાનિ ॥ વસ્ત્રાણિ સંયમનકેશવિમોક્ષણાનિ, ભ્રૂક્ષેપકંપિત કટાક્ષ નિરીક્ષણાનિ ॥ ૧ ॥

ભાવાર્થ-નાભિ, સ્તન, ઘરેણાં, તેનું દેખાડવું, તથા વસ્ત્રની નીવિને બાંધવી તથા વરંવાર છોડવી અને કેશને છુટા મૂકવા, ભ્રકુટિયેં કંપિતએવા કટાક્ષે કરી જાણવું એ સર્વ ભાવો કામદેવ કૃત સ્નેહને ઉત્પન્ન કરેછે,

॥ પૂર્વ ઢાલ ॥ એમ કરતાં નિદ્રિત, પતિ જાણીને ઊઠી ॥ સખીને ઘરે જાવા, જોઇ જે હવે લૂંઠી ॥તવ વાટેં ચોરેં, જાતી તેહવી દીઠી ॥ મદનાતુર ચંચલ, સહજ કુશીલ ઊઠ્ઠીઠી ॥૭॥ તેણે સ્થાનક તેણે દિન, ચહુટે સંગમ હુંતે ॥ કોઇ નરને નારી, સંગે પ્રથમ વિરતંત ॥ તેહવામાંહે તેપણ, કર્મસંયોગેં આવી ॥

રાજ પુરૂષને યોગેં, કર્મ સંયોગેં ભાવી ॥ ૮ ॥ કોટવાલેં હણીઓ, રાજ પુરૂષ ચોર ભ્રાંતેં ॥ હવે કામાતુર સા, દેખે વિતથ થઇ વાતેં ॥ તે મૃતક આલિંગેં, સુગંધ દ્રવ્યશું પૂજે ॥ મુખચુંબન વારં, વાર કરે નવિ બૂઝે ॥ ૯ ॥ ચોરેં તે સઘલો, દીઠો કામ વિલાસ ॥ ઐ ઐ સ્મરપરવશ, મોહ તણો એ પાસ ॥ તવ યક્ષે ચિંત્યું, શબ શરીરમાં પેશી ॥ વિલસું એ સ્ત્રીને, પૂર્ણ કરીને હોંશી ॥૧૦॥ યક્ષેં તસ નાસા, દંત સંઘાતેં ત્રોડી ॥ જઇ વૃક્ષેં બેઠો, મૃતક દેહ ગયો ઊડી ॥ રૂધિરેં તે ખરડી, સખી ગેહેં તે જાય ॥ સખી આગલ સઘલી, વાત કરે સા બનાય ॥ ૧૧ ॥ યતઃ ॥ અન્યથા ચિતિતં કાર્યં, દેવેન કૃત્ય મન્યથા ॥ મલિનીવશ ચૂર્ણેન, ભદ્રની પ્રલયંગતા ॥ ૧ ॥

॥ પૂર્વઢાલ ॥ તવ સખી એમ ભાખે, જબ લગેં સૂર ન ઊગે ॥ તબ લગેં પતિપાસેં, જા તું થઇ નિશૂગ ॥ ગુરૂતરશબ્દેં શું, તેહનેં તેડણ કાજ ॥ તસ પૂઠેં તસ્કર આવે, જિહાં ન ઊગે દિનરાજ ॥ ૧૨ ॥ એમ સખીના વયણથી, પતિ પાસેં જવ જાય ॥ તબ તે રોવા લાગી, કુટુંબ મલ્યું સવિ આય ॥ રે નિર્લજ્જ નિષ્ઠુર, અરે કુકર્મના કારી ॥ નિરપરાધ પુત્રીનેં, કેમ નાસિકા અપહારી ॥ ૧૩ ॥ નિસુણી જમાતા, ચિંતે એ શું અંગ ॥ અણચિંતિત આવી, લાગું પાપ પ્રસંગ ॥

॥ યતઃ ॥ નવિશ્વસેન્નૃપે શૂદ્રે, કૃષ્ણે ચૈવ ન બ્રાહ્મણે ॥ ન વિશ્વસેત્ કૃષ્ણસર્પે, કાયે નૈવ ચ વિશ્વસેત્ ॥ ૧ ॥ મદ્યપાઃ કિં ન જલ્પંતિ, કિં ન ભક્ષંતિ વાયસાઃ ॥ કવયઃ કિં ન બુધ્યંતિ, કિં ન કુર્વંતિ પાંસુલાઃ ॥ ૨ ॥

ભાવાર્થ:—રાજામાં, શૂદ્રમાં, કાગડામાં, કાલા બ્રાહ્મણમાં, કાલા સર્પમાં, અને શરીરમાં વિશ્વાસ કરવો નહીં ॥ ૧ ॥ મદ્યપાની શું બકતા નથી, કાગડા શું ભક્ષણ કરતા નથી, કવિયો શું જાણતા નથી, પાંસુલા સ્ત્રી શું કરતી નથી ? અર્થાત્ એ, સર્વ કરે છે ॥ ૧ ॥

॥ પૂર્વ ઢાલ ॥ એમ સહુ મલીનેં, કીધો જમાઇ અન્યાઇ ॥ અનુક્રમેં નૃપ આગલેં, કહ્યો પ્રભાતેં ધાઇ॥ ૧૪ ॥ યતઃ ॥ દુર્બલાનામનાથાનાં, બાલવૃદ્ધતપસ્વિનાં ॥ અન્યાય પરિભૂતાનાં, સર્વેષાં પાર્થિવોગતિ ॥ ૧ ॥ અશ્વપ્લુતં વારિદગર્જિતંચ, સ્ત્રીણાં ચરિત્રં પુરૂષસ્ય ભાગ્યમ્ ॥ અવર્ષણં ચાપિહિ વર્ષણં ચ, દેવો ન જાનાતિ કુતોમનુષ્યઃ ॥ ૨ ॥

ભાવાર્થઃ—દુર્બલ, અનાથ, બાલ, વૃદ્ધ, તપસ્વી, તથા અન્યાયથી પરાભવ પામેલા જનો, એ સર્વને રાજા જે છે તેજ ગતિ છે ॥ ૧ ॥ અશ્વનો દોડતી વખતે થતો શબ્દ, મેઘનો ગર્જારવ, સ્ત્રીયોનું ચરિત્ર, અને પુરૂષનું ભાગ્ય તથા વરસાદનું વરસવું, અથવા નહિં વરસવું, તેને દેવ ન જાણી શકે તો મનુષ્ય ક્યાંથીજ જાણી શકે? ॥ ૨ ॥

॥ પૂર્વઢાલ ॥ સવિ વાત જણાવી, સાચી પણ મન નાવી ॥ કારણ પણ તેહવાં, જેહવું હોયે ભાવી ॥ રાજપુરૂષેં જાણ્યું, એહવો નિશ્ચય કીધ ॥ જામાતા દુષ્ટેં, સતીનેં કલંક એ દીધ ॥ ૧૫ ॥ વધ આદેશ દીધો, કીધો કો ન વિલંબ ॥ એહવેં તે ચોર તિહાં, આવ્યો પૂકેં લંબ ॥ કહે રાજન નિસુણો, એહનો સવિ સંબંધ ॥ સુણી ધર્મીજન કહે, એહ પુરૂષ નહી વધ્ય ॥ ૧૬ ॥ રાજાનેં મહોટું, પુણ્ય પ્રજા જે રાખે ॥ અધિકારી તેહિજ, પુણ્યકરણી જે દાખે ॥ એમ નિસુણી રાજા, જામાતાનેં મેહેલી ॥ શણગારી શહેરમાં, કરતો બહુવિધ કેલી ॥ ૧૭ ॥ રાસભેં આરોપી, તે કુલટાનેં ભમાડી ॥ શિર મુંડી શહેરમાં, આગલ કાહલી વજાડી ॥ પુર પશ્ચિમ દ્વારેં, કાઢી ગાઢી વિગોઇ ॥ જે એહવાં લક્ષણ, કરશે તે એમ હોઇ ॥ ૧૮ ॥ યતઃ ॥ આવર્ત્તઃ સંશયાનામવિનયભવનં, પત્તનં સાહસાનાં ॥ દોષાણાં સન્નિધાનં કપટશતમયં, ક્ષેત્રમપ્રત્યયાનાં ॥ સ્વર્ગદ્વારસ્ય વિઘ્નં નરકપુરમુખં, સર્વમાયા કરંડં, સ્ત્રીયંત્રં કેન સૃષ્ટં વિષમમૃતમયં, પ્રાણિનામેકપાશઃ ॥ ૧ ॥

ભાવાર્થઃ—સંશયને રહેવાનું સ્થાન, સાહસકામનું નગર, દોષનું ભંડાર, અવિશ્વાસોનું ક્ષેત્ર, સ્વર્ગદ્વારને વિઘ્નરૂપ, નરકપુરનું મુખ, સર્વમાયાના કંડિયારૂપ, દેખવામાં અમૃત સરખું પરંતુ વિષમય અને પ્રાણીયોને ફસાવાના પાશલા જેવું સ્ત્રીરૂપયંત્ર કેણે સૃજયું છે? ॥ ૧ ॥

॥ પૂર્વઢાલ ॥ હવે તેણે શેઠેં, પરણી અપર કુલીણી ॥ સુખ ભોગમાં વિલસી, કરી આગલ શુભ કરણી ॥ ભાંખે એમ શૂડો, રૂડો વચન વિલાસ ॥ તેહ ભણી સુણો રાજા, એ સવિ કર્મવિલાસ ॥ ૧૯ ॥ નારી પણ એહવી, દીસે છે જગમાંય ॥ પક્ષપાત ન કરવો, સમભાવેં ગુણ થાય ॥ એમ કીર કથાનક, નિસુણી કહે વેતાલ ॥ કહો રાજન કેહનેં, પાપ અધિકનેં આલ ॥ ૨૦ ॥ કહે રાજા બિહુમાં, પાપિણી નારી કહીયેં ॥ લોક ભાષાયેં એહવું; શાસ્ત્રમાંહે પુણ્ય લહીયેં ॥ યતઃ ॥ ગુરૂરગ્નિર્દ્વિજાતીનાં, વર્ણાનાં બ્રાહ્મણોગુરૂ, ॥ પતિરેવ ગુરૂઃ સ્ત્રીણાં, સર્વસ્યાભ્યાગતો ગુરૂઃ ॥ ૧ ॥ નિંદ્યા યોષિન્ન મર્ત્યોહિ, યતો યોષિત્તદન્યયા ॥ ધર્માધર્મવિચારેષુ, તન્નિયુક્તા ભવંતિ યત્ ॥ ૨ ॥

ભાવાર્થ:—બ્રાહ્મણ જાતિનો ગુરૂ અગ્નિ છે, તથા ત્રિવર્ણોનાં ગુરૂ બ્રાહ્મણ છે, અને સ્રીના ગુરૂ પતિજ છે, અને સર્વના ગુરૂ અભ્યાગત છે.

॥ પૂર્વઢાલ ॥ વૈતાલ સુણી એમ, આપણે થાનકેં જાય ॥ એમ બીજી કથાનો, શબ વાણીથી થાય ॥ અચરિજ તવ પામી, વાત તણો રસ વાધે ॥ પણ જ્ઞાનવિમલ ગુણે, શાંતિસુધારસ સાધે ॥ ૨૧ ॥ ઇતિ કથા ॥

॥ દોહા ॥

॥ ગુરૂગણપતિના પય નમી, કહું ત્રીજું આખ્યાન ॥ સાહસથી સવિ સંપજે, જગમાં સત્ત્વ પ્રધાન ॥ ૧ ॥ વર્દ્ધમાન નામેં નગર છે, તિહાં શૂદ્રદેવ છે ભૂપ ॥ એક દિન આસ્થાન મંડપેં, બેઠો ચતુરશું ચૂપ ॥ ૨ ॥ પૂછે દૌવારિક પ્રત્યેં, રાજા તેણે વાર ॥ અન્ય અશૂન્ય પણે તથા, કોઇ સેવે દરબાર ॥ ૩ ॥ કહે પ્રતિહાર સુણો સાહેબા, આસિઝે નર નાર ॥ નિરાલંબ દુઃખિયા જના, તે સીઝે દરબાર ॥ ૪ ॥

॥ યતઃ ॥ સ્વેદજલમલક્લિન્ના, નિરાલંબા નિરાશ્રયાઃ ॥ દ્વારે તિષ્ઠંતિ દેવેશ, સેવકા વૃષણા ઇવ ॥ ૧ ॥ એહ્યાગચ્છ ત્વમુત્તિષ્ઠ, વદ મૌનં સમાચર ॥ એવમાશાગ્રહગ્રસ્તૈ; સેવ્યંતે ધનિનોઽર્થિભિઃ ॥ ૨ ॥

ભાવાર્થ:—સ્વેદજલ યુક્ત મલ તેણેકરી આર્દ્ર, તથા નિરાલંબ, નિરાશ્રિત એવા સેવકો વૃષણની પેઠે દ્વારને વિષે રહેછે ॥ ૧ ॥ આવ, જા, બોલ, મૌનરાખ, એમ ધનવાનનાં વચન માની આશા રૂપ ગ્રહગ્રસ્ત, પૈશાના લોભીજનો ધનવાનને સેવે છે ॥ ૨ ॥

॥ દોહા ॥ એણે સમે દક્ષિણ પંથથી, વીરવર નૃપ પુત્ર ॥ આવ્યો સેવા કારણે, જાણી નૃપતિ પવિત્ર ॥ ૫ ॥ ભેટ થઇ નૃપ સારિસી, રાજા દે બહુ માન ॥ પૂછે કેમ આવ્યા અછો, કહો પ્રયોજન નામ ॥ ૬ ॥ વીરવર મુજ નામ છે, આવ્યો સેવા કાજ ॥ ગુણિજનની જે સેવના, તે સુરતરૂ સમ આજ ॥ ૭ ॥ ૮૮૬ ॥

॥ ઢાલ અઢારમી ॥ તે મુનિ બાલક વંદીયેં રે લાલ ॥ એ દેશી ॥

॥ કહે ભૂપતિ હવે તે પ્રત્યે રે લાલ, શું દીયું તુજને વિત્ત ॥ સુણવાણી રે ॥ તે કહે સહસ સોવન તણા રે લાલ, ગદીયાણા દીયો નિત્ય ॥ સુ૦ ॥ સાહસથી સવિ સંપજે રે લાલ ॥ ૧ ॥ એ આંકણી ॥ એમ નિસુણી ભૂપતિ કહે રે લાલ, શ્યો તાહારે પરિવાર ॥ સુ૦ ॥ હય ગય રથ પાલાદિકા રે લાલ, કિશ્યા કુટુંબ આચાર ॥ સુ૦ ॥ સા૦ ॥ ૨ ॥ તે કહે હું સુતનેં સુતા રે લાલ, ભામિનીશું છે ચાર ॥ સુ૦ ॥ ન મલે કોઇ પાંચમો રે લાલ, સુણી હસ્યાં સર્વ નર નાર ॥ સુ૦ ॥ સા૦ ॥ ૩ ॥ ભૂપતિ ચિંતે ચિત્તમાં રે

લાલ, એહનેં અલ્પ પરિવાર ॥ સુ૦॥ ધન તો માગે છે ઘણું રે લાલ, જ ણાશે ફલ દ્વાર ॥ સુ૦ ॥ શ્યો હવે એહ વિચાર ॥ સુ૦ ॥ સા૦ ॥ ૪ ॥ ભં ડારીને દાખીયો રે લાલ, દીયો નિત્યેં એ વિત્ત ॥ સુ૦ ॥ એ વરવીર રાજ પુત્રનેં રે લાલ, ભંડારી કહે તહત્ત॥ સુ૦॥ સા૦॥ ૫॥ તે પણ ભોજન વસનશું રે લાલ, ગંધ માલ્ય પ્રમુખ જે સર્વ ॥ સુ૦॥ યોગવાઇ કરે ગેહમાં રે લાલ, અવશેષ જે રહે દ્રવ્ય॥ સુ૦॥ સા૦॥ ૬ ॥ તે બ્રાહ્મણ ભટ ચારણા રે લાલ, દીન દુઃખી દુર્બલ અનાથ ॥ સુ૦ ॥ તે સવિ હું સાન્નિધ્ય કરે રે લાલ, આપે અ વારિત આથ ॥ સુ૦ ॥ સા૦ ॥ ૭ ॥ પછી ભોજન આપેં કરે રે લાલ, એમ વાધે યશવાદ ॥ સુ૦ ॥ દાતારી દેઊલ ચઢે રે લાલ, મત ધરો કોઇ વિષ વાદ ॥ સુ૦ ॥ સા ૦ ॥ ૮॥ રાતેં નૃપની ચાકરી રે લાલ, પોહોરાયતની જેહ ॥ સુ૦॥ ખડ્ગ ધરી નિજ હાથમાં રે લાલ, સેવકરે ધરી નેહ ॥ સુ૦ ॥ વીરવર એમ ગુણ ગેહ ॥ સુ૦ ॥ સા૦ ॥ ૯ ॥ એક દિન મધ્યરયણી સમે રે લાલ, બોલાવે તિહાં રાય ॥ સુ૦ ॥ કોણ જાગે છે પોહોરીયોરે લાલ, વરવીર કહે હું જગાય॥ સુ૦ ॥ સા૦ ॥ ૧૦ ॥ યતઃ ॥ આકારયતિ ન સ્વસ્થો, વિનિદ્રો ન પ્રબુધ્ય તે ॥ વકિત ન સ્વેચ્છયા કિંચિ, ત્સેવેકઃ કિંજીવતિ ॥૧॥

॥ પૂર્વઢાલ ॥ એમ બહુદિનનેં આંતરે રે લાલ, પ્રચ્છાયેં જાગરૂક તેહ ॥ સુ૦ ॥ સાવધાન સઘલે રહે રે લાલ, ચાકરી ચૂકે ન જેહ ॥ સુ૦ ॥ સા૦ ॥ ૧૧ ॥ યતઃ ॥ કષ્ટંભો સેવકાનાં તુ, પરાર્થચાનુવર્ત્તિનઃ ॥ સ્વયંવિક્રિતદેહ સ્ય, સેવકસ્ય કુતઃસુખં ॥ ૧ ॥ મૌનાન્મૂકઃ પ્રવચનપટુર્વાતુલોજલ્પકોવા, ક્ષાંત્યા ભીરૂર્યદિ ન સહતેપ્રાયશોનાભિજાતઃ ॥ ધૃષ્ટઃ પાર્શ્વે વસતિ ચ યદા દૂરતોવાપ્રમાદો, સેવાધર્મઃપરમગહનો યોગિનામપ્યગમ્યઃ ॥ ૨ ॥

ભાવાર્થઃ—અહો સેવકોને મોટું કષ્ટ છે. કારણકે પરને માટે જીવનાર, પોતાની મેળે દેહનો વિક્રય કરનાર, એવા સેવકને સુખ કયાંથી હોય? ॥ ૧ ॥ જો સેવક ન બોલેતો તેને મુંગોછે એમ કહે, અને જો વધારે બોલેતો તેને વાયડો અથવા બહુ બકવાદીછે એમ કહે, ક્ષમા રાખે તો તે બીકણ છે, એમ કહે, જો શાંતિ ન રાખે તો કહેછે જે સારા કુલમાં ઉત્પન્ન થયેલો નથી, પડખામાં પ્રતિદિન રહે તો તો તેને નીચ કહે, અને જો નિરંતર દૂર રહેતો તેને પ્રમાદી કહે, એ રીતે ચાકરીનો ધર્મ ઘણોજ વિકટ છે તથા તે ધર્મ યોગીશ્વરોને પણ જાણવો મુશ્કેલ છે ॥ ૨ ॥

જો ડગ ડગ સોનૈયો દીયે, તોહિ ન કરે સેવા કર્મ ॥ નરનેં નારી એમ ભણે, શું જીવિતનું શર્મ ॥ ૩ ॥ ઇત્યાદિક બહુ વક્તવ્યતા છે ॥

॥ પૂર્વઢાલ ॥ હવે એકદિન રાજા ભણે રે લાલ, જાગે છે રે વીર ॥

સુ૦ ॥ .હા સ્વામી શું આશિ દીઊં રે લાલ, કહે નૃપ સુણ રે વીર ॥ સુ૦ ॥ સા૦ ॥ ૧૨ ॥ મધ્યરયણીયેં મસાણમાં રે લાલ, રૂદન કરંતી નાર ॥ સુ૦ ॥ કાનેં શબ્દ સુણી તિહાં રે લાલ, જઇ ખબર કરી શીઘ્ર ચાર ॥ સુ૦ ॥ એ સંશય મુજ વાર ॥ સુ૦ ॥ સા૦ ॥ ૧૩ ॥ યતઃ ॥ જાનિયાત્ પ્રેષણે ભૃત્યાન્, બાંધવાન્ વ્યસનાગમે ॥ મિત્રમાપત્તિકાલે ચ, ભાર્યા ચ વિભવક્ષયે ॥ ૧ ॥

ભાવાર્થઃ—કોઈ સ્થાને કાર્ય માટે મોકલ્યો હોય તે કાર્યની સિદ્ધિથી ચાકરની પરીક્ષા થાયછે, અને દુઃખ પડવામાં સંબંધીયોની પરીક્ષા થાયછે, આપત્તિકાલમાં મિત્રની પરીક્ષા થાયછે, વૈભવક્ષયમાં ભાર્યાની પરીક્ષા થાય છે. ॥

॥ પૂર્વઢાલ ॥ આદેશ લેઇ રાજાનનો રે લાલ, શબ્દ તણે અનુસાર ॥ સુ૦ ॥ ગયો તિહાં દીઠી રોવતી રે લાલ, નારિરંભા અનુકાર ॥ સુ૦ ॥ સા૦ ॥ ૧૪ ॥ રાજા પણ તસ પૂઠેં ગયો રે લાલ, ઓઢી અંધારો પટ્ટ ॥ સુ૦ ॥ મનુ તસ કરણી દેખવા રે લાલ, ઊપકૃતિ ગુણ ગહગટ્ટ ॥ સુ૦ ॥ સા૦ ॥ ૧૫ ॥ પૂછ્યું કોણ તું કેમ રોયે રે લાલ, શું દુઃખ છે તુજ આજ ॥ સુ૦ ॥ કહે હું નૃપ લક્ષ્મી અછું રે લાલ, રૂદન કરૂં છું એણે કાજ ॥ સુ૦ ॥ સા૦ ॥ ૧૬ ॥ આજ થકી ત્રીજે દિનેં રે લાલ, મરશે પુરપતિ એહ ॥ સુ૦ ॥ તેણે દુઃખથી દુઃખિણી અછું રે લાલ, રોઊં હું નિઃસંદેહ॥ સુ૦ ॥ સા૦ ॥ ૧૭ ॥ વીર કહે કો ઉપાય છે રે લાલ, ન મરે નયરનો ભૂપ ॥ સુ૦ ॥ જો નયર દેવીનેં બલિ દીયે રે લાલ, નૃપ સમ નર અતિ રૂપ ॥સુ૦ ॥ સા૦ ॥ ૧૮ ॥ રાજપુરૂષ નિજપુત્રનું રે લાલ, શિર છેદી નિજ બાપ॥ સુ૦ ॥ તો નૃપ શત વરિસાં લગે રે લાલ, ચિરંજીવે જાયે સંતાપ ॥ સુ૦ ॥ સા૦ ॥૧૯॥ વરવીર એમ વયણાં સુણી રે લાલ, આવ્યો આપણે ઠામ ॥ સુ૦ ॥ નૃપ પણ પુઠેંથી આવીઓ રે લાલ, હવે જો જો વીરનાં કામ ॥ સુ૦ ॥ સા૦ ॥ ૨૦ ॥ ઊઠાડી સુત ભામિની રે લાલ, કહ્યું સઘલું વૃત્તાંત ॥ સુ૦ ॥ હું તો નૃપતિનેં કારણે રે લાલ, છંડીશ તનુ એ મહંત ॥ સુ૦ ॥ સા૦ ॥ ૨૧ ॥ તે ભણી તું પીયર જઇ રે લાલ, એ છે માહરી શીખ ॥ સુ૦ ॥ પતિ વચનેં જે ચાલવું રે લાલ, તે પતિવ્રતાની શીખ ॥ સુ૦ ॥ સા૦ ॥ ૨૨ ॥

॥યતઃ॥ તે પુત્રા યે પિતુર્ભક્તા, સપિતા યસ્તુ પોષકઃ ॥ તન્મિત્રં યત્ર વિશ્વાસઃ સા ભાર્યા પતિવાકયગા ॥ ૧ ॥

ભાવાર્થ—જે પોતાના પિતાના ભકત તે પુત્ર જાણવા અને પુત્રાદિકનું પોષણ કરે તે પિતા જાણવો, જેમાં વિશ્વાસ આવે તે મિત્ર જાણવો, પતિની વાણીમાં રહે, તે સ્ત્રી જાણવી ॥

આર્ત્તે આર્ત્તા દુઃખેદ્વિષ્ટા, પ્રોષિતે મલિના કૃશા ॥ મૃતે મ્રીયેત ચા નારી, સા સ્ત્રી જ્ઞેયા પતિવ્રતા ॥ ૨ ॥

ભાવાર્થઃ--પોતાનો સ્વામી આર્ત્ત હોય તો તે આર્ત્ત થાય, અને પોતાનો સ્વામી દુઃખી હોય તો તે દુઃખી થાય, પોતાનો સ્વામી મરણ પામે તો પોતે મરણ પામે, તે સ્ત્રી પતિવ્રતા જાણવી ॥

મિતં દદાતિ હિ પિતા, મિતં ભ્રાતા મિતં સુતઃ ॥ અમિતસ્ય હિ દાતારં, ભરતારં કો ન પૂજયેત્ ॥ ૩ ॥

ભાવાર્થઃ—પિતાછે તે પણ પ્રમિત દેનારોછે, ભાઈ પ્રમિત દેનારછે, પુત્ર પણ પ્રમિત દેનાર છે, અમિતદાનોના દેનારા પોતાના સ્વામીને કોણ ન પૂજે? અર્થાત્ સર્વ પૂજે ॥ ૩ ॥

ન દાનૈઃશુદ્ધ્યતે નારી, નોપવાસશતૈરપિ ॥ અવ્રતાપિ ભવેચ્છુદ્ધા, ભર્ત્તૃસદ્ગતમાનસા ॥ ૪ ॥

ભાવાર્થઃ--અનેક દાનોએં કરીને નારી શુદ્ધ થતી નથી, સહસ્રા ઉપવાસોથી પણ શુધ્ધ થતી નથી પરંતુ વ્રત ન કરનારી એવી પણ નારી પોતાના સ્વામીના કહેવા પ્રમાણે ચાલવાથી શુધ્ધ થાય છે ॥ ૪ ॥

ત્યજેત્પુત્રંચ બંધુંચ, પિતરૌ શોભનૌ તથા ॥ ભર્ત્તારમાપદિ ગતં નત્યજેત્સા મહાસતી ॥ ૫ ॥ અન્યંનરં ન પશ્યંતિ, સ્વભાવગોચરૈરપિ ॥ આકોપિતાનો કુપ્યેત નોચ્યતે સા માહાસાતી ॥ ૬ ॥ અંધત્વં કુબ્જવ-ત્વંચ, કુષ્ટાંગવ્યાધિપીડિતં ॥ આપદ્ગતં નિજં નાથં, ન ત્યજેત્ સા મહાસતી ॥ ૭ ॥ એષ ધર્મો મયાખ્યાતો, નારીણાં પરમા ગતિઃ ॥ સાન્યથા ક્રિયતે યેન સા યાતિ નરકં ધ્રુવં ॥ ૮ ॥

ભાવાર્થઃ-પુત્રને ત્યાગ કરે, પોતાનાં શુભેચ્છક માતા પિતાનો ત્યાગ કરે, પરંતુ આપત્તિમાં આવેલા પોતાના સ્વામીનો જે ત્યાગ ન કરે, તે માહા સતી સ્ત્રી જાણવી ॥ ૫ ॥ સ્વભાવથીજ દષ્ટિગોચર થયેલા પર પુરૂષને જોવે નહી, કોપાયમાન કરે છેતે કોપ કરે નહિં તેમ ઉંચે સ્વરે સ્વામીની સામે બોલે નહી. તે મહા સતી જાણવી ॥ ૬ ॥ આંધલો, કુબડો, કોઢીયો, વ્યાધિયુકત હોય તથાપિ આર્પત્ત પ્રાપ્ત થયેલા એવા સ્વામિનો ત્યાગ ન કરે તે માહા સતી જાણવી ॥ ૭ ॥ આ ધર્મ મેં કહ્યો તે નારીની પરમ ગતિ રૂપ છે. તે જે તે પ્રમાણે ન પાલે, તો તે સ્ત્રી નરકમાં જાય ॥ ૮ ॥

॥ અતોહમપિ ત્વદીયગતિંગચ્છામિ ॥ ઇતિશ્રુત્વા પુત્રેણોકતં ॥

ભાવાર્થઃ-હું પણ તારી ગતિને પામું છું એ પ્રકારે સાંભલીને,

॥ પૂર્વઢાલ ॥ જો મુજ વધથી રાયને રે લાલ, ચિરંજીવિત જો થાય ॥ સુ૦ ॥ તો મુજ કુલ શોભા ચઢે રે લાલ, જગમાં સુજસ ગવાય ॥ સુ૦ ॥ સા૦ ॥ ૨૩ ॥ દુહિતા પણ એમ ભાખતી રે લાલ, જીવાડો નરરાય ॥ સુ૦ ॥ મુજવધથી સહુને હજો રે લાલ, ખેમ કુશલ ચિર આય ॥ સુ૦ ॥ સા૦ ॥ ૨૪

॥ દયિતા દુહિતા સુતપિતા રે લાલ, સહુ તણા એમ મન્ન ॥ સુ૦ ॥ દેખી રીજા ચિંતવે રે લાલ, એહનાં જીવિત ધન્ય ॥ સુ૦ ॥ સા૦ ॥ ૨૫ ॥ યતઃ ॥ સા સા સંપદ્યતે બુદ્ધિઃ, સા મતિઃ સાચ ભાવના ॥ સહાયાસ્તાદૃશાજ્ઞેયા, યાદૃશી ભવિતંવ્યતા ॥ ૧ ॥

ભાવાર્થઃ—જેવું થવા કાલ હોય તેવી બુદ્ધિ પણ પ્રાપ્ત થાયછે, મતિપણ તેવીજ પ્રાપ્ત થાયછે, અને તેવીજ ભાવના પ્રાપ્ત થાય છે તથા સહાય પણ તેવાજ પ્રાપ્ત થાય છે ॥ ૧ ॥

॥ પૂર્વઢાલ ॥ એમ ચિંતિ દેવી આગલેં રે લાલ, આવી કહે મુખ એમ ॥ સુ૦ ॥ જીવિત નૃપતિ શત વરસનું રે લાલ, હોજો નિશદિન ખેમ ॥ સુ૦ ॥ સા૦ ॥ ૨૬ ॥ એમ કહી ખડ્ગેં છેદીયું રે લાલ, નિજસુત કેરૂં શિશ ॥ સુ૦ ॥ બલિ દેવે દેવીકરે રે લાલ, મન ધરી અધિક જગીશ ॥ સુ૦ ॥ સા૦ ॥ ૨૭ ॥ ભાઇ ખપાયો દેખીનેં રે લાલ, છુરી પેટે દીયે બહેન ॥ સુ૦ ॥ માજાયો મલે કીહાં થકી રે લાલ, જો વિધિ આવે અયન ॥ સુ૦ ॥ સા૦ ॥ ૨૮ ॥ ॥ દોહો ॥ અસ્ત્રી આથેં સંપજે, પુત્ર શરીરેં હોય ॥ માડી જાયો જો સંપજે, જો કલીયુંબલ હોય ॥ ૧ ॥ માયેં પણ એમ આચરયું રે લાલ, દેખી ચિંતે વર વીર ॥ સુ૦ ॥ કુટુંબ ક્ષયેએમ નીપનું રે લાલ, તો હું પણ ધરૂં ધીર ॥ સુ૦ ॥ સા૦ ॥ ૨૯ ॥ હવે કંચને શું કામ છે રે લાલ, એમ કહી કરે શિરછેદ ॥ સુ૦ ॥ રાજા એમ દેખે તિહાં રે લાલ, મનમાં પામે ખેદ ॥ સુ૦ ॥ સા૦ ॥ ૩૦ ॥ ધિક્ માહારા એ રાજ્યનેં રે લાલ, પરપ્રાણે છહવાય ॥ સુ૦ ॥ ધિક્ માહારા જીવિતવ્યનેં રે લાલ, એ અસમંજસ થાય ॥ સુ૦ ॥ સા૦ ॥ ૩૧ ॥ યતઃ ॥ પરપ્રાણૈર્નિજપ્રાણાન્, સર્વે રક્ષંતિ જંતવઃ ॥ નિજપ્રાણૈઃ પરપ્રાણાન્, રક્ષંતિ વિરલાજનાઃ ॥

ભાવાર્થઃ—પારકાં પ્રાણોએં કરીને પોતાના પ્રાણની રક્ષા તો સર્વે જીવ કરેછે, પરંતુ પોતાંને પ્રાણોયે કરી પરની રક્ષા તો કોઇક વીરલા પુરૂષ કરે છે ॥

॥ પૂર્વઢાલ ॥ એમચીંતિ છુરિકા ગ્રહી રે લાલ, લેવે ગલે નૃપ જામ ॥ સુ૦ ॥ તેણે સત્વેં સુપ્રસન્ન થઈ રે લાલ, કુલદેવી રાખે મામ ॥ સુ૦ ॥ સા૦ ૩૨ ॥ અમૃતરસેં ચારે છાંટીયા રે લાલ, સજ્જ થયા સુકુમાલ ॥ સુ૦ ॥ વરવીર મનમાં ચિંતવે રે લાલ, ધન જસ ઊપકૃતિ ઢાલ ॥ સુ૦ ॥ સા૦ ॥ ૩૩ ॥ યતઃ ॥ ક્ષમી દાતા ગુણગ્રાહી, સ્વામી પુણ્યેન લભ્યતે ॥ અનુરક્તઃ શુચિર્દક્ષઃ, સ્વામીન્ ભૃત્યોપિદુર્લભઃ ॥ ૧ ॥

ભાવાર્થઃ—ક્ષમાવાન, દાતા, ગુણગ્રાહી, એવો સ્વામી પુણ્યેં પ્રાપ્ત થાય છે ! અને હે સ્વામી ? પવિત્ર તથા ડાહયો એવો ચાકર પણ દુર્લભ હોય છે ॥

॥ પૂર્વઢાલ ॥ હવે પ્રભાતેં વરવીરનેં રે લાલ, રાજ્ય અર્દ્ધ દેઇ પ્રેમ ॥ સુ૦ ॥ સન્માન્યો ઘણું સજ્જનેં રે લાલ, કશવટી ખમે હીરા જેમ ॥ સુ૦ ॥ સા૦ ॥ ૩૪ ॥ કહે વેતાલ હવે રાયનેં રે લાલ, સત્વાધિક એહમાં કોણ ॥ સુ૦ ॥ ભૂપ કહે નૃપ સાહસી રેં લાલ, બીજા એહથી ગૌણ ॥ સુ૦ ॥ સા૦ ॥ ૩૫ ॥ કહે વેતાલ કેણે કારણેં રે લાલ, એહવી છે જગ રિતિ ॥ સુ૦ ॥ સ્વામિ કાજેં સેવક દુઃખ સહે રે લાલ, ન સહે સ્વામિ સેવક હેત ॥ સુ૦ ॥ મા૦ ॥ ૩૬ ॥ યતઃ ॥ સ્વામ્યર્થે સેવકાઃ પ્રાણાન્, ત્યજંતિ તૃણવત્ યુગે ॥ પરંસ્વામો સ્વભૃત્યાર્થં, પ્રાણાન્‌ત્વજંતિદુર્લ્લભઃ ॥ ૧ ॥

ભાવાર્થ:—સ્વામીને માટે સેવકો તૃણની પેઠે પોતાના પ્રાણનો ત્યાગ કરેછે, પરંતુ સેવકને માટે સ્વામી પ્રાણનો ત્યાગ કરનારો દુર્લભછે ॥

॥ પૂર્વઢાલ ॥ એમ સુણિ નિજ ઠામેં ગયો રે લાલ, એહ કથા વેતાલ ॥ સુ૦ ॥ જ્ઞાનવિમલથી સત્વનો રે લાલ, પ્રગટે ગુણ સુકુમાલ ॥ સુ૦ ॥ સા૦ ॥ ૩૭ ॥

॥ ઢાલ ॥ માહારાનેં તાહારા કરહલાં, ચરતાં એકણ ઠાર ॥ હમારા ॥ એ દેશી ॥

॥ એમ ત્રણ દૃષ્ટાંત સાંભલી, હઠકરી જેહવે જાય ॥ કુમરજી ॥ ધૈર્ય ધરી નિજ ચિત્તમાં, કરેં કરવાલ ધરાય ॥ કુમરજી ॥ એમ ત્રણ વાર શબેં કહ્યું, ચોથી વેલા જબ થાય ॥ કુમરજી ॥ ચતુર તે નર ભૂલે નહી ॥ ૩૮ ॥ ઘણે કષ્ટેં વડથી લેઇ, શબ દૃઢ કરી જ વજાય ॥ કુ૦ ॥ તેહવે શબ વલી બોલીયો, વચન કહે નિર્માય ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૩૯ ॥ અહો તું રાજાધિરાજ છે, ચતુરવિચક્ષણ જાણ ॥ કુ૦ ॥ શુ કાપાલિક વયણડે, લાગો થયો છે અયાણ ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૪૦ ॥ એ ધૂર્ત્ત નિર્દાક્ષિણ્ય, નિર્લજ્જનેં નિઃકૃપાલ ॥ કુ૦ ॥ એ લિંગી ફૂડ કપટના, માયાના મહાજાલ ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૪૧ ॥

મુજથી એ સાધન કરે, પણ દ્રોહી લહે દ્રોહ ॥ કુ૦ ॥ શબ વાણી એમ સાંભલી, ચિંતે ધરી અંદોહ ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૪૨ ॥ એહવામાં આવી તિહાં, મધ્યવયા એક નારિ ॥ કુ૦ ॥ પૂછે કુમર તું કોણ અછે, કહે ગદગદ સ્વર ધારિ ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૪૩ ॥ આંશુયેં ધરણી સિંચતી, મુખ નીશાસા મૂક ॥ કુ૦ ॥ આ પુરથી દક્ષિણ દિશેં, નંદીગ્રામેં વસું હુંક ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૪૪ ॥

મુજપતિ દરિદ્ર પણાથકી, ચોરી કરે કિવાર ॥ કુ૦ ॥ અવર ઉપાય લહે નહી, દુર્ભર ભરવું તે ભાર ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૪૫ ॥ એક દિન આરક્ષક નરે, વટ બાંધો કરચો ઘાત ॥ કુ૦ ॥ જન મુખથી એમ સાંભલી, આવી કરવા યાત્ર ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૪૬ ॥ સા કહે તુમે એણે શબે, શું કરશો શુભ કામ ॥ કુ૦ ॥ પેખી સ્મશાનેં કુંડમાં, કુમર કહે એ કામ ॥ કુ૦ ॥ કંચન નરને કામ ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૪૭ ॥ વલી જે તૂં કહે તે કરૂં, વારંવાર કહે નારિ ॥ કુ૦ ॥ ચંદને શબ આલેપીયો, કીધી શુભ જલધાર ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૪૮ ॥ એમ કરતાં શબેં નારીનું, નાક ગ્રહ્યું અતિ દુષ્ટ ॥ કુ૦ ॥ રોતી સ્ત્રી ગામેં ગઇ, કુમર ચિંતે એ કષ્ટ ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૪૯ ॥ જ્ઞાનવિમલ સૂરિ એમ કહે, કષ્ટ હોયે સુખ કાજ ॥ કુ૦ ॥ જેહને ધર્મ ચિંતામણિ, તે નર સવિ શિર તાજ ॥ કુ૦ ॥ ચ૦ ॥ ૫૦ ॥ સર્વગાથા ॥ ૯૫૪ ॥

॥ દોહા ॥

॥તે શબ લેઇને કુમર તે, આવ્યો યોગી પાસ ॥ અગ્નિકુંડને આગલેં, મૂકે રહે વામ પાસ ॥ ૧ ॥ વિધિજલશું ન્હવરાવીયો, કુસુમાદિકશું પૂજ ॥ મંડલ માંહે સુવરાવીયો, શબ શિર રહી અધૂજ ॥ ૨ ॥ યોગી તે સાહામો રહ્યો, સન્મુખ રહ્યો કુમાર ॥ યોગી કહે સાધન કરૂં, રહેજો હવે એક તાર ॥ ૩ ॥ કુમરે તનુ રક્ષા કરી, બેઠો થઇ સાવધાન ॥ સિદ્ધારથ તંદુલ બહુ, હોમે કુંડમાં તામ ॥૪॥ જેમ જેમ શબ છાંટે કણે, તેમ ઉઠે દેવ પ્રભાવ ॥ અરહું પરહું જોઇ કરી, સૂચે શબ સમભાવ ॥ ૫ ॥ કુમર સિંહાવલોકને, જોવે સઘલું તેહ ॥ યોગી પૂછે ધીર તું, કાંઇ જપે છે નેહ ॥ ૬ ॥ કુમર કહે હું એ જપું, જો ત્રિકરણ નિર્મલ ચિત્ત ॥ કાર્યસિદ્ધિ થાઓ તેહને, એ પભણું નિત્ય નિત્ય ॥ ૭ ॥

॥ યતઃ ॥ યથા ચિત્તં તથા વાચા, યથા વાચઃ સ્તથા ક્રિયા ॥ ચિત્તે વાચિ ક્રિયાયાં ચ, સાધૂનામેકરૂપતા ॥ ૧ ॥

ભાવાર્થઃ—જેવું ચિત્ત, તેવી વાણી, અને જેવી વાણી તેવી ક્રિયા, ચિત્તમાં, વાણીમાં અને ક્રિયામાં સાધુ પુરૂષોને એકતા થાય છે.

॥ દોહા ॥ તે નિસુણી યોગી કહે, કહે ધીરતા ધીર ॥ અષ્ટોત્તરશત તંદુલે, શબ છાંટચો તેણે પીર ॥ ૮ ॥ ત્રણ વાર એમ વિધિ કરચો, પણ શલ્ય ન જાણે કોય ॥ નાક અગ્ર મુખમાં અછે, તેણે વિધિ પૂર્ણ ન હોય ॥ ૯ ॥ વિદ્યા સુર શબ મુખ કહે, અરે દુષ્ટ યોગીશ ॥ અરે મુગ્ધ તું હવે મુઓ, મુજ કર છેદું શીશ ॥ ૧૦ ॥ તુંહિજ એહને સ્થાનકે, સાધન નિઃફલ ન હો

ય ॥ એમ કહી યોગીનેં ગ્રહી, કુંડમાં નાખે તેય ॥ ૧૧ ॥ સુર શબમાંહે સંક્રમી, નાખ્યો અગ્નિ મઝાર ॥ હા હા હા નૃપ સુત કરે, ન થયું કાર્ય લગાર ॥ ૧૨ ॥ સુર ગયો શબથી નીસરી, યોગી કંચન નર થાય ॥ ભાગ્યવલી હોયે જેહનેં, તેહનેં સવિ વશ થાય ॥ ૧૩ ॥ કુમર શલ્ય ન જાણીયો, ન થયું પરનું કાજ ॥ હા હા એ શું નીપન્યું, ન થયું મેં કાંઇ સાહાજ ॥ ૧૪ ॥ એમ ચિંતી શબ અગ્નિમાં, પેખી કરે સંસ્કાર ॥ સુવર્ણ પુરૂષ પણ ગોપવ્યો, કુમરેં તેણીવાર ॥ ૧૫ ॥ પ્રિયા પાસ પરભાત તે, પરમ પ્રમોદેં જાય ॥ અંજનશું કરી સુંદરી, વાત કહી સવિ ઠાય ॥ ૧૬ ॥ સર્વગાથા ॥ ૯૭૧ ॥

॥ ઢાલ ઓગણીશમી ॥ કંત તમાકું પરિહરો ॥ એ દેશી ॥

॥ તે નિસુણી હર્ષિત થઇ, એ દુર્જય કરયું કામ ॥ મોરા લાલ ॥ કંચન નર તે કેહવો, કિશ્યો તસ ગુણ અભિરામ ॥ મો૦ ॥ ૧ ॥ ધર્મથકી ધન સંપજે, ધર્મ તે ત્રિજગ રખવાલ ॥ મો૦ ॥ મુનિદર્શન ફલ પામીયેં, એ વિઘન થયું વિસરાલ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૨ ॥ એ આંકણી ॥ કુમર કહે ગુણ તેહનો, વિધેં પૂજીજેં એહ ॥ મો૦ ॥ અંગ ચતુષ્ટય લીજીયેં, વસ્ત્રેં ઢાંકે તસ દેહ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૩ ॥ વલી પ્રભાતેં તેહવા હોયે, શિર રાખીજેં એક ॥ મો૦ ॥ દિન દિન નવલાં નીપજે, એહવાં સર્વ પ્રતીક ॥ મો૦ ॥ ધ૦ ॥ ૪ ॥ દેતાં ખાતાં ખરચતાં, હોયે લખમી અખૂટ ॥ મો૦ ॥ કંચન નરના પ્રભાવથી, જેમ તુલસાનાં બૂંટ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૫ ॥ પણ પ્રિયે એ ધન ઉપરેં, નહી મમ હીસે મન્ન ॥ મો૦ ॥ હિંસા અનુબંધી અછે, વલી અન્યાય દુમન્ન ॥ મો૦ ॥ ધ૦ ॥ ૬ ॥ આદ્ય અણુવ્રત ખંડના, હેતુ એ વ્યાપાર ॥ મો૦ ॥ ભોગોપભોગજ એહનો, કરવા નહી વ્યવહાર ॥ મો૦ ॥ ધ૦ ॥ ૭ ॥ કૃપાલુની કૃપાલુતા, ન રહે મન પરિણામ ॥ મો૦ ॥ તેહ ભણી એ દેખીનેં, નવિ પોહોંચે મન હામ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૮ ॥ એમ દંપતી નિજ વારતા, કરતાં લાગી વાર ॥ મો૦ ॥ જોવાનેં ઉત્સુક થયા, આગલ દેશાચાર ॥ મો૦ ॥ ધ૦ ॥ ૯ ॥ એહવે ક્રીડા કારણે, આવે ગુણ વિભ્રમ રૂપ ॥ મો૦ ॥ સરપાલેં તે દેખીનેં, દંપતી રૂપ અનૂપ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૧૦ ॥ અવલોકીઆંબાતલેં, છાયાયે બેઠો રાય ॥ મો૦ ॥ હવે કોઇ બંદી દેશાંતરી, નૃપ આગેં ગુણ ગાય ॥ મો૦ ॥ ધ૦ ॥ ૧૧ ॥

તથાહિ ॥ કાવ્યાનિ ॥ જે પરનારી સહોદર જાણીયેં, અપતિ લક્ષ્મી ઘરેં નવિ આણીયેં ॥ માગણ મનવંછિત છે સુરતરૂ, જયો તે શ્રીચંદ્ર સુહ

કરૂ ॥.૧ ॥ નિરખીઊં જેણે શૂન્ય પુર ચંદા, માંહે જઇ રાક્ષસ જીંતીયો મુદા ॥ ચરણયુગ્મ તલાં ચંપાવીયાં, કરી કિંકર તે પુર ઠાવીયાં ॥ ૨ ॥ કુંડલપુરનું લેઇ રાજ્યસુતા પરણી તિહાં, ચંદ્રમુખીને નામે વાસ્યું સુચંદ્રપુર જિહાં ॥ શસ્ત્રાવેધ ધાતુર્વાદ ધનુઃ પ્રમુખા કલા,લીલાયે જે શિક્ષિત દેહા,જયો સિરિચંદ તે ॥ ૩ ॥ ઇત્યાદિકા ગુણાઃ ॥ પુનઃ ॥ કાવ્યં ॥ સપદ્મિનીકાંતઅનંતધૈર્યો, જીયાચ્ચિરં ભૂપપ્રતાપસિંહજઃ ॥ પ્રિયંગુમંજર્યનમચ્ચચારૂ, વિચારવાર્ત્તા ચ વિધાયનાથં ॥ ૪ ॥ ત્રિલોચનાધીશસુતા વિનિર્મ્મિતા, પદ્માક્ષિવત્પદ્મવિશાલનેત્રા ॥ જાત્યંધદૃષ્ટચાહ્યપિ યેન કલ્પિતા, સશ્રીકરઃશ્રીવરચંદ્રચંદ્રઃ ॥ ૫॥

ભાવાર્થઃ—શ્રીપદ્મિનીના કાંત, અત્યંત ધૈર્યવાન્ પ્રિયગુમંજરીએ મનોહર અનેક વાર્ત્તાઓ પુછીને પછી સ્વામીપણાએ વરીને જેને નમસ્કાર કરયો તે પ્રતાપસિંહ રાજાના પુત્ર શ્રીચંદ્ર, ઉત્કૃષ્ટપણાને પામો ॥ ૧ ॥

જસ શિરે જરે ધારા દૂધની, રાયણવૃક્ષ તલેં હિત બંધુની ॥ ચંદ્રલેખા પરણી જેણે પ્રેમશું, તેહ શ્રીચંદ્ર ઘણું ઘણું નેહશું ॥ ૬ ॥

॥ ઢાલ પૂર્વલી ॥ ઇત્યાદિક ગુણકીર્ત્તના, વિસ્તારે ગુણશ્રેણિ ॥ મો૦ ॥ બંદીજન મુખ સાંભલી, રંજયો રાજા તેણ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૧૨ ॥ અચરિજ લહી રાજા કહે, અરે વૈતાલિક મુખ્ય ॥ મો૦ ॥ કહે તુમેં કિહાંથી આવિયા, વાત કહો સવિ દક્ષ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૧૩ ॥ કહે કુંડલપુરથી આવીયો, તિહાં તસ ચરિત્ર પવિત્ર ॥ મો૦ ॥ નિસુણીયું તે મેં ભાંખીયું, કરવા જીહ પવિત્ર ॥ મો૦ ॥ ધ૦ ॥ ૧૪ ॥ હવે વીણાપુર પત્તનેં, જાઓ બંધુની પાસ ॥ મો૦ ॥ નરવર રાણા રાજીયા, દીયે તસ ધન ઉલ્લાસ ॥ મો૦ ॥ ધ૦॥ ॥ ૧૫ ॥ પારિતોષિક લેઇ ચાલીયો, તે ગાયન ગુણ ખાણ ॥ મો૦ ॥ મદના પણ હર્ષી ઘણું, કહે પતિને એમ વાણ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૧૬ ॥ નાથ તુમે સાચું ભણ્યું, વૈદેશિક છું જેહ ॥ મો૦ ॥ તે સવિ આજ મેં સાંભલ્યું, ચરિત્ર કાંઇ ગુણ ગેહ॥ મો૦ ॥ ધ૦ ॥ ૧૭ ॥ કહે પતિ સાંભલ હે પ્રિયે, શ્રીચંદ્ર બહુ છે નામ ॥ મો૦ ॥ કોણ જાણે કેહો કહયો, શું આપણે છે કામ ॥ મો૦॥ ધ૦ ॥ ૧૮ ॥ પ્રાણનાથ કહેતા નથી, હજી લગેં મનની વાત ॥ મો૦ ॥ હસીને એક ઉત્તર કહે, નિર્ધારે ઓ વાત ॥ મો૦ ॥ ધ૦ ॥ ૧૯॥ સુવર્ણ મુદ્રિકા આપણી, આપે અર્થીને તામ ॥ મો૦ ॥ રાજા પુરમાંહે ગયો, બંદી કરે પ્રણામ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૨૦ ॥ પ્રિયા સહિત હવે ચાલીયા, વીણાપુર ઉદ્દેશ ॥ મો૦ ॥ માર્ગે જાતાં આગલે, મલ્યો તલાર નિવેશ ॥ મો૦॥ ધ૦॥

૨૧ ॥ દિવ્ય રૂપ તે દંપતી, દેખી વિસ્મિત નયણ ॥ મો૦ ॥ અસિ ક શલનેં દેખીનેં, પૂછે તું છે કોણ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૨૨ ॥ એ અસિ દીયે તું મુજનેં, કુમર કહે ફરિ વયણ ॥ મો૦ ॥ સજ કર અસિ તું તાહરી, ભૂમિ પડ્યા નહી રયણ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૨૩ ॥ દેખાડી બલ આપણું, પછી આ પું કરવાલ ॥ મો૦ ॥ સુણી વચન એમ આકરાં, ગયો તલાર તેણી વાર ॥ મો૦ ॥ ધ૦ ॥ ૨૪ ॥ રીશેં ધમધમતોથકો, સ્ત્રી અસિ લેયણ કાજ ॥ મો૦ ॥ રાજાનેં તે જણાવીયું, આવ્યો પૂઠેં સજી સાજ ॥ મો૦॥ ધ૦ ॥ ૨૫ ॥ વિકટ કટક તે દેખીનેં, મદના વદે સુણો સ્વામિ ॥ મો૦ ॥ શ્યો એ પાછલ તુમલ છે, દીઠું કટક જોયું જામ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૨૬ ॥ મનમાં ભય તું મત ધરે, રહે મુજ આગલ હેવ ॥ મો૦ ॥ નહી વિહસ્ત વધુ હસ્ત શું, સજ્જ હોયે તતખેવ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૨૭ ॥ અસિ સ્ત્રી તસ્કર લેઇનેં, કિહાં જાઇશ રે રાંક ॥ મો૦ ॥ હણો હણો બાંધી લીયો, કહે એમ વચન લ ડાક ॥ મો૦ ॥ ધ૦ ॥ ૨૮ ॥ હવે કુમર સાહામો થઇ, સિંહનાદ કરે તામ ॥ મો૦ ॥ કાયરનાં પ્રાણ થરહરચાં, માંડ્યો તિહાં સંગ્રામ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૨૯ ॥ ગજ તુરગ રથ ભટ ઘણા, માંહો માંહે પતંત ॥ મો૦ ॥ કેઇ મૂઆ કેઇ અધમૂઆ, કેઇ જીવ લેઇ નાસંત ॥ મો૦ ॥ ધ૦ ॥ ૩૦ ॥ કેઇ કહે ફોકટ આ વીયા, હારી ભવની લાજ ॥ મો૦ ॥ તલાર કહેણથી આવીયા, આપણે કોઇ ન કાજ ॥ મો૦॥ ધ૦ ॥ ૩૧ ॥ વરસે બાણની ધોરણી, જેમ આષાઢો મેહ ॥ મો૦ ॥ જનની જાયો તે કોણ છે, તસ ઝડપ ખમે અછેહ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૩૨ ॥ જેમ વનમાંહે હરિ એકલો, શ્વાપદ જીતે લીલ ॥ મો૦ ॥ વિ ણ પ્રયાસ તે સહેજમાં, કીધાં સવિ અવહીલ ॥ મો૦ ॥ ધ૦ ॥ ૩૩ ॥ પુણ્ય બલી જે નર અછે, તસ એ કેતી વાત ॥ મો૦ ॥ જ્ઞાનવિમલસૂરિ એમ ક હે, રાનેં વેલાઉલ થાત ॥ મો૦ ॥ ધ૦ ॥ ૩૪ ॥ સર્વગાથા ॥ ૧૦૧૧ ॥

॥ દોહા ॥

॥ કહે એ કોઇ પ્રચ્છન્ન છે, હરિ ચક્રી બલ રાય ॥ કિંવા વિદ્યાધર અછે, કિણહી કલ્યો ન જાય ॥ ૧ ॥ કાક નાસે જેમ દશદિશેં, નાઠી સેના તેહ ॥ છા ર તેજ તલાર સવિ, ગયા પાછા ફરિ ગેહ ॥ ૨ ॥ હેલામાત્રેં જીતીયા, વૈ રીના જેણેં રાશિ ॥ પ્રિયા પૂજે ભુજ કંતના, જય જય ભણે ઉલ્લાસ ॥ ૩ ॥ કિ હાં પંથેં કિહાં ઉતપંથે, કિહાં હલવે કિહાં વેગ ॥ આપસુખેં એમ ચાલતાં, કરિ ધરી તેજિન તેમ ॥ ૪ ॥ કૌતુક જોતો અતિઘણાં, પ્રિયા પ્રેમનેં મેલ ॥

ભાગ્યબલી અતુલી બલેં, નિત્ય નિત્ય કરતો કેલ ॥ ૫॥ સર્વગાથા ॥૧૦૨૬॥

॥ ઢાલ વીશમી ॥ ચંદ્રાવલાની દેશીમાં ॥

॥ હવે અનુક્રમેં પુર જોયતાં રે, નદી સરસતીનેં તીર ॥ સિદ્ધપુરેં જવ આવીયા રે, ધીર વીર કોટીર ॥ ત્રુટક ॥ ધીર વીર કોટીર સુહાવે, સિદ્ધપુર દેખી સુખ પાવે ॥ તેહ શહેરનો એહ આચાર, સુણજો કહું હવે તેહ વિચાર ॥ જીરાજેસર જીરે ॥ ૧ ॥ કરી ત્રિકરણની શુદ્ધિ દિલમાં ધરજો રે ॥ લોકોત્તર દ્રવ્યનું દૂષણ વારજો રે ॥ એ આંકણી ॥ જૈનવિહાર છે મહોટકો રે, મહિમાના ભંડાર ॥ તીરથ કેરૂં નામ છે રે, શુચિ શક્રાવતાર ॥ ત્રુ૦ ॥ શક્રાવતાર તીર્થ છે સાચું, જગત્માંહે જેમ કંચન જાચું ॥ દેશ દેશના બહુ જન આવે, યાત્રા કરેવા બહુ સુખ પાવે ॥ જી૦ ॥ ૨ ॥ વસ્ત્ર અક્ષત ફલ દ્રવ્યની રે, પૂજા કરે બહુ ભક્તિ ॥ એમ અનેક જન દેશના રે, જેહને જેહવી શક્તિ ॥ ત્રુ૦ ॥ જેહને જેહવી શક્તિ અનુસારેં, જાયે દેશના સંઘ જિહાં રે ॥ ચોવટીયા મલી તે દેવદ્રવ્ય, વહેંચી લીયે તે મલીનેં દુર્ભવ્ય ॥ જી૦ ॥ ૩ ॥ દેવસંબંધિ દ્રવ્યથી રે, સંયોગેં સવિ લોક ॥ નિર્ધન થયા તે પુરજના રે, દીના જેમ નિશિ કોક ॥ ત્રુ૦ ॥ થોક ઘણા ઘરમાંહે દીસે, પણ સાહારી જેમ માખણ લુસે ॥ તેણી પરેં સઘલા થયા વિચ્છાયા, કોઇનેં સુત નહી કોઇને નવિ જાયા ॥ જી૦ ॥ ૪ ॥ તિહાં શ્રીચંદ્ર જવ આવીયા રે, થઇ ભોજન ચાર ॥ દેખી પુર તે એહવું રે, જાણ્યું ઇંગિત આકાર ॥ ત્રુ૦ ॥ ઇંગિતાકારેં ચિત્તમાં ધારચું, પૂછી લોકનેં વલી નિર્ધારચું ॥ કહે ઇહાં રહી ભોજન નવિ કરવું, અશનાદિક એહનું નવિ લેવું ॥ જી૦ ॥ ૫ ॥ જિનપ્રાસાદેં આવીયા રે, અતિ ઊત્તુંગ ઊદાર ॥ જાણે મેરૂ શિખરડે રે, કીધા ઇહાં અવતાર ॥ ત્રુ૦ ॥ સાર કોરણી ચિત્તની હરણી, પંચાલી છે જિહાં બહુ વર્ણી ॥ તેજેં થંભીયેં જિહાં તરણી, જિનપ્રતિમા સમકેત ગુણ ધરણી ॥ જી૦ ॥ ૬ ॥

હવે શ્રીચંદ્રકુમર સ્તવના કરે છે ॥ ઢાલ ॥ અવધે આવજો રે નાથ ॥ એ દેશી ॥ રાગ બિહાગડો ॥

॥ મનમાં આવજો રે નાથ, હું થયો આજ સનાથ ॥ મ૦ ॥ એ આંકણી ॥ જય જિનેશ નિરંજનો, ભંજનો ભવદુઃખ રાશિ ॥ રંજનો સવિ ભવિ ચિત્તનો, મંજણો પાપના પાશ ॥ મનમાં૦ ॥ ૧ ॥ આદિબ્રહ્મ અનૂપ તું, અબ્રહ્મ કીધા દૂર ॥ ભવભ્રમ સવિ ભાંજી ગયા, તુંહિ ચિદાનંદ સનૂર ॥ મ૦ ॥ ૨ ॥ વીતરાગ ભાવ ન આવહી, જિહાં લગેં મુજનેં દેવ ॥ તિહાં લગેં તુમ પદ કમલની,

સેવના રહો એ ટેવ ॥ મ૦ ॥ ૩ ॥ યદ્યપિ તુમો અતુલી બલી, યશવાદ એમ કહેવાય ॥ પણ કબજ આવ્યા મુજ મનેં, તે સહજથી ન જવાય ॥ મ૦ ૪ ॥ મન મનાવ્યા વિણુ માહરૂં, કેમ બંધથી છૂટાય ॥ મનવંછિત દેતાં થકાં, કોઇ પાલવડે ન જલાય ॥ મ૦ ॥ ૫ ॥ હઠ બાલનો હોયે આકરો, તે લહો છો જિનરાજ ॥ જાણું કહાવે શું હોયે, ગિરૂઆ ગરિબ નિવાજ ॥ મ૦ ॥ ૬ ॥ જ્ઞાનવિમલ ગુણથી લહો, સવિ ભવિક મનના ભાવ ॥ તો અક્ષય સુખ લીલા દીયો, જેમ હોયે સુજસ જમાવ ॥ મ૦ ॥ ૭ ॥

॥ ઢાલ પૂર્વલી ॥ એમ બહુ પુણ્યપ્રમોદથી રે, નતિ થુતિ વંદન કીધ ॥ પ્રિયા પ્રત્યેં પ્રેમે કહે રે, ઇહાંથી કાંઇ ન લીધ ॥ ત્રુ૦ ॥ સીધાદિક સવિ ઇહાં નવિ લેવું, દેવદ્રવ્ય ખાધાની જેહવું ॥ મનમાંહે એ મહોટી શંકા, લોક દીસે છે જેહવા રંકા ॥ જી૦ ॥૭॥ પુર બાહેર તે આવીને રે, વૃદ્ધ પુરૂષ તેડાવે॥ કહે કુમાર તે નયરમાં રે, નૂર ન કાંઇ જણાવે ॥ ત્રુ૦ ॥ જણાવે એ જીર્ણ પ્રાસાદ, દેખી ઉપજે છે આલ્હાદ ॥ ઋણ દેવકું વધ્યું પ્રમાદે, તેણે કરી વધતો છે વિષવાદ ॥ જી૦ ॥ ૮ ॥ દેવદ્રવ્ય સંબંધથી રે, જે કરે ધનની વૃદ્ધિ ॥ તે ધનથી કુલ ક્ષય હોવે રે, ગતિ નરકેં જાય બુદ્ધિ ॥ ત્રુ૦ ॥ બુદ્ધિ નાશ હોયે દેવ ઋણાથી, દેવ ઋણું કહ્યું અશુભ ઘણાથી ॥ માંશકુંચીશું જે ઘર ઘોલે, દેવ દ્રવ્યનો કરે નિજ ધન મેલે ॥ જી૦ ॥ ૯ ॥ અનંત સંસારી તે કહ્યો રે, જે દેવદ્રવ્યને ખાય ॥ બહુલ સંસારી તે કહ્યા રે, જે જિનદ્રવ્ય દોહાય ॥ ત્રુ૦ ॥ આય વ્યય જે નવિ સંભાલે, દેવદ્રવ્ય ઊપેક્ષા ભાલે ॥ તેપણ દીર્ઘસંસારી લહીયેં, જાણંતો પણ જે નવિ કહીયેં ॥ જી૦ ॥ ૧૦ ॥ ન્યાય માર્ગે જિન આણથી રે, દેવદ્રવ્ય કરે વૃદ્ધિ ॥ તે તીર્થંકર પદ લહી રે, પામે બહુલી સિદ્ધિ ॥ ત્રુ૦ ॥ ઋદ્ધિ લહે વલી જગમાં જાજી, થાયે ગુણીજનમાંહે માજી ॥ સહુ સાથેં તસ આવે બાજી, કીર્ત્તિ કમલા તસ દીપે તાજી ॥ જી૦ ॥ ૧૧ ॥ દેવદ્રવ્યનેં ભક્ષણેં રે, વલી પરસ્ત્રી સંગ ॥ સાત વાર સાતમી ગચ્છે રે, હોયે વલી હીનાંગ ॥ ત્રુ૦ ॥ સંગ તેહનો હોયે અજાણે, તોપણ હોયે નિજ ગુણેની હાણે॥ આગમમાંહે એહવી વાણ, ઊત્તમ નર તે કરેય પ્રમાણ ॥ જી૦॥ ૧૨ ॥ યતઃ ॥ ભખ્ખણે દેવદવ્વસ્સ, પરથ્થીગંતુ સંગમે ॥ સત્તમં નરયં જંતિ, સત્તવારાઓ ગોયમા॥૧॥ જિણપવયણ વુદ્ધિકરં, પભાવગં નાણ દંસણ ગુણાણં ॥ ભખ્ખંતો જિણદવ્વં, અણંતસંસારીઓ ભણિઓ ॥ જી૦ ॥ ૨ ॥ જિણ પવયણ વુદ્ધિકરં, પભાવગં નાણદંસણ ગુણાણં, રખ્ખંતો

જિણદવ્વં, પરિત્તસંસારીઓ હોઇ ॥ ૩ ॥ જિણ પવયણ વુઢ્ઢિકરં, પભાવગં નાણદંસણ ગુણાણં ॥ વઢ્ઢંતો જિણદવ્વં, તિથ્થયરત્તં લહઇ જીવો ॥ ૪ ॥ જિણપવયણ વુઢ્ઢિકરં, પભાવગં નાણદંસણ ગુણાણં ॥ દોહંતો જિણદવ્વં, સો બહુ સંસારિઓ હોઇ ॥ ૫ ॥

॥ ઢાલ પૂર્વલી ॥ ચૈત્યદ્રવ્ય વિણસાડવે રે, કરે વલી ઋષિનો ઘાત ॥ સાધવી શીલવ્રત ખંડના રે, વલી પ્રવચન ઊપઘાત ॥ ત્રુ૦ ॥ ઘાતેં પ્રવચન જે ઉડ્ડાહે, અવર્ણવાદ કહે જે વડાહે ॥ બોધિબીજ મૂલેં અગ્નિ તે આપે, જિનગણધર મુખ કહે એમ આપે ॥ જી૦ ॥ ૧૩ ॥ યતઃ ॥ ચેઇય દવ્વ વિણાસઇ, સિદ્ધાયે પવયણસ્સ ઊડ્ડાહે ॥ સંજઇણ ચઉથ્થભંગે, મૂલગી બોહિલાભસ્સ ॥ ૧ ॥

॥ પૂર્વઢાલ ॥ ભખ્ખે તથા ઊવેખે વલી રે, શ્રાવક જે જિનદ્રવ્ય ॥ પ્રજ્ઞાહીન તે ભવ ભવેં રે, પાપકર્મા દુર્ભવ્ય ॥ ત્રુ૦ ॥ દ્રવ્ય ન પામે દરિદ્ર ન વામે, પંચમાંહે ન કોઇ કામે ॥ બગીયા ઢોર પરેં તે ભામે, ભવભવ તે સુખ સઘલાં વામે ॥ જી૦ ॥ ૧૪ ॥ યદ્યપિ દેવ ગુરૂ જ્ઞાનને રે, નિશ્રાયેં નહી દ્રવ્ય ॥ તોહે પણ તસ થાપના રે, ભવિકેં મલી કરી દ્રવ્ય ॥ ત્રુ૦ ॥ ભવ્ય હોયે તે યત્નેં રાખે, જિનપ્રતિમાદિક થાપન ભાંખે ॥ કરી પંચ સજ્જનની સાખેં, તસ વહી અનુચર અલગા દાખે ॥ જી૦ ॥ ૧૫ ॥ અથવા વલી વ્યાપારમાં રે, પાપવૃત્તિ જિહાં થાય ॥ તેહમાં તેહ ન ભેલવે રે, આપે રહે નિર્માય ॥ ત્રુ૦ ॥ આય વ્યય સવિ તેહનો અલગો, આપ ધનેથી ન કરે વલગો ॥ જિન આણે એમ દ્રવ્ય વધારે, તો તીર્થંકર પદનેં ધારે ॥ જી૦ ॥ ૧૬ ॥ ઊત્સૂત્ર ભાખી દેવદ્રવ્યનું રે, જે નર હોયે ખાનાર ॥ તે નર બોધિ લહે નહી રે, રૂલે ચૌગતિ સંસાર ॥ ત્રુ૦ ॥ સાર કહ્યું એ પ્રવચન માંય, જેમ સંકાશ શ્રાવક સંભલાય ॥ અણજાણે કાંકણી અગીઆર, દેવદ્રવ્યની રહી ગેહ મોઝાર ॥ જી૦ ॥ ૧૭ ॥ તેહ ભણી ચૌગતિ રૂલ્યો રે, ભમીયો બહુ સંસાર ॥ કેવલીથી નિજ કર્મની રે, વીતક લહી તિણ વાર ॥ ત્રુ૦ ॥ ધારી મનમાં અભિગ્રહ કીધો, દેવદ્રવ્ય દૂગ્ગો પરસીધો ॥ ભોજન વસ્ત્ર પરિગ્રહ ટાલી, કરૂં વ્યાપાર દેવ દ્રવ્ય દીયું વાલી ॥ જી૦ ॥ ૧૮ ॥ લાખ કોડી ધન મેલીયાં રે, કીધા દેવ નિમિત્ત ॥ એમ પાતકથી છૂટીયો રે, સિદ્ધ થયો અનિમિત્ત ॥ ત્રુ૦ ॥ ચિત્તમાંહે ધરી, એહવી વાત, ન કરવો દેવદ્રવ્ય ઊપઘાત ॥ અવર ન એહ સમો ઊપપાત, દેવદ્રવ્ય ખાયે

તેહ વિજાત ॥ જી૦ ॥ ૧૯ ॥ એ સંક્ષેપથી દાખીઓ રે, કહે તો કહીયેં વિસ્તાર ॥ જો મનમાંહે એ રૂચે રે, સાવધાનેં સુણો સાર ॥ ત્રુ૦ ॥ સાર એહ છે તત્ત્વવિચાર, સાંભલીનેં વિરમીજેં સાર ॥ તે કહે સ્વામી હિત કરા દાખો, શંક ન કાંઇ મનમાં રાખો ॥ જી૦ ॥ ૨૦ ॥ સર્વગાથા ॥ ૧૦૪૮ ॥

॥ દોહા શોરઠી ॥

॥ કહે શ્રીચંદ્રકુમાર, તેડા ચોવટીયા વડા ॥ ગામમાંહે જે ચાર, હિત આણીનેં હેજશું ॥ ૧ ॥ દાણીંવરશું ભાર, સઘલું એ માહું અછે ॥ પણ લોકોત્તર દ્રવ્ય, તે હરણથી નરકેં ગચ્છે ॥ ૨ ॥ લૌકિકમાંહે એમ, દેણુ કાંઇ ન ભંજીયેં, કરી મસકતી જેમ તેમ, દીજેં તો કિહાંયે ન ગંજીયેં ॥ ૩ ॥ દેવ જ્ઞાન ગુરૂ ખેત્ર, એ જગમાં મહોટાં કહ્યાં ॥ સાધારણ પણ તેમ, તેહનું ઋણ નવિ રાખીયેં ॥ ૪ ॥ દૂષણ મહોટાં તાસ, શાસ્ત્રમાંહે બોલ્યાં અછે ॥ જેમ પામ્યો સંકાશ, શ્રાવક ચરિત્ર જો મન રૂચે ॥ ૫ ॥ તે કહે દાખો તેહ, જેણીપરેં જાણ્યો હોયે તુમો ॥ કેમ થયો દુઃખનો ગેહ, કેમ છૂટો સુખીયો થયો ॥ ૬ ॥ દાખે તે સંબંધ, કુમર તેહોનેં આગલેં ॥ માંહે જ્ઞાનાદિ પ્રબંધ, દૃષ્ટાંતેં તસ દાખવા ॥ ૭ ॥

॥ ઢાલ એકવીશમી ॥ શારદ બુધદાયી ॥ એ દેશી ॥ ગંધ્રલાવતી નયરીયેં, સમ્યગ્દર્શનેં શુદ્ધા॥ સુગ્રહિત બારવ્રત, ક્રિયા ભાવિત બુદ્ધ ॥ જીવાજીવાદિક, તત્ત્વ વિચારનો જાણ ॥ ઉભય કાલેં આવશ્યક, કરતો ભાવ પ્રમાણ ॥ ત્રુટક॥ આણ વહે જિનની વિધિ દેતો, તપ કરતો સંતોષી॥ વિશ્વાસાયતન સકલ લોકને, સાત ખેત્રેં પુણ્યપોષી ॥ શ્રાવક સુત શ્રાવક ગુણભરિયો, સંકાશ નામેં કહીયેં ॥ કહેણીયેં રહેવે પરને કહેવે, સાવધાન તે લહીએં ॥ ૧ ॥ ઢાલ ॥ તસ નયરેં ચૈત્ય છે, શક્રાવતાર ઇતિ નામ ॥ તિહાં આવે બહુજન, યાત્રાતીરથ કામ ॥ દેવદ્રવ્ય ઘણું તિહાં, ઉપજે તસ રાખેવ ॥ સંકાશનેં થાપે, સહુ મલી તતખેવ, ॥ ત્રુ૦ ॥ સેવા પણ તે ચૈત્યની કરતો, કાલાંતરેં ધનવૃદ્ધિ કરતો ॥ લેખ ઉદયા હણિકાદિક, આગેં તસ કાલેં અનુસરતો ॥ એકદિન અશુભ કર્મને ઉદયેં, દેવદ્રવ્ય ખવાણો ॥ પણ તેહને મન પશ્ચાત્તાપ, ગર્હા નિંદા નાણ્યો ॥ ૨ ॥ ઢાલ ॥ વિશ્વાસ પણાથી, અન્ય ન પૂછે કોઇ ॥ તસ નામું લેખું, ન કરે ન રાખે જોઇ ॥ ભખ્યું દેવદ્રવ્ય જાણી, દેવા મન નવિ થાયે ॥ આયુઃક્ષયેં મરીને, ચઊગતિ દુઃખીયો થાય ॥ ત્રુ૦ ॥ જાયે તિહાં નરકેં બહુ વેદન, દશ

વિધ તો સવિ નરગેં ॥ રોગ શોગ સકળ ઉદ્‌ભવ સમકાલેં, અપઇઠ્ઠાણે નરગેં ॥ નિત્ય તિનિરવસા માંસ રૂધિરના, કર્દમભૂમિ અમેધ્ય ॥ જાણે કો અછે પણ અધિકી, ખર્જ અનેક પરિવધ્ય ॥ ૩॥ યતઃ ॥ દસવિહ વેયણ નિરએ, સી૧ ઊસિણ૨ખુ૩ પિવાસ૪ કંડુહિં૫ ॥ ભય૬સોગ૭પારવસ્સં,૮ જરોય૯ વાહીય૧૦ દસમો ય ॥ રોગસંખ્યા ગાથા ॥ પણકોડી અડસઠ્ઠી, લખ્ખા નવ નવઇ સહસ પંચસયા ॥ ચુલસી અહિયા નિરયે, અપઇઠ્ઠા ણંમિવાહીઓ ॥ ૧ ॥ ઢાલ ॥ જલતા અંગારા, પરેં વજૂકુંભી કુંડ ॥ તેહમાં બોલંતા, કરૂણસ્વરેં કરી તુંડ ॥ તિહાં ભુંજે ભડથ કરે, પુંસ્ત્રી આલિંગાવે ॥ ધગ ધગતા તરૂઆં, તાતાં કરીને પાવે ॥ ત્રુ૦ ॥ ખવરાવે તિહાં ખાર દેઇને, આપ માંસના ખંડ ॥ અસિપત્ર વનમાંહે ગલબંધન, છેદન કરે ઉદ્દંડ ॥ વૈતરણીમાંહે અવતારે, લોહ ભારશત સહસ ॥ દેઈ માથે જોર જોતર અતિ તીખા, વેધ આરના સહસ ॥ ૪ ॥ અંકન પૃષ્ઠેં ગાલન, ખડ્ગ તોમરને કુંતે ॥ પ્રોવેને ભેદે, પરમાધામી અત્યંતે ॥ કર્ણાક્રમ કરે દૃગ, ઉત્પાટન છેદ વેધ॥ પાપજ્ઞ પરેં કુટ્ટણ, અગ્નિમાં ઘાલે જિમ મેધ॥ ત્રુ૦ ॥ ઊર્ધ્વબાહુ અધોવદનને, જિંહાતાલુ પ્રમુખના છેદ ॥ ઢંક કંક લોહતુંડ જે પક્ષી, કરડે તે બહુ ભેદ ॥ ઇત્યાદિ બહુ વેદનનરગેં, સાતેએણી પેરેં ફરીઓ॥ હવે તિહાંથી તિર્યંચની ગતિમાં, આવીને અવતરીયો॥ ૫ ॥ અથતિર્યંચગતિદુઃખં ॥ કર્ણાદિક છેદન, ભારવહન રજુ બંધ ॥ કુશ અંકુશ પ્રાંજન, બહુલ પ્રહાર પ્રબંધ ॥ નાસાદિકવેધન, અંકન તરશ ને ભૂખ ॥ શીત તાપને વાતહ, પંકકલણનાં દુઃખ ॥ ત્રુ૦ ॥ મુખ નહિ તિલ માત્ર તિહાં કિણ, નરક નહિ પણ સરખો ॥ પંચેંદ્રિય ગર્ભજ સંમૂચ્છિંમ, વિગલેંદ્રિય પણ પરખો ॥ જલચર થલચર ખેચર અનેકહ, દુઃખ સહેતો નિરધાર ॥ તિહાંથી સંમૂચ્છિંમ માનવ વલી, ગર્ભજ નર અવતાર ॥ ૬ ॥ દેવદ્રવ્યનો ભક્ષક, પ્રાયેં સુરગતિ નવિ થાવે॥ જો થાવે તો પણ, અશુભ આભિયોગિકપણું પાવે ॥ ઈર્ષ્યાવિષવાદી, માયા મદનું ગેહ ॥ અપરાધ ધરંતો, અલ્પાયુષપણું તેહ ॥ ત્રુ૦ ॥ જેહ હોય નરથી પણ હીણો, કિલ્બિષીના ભવ પામે ॥ અગ્નિપતિનો કાયમાંહેથી, કાઢે વજૂરેં બહુ દામે ॥ અશુચિ ઠામેં અશુચિ બલવાળો, વિવિધ દુઃખ અનુસરતો ॥ સંકાશ તો સુરગતિ નવિ પામ્યો, પણ બીજા મને ધરતો ॥ ૭ ॥ ઇતિપ્રક્ષેપ ગાથા ॥ ॥ ઢાલ ॥ શિર કર પગ નાસા, ઓષ્ઠ જીભ ને કાન ॥ છેદન કારાગૃહ, વસવું દાસ નિદાન ॥ વધ બંધઆતંકહ, શોક દારિદ્ર અપમાન ॥ તિલમાત્ર મનો

રથ, સિઝે નહિં કિણ ગાન ॥ ત્રુ૦ ॥ માન નહિં ભવ એમ અસંખહ, ભ્રમણ કરીને પાવે ॥ તગરાપુર માનવ ભવ અનુક્રમેં, ઇભ્ય પુત્ર તિહાં થાવે ॥ જાતમાતપિતામરણ, લક્ષ્મીનો નાશ ॥ થયો લોકમાંહી અતિ નિંદિત, હુઓ નહિં કિહાં ભોજન આશ ॥ ૮ ॥ દોભાગી રોગી, સોગી દુઃખનો ગેહ ॥ નિજ ઉદર ભરણનો, તેહનો પણ સંદેહ ॥ અનુક્રમેં તિહાં કેવલી, આવ્યા વનમાં જાણી ॥ વાંદી નિજ અશુભનું, નિમિત્ત પુછે તિહાં નાણી ॥ ત્રુ૦ ॥ જાતેં સંકાશ તણે ભવે, દેવદ્રવ્યનો નાશ કીધો ॥ અગીયાર કાંકણીનો તે તેહથી, એ દુઃખથી થયો પ્રસિદ્ધો ॥ નિસુણીને તે આતમ નિંદે, હાહા અનાર્યે હું કુમતિ ॥ નિર્લજ કાયર પાપાત્મા હું, નિંદી એમ થયો સુમતિ ॥ ૯ ॥ માનવ ભવ પામી, અરિહંત ધર્મ ન જાણ્યો ॥ સિદ્ધાંત સુણીને, સાંચો મન નવિ આણ્યો ॥ હું લોભી મૂઢો. નિજકુલનો અંગાર ॥ નગરમાંહે અધમ હું, ન કરયો ધર્મ લગાર ॥ ત્રુ૦ ॥ સાર દેવદ્રવ્ય તે મેં ભખીયો, લખીયો કર્મવિપાક ॥ કહો સ્વામી હવે કેણી પેરેં છુટું, જેમ હોયે ભવ પરિપાક ॥ જ્ઞાની કહે જે દેવતણું ઋણ, આપે જો સર્વાંશ ॥ કરે ન્યાયેં વ્યાપારે ઉપાર્જી, તો છૂટે દુઃખપાસ ॥ ૧૦ ॥ ઢાલ ॥ કરે તેહ અભિગ્રહ, ભોજન વસન પ્રમાણ ॥ અધિકું સવિ થાયે, તે સવિ દેવદ્રવ્ય જાણ ॥ તિહાં હું જોડું, ત્રોડું એણી પરેં પૂરવ કર્મ ॥ ગુરૂમુખ એમ અભિગ્રહ, કરી પામ્યો જિનધર્મ ॥ ત્રુ૦ ॥ એમ કરતાં જે ધન વ્યાપારેં, લાભેં કોટિધ્વજ થાય ॥ પણ તે સઘલું ચૈત્ય દ્રવ્યને, અર્થે સુપરે જોડાય ॥ એમ કરતાં બહુ કોડિ ઉપાયે, અનેક પ્રાસાદ કરાવ્યાં ॥ સાત ક્ષેત્રમાંહે નિજ વિધિશું, સર્વ સમક્ષેં વાવ્યાં ॥ અનુક્રમેં સંજમ લેઇ તપ તપિયો, કેવલી થઇ શિવ પામ્યા ॥ તે સંકાશેં જ્ઞાનવિમલ ગુરૂથી, દુઃખ દોહગ સવિ વામ્યાં ॥ ૧૧ ॥ ઇતિ દેવદ્રવ્યોપરિ સંકાશ કથા સમાપ્ત ॥ સર્વ ગાથા ॥ ૧૦૬૭ ॥

॥ દોહા ॥

॥ વળી એહીજ ઊપર સુણો, સાગર શેઠ દૃષ્ટાંત ॥ ચૈત્યદ્રવ્ય ભક્ષણ રક્ષણે, તે સુણજો સવિ તંત ॥ ૧ ॥ દેવદ્રવ્યેં નિજ દ્રવ્યનો, નવિ કીજેં સંબંધ ॥ તે પણ હોયે દુઃખ દાયકું, પરભવ હોયે અનુબંધ ॥ ૨ ॥ તે ધનથી કુલ ક્ષીણ હોયે, મરી નરગમાં જાય ॥ દુઃખ દોભાગ લહે ભવ ભવેં, નિશૂક હૃદય તે થાય ॥ ૩ ॥ યદુક્તં ॥ દેવદ્રવ્યેણ યા વૃદ્ધિર્ગુરૂદ્રવ્યેણ યદ્ધનં ॥ તદ્ધનં કુલનાશાય મૃતોઽપિ નિરકં વ્રજેત્ ॥ ૧ ॥ અન્યાય દેવ પાષંડિ, સંબંધાદ્ધનમીહતે ॥ સમ

ષીકૂર્ચેકૈર્દ્ધામ, ધવલીકર્તુમીહતે ॥ ૨ ॥ વરંચ જ્વલને વેશો, વરંચ વિષ ભક્ષણમ્ ॥ પરંયલ્લિંગિદ્રવ્યેણ, સંબંધો નૈવ કારયેત્ ॥ ૩ ॥

ભાવાર્થઃ—દેવદ્રવ્યે કરી ધનની વૃદ્ધિ અને ગુરૂદ્રવ્યે કરી જે ધનનું એકઠું કરવું, તે ધન સર્વ કુલના નાશને માટે જાણવું. અને તે ધનનોપાર્જન કરનાર મૃત્યુ પામે, ત્યારે નરકમાં ગમનકરે ॥ ૧ ॥ અન્યાયના, દેવાલયના, અને પાખંડીનાસંબંધથકી,જે મનુષ્ય ધનો પાર્જનની ઈચ્છા કરે છે તે મનુષ્ય મશના કુચાથી પોતાના ધામને ધોલું કરવાની ઇચ્છા કરે છે એમ જાણવું ॥ ૨ ॥ અગ્નિમાં પ્રવેશ કરવો તે ઉત્તમ, તથા વિષ ખાવું તે સારૂ, પરંતુ દેવદ્રવ્યસાથે સંબંધ કરવો તે સારો નહિ ॥ ૩ ॥

॥ દોહા ॥ કહે દાખો તે જાણીયે, દોષ વિશેષની વાત ॥ કહે કુમર હવે તેહનો, સસનેહેં સાક્ષાત ॥ ૪ ॥

॥ ઢાલ બાવીશમી ॥ સામી સોહાકર શ્રીસેરીસ એ ॥ એ દેશી ॥ સાકેત નયરેં, સાગર ધની વસે ॥ પરમાર્હત્ તે, જિનમતેં ઉલ્લસે ॥ત્રુ૦॥ ઉલ્લસે તિહાંકણે ચૈત્ય મોહોટું, સંઘ આવે અતિ ઘણા ॥ તિહાંચૈત્ય દ્રવ્ય અનેક થાવે, કાંઈ તિહાં ન રહે મણા ॥ સાગરદત્તને દક્ષ જાણી, ધર્મિનેવડભાગીયો, સર્વ શ્રાવક મલી સોંપે, ચૈત્ય ધન જિનરાગીયો ॥ ૧ ॥ કર્મકરાને, તુમેં ધન આપજો ॥ નામું લેખું, સવિ તુમેં રાખજો ॥ ત્રુ૦ ॥ રાખજો એમ કહ્યું સકલ મલિને, સુણી તે લોભી થયો ॥ રોકડું ધન કર્મકરને ન આપે, વસ્તુનો ગ્રાહી થયો ॥ ગુડ તેલ ઘૃત ધન વસ્ત્ર મોંઘાં, મૂલ્ય લેઇ તે જિન ધનેં ॥ તસ લાભ આપણ પાસ થાયે, સૂગ તે નાણે મનેં ॥ ૨ ॥ રૂપક કેરો, ભાગ એંશી તણો ॥ તે કાકિણીનો, નામ શ્રુતેં સુણ્યો ॥ ત્રુ૦ ॥ ગણ્યો એક હજાર કેરો, લાભ તેહને ઘર રહ્યો॥ એમ ઘોર કર્મ ઉપાર્જિ મરીને, નરકમાંહિ તે થયો ॥ તિહાં થકીજલમનુજ થઇને, અંડઘોલ લેવા મિશે, વજ્ર ઘરટામાંહિ પીલ્યો, મરી બીજી નરકેં વસે ॥ ૩ ॥ તિહાંથી ચવીને, મોહોટો મત્સ્ય થયો ॥ પંચસય ધન, મ્લેચ્છેં સંગ્રહ્યો ॥ ત્રુ૦ ॥ ગ્રહી સર્વ તે અંગ છેદી, મહા કદર્થનાયેં મરચો ॥ ચોથી નરકેં એમ ભવાંતરે, મત્સ્ય થઇ સાત નરકેં ફરચો ॥ બે વાર નરકેં સાત એણી પરેં, મત્સ્ય ભવને સાંતરે ॥ એક સહસ કાકિણી દેવદ્રવ્યહ, ભખ્યાથી એણી પરેં ફિરે ॥ ૪ ॥ તદનંતર વલી સંત નિરંતરેં ॥ બાર હજાર કૂતર ભવ કરે ॥ ત્રુ૦ ॥ ફરે એમ વલી ભુંડ સૂકર, મેષ દેડક મૃગ શશો ॥ શબર શ્રૃગાલ બિલાડ મૂષક, નકુલ ગૃહ કોકિલ વસ્યો ॥ ગ્રહ મત્સ્ય ભુજંગને વીછિ ક્રમિયો, વિષ્ટામાંહે ઉપન્યો ॥ હજાર એક ભવ સર્વ ગણવા, એહ ફલ તે નીપન્યો ॥ ૫ ॥ પુઢવી અપ્ તેઊ, વાયુ વનસ્પતિ ॥ શંખજ

લોકા, કીટિક પન્નગસી ॥ ત્રુ૦ ॥ જેસી માખી દંશ મશકા, ભ્રમર મત્સ્ય ક ચ્છપ ખરા ॥ મહિષ વેસર કરભ વૃષભને, તુરગ ગજ ને ચીતરા ॥ તેં લક્ષ સં ખ્યાયેં ભવે તિહાં, અગ્નિશસ્ત્ર ઘાતેં મરી ॥ એમભમત દુષ્કૃત કાંઈક્ષીણું, લહ્યો નર ભવ એમ ફરી ॥૬॥ નયર વસંતેં, વસુદત્ત વસુમતી ॥ કોટિધ્વજ છે, તસ ઘરે ઉતપત્તિ ॥ ત્રુ૦ ॥ રતિગર્ભ આવ્યો જેટલે, તે સર્વ ધન નાશી ગયું ॥ જન્મ દિવસેં પિતા પંચમ, વર્ષ જનની મૃત્યુ થયું ॥ નામ દીધું તસ નિઃપુણ્યક, લો કેં મળીને તેહનું ॥ રંક પરેં તે વૃદ્ધિ પામે, દર્શન શુભ નહિં જેહનું ॥ ૭ ॥ એક દિન દીઠો રે, માઊલ તેહને ॥ નેહેં આણ્યો રે, નિજ ઘર રંકને ॥ ત્રુ૦॥ તેહને ઘર ચોર પેઠા, ધન ગયું સવિ તેહનું ॥ એમ એક દિન જસ ગેહ વાસેં, લૂંટાયે ઘર તેહનું ॥ એમ જલતી ગાડરપરેં જાણી, મૂર્ત્તિવંત ઉપદ્રવા ॥ તેહને કોઇ વસ્તી નાપે, દુઃખ પામે એહવા ॥ ૮ ॥ એમ ઊભાગોરે, ગયો દેશાંતરેં ॥ તામ્રલીપ્તેં રે, વિનંયંધર શેઠ ઘરેં ॥ ત્રુ૦ ॥ ફરે તિહાંકણે ભૃત્ય થ ઇને, જલ્યું ઘર તિણહીજ દિને ॥ કાઢીયો હડકયા શ્વાનની પરેં, ચિંતવે હવે ઇશ્યું મને ॥ નિજકર્મ નિંદે વલી વિચારી, સ્થાનાંતરેં ભાગ્ય ઉઘડે ॥ એમ જાણી સમુદ્ર તીરેં, જાઇ પ્રવહણમાં ચડે ॥ ૯ ॥ યતઃ ॥ કમ્મં કુણંતિ સવસા, તેસિ મુદયંમિ પરવસા હુંતિ ॥ રૂખ્ખં દુરહઇ સવસા, નિવ્વુડઈ પરવસો તત્તો ॥ પૂર્વઢાલ ॥ ભૃત્ય અભાવેં રે, ધન શેઠેં સંગ્રહ્યો ॥ કુશલેં ખેમે રે, પ્રવહણ દ્વીપેં ગયો ॥ત્રુ૦॥ ભયો મનમાં ખુશી ચિત્તેં, ભાગ્ય આજથકી ફલ્યું ॥ મુજ ચડે પણ પોત સાજું, રહ્યું એહ વિઘન ટલ્યું ॥ દુર્દૈવને હવણાં એ વિસરચું, પણ પાછા વલતાં ભાંજશે ॥ દૈવાનુસારેં થયું તિમહિજ, વાયુ પરચંડ વાજ શે ॥ ૧૦ ॥ ફલક પામીતે, નિઃપુણ્યક નીકલ્યો ॥ કોઇક ગામેં રે, તસ ઠાકુરને મલ્યો ॥ ત્રુ૦ ॥ ભલો ઠાકુરસેવ કરતો, ધાડેં ભાગ્યું ગામડું ॥ ઠાકુર મારચો તસ પુત્ર જાણી, બાંધી પાલેં આથડચું ॥ તેહજ દિવસેં અન્ય પલ્લિ, પતિએ મારી પાલી તે ॥ તિહાંથકી સવિ મલી કાઢચો, દેઈ આલને ગાલ તે ॥૧૧॥ નિ ર્ભાગી નર, જિહાં જાયે તિહાં ॥ આપદ આવે, સંગ ન મૂકે કિહાં ॥ત્રૂ૦॥ જિહાં લોકને આનંદ હોયે, તિહાં પણ તસ આપદા ॥ દીપાલિકા દિને સહુ ખુશી પણ શૂર્પક કૂટાયે સદા ॥ જેમ તાલીયો તરૂ છાયા ઇચ્છક, બીલી તરૂમૂલે ગયો ॥ ફલ પડચું અને તાલ્ય ફૂટી, સુખહેતેં દુઃખ થયો ॥ ૧૨ ॥ યતઃ ॥ મ હોત્સવેઽપ્યપુણ્યાનાં, વિપદઃસ્યુર્નસંપદઃ ॥ જના નંદંતિદીપાલ્યાં, હંતિ સર્વે પિ શૂર્પકમ્ ॥ ૧ ॥ ખલ્વાટોદિવસેશ્વરસ્ય કિરણૈર્બિલ્વસ્ય મૂલંગતો, વાંચ્છન્

સ્થાનમનાતપંવિધિવશાત્ સંતાપિતોમસ્તકે ॥ તત્રાપ્યસ્ય મહાફલેન પતતા ભગ્નં સશબ્દં શિરઃ, પ્રાયોગચ્છતિ યત્ર દૈવહતકસ્તત્રૈવયાંત્યાપદઃ ॥ ૨ ॥

ભાવાર્થઃ—મહોત્સવને દિવસે પણ નિઃપુણ્યજનને વિપત્તિયો આવી પડે છે તેમાં સ. શય નથી, કેની પેઠે તોકે દીવાલીને દિવસે સર્વમનુષ્યો આનંદ પામે, પરંતુ શૂર્પકને સર્વજન તેદિવસે હણે છે ॥ ૧ ॥ કોઈ એક તાલીયો મનુષ્ય સૂર્યના કિરણથી પોતાના મસ્તકમાં તાપ પામતો છતો બીલી વૃક્ષ, છાયાનું સ્થાનક જાણીને તે બીલીના ઝાડના મૂલમાં ગયો. ત્યાં પણ એ બીલી વૃક્ષના મોટા ફલના પડવાથકી શબ્દાયમાન થઇને માથું ફુટયું માટે નિઃ પુણ્ય પુરૂષ જે ઠેકાણે જાય છે તે ઠેકાણે આપત્તિયો સ્વતઃ આવે છે ॥ ૨ ॥

॥ પૂર્વઢાલ ॥ એણિપરેં ફરિઓ, સહસ એક ઊન્નતિ ॥ થાનકેં દુખીઓ, કરી બહુ માનતિ ॥ ત્રુ૦ ॥ થિતિ તસ્કર અનલ જલ, સ્વચક્ર પરચક્ર મારથી ॥ એમ અનેક વિઘન હેતેં, કાઢીયો ઘરબારથી ॥ માહા અટવીમાં હું પોહોતો, સમ હિમસલક યક્ષ ઘરેં ॥ એકાગ્ર મન સાથેં આરાધ્યો, એકવીશ ઊપવાસો કરે ॥ ૧૩ ॥ તૂઠો યક્ષ, તે કહે ભદ્રક સુણો ॥ સંધ્યાયેં માહારે, ઘરને આંગણે ॥ ત્રૂ૦ ॥ સૂણો સોવન પિચ્છ શોભિત, સહસ એકતો મોર છે ॥ તે નાચ કરતાં એક પિછું પડે, તે ગ્રહે નવિ જોર છે ॥ દિનેદિને એક પિછ ગ્રહતાં, દરિદ્ર તાહરૂં જાયશે ॥ એમ યક્ષ વયણાં સુણી હરખ્યો, ચિંતે ચિંતિત થાયશે ॥ ૧૪ ॥ એમ નિત્ય ગ્રહતાંરે, નવાણું થયાં ॥ સોવન પિચ્છાંરે, તેણે સંગ્રહ્યાં ॥ ત્રૂ૦ ॥ રહ્યું એક દુષ્કર્મ પ્રેરચો, ચિંતે મનમાંહિ ઇસ્યું ॥ એટલા દિન થયા એમ કરતાં, હવે અરણ્યમાં કેમ વસું ॥ તો એક મૂઠેં સર્વ ગ્રહીયેં, પિચ્છ એમ મન ચિંતવે ॥ ઘબ કરચું જબ મૂઠિ ઘાલે, કંકીકાક રૂપેં હોવે ॥ ૧૫ ॥ પૂર્વગ્રહ્યાં તે, નાઠાં પિછડાં ॥ કર્મવિનાતે, કારિજ વાંકડાં ॥ ત્રૂ૦ ॥ સાંકડું મન કરી ચિંતે, ધિગ્ ઊતાવલ માહરી ॥ હજી લગેં દુઃખ પાર નાવ્યો, શુભ દિશા નવિ અનુસરી ॥ વિષવાદ પામી ફરે જિહાં તિહાં, એહવે જ્ઞાની મુનિ મલ્યા ॥ જેહવું પાછલ અનુભવ્યું તે, સર્વ ભવ તિહાં સાંભલ્યા ॥ ૧૬ ॥ કહે હવે સ્વામી, પ્રાયશ્ચિત્ત મુઝ દીયો ॥ દેવદ્રવ્યનો રે, ભક્ષણ મેં કીયો ॥ ત્રૂ૦ ॥ હૈયું હોવે જેમ ઠામેં, મુનિ કહે ભદ્રક સાંભલો ॥ દેવદ્રવ્ય ઋણ અધિક આપો, વિધિ રક્ષણ અટકલ્યો ॥ વિધિ વણિજ કરો તે વધારો, આપ ભોગેં ન આણવો ॥ નિર્વાહ માત્રેં વસન ભોજન, અધિક તે હતો જાણવો ॥ ૧૭ ॥ એહવો ગુરૂ મુખેં, અભિગ્રહ આદરી ॥ શ્રાવક ધર્મેં, નિશ્ચલ મન કરી ॥ત્રુ૦ ॥ ફરિ સઘલેં વિધિ વ્યાપારેં, ધન મેલી દિયે દેવનું ॥ ઋણ એમ છૂટે કર્મ ખૂટે, પાછલ્યું નિત્ય મેવનું ॥ સહસ કાકિણી ઠામ

દસલખ, દિયે થોડા કાલમાં ॥ એમ અનૃણ થઇ બહુ દ્રવ્ય પામી, ગયો નિજ પુરતાલમાં ॥ રાજ્ય માન્ય ઇભ્ય થઈ પ્રાસાદે, સર્વ ઠામે ચિંતવે ॥ તિહાં સુપરે રાખે કિહાં વધારે, માહા પૂજ રચના ઠવે ॥ ૧૮ ॥ એમ કર તેરે જિન નામ બાંધીયું ॥ અવસર જાણી રે, સંયમ સાધીયું ॥ ત્રુ૦ ॥ બાંધીઊં પુણ્ય પ્રમાણ ગીતારથ, થયા દિયે દેશના ॥ અરિહંત ભકિતનો અતિહિ અતિશય, પ્રથમ થાનક સેવના ॥ સર્વાર્થસિદ્ધે દેવ હુઆ, મહાવિદેહે સિદ્ધ થયા ॥ શ્રીજ્ઞાનવિમલ સૂરિ વયણથી, એ ભાવ ભવ્ય જને લહ્યા ॥ ૧૯ ॥ ઇતિ દેવદ્રવ્ય ભક્ષણે રક્ષણે વૃદ્ધિકરણે સાગરદત્ત શ્રેષ્ઠિકથા સંપૂર્ણ ॥

॥ દોહા ॥

॥ કહે કુમર તુમે સાંભલો, એ દેવદ્રવ્ય વિચાર ॥ હવે જ્ઞાન સાધારણ દ્રવ્યના, તેહના કહું અધિકાર ॥ ૧ ॥ તેહ પણ એહજ જેહવા, દોષ કહ્યા શ્રુતમાંહિ ॥ જે નિઃશૂગપણું કરી, ખાયે તે પશુપ્રાહિં ॥ ૨ ॥ લેખે જોતા દેવથી, વધતું જ્ઞાનનું ક્ષેત્ર ॥ દોષ લાભ પુણ્ય પાપના, દેખાવે શ્રુત નેત્ર ॥ ૩ ॥ કેવલજ્ઞાનથકી લહ્યું, અધિકું છે શ્રુત જ્ઞાન ॥ સ્વપર બોધનું હેતુ છે, સંપ્રતિ સમય પ્રધાન ॥ ૪ ॥ કર્મસાર પુણ્યસારની, કથા સુણો અભિરામ॥ સાધારણના દ્રવ્યની, પરિણતિ એમ પ્રધાન ॥ ૫ ॥સર્વ ગાથા ॥ ૧૧૦૦ ॥

॥ ઢાલ ત્રેવીશમી ॥ ઝકડીની દેશી ॥અથવા ગોડી રાગમાં ॥

એકદિન મહાજન આવે ॥ એ દેશી ॥

॥ ભોગપુરે ધનશેઠીઓ, ચોવીશ કંચન કોડીજી ॥ ધનવતી કૂખે ઉપના, સુત પ્રસવે તિહાં જોડીજી ॥ ત્રુટક ॥બહુ કોડશું કર્મસાર નામે, પુણ્યસાર સોહામણા ॥ માતા પિતા લિયે તેહનાં, અહોનિશિ ભલ ભામણાં ॥ એકદા જનકે પૂછીઊં, એક નૈમિત્તિક તે એમ કહે ॥ બિહુ પુત્ર માંહે કુણ સોભાગી, દોભાગી જેહવું લહે ॥ ૧ ॥ જ્યોતિષ જોઇ નિમિત્તિઓ, કહે એ જે કર્મસારજી ॥ શઠ પ્રકૃતિ નિર્બુદ્ધિઓ, નિર્દ્ધન નિર્વ્યાપારજી ॥ ત્રુ૦॥ સાર ધન એ સર્વ ખોશે, નવું ઊપાઇ નહીં શકે ॥ પુણ્યસાર પણ-હોસે એહવો, પણ કલા કુશલે જિકે ॥ વૃદ્ધાવસ્થાયે બેહુ સુખીયા, થાયશ્યે ધન અતિ ઘણું ॥ એમ નિમિત્તિક વયણ નિસુણ્યું, મન થયું તસ દૂમણું ॥ ૨ ॥ અનુક્રમે અધ્યાપક કને, મૂકે બિહુને તાતજી ॥ પુણ્યસારે શિખી કલા, કર્મસાર મૂઢ જાતજી ॥ ત્રુ૦ ॥ ભાતિ બહુવિધ કરી પઢાવે, પણ તેહને મુખ નવિ ચડે ॥ ઇહાં વાંક કોઇનો નવિ દીસે, કૃત કર્મ તે આવી નડે ॥ અનુક્રમે યૌવન લહ્યા બેહુ, ક

ન્યાને પરણાવીયા ॥ મહેભ્યને એ અછે સોહિલું, સર્વ ધનના ભાવીયા ॥૩॥ માંહોમાંહિં બેહુ વઢે, જનક કરે તત્ર ભિન્નજી ॥ કંચન કોડી બાર જે દેઇ, વ હેંચી સુપ્રસન્નજી ॥ ત્રુ૦ ॥ સુપ્રસન્ન મન કરી લિયે સંજમ, પિતર સ્વર્ગ ગતિ ગયા ॥ હવે કર્મસારને પૂર્વ દુષ્કૃત, કર્મ તે ઉદયે થયાં॥તેહવાં વાણિજ્ય માંડયાં, જેણે હોયે ધન હાણએ ॥ સ્વજનલોકેં વારીયા પણ, આપમતિ મન નાણ એ ॥ ૪ ॥ થોડા દિનમાં નીગમી, કંચનકોડી બારજી ॥ પુણ્યસારની પણ તસ્કરેં, લીધી ખાત્ર પ્રચારજી ॥ ત્રુ૦ ॥ સાર ધન તે બિહુએ ખોયો, થયા નિર્દ્ધન બિહુ જણા ॥ સ્વજનાદિકેં પણ તેહ છાંડયા, ક્રોધીયાને દૂમણા॥ પરણી પણ જે આપ તરૂણી, તેહ પણ પીહર ગઇ ॥ નિર્ભાગ્ય નિર્દ્ધને નિર્બુદ્ધિ, લોક ખ્યાતિ એહવી થઇ ॥ ૫ ॥ ધન વિણ માન ન સંપજે, ધન વિણ સુખ નહીં સયણાંજી ॥ ધન વિણ સાચું જો કહે, તોહિન માને વયણાંજી ॥ ત્રુ૦ ॥ કહેણ પણ નવિ કોઇ માને, પિતા માત ને બાંધવા ॥ પુત્ર દારા અને પૂત્રી, હોયે અરિયણ જેહવા ॥ દોષ તે ગુણ રૂપ થાયે, હોયે જો ઘર લચ્છિ ઘણી ॥ વલી જો શુભ ખેત્ર વાવે તો, હોય ઊંચ પદવી ઘણી ॥ ૬॥ યતઃ ॥ અલિયંપિ જણો.ધણવંતયસઃ, સયણતં પયાસેઇ ॥ આસણબંધ વેણવિ, લ જ્જિજ્જઇ ઝાણ વિહવેણ ॥ ૧ ॥ ગુણવંપિ નિગુણુહિય, ગણિજ્જએ પરિયણેણ ગયવિહવો ॥દખ્ખત્તાઇ ગુણેહિં, અલિએહિ વિગિજ્જએ સધ્રણા ॥ ૨ ॥

॥ પૂર્વ ઢાલ ॥ અનુક્રમેં દેશાંતર ગયા, અપમાનીતા બેત્રજી ॥ પૃથ ક્ પૃથક્ શેઠ ઘરેં રહ્યા, કરતા બહુ વિધ સેવજી ॥ ત્રુ૦ ॥ શેઠ જેહ ઘર કર્મ સાર રહ્યો, તે કૃપણ ને જૂઠ છે ॥ જે મૂલ્ય બોલ્યું તેહ નાપે, આપે તો ઓ છું હઠે ॥ બહુ સેવથી પણ કાંઈન મિલ્યું, દ્રવ્ય કાંઇ કપર્દિકા ॥ બીજાને ધ ન કિમપિ મિલીયું, પણ ગયું ધૂર્ત્ત વિતર્દિકા ॥ ૭ ॥ એમ બિહુ ઠામે સે વા કરે, કિહાં ધાતુર્વાદ ખનિવાદજી ॥ સિદ્ધ રસાયન રોહિણા, ચલ ગમનેં ન પ્રમાદજી ॥ ત્રૂ૦ ॥ વિષવાદ પામે તેહથી વલી, મંત્ર તંત્ર સાધન કરે ॥ રૂદં તિ રસકૂપિકોપલ, પારસાદિક બહુ કરેં કરે ॥ એકેક એકાદશ પ્રમાણેં, વાર ઊપક્રમ બહુ કર્યા॥ કુબુદ્ધેં વિપરીત વિધિથી, પ્રથમ તે તો નવિ ફલ્યા ॥ ૮ ॥ જિમ જિમ ઊપક્રમ એ બહુ કરે, તિમ તિમ પામે કષ્ટજી ॥ બીજે પણ ઇમહિજ કરચું, પામે દ્રવ્ય વિશિષ્ટજી ॥ ત્રુ૦ ॥ શિષ્ટ ગુણથી તેહ પામે પણ, તસ્કરાદિકેં નીગમે ॥ એમ કરતાં બેહુ એક દિન, ભ્રાંતિ ચિંતે વને ભમે ॥ અનુક્રમેં વાહણ ચઢી પામ્યા, રત્નદ્વીપ રલીયામણો ॥

રત્નદેવી સત્ય પ્રત્યય, જાણીને સાચું ભણ્યો ॥ ૯ ॥ દુઃખ પોતાનું ન્દાખવી કરી, મરણાંતની સીમજી ॥ બેડા લાંઘે તે આગલે, કરી અશનાદિક નીમજી ॥ ત્રુ૦ ॥ ભીમ અભિગ્રહ કરચો આઠમ, તેહ અંતે એમ કહે ॥ નથી ભાગ્ય તુમચું એમ સુણીને, કર્મસાર ઉઠી વહે ॥ પુણ્યસારે એકવિંશતિ, કરચા ઉપ વાસ જેટલે ॥ ચિંતામણિસુર રત્ન દીધું, દેવીયે તિહાં તેટલે ॥ ૧૦ ॥ પશ્ચા ત્તાપ કરે ઘણું, મનમાં તે કર્મસારૂજી ॥ કહે પુણ્યસાર ખેદ મત કરે, એ આ પણને નિર્ધારજી ॥ ત્રુ૦ ॥ સાર ચિંતિત હોશે તુજ મુજ, પ્રિત કરી ઝહાજે ચડચા ॥ જુઓ કર્મયોગે તિહાં સંકલ્પહ, એહવા આવીને અડચા ॥ રાકાશ શાંકનો ઉદય દેખી, વૃદ્ધ બંધવ બોલિયો ॥ પ્રગટ કરી એ રત્નચિંતા, મણિ તેજ ઝકોલીયો ॥ ૧૧ ॥ ખોલ્યું તિણ સમયે રત્ન તે, દેખે શશિનું તેજજી ॥ એક પાસે ચિંતારત્નનું, તેજ તે એહથી બેજજી ॥ ત્રુ૦॥ હેજથી બિંહુ ઠામ ધરતાં, દૃષ્ટિની થઇ વ્યગ્રતા ॥ પડચું ચિંતારત્ન કરથી, સહિ મનોરથ સંગતા ॥ સમદુઃખ પામ્યા બેહુ જણા, એમ આવીયા આપણ પુરે ॥ કૃતકર્મને અ નુસારે બેહુતે, સયણ પણ દુર્મન ધરે ॥ ૧૨ ॥ એક દિન ફરતા આવીયા, જ્ઞા ની ગુરૂને પાસજી ॥ નિજ નિર્દ્ધનના હેતુને, પૂછે ધરી ઉલ્લાસજી ॥ ત્રુ૦ ॥ ઉલ્લાસ આણી કહે જ્ઞાની, પાછલે ભવ બેહુ હુતા ॥ ચંદ્રપુરે જિનદત્તજિન દાસ, શેઠશું પરમાર્હતા ॥ અન્યદા શ્રાવક સર્વે મલીને, જ્ઞાનદ્રવ્ય સાધારણં ॥ દ્રવ્યરક્ષા હેત આપે, કરો ઊપદ્રવ વારણં ॥ ૧૩ ॥ તિહાં જિનદત્ત નિજ પુસ્તિકા, લખવા હેતે આપેજી ॥ અન્યદ્રવ્યના અભાવથી, તેમાંહેલુંતિ હાં થાપેજી ॥ ત્રુ૦ ॥ વ્યાપારે મનમાં એમ એહી, પણ જ્ઞાન કેરૂં દ્રવ્ય છે ॥ એમ ચિંતવી બાર દ્રામહ, લેખકને દિએ મન રૂચિ ॥ બીજે તો મનમાં એમ ચિંત્યું, સાધારણ દ્રવ્યયોગ્યતા ॥ સપ્ત ખેત્રે કામ આવે, શ્રાદ્ધને પણ યોગ્યતા ॥ ૧૪ ॥ યતઃ ॥ જિણભવણ બિંબ પુથ્થય, સંઘ સરૂવાઇ સત્ત ખિ ત્તાઇ ॥ વિવિહં ધણંપિ જાયં, શિવ ફલય મહો અણંત ગુણં ॥ ૧ ॥

॥ પૂર્વ ઢાલ ॥ હું પણ શ્રાવકમાં અછું, તો શો તાસ વિચારજી ॥ બા ર દ્રામ તેણે વાવરચા, ઘર કામે આગાઢવ્યવહારજી ॥ ત્રૂ૦ ॥ વ્યવહાર એહ વો કરચો તેણે, અન્ય દ્રવ્ય અભાવથી ॥ આયુષ પૂરી પ્રથમ નરકે, ગયા તે પાપ પ્રભાવથી ॥ એઋણું બોલે નહીય તોલે, ભવસમુદ્રમાં અતિ ઘણું ॥ એહનાં દૂષણ બહુ બોલ્યાં, શાસ્ત્રમાંહિં કેતાં ભણું ॥ ૧૫ ॥ યદુક્તં ॥ વેદાં તેપિ ॥ પ્રભાસ્વે મા મતિં કૂર્યાત્, પ્રાણૈઃ કંઠગતૈરપિ ॥ અગ્નિદગ્ધાઃ પ્રરોહં

તિ, પ્રભાદગ્ધા ન રોહંતિ ॥ ૧ ॥ પ્રભાસ્વં બ્રહ્મહત્યા ચ, દરિદ્રસ્ય ચ યદ્ધનં ॥ ગુરૂપત્ની દેવદ્રવ્યંચ, સ્વર્ગસ્થમપિ પાતયેત્ ॥ ૨ ॥ પ્રભાસ્વં સાધારણં દ્રવ્યમિત્યર્થઃ ॥.

ભાવાર્થઃ—કંઠમાં પ્રાણ આવે તોપણ જ્ઞાન દ્રવ્યમાં અને સાધારણ દ્રવ્યમાં મતિ કરવી નહી, અગ્નિના બાલેલા બીજ કદાચિત્ ફરીને ઉત્પન્ન થાય, પરંતુ દેવદ્રવ્યથી દાહ પામેલા પ્રાણી ફરીને સિદ્ધિ પામે નહી ॥ ૧ ॥ જ્ઞાન દ્રવ્ય, સાધારણ દ્રવ્ય, બ્રહ્મહત્યા, દરિદ્રનું ધન, ગુરૂ પત્નીનું ગમન, દેવદ્રવ્ય એ સર્વે સ્વર્ગમાં ગયેલા પ્રાણીને પણ પાછા પાડે છે.

॥ પૂર્વ ઢાલ ॥ પ્રથમ નરગથી નીસરી, થયા ભુજપરીની જાતજી ॥ બીજી નરકે નારકી, ગૃધ્ર થઇ ત્રીજીયે થાતજી ॥ ત્રુ૦ ॥ ઘાત થઇ એમ ભવાંતર કરી, સાત નરકે ઊપના ॥ ઇગ દુ તિ ચઉરંદ્રિ પણ તિરિ, ભવે ઇણી પરે નીપના ॥ બાર સહસ ભવ ઇમ એકેકે, બહુલ દુઃખ તિહાં અનુભવી ॥ બહુ ક્ષીણ દુઃકૃત કર્મ પ્રાહે. થયા તુમ્હો ઇહાંકિણ ચવી ॥ ૧૬ ॥ દ્વાદશ દ્રામના ભોગથી, બાર કોડી ધન હાણીજી ॥ દ્વાદશ વાર બહુ ઊપક્રમે, લાભ થઈ પ્રાયે હાણીજી ॥ ત્રૂ૦॥ ખાણિ દુઃખની સહી ઇણ ભવ, દાસ દારિદ્ર પર ઘરે ॥ જ્ઞાનાશાતનાયે કર્મસારને, બુદ્ધિ બન્નતે નવિ પુરે ॥ મનથકી જ્ઞાનને હીલને તે, અમન કે શુને મને ॥ વચનથી જે જ્ઞાન હીલે, મૂક બોબડ ગદ તને ॥૧૭॥ ॥ કાયથીજ્ઞાન અવહેલના, જે કરે તેહ દરિદ્રજી ॥ રોગી સોગી વિયોગીયા, આધિ વ્યાધિ સમુદ્રજી ॥ ત્રુ૦ ॥ અમુદ્ર દોષી જન્મશોષી નાશકુલ ધનનો હોયે॥ તેમ સાધારણ ક્ષેત્ર કેરી, અવજ્ઞા એણીપરે હોય ॥ ચૈત્ય દ્રવ્યઆશાતનાયે, બોધીબીજદુર્લભ કહ્યો ॥ એણી પરે જ્ઞાની વયણથી તેણે, તહત્તિ કરીને સદૃહ્યો ॥ ૧૮ ॥ શ્રાવક ધર્મને આદરી, પ્રાયશ્ચિત્ત લિયે તેહજી ॥ દ્વાદશાદામ સહસ ગુણ દેવા, બેહુ કહે ઇમ નેહજી ॥ ત્રુ૦ ॥ ગેહેંજઇને વણીજ માંડચો, ન્યાયમારગ આદરી ॥ નિયમ લાધો તેણી વેલા, વિગય સવિને પરિહરી ॥ જેમ જેમ દુકૃતની ખીણતા હોએ, દ્રવ્ય તેમ પામે ઘણો ॥ બિહુ જણે તેમ જ્ઞાન સાધારણ,દ્રવ્ય પાપનો પડિગણો ॥૧૯॥ અનુક્રમે તેહ ધની થયા, બિહુ જણને કોડી બારજી ॥ કંચનની તેહને મલી, કરેબહુ જ્ઞાનભંડારજી ॥ ત્રુ૦॥ સાધારતા બહુ સાધર્મી જનને, દીનને ઉદ્ધારતા ॥ પરિપૂર્ણ શ્રાવક ધર્મ પાલી, સુખે સંયમ સાધતા ॥ વાધતે ભાવે લહી કેવલ, શિવ ગયા સુખ જિહાં ઘણાં ॥ વલી અજર અમર નિષ્કલંક નિરૂપમ, નામછે જેહનાં ઘણાં ॥ ૨૦ ॥ તેહ ભણી જ્ઞાનસાધારણ, દ્રવ્યને રાખીજેહજી ॥ તે પાણી સુખીયો હોઇ, જા

યે દુઃખ અછેહજી ॥ ત્રૂ૦ ॥ દેહ નિર્મલ બુદ્ધિ સારી, વિભવ ભારી તે લહે ॥ જે દ્રવ્ય લોકોત્તર કહ્યો, તે તાસ બહુમાને વહે ॥ સાધુપણ એ દ્રવ્યકેરી ઉપેક્ષા કરતોથકો ॥ સંસાર બહુલ અનંત રૂલવા, શાસ્ત્રમાંહે એહવો વકો ॥૨૧॥ જિન જિન ઘર પરિભોગને, અર્થે જિન દ્રવ્ય આવેજી ॥ તેપણ ન્યાયથી નિપન્યો, મલિન દુગંચ્છિત ભાવેજી ॥ ત્રુ૦ ॥ આવે ન તેવું દ્રવ્ય જિનને, લોક નિંદિત જે હોવે ॥ કોઇ હેત દ્રવ્યાંતરેં કરચો જે, જિનગૃહેં વલી તે ઠવે ॥ તપ જપ ઉજમણાદિક તણો, અથ ઋદ્ધિવંત જનેં મલી, ॥ ભક્તિથી જે દ્રવ્ય કલ્પ્યો, અંગ સંગે તે વલી ॥ ૨૨॥ જ્ઞાન અરથ જ્ઞાન હેતુએ, લિખન લિખાવનકોસેંજી॥ તેહપણ આપણ નિશ્રાયે, થાપેજ્ઞાનનિવેશેજી ॥ ત્રુ૦॥ લવલેશ માત્રેં અપરખેત્રેં, તેહ ધન નવિ આણવું ॥ કોઇહેતેં દેવદ્રવ્યથકી, પણ જ્ઞાન અધિકું જાણવું ॥ તેમ સાધારણ દ્રવ્ય જાણો, ઋદ્ધિવંત નર મલી કરચું ॥ ધર્મક્ષેત્ર એમ નામ થાપી, તે સાતે સઘલે વાવરચું ॥૨૩॥ સાત ખેત્રમાંહે ગુરૂદ્રવ્ય છે, અને વલી ધની જને કીધુંજી ॥ વેષાદિકને કારણેં, ગુરૂસહાયેં સીધુંજી ॥ ત્રુ૦॥ દીધું ન કોઇને તેહ જાવે, ભાવનાના વશથકી ॥ વૃદ્ધિ કરતો લાભ પામે, તીર્થંકરના વયણથી ॥ એ દ્રવ્યની આશાતના જે, કરે તેણે વિરાધિયા ॥ જ્ઞાન દર્શન ચારિત્ર સાધન, તેણે તે નવિ સાધીયાં ॥ ૨૪ ॥ તેભણી જે કરો ધર્મની, કરણી દિલમાં આણીજી ॥ અવિધિ આશાતા ટાલીને, જે કરશે ભવિ પ્રાણીજી ॥ ત્રુ૦ ॥ નાણીનાં એ વચન જાણી, તહત્તિ કરીજે સદ્દહે ॥ શ્રીજ્ઞાનવિમલ સૂરીંદવાણી, શાસ્ત્રથી એહવી કહે ॥ સુણી એમ શ્રીચંદ્રકુમરેં, કહી એહવી સંકથા ॥ શેઠીયા વાત કહે સાચી, ચિત્ત ધરી એહવી પૃથા ॥ ૨૫ ॥ ઇતિ જ્ઞાન સાધારણ દ્રવ્ય ભક્ષણરક્ષણોપરિકર્મસાર પુણ્યસાર કથા સંપૂર્ણા ॥

ઢાલ પૂર્વલી ॥ ચંદ્રા ઊલાની ॥ તેભણી સુણો ભાઇલા રે, હિત ભાખું છું પ્રેમા ॥ દેવઋણથી છુટીએ રે, તેમ કરો જેમ હોય ક્ષેમ ॥ત્રુ૦॥ તેમ કરો હવે એહ ઊપાય, છુટો ઋણથી જેમ સુખ બહુ થાયા॥ હીત શિક્ષા કહી આગલ ચાલે, રાજ, મરાલ પરે ભુવિમાલેં ॥૨૬॥ જી૦॥ સુંદરગામેં જઇ જિમ્યારે, સામગ્રિ સવિ મેલ ॥ સુખે તિહાં વાસો વસ્યા રે, કરતા મનની કેલ ॥ ત્રુ૦॥ કેલિ કરંતા થયે પ્રભાતેં, ચાલ્યા મદના લેઇ સંઘાતેં ॥ આગલ કાનન મોહોટું આવ્યું, દિવાશેષ સંધ્યાયેં જણાવ્યું ॥ જી૦ ॥ ૨૭ ॥ થાકી તિહાં સા સુંદરી રે કુમર કહે ગામ દૂર ॥ ચરણ તાહરાં નવિ ચલે રે, તિહાં દેખે વટ અતિ નૂર ॥ ત્રુ૦ ॥ પૂર પત્ર ફલ છાયા ગહરી, પંખીનો આશ્રમ જિમ સહરી ॥

શું ઉતાવલનું છે કામ, કુમર કહે ઇહાં કરીયેં વિશ્રામ ॥ જી૦ ॥ ૨૮ ॥ વટ તલે સાથરડો કરે રે, સાવધાન રહે તેય ॥ પ્રથમ જામ દુગ સા સુવે રે, કુમર જાગ્યો અસિ લેય ॥ ત્રુ૦ ॥ ધ્યેય સંભારે ત્રીજે યામેં સંથારે, જાગે સુંદરીપતિ પરિચારે ॥ ચોથે યામેં ફરી સા સૂતી ॥ કુમર જાગતો રહે નિર્બ્રાંતિ ॥ જી૦ ॥ ૨૯ ॥ જો ઇચ્છે સાવધાનશું રે, દિશિ વિદિશી જે ચાર ॥ એહવામાં ઉત્તર દિસે રે, દીઠો તેજ અંબાર ॥ ત્રુ૦ ॥ સાર રત્ન પરિ ચિત્તમાં ભાવે, તેજોવાને કેડેં જાવે ॥ કિહાં નજીક કિહાં દૂરેં થાવે ॥ તેજ તણો જે મર્મ ન પાવે ॥ જી૦॥ ૩૦ ॥ આગલ જાતાં જોવતાં રે, તેજ થયું વિસરાલ ॥ પાછે પગેં પાછો વલે રે, જાણ્યું એહ ઇંદ્રજાલ ॥ ત્રુ૦ ॥ આલ એહ મનમાંહે ભાવિ, સાથ રે આવી પ્રિયા બોલાવી ॥ કહે પ્રભાત થયો ઉઠો ચલીયેં, પરિમલ પસરયો કમલનેં મલીયેં ॥ જી૦ ॥ ૩૧ ॥ તામ્રચૂડ તરૂ ઉપરેં રે, બોલે મધુરી વાણ ॥ શીતલ માર્ગ પ્રભાતનો રે, ઊઠો થયું વિહાણ ॥ ત્રુ૦ ॥ જાણપણે કહે કુમર તિહાંરે, ઉત્તર પાછો ન દિયે લગારે ॥ ચિંતે મન નિદ્રા પરભાતેં, મુકતાં હોયેં સ્ત્રીની જાતેં ॥ જી૦ ॥ ૩૨ ॥ યતઃ ॥ જણણીજમુપત્તિ, પચ્છિમ નિદ્દા સુભાસિયં વયણં ॥ મણઇટ્ઠં માણુસ્સં, પંચ વિદુખ્ખેહિં મુંચંતિ ॥ ૧ ॥ શ્રી ચંદ્રોવાચ ॥ યતઃ ॥ પ્રોજ્જૃંભતે પરિમલઃ કમલાવલીનાં, શબ્દાયતે ક્ષિતિરૂહોપરિ તામ્રચૂડઃ ॥ માર્ગસ્તવાપિ સુકરઃ ખલુ શીતલત્વાદુ ત્થીયતાં સુનયને રજની જગામ ॥૧॥

ભાવાર્થ:—શ્રી ચંદ્ર કહે છે. કમલ પંક્તિનો પરિમલબહુકેછે વૃક્ષોની ઉપર બેસીને કુકડા બોલે છે. તેથી ચલાવાનો માર્ગ ટાઢો પોહોર હોવાથી સુગમ છે માટે હે કમળનયનવાળી સ્ત્રી, રજનીતો વ્યતતી થઇ માટે ઉઠ ॥

॥ પૂર્વઢાલ ॥ ક્ષિણ પડખી વલી પ્રિયા પ્રતેંરે, બોલાવે ધરી નેહ ॥ એ મૃગ તૃણ ચરવા ભણીરે, પંખી સઘલા જેહ ॥ ત્રુ૦ ॥ એહવે તરણિ ઉદયા ચલ ઊગેં, માનીના મનોરથ સવિ પૂગે ॥ ઊઠો ચાલીજેં હવે આગેં, ફરતાં ભાગ્યદશા વલી જાગે ॥ જી૦ ॥ ૩૩ ॥ યતઃ ॥ એતે વ્રજંતિ હરિણાસ્તૃણભક્ષણાર્થં, ચૂર્ણિં વિધાતુમ થયાં તિહિ પક્ષિણોમી ॥ શૃંગં સ્પૃશત્યુદયસાનુમતો વિવસ્વા, નુંત્થીયતાં સુનયને રજની જગામ ॥ ૧ ॥

ભાવાર્થ:—હેસ્ત્રી! આ હરિણો તૃણ ભક્ષણ માટે ચાલ્યાં જાય છે, પક્ષીયો પણ ચણ લેવા માટે જાય છે. અને સૂર્યે પણ ઉદયાચલ પર્વતનાં શિખરોના શૃંગોને સ્પર્શ કરે છે માટે હે રૂડા નેત્રવાળી સ્ત્રી રાત્રિ વ્યતીત થઈ તેથી ઉઠ ॥

॥ પૂર્વઢાલ ॥ પ્રિયા પડુત્તર નવિ દિયે રે, કુમર જોઈ તે ઠામ॥ તિહાં દીઠી

નહી સુંદરીરે, ચિંતે કાંઈ વિરામ ॥ત્રુ૦॥ હામ ધરીને સઘલો જોવે, થયો પ્રભાત મન અતિ દુઃખ હોવે, એ ઉદ્યોત મિશેં કોઇ દેવ, અપહરીએ હમણાં સયમેવ॥ જી૦॥૩૪॥ હાહા શું કરતી, હશે રે, કિમ રહશે મુજ પાખે ॥ કેમ કરે તે ઉપરેં રે, બલ કોઈનું નવિ દાખે ॥ ત્રુ૦ ॥ રાખે જિમ તેણી પરેં રહીયેં, મન ફરસે નવિ વાણીયેં કહીયે॥ સ્વમાચાર પણ જિહાં નવિ પોહચે, હેલા માત્રમાં તે વિધિ સૂચે ॥ જી૦ ॥૩૫॥ અઘટિત તે સુંદર ઘડેરે, ભાજે સુઘટિત કામ॥ જેહ ભાલ તલમાં લખ્યું રે, તે થાયે જગ કામ ॥ ત્રુ૦ ॥ નામ માત્ર પણ શોક ન કરવો, ધૈર્ય કરી મનમાંહે રહેવો ॥ સુખ દુઃખ કર્મ વશેં સવિ સહેવું, કાયર થઇ કોઇ આગેં ન કહેવું ॥ જી૦ ॥ ૩૬ ॥ યતઃ ॥ યત્કદાપિ મનસા ન ચિંત્યતે, ત્સ્પૃશંતિ ન ગિરઃ કવેરપિ ॥ સ્વપ્નવૃત્તિ રપિ યત્રદુર્લભા, હેલયૈવ વિદધાતિતદ્વિધિઃ ૧ ॥ અઘટિત ઘટિતાનિ ઘટયતિ, સુઘટિતઘટિતાનિ જર્જરીકુરૂતે॥ વિધિરેવતાનિ ઘટયતિ, યાનિ પુમાન્નવચિંતયતિ ॥ ૨ ॥ ગાહા ॥ જં ચિય વહિણા લિહિયં, તં ચિય પરિણમઇ સયલ લોયસ્સ ॥ ઇય જાણે વિણુ ધીરા, વિહુરે વિન કાયરા હુંતિ ॥ ૩ ॥

ભાવાર્થ:—જે કાર્યને કોઈ દિવસેં મન થકી ન ચિંતવન થાય, જેને કવિનીવાણી પણ સ્પર્શી ન કરી શકે, જયાં સ્વપ્નાનો વૃત્તિ પણ દુર્લભ છે તે કાર્યને વિધિ છેતે રમતમાત્રમાં કરે છે ॥ ૧ ॥ વિધિ છે તે અઘટિત કાર્યને કરે છે ઘટિત કાર્યને અઘટિત કરે છે. જે પુરૂષ ચિંતવન કરેછે વિધિ તેને અન્યથા કરેછે ॥ ૨ ॥ જે વિધિયેં લખેલું છે તેજ લોકને પરિણામમાં આવે છે એ જાણ્યાવિના ધીર પુરૂષ પણ કાયર થઈ જાય છે ॥ ૩ ॥

॥ પૂર્વઢાલ ॥ ચિત ઉત્સુકતા ટાલીને રે, ચિંતે બહુલ ઉપાય॥ ઉદ્યમથી સવિ નિપજેરે, શોકેં ચિંતા બહુ થાય ॥ ત્રુ૦ ॥ આય વ્યય સવિ કર્મને હાથે, નિમિત્ત માત્ર છે પર તે સાથે ॥ સુરતરૂ છોડિ બાઉલ દિયે બાથ, કર્મ છોડિ લિયે અવરને નાથ ॥ જી૦ ॥ ૩૭ ॥ પૂર્ણ મનોરથ કેહના થયા રે, કેહેને અખંડિત સુખ॥ કુલ કલંક કેહને નવિ થયાં રે, કુણ જનમ્યાને મૃત્યુ ન દાખ॥ ત્રુ૦ ॥ શોષે ભરિઊં પુલ્યું કુર્માયે, ઊગ્યો તેહિજ વલી અથમાયે ॥ એહવી નીતિ જગની ચિત્ત આવી, જ્ઞાન વિમલ ગુરૂ વચનેં ભાવી ॥ જી૦ ॥ ૩૮॥ સર્વ ગાથા ॥ ૧૦૫૪ ॥

યતઃ ॥ કસ્યસ્યાન્નસ્ખલનં, પૂર્ણાઃસર્વે મનોરથા કસ્યઃ ॥ કસ્યેહ સુખ નિત્યં, દૈવેન ન ખંડિતઃ કોવા ॥ ૧ ॥

ભાવાર્થ:—કેનું સ્ખલન થાતું નથી, કેના સર્વ મનોરથ પૂર્ણ થાયછે, કેને આ લોકમાં નિરંતર સુખ મલે છે, અને દૈવેં કોને ખંડિત કર્યો નથી? અર્થાત્ તે સઘળા સર્વ જનને થાયજ છે.

॥ દોહા સોરઠી ॥

॥ ચિંતે ચિત્તકુમાર, ડાહ્યો તો પણ છેતરચો ॥ મનમાં કરી વિચાર, આગલ જાવા સંચરચો ॥૧॥ દોહા ॥ અનુક્રમેં જાતાં આવીયું, નગર કનકપુર નામ ॥ સરપાલે વટહેઠલે, ક્ષણ એક સોચેં જામ ॥ ૨ ॥ રાને વેલાઊલહોવે, પુણ્ય સખાયાં જાસ ॥ તે અવસર જે નિપન્યું ॥ સુણજ્યો તે ઉલ્લાસ ॥ ૩ ॥ અપુત્રિયો તે નગરનો, શ્રીકનકધ્વજ રાય ॥ અકસ્માત્ કોઇ શૂલથી, મરણ લહ્યો તિણઠાય ॥ ૪ ॥ રાજ્યાધિષ્ઠાયક સુરી, સચિવે આરાધી તેહ ॥ રાજ્ય યોગ્ય કોઈ મેલવો, આણી નર ગુણ ગેહ ॥ ૫ ॥ પંચદિવ્ય પરગટ કરો, સુરી વયણથી કીધ ॥ કરિણી જસ શિર કલશનો, કરે અભિષેક પ્રસિદ્ધ ॥૬॥ તે રાજાને જાણજો, લક્ષ ગામનો દેશ ॥ એણિ પરેં દિન ત્રણ વહિ ગયા, ગામમાં ફરે સનિવેશ ॥ ૭ ॥ એમ કરતાં બાહિર ગયાં, પંચદિવ્ય તેણિ વાર ॥ શ્રીચંદ્રનેં શિર ઊપરેં, કરે અભિષેક વિચાર ॥ ૮ ॥ કરેણુ કાંઇ ટાલીઓ, કલશ તુરગ હેષાર ॥ ચામર છત્ર બંદીજને, કીધો જયજયકાર ॥ ૯ ॥ સૂતો ઊઠચો ચિંતવે, શું સુહણો કે સાચ ॥ કહે પ્રધાનપ્રજા સવે, અમચા નાથ છો વાચ ॥ ૧૦ ॥ લક્ષ ગામનો દેશ એ, કનકપુર તિહાં મુખ્ય ॥ કનકધ્વજ નૃપ પુહતલો, પરલોકેં શૂલદુઃખ ॥ ૧૧ ॥ પંચદિવ્યના હેતુથી, સુરી વચન અનુસાર ॥ અમ ભાગ્યેં તુમે નૃપ થયા, ફલ્યો ભાગ્ય સહકાર ॥ ૧૨॥ નૃપ પુત્રી કનકાવલી, કરો કરગ્રહ તાસ ॥ લક્ષમણ સચિવ એમ વીનવે, પૂરો અમ મન આશ ॥ ૧૩ ॥ હસિત વદન કરવાલ કરિ, ભૂષણ ભૂષિત અંગ ॥ નામ મુદ્રાએં જાણિયું, શ્રીચંદ્ર નામેંચંગ ॥ ૧૪ ॥ હર્ષિત થઇ રાજ્યેં ઠવ્યા, કુમરી રહી વામાંગ ॥ કરગ્રહ અનેં રાજ્યમહ, અદ્ભુત કીધો રંગ ॥ ૧૫ ॥

॥ઢાલ ચોવીશમી ॥ રહો રહો રહો રહો વાલહા ॥ એ દેશી ॥

॥ પૂર પ્રવેશ પુર લોકનેં, હર્ષ વધામણી હોત લાલ રે ॥ ઉચિત દાન દિયે સર્વને, બંદિ મોચનકૃત ગોત લાલ રે ॥૧॥ પુણ્યથકી વિણચિંતવ્યાં, આવી મલે સવિ વાત લાલ રે ॥ પુણ્ય વિહૂણાનેં હોવે, અણચિંતિત ઊપઘાત લાલ રે ॥ પુ૦ ॥ ૨ ॥ એ આંકણી ॥ દેવ પૂજાદિક કાર્યનાં, ગીત ગાન બહુ હર્ષ લલ રે ॥ કરમોચન ધન દેશના, કીધાં અતિશય વર્ષ લાલ રે ॥ પુ૦ ॥ ૩॥ પ્રાજ્ય રાજ્ય ઊત્સવ થયો, જેમ સુરપતિ અભિષેક લાલ રે ॥ લખમણ સચિવ કહે અન્યદા ॥ ધરી મનમાં બહુ નેક લાલ રે ॥પુ૦ ॥૪॥ પ્રભુ તુમ ઊ

ત્તમતા લહી, સદાચાર સંકેત લાલ રે ॥ છાબડીયેં રવિ દાબિયેં, તેજ ન દા ખે ખેત લાલ રે ॥ પુ૦ ॥ ૫ ॥ યતઃ ॥ આચારઃકલમાખ્યાતિ, દેશ માખ્યાતિ ભાષણ ॥ સંભ્રમઃ સ્નેહમાખ્યાતિ, રૂપમાખ્યાતિ ભોજનં ॥ ૧ ॥

ભાવાર્થ:—આચાર છે તે કુલને કહે છે ભાષણ છે તે દેશને કહે છે સંભ્રમ છે તે સ્નેહને કહેછે રૂપ છે તે ભોજનને કહે છે.

॥ પૂર્વ ઢાલ ॥ તોહે પણ નરનારીએં, ગાયનેં ગાતે ગીત લાલ રે ॥ માત પિતાના નામની, હોંશ રહેં છે નિત્ય લાલ રે ॥ પુ૦ ॥ ૬ ॥ તેહ વયણ સુણિ નૃપ કહે, સત્ય લોકનેં તામ લાલ રે ॥ હરિબલ માછીની કથા, પુણ્ય બલેં ગુણ ગ્રામ લાલ રે ॥ પુ૦ ॥ ૭ ॥ જિમ હરિબલ ગયો એકલો, નયરિ વિશાલા ઠામ લાલ રે ॥ પરણ્યો ત્રણ નૃપ કુંવરી, કુણે કહ્યો વંશ ને નામ લાલ રે ॥ પુ૦ ॥ ૮ ॥ ધૈર્યોદાર્ય ગુણેં કરી, કીર્ત્તિ તણે વિસ્તાર લાલ રે ॥ લંકાગમનાદિક બહુ, કીધાં કામ ઉદાર લાલ રે ॥ પુ૦ ॥ ૯ ॥ તેણિપરેં ઇહાં પણ જાણજ્યો, નામાદિક શું કામ લાલ રે ॥ ગુણ જોવા ઉત્પત્તિ કિસી, કમલ તણાં શાં ઠામ લાલ રે ॥ પુ૦ ॥ ૧૦ ॥ જ્ઞાતિ આડંબરનો કિશો, પરમારથ ગુણ સાધ્ય લાલ રે ॥ કુસુમ કાનનનું શિર ધરે, નિજ મલ તજે દુસ્સાધ્ય લાલ રે ॥ પુ૦ ॥ ૧૧ ॥ કુલક્રમથી લક્ષ્મી ન હોયે, લિખિત ન દિસે કોય લાલ રે ॥ વીરભોગી જે વસુંધરા, ખડ્ગથી નૃપ બલ હોય લાલ રે ॥ પુ૦ ॥ ૧૨ ॥ તિણે પરેં મંત્રી સાંભલી, નામાદિકેં શું કામ લાલ રે ॥ કેવલ ગુણ જગ જોઇએં, જાતિ વંશ શું નામ લાલ રે ॥ પુ૦ ॥ ૧૩॥ નૃપ વયણા એમ સાંભળી, મંત્રી ચિંતે એમ લાલ રે॥ ઉત્તમ નિજ વદને, કરી, નિજ ગુણ કહેવા નેમ લાલ રે ॥પુ૦ ॥૧૪ ॥ હવે એક દિન તે નયરમાં, આવ્યા ગાયન વૃંદ લાલ રે ॥ વીણાપુર જાવા ભણી ॥ કલિરવ પ્રમુખ મહેંદ લાલ રે ॥ પુ૦ ॥ ૧૫॥ રાજસુતાને સ્વયંવરેં, જાતા પંથી લોક લાલ રે ॥ ગાયન ગાવા માંડીયું, શ્રીચંદ્ર ચરિત્ર સુછેક લાલ રે ॥ પુ૦ ॥૧૬॥ ॥ કવિત છપ્પો ॥ નયર કુશસ્થલ ઇશ, સૂર્યવતી રાણી કંતહ॥ પ્રતાપસિંહ જસ નામ, તેજ પ્રતાપ મહંતહ ॥ શોકય પુત્રની ભીતિ, રીતિ જાણીને મૂકે ॥ નિજ વાડીમાં ફૂલ, પગરમાં બુદ્ધિ ન ચૂકે ॥ લક્ષ્મીદત્ત શેઠેં ગ્રહ્યો, લહી વૃદ્ધિ તિહાં અતિ ઘણી ॥ કરચું નામ શ્રીચંદ્ર તસ, કલા સર્વ તેણે ભણી ॥ ૧ ॥ રાધાવેધ વિધાન, પદ્મની વલી જેણે પરણી ॥ વીણારવનેં દાન, તુરગ રથ જાય ન વરણી ॥ નીસરીયો છે વિદેશ, ભાગ્યબલી ગુણનો આગર ॥ ઇત્યાદિક ગુણ રાશ,

સાંભલી હરખ્યા નાગર ॥ દેઇ દાન તેહને બહુ, કહે તુમ્હે તસ ઓલખો॥ વૃદ્ધ કહે અમ નાયકેં, લેઇ દાન તસ જસ લખ્યો ॥ ૨ ॥ પૂર્વઢાલ ॥ ઇત્યાદિક ગુણ બહુ કહ્યા, ગીત અછે બહુ તાસ લાલ રે ॥ આલાપી સંભલાવીયા, કહે તાં લહે ઉલ્લાસ લાલ રે ॥ પુ૦ ॥ ૧૭ ॥ હવે પ્રભાત થયે આવીયા, લખમણ સભા મઝાર લાલ રે ॥ પૂછે નૃપ નિશિ કેમ નાવીયા, તે કહે કરીય જુહાર લાલ રે ॥ પુ૦ ॥ ૧૮ ॥ સ્વામી ગાયન આવીયા, તેણે ગાયો અવદાત લાલ રે ॥ શ્રીચંદ્ર પદ્મિનીનો પતિ, પ્રતાપસિંહ નૃપ જાત લાલ રે ॥ પુ૦ ॥ ૧૯ ॥ જેમ સુણ્યું સર્વ કહ્યું તેણે, હસી સુણી કહે ભૂપાલ લાલ રે ॥ નીચે મુખેં હુઇ એહવો, એ વાતમાં કાંઈ ન આલ લાલ રે ॥ પુ૦ ॥ ૨૦ ॥ લખમણ મંત્રી ચિંતવે, પ્રાહે એહિજ જાણ લાલ રે ॥ ઉત્તમ નિજ ગુણ સાંભલી, નીચ વદન મિત્તવાણ લાલ રે ॥ પુ૦ ॥ ૨૧ ॥ એમ વિચાર પર મંત્રીને, દેખી નૃપ તેણી વાર લાલ રે ॥ ચતુરંગ દલ લેઇ ચાલીયા, રમવા વનહ મઝાર લાલ રે ॥ પુ૦ ॥ ૨૨ ॥ તિહાં બહુ ક્રીડા લીલની, વિલસે જેમ મધુ માસ લાલ રે ॥ અશ્વ ખેલાવી બહુ પરેં, શ્રમ લહી કરે આશ્વાસ લાલ રે ॥ પુ૦ ॥ ૨૩ ॥ સાર સહકાર તરૂ હેઠલેં, બેઠા નૃપ સવિ સાથ લાલ રે ॥ જાત્ય તુરગ જોઇ જૂજુઆ, ફરસે વલી નિજ હાથ લાલ રે ॥ પુ૦ ॥ ૨૪ ॥ એહવે પશ્ચિમ દિશિ થકી, દીઠો આવત એક લાલ રે ॥ પંથિક ખંધ છે લાકડી, ધૂલ ધૂસર અતિ રેક લાલ રે ॥ પુ૦ ॥ ૨૫ ॥ ક્રમુકર ચિત ભિક્ષા પુટી, કર ઝાલી છે ચંગ લાલ રે ॥ પટ્ટબંધ ચરણે અછે, વસન કરચાં ઉર્દ્ધંગ લાલ રે ॥ પુ૦ ॥ ૨૬ ॥ નીરકમંડલુ ઝાલીયું, દૂર દેશાંતરી કોય લાલ રે॥ જાણીને બોલાવીયો, કોણ છે ભટનેં કહે જોય લાલ રે ॥ પુ૦ ॥૨૭॥ નૃપ પાસે તે આણીયો, સુભટેં જેણિ વાર લાલ રે ॥ દેખિ નૃપતિ હરખ્યો ઘણું, વરસે આંસુ ધાર લાલ રે ॥ પુ૦ ॥ ૨૮ ॥ વિણ વાદલ વર્ષા થયો, અહો અહો ફલ વિણ ફૂલ લાલ રે ॥ પૂરવ પુણ્ય ફલ્યું અહો, દીઠો નયણેં અમુલ્ય લાલ રે ॥ પુ૦ ॥ ૨૯॥ એમ બોલંતો ઓલખ્યો, દીસે છે ગુણચંદ્ર લાલ રે ॥ નૃપેં ઊઠી આલિંગીઓ, જિમ દેખી ચકોર ને ચંદ્ર લાલ રે ॥ પુ૦ ॥ ૩૦ ॥ શ્રીચંદ્ર પદકજ સીંચીઓ હર્ષ જલેંકરી તામ લાલ રે ॥ ગુણચંદ્રે ભાલસ્થલેં, પ્રણમે ગુણ મણિ ધામ લાલ રે ॥ પુ૦ ॥ ૩૧ ॥ બેઠો યથોચિત્ત થાનકેં, મનમાં હર્ષ ન માય લાલ રે ॥ મંત્રી પ્રમુખેં જાણીઓ, એ ભૂપતિનો સખાય લાલ રે ॥ પુ૦ ॥૩૨॥ આદરશું સહુએ નમ્યા, નૃપસખા નૃપતિ સમાન લાલ રે ॥ શ્રીચંદ્ર પૂછે ગુ

ણચંદ્રને, એકલો આવ્યો એણે થાન લાલ રે ॥ પુ૦ ॥ ૩૩ ॥ કુશસ્થલ કહા મૂકીયું, કુણ પંથ પાવન કીધ લાલ રે ॥ પિતર પક્ષે કલ્યાણ છે, કહો સવિ વાત પ્રસિદ્ધ લાલ રે ॥ પુ૦ ॥ ૩૪॥ તવ ભોજાઈ કિહાં અછે, જે જે થયો અ વદાત લાલ રે ॥ મુઝ ચાલ્યા પછી તે કહો, જ્ઞાનવિમલ સુખ સાત લાલ રે ॥ પુ૦ ॥ ૩૫ ॥ સર્વગાથા ॥

॥ દોહા ॥

॥ સહુ સાંભલતાં હવે કહે, શ્રીગુણચંદ્ર કુમાર ॥ તુમ આદેશથી તે નિશેં, કરચો લેખક વ્યવહાર ॥ ૧ ॥ પણ મુઝ દેહેં ઊપન્યો, જૂંભાલસ અં ગ ભંગ ॥ થયે પ્રભાત તુમ ઘર ગયો, આણી અધિકો રંગ ॥ ૨ ॥ તિહાં તુ મને દીઠા નહીં, ઉપન્યો મન વિષવાદ ॥ ચંદ્રકલા પાસે ગયો, ચિંતાતુર નિ શવાદ ॥ ૨ ॥ તુઝ મુઝ પ્રભુ નથી દીસતા, કહો ખબર મુઝ તેહ ॥ બહુ પુ છયું પણ નવી કહે, રૂદતી કંઠિત દેહ ॥ ૪ ॥ ગદગદ વાણીએમ કહ્યો, આમૂ લેંવૃત્તાંત॥ તે નિસુણી દુઃખિયો થયો, નયણેં નીર ઝરંત॥૫॥ મુઝનેં મૂકીને ગયા, દાખ્યો નહીં અપરાધ ॥ ચિંતામણિ પરેં દોહિલો, કહીયેં કેણી પરેં લા ધ ॥૬॥ ચદ્રકલા કહે દુખ ન કરે, તુમને પિતરવિયોગ ॥ ન.કહ્યું તિણે હેતેં કરી, ન કરો મનમાં શોગ ॥ ૭ ॥ મુઝને એમ ભાખી ગયા, ગુહ્ય ન કહીશ કોઈ પાસ ॥ મિત્ર વિના તું કેહને, તે ભણી ધરો આશ્વાસ ॥ એમ સુણિ દુઃખ પામ્યો ઘણું, અહોરાત્રિ પિતુ પાસ ॥ વસિઓ પણ રસિઓ ઘણું, તુમ મલવાની આશ ॥ ૯ ॥ તેવાર પછી જ્ઞાની તણા, વચનથી લહી આનંદ ॥ ભોજાઇનેં પિતૃ ઘરેં, સાથેં કરો સખિ વૃંદ ॥ ૧૦ ॥ પોહોચાડી ને તુમ ભણી, ખબર લહેવા જામ ॥ મહેંદ્રપુરથી આવીયો, સુંદર મં ત્રી તામ ॥ ૧૧ ॥ અન્યવેશ ધરી નીકલ્યા, શુદ્ધિ કહી સવિ તેણ ॥ વલી કુંડલપુરથી સચિવ, બુદ્ધિ વિશારદ જેણ ॥ ૧૨ ॥ જિહાં જે જે સવિ નિપ ન્યું, તસ મુખથી લહ્યું તેહ ॥ સૂર્યવતી પણ સાંભલી, હર્ષ ધરે બહુ નેહ ॥ ૧૩॥ તે દિનથી અભિગ્રહ કરચા, મોદક આજ ઘૃતપૂર ॥ પ્રમુખ ન લેવા તિહાં લગે, દેખીસ સુત મુખનૂર ॥ ૧૪ ॥ ગર્ભવતી છે સૂર્યવતી, એ હવણાંની વાત ॥ સ્વજન શ્રેષ્ઠી રાજા પ્રમુખ, કુશલ ખેમ સુખ સાત ॥ ૧૫ ॥ તુમ વિ યોગ એક દુઃખઅ છે, અપર દુઃખ નવિ કાંય ॥ મહેંદ્ર મંત્રિના મુખ થકી, જાણ્યો તુમચો રાહ ॥ ૧૬ ॥ પ્રતાપસિંહ નૃપે એણિ દિશે, બહુ ભટ પ્રેખ્યા હેવ ॥ તુમ ગવેષણ કારણેં, સાયુધ કરતા સેવ ॥ ૧૭ ॥

॥ ઢાલ પચ્ચીશમી ॥ તુમેં પીતાંબર પહેરચાંજી
મુખને મરકલડે ॥ એ દેશી ॥

॥ હું પણ પ્રભુને નેહેંજી ॥ સાહિબ સોભાગી ॥ નિકલીયો ઘણે નિજ દેહેંજી ॥ વારૂ વડભાગી ॥ ધનંજય તિહાં થાપીજી ॥ સા૦ ॥ શીખ ભલા મણ આપીજી ॥ વા૦ ॥ ૧ ॥ કુંડલપુરમાં આવીજી ॥ સા૦ ॥ ચંદ્રલેખા તિહાં બોલાવીજી ॥ વા૦ ॥ સવિ જાણી તેહની વાતજી ॥ સા૦ ॥ તિહાં રહ્યો ત્રણ રાતજી ॥ વા૦ ॥ ૨ ॥ તિહાંથી માહેંદ્રપુર આવ્યોજી ॥ સા૦ ॥ સુલોચનાને આપ જણાવ્યોજી ॥ વા૦ ॥ તિહાંથી હેમપુરેં તુમ જાણી જી ॥ સા૦ ॥ તિહાં સુણિ મદનપાલ વાણી જી ॥ વા૦ ॥૩॥ તિહાં માહા અચરિજ કીધુંજી ॥ સા૦ ॥ સ્વયેં પરણ્યે પરનેં દીધુંજી ॥ વા૦ ॥ કાંતિપુર માંહે આવ્યોજી ॥સા૦॥ પ્રિયંગુમંજરીએં મુઝ જણાવ્યોજી ॥ વા૦ ॥ ૪ ॥ તિહાંથી આ દિશેં આવીજી ॥સા૦ ॥ તિહાં વાટ બહુ પંથ ભાવીજી ॥વા૦॥ એક પંથેં સુભટનેં મેહેલ્યાજી ॥ સા૦ ॥ એમ ચિહુંદિશેં જાણી ઠેલ્યાજી ॥ વા૦ ॥ ૫ ॥ પુર નગર વનેં તુમ જોતોજી ॥ સા૦ ॥ વચેં વચેં દુઃખ ધરતો જી ॥ વા૦ ॥ વલી પંથી મુખથી સુણીયોજી ॥ સા૦ ॥ શ્રીચંદ્ર નામેં નૃપ મુણીયોજી ॥ વા૦ ॥ ૬ ॥ નવલખ દેશનો સ્વામીજી ॥ સા૦॥ દેવ સાન્નિધ્ય પ્રભુતા પામીજી ॥ વા૦ ॥ મેં મન નિશ્ચય કરચો એવોજી ॥ સા૦ ॥ નહી અવર કોઈ એહ જેવોજી ॥ વા૦ ॥ ૭ ॥ હર્ષે ત્વરિતપણે ચાલ્યોજી ॥ સા૦ ॥ વાજી મરણ લહ્યો થયો પાલોજી ॥ વા૦ ॥ એકાકી પાદચારીજી ॥ સા૦ ॥ પણ ધરતી અતિ ઘણી ભારીજી ॥ વા૦ ॥ ૮ ॥ એમ ભમતાં આજ મેં દીઠા જી ॥ સા૦ ॥ પ્રભુ લાગ્યા અમૃતથી મીઠાજી ॥ વા૦ ॥ કૃતકૃત્ય થયો સુખ પામ્યોજી ॥ સા૦ ॥ પંથ જનિત સવિ દુઃખ વામ્યોજી ॥ વા૦ ॥ ૯ ॥ જિમ યતિ પરિસહ સહી લાધેજી ॥ સા૦॥ પરમાનંદ કરી વાધેજી ॥વા૦॥ ત્યારે ભવ દુઃખ ચિત્ત નવિ આવેજી ॥સા૦॥ તિમ પ્રભુ દીઠે મુઝ થાવેજી ॥વા૦॥૧૦॥ મંત્રિ સામંત શેઠ પ્રમુખાજી ॥ સા૦ ॥ અવદાત સુણી સવિ હરખ્યાજી ॥ વા૦ ॥ ગુણચંદ્ર વચણથી પામીજી ॥ સા૦ ॥ કુલવંશાદિકેં નહીં ખામીજી ॥ વા૦ ॥ ૧૧ ॥ લખમણ મંત્રી મન ચિંતેજી ॥સા૦ ॥ ભલેં આવ્યો ગુણચંદ્ર મિત્રજી ॥ વા૦ ॥ ભાગ્યબલેં એહવા મલીયાજી ॥સા૦॥ સવિ લોકના સંશય ટલિયાજી ॥ વા૦ ॥ ૧૨ ॥ એમ સવિ વૃત્તાંત જણાવ્યાજી ॥ સા૦ ॥ ઉદ્યાનથી નયરમાં આવ્યાજી ॥ વા૦ ॥ ગુણચંદ્ર મલિ દુઃખ કાપ્યાંજી ॥

સા૦ ॥ માહામાત્ય પદેં તે થાપ્યાજી ॥ વા૦ ॥ ૧૩ ॥ સુખ શાતાયેં રાજ્ય તે પાલેજી ॥ સા૦ ॥ એક મદના મનમાંહિં સાલેજી ॥ વા૦ ॥ શ્રીચંદ્ર નૃપતિનેં તેજેંજી ॥ સા૦ ॥ વલી પૂરવ પુણ્યનેં હેજેંજી ॥ વા૦ ॥ ૧૪ ॥ જિહાં વરતે સુથ સુગાલાજી ॥ સા૦ ॥ મંડાવે મોટિ દાનશાંલાજી ॥ વા૦ ॥ સમકિત મૂલ ધર્મ દીપાવેજી ॥ સા૦ ॥ વલી જીવ અમાર પલાવેજી ॥ વા૦ ॥૧૫ ॥ વલી સાત વ્યસનનેં વરાવેજી ॥ સા૦ ॥ દુઃસ્થિત જનનેં સધરાવેંજી ॥ વા૦ ॥ જિન ચૈત્ય ઉત્તંગ કરાવેજી ॥ સા૦ ॥ વલી જીર્ણોદ્ધાર સમરાવેજી ॥ વા૦ ॥ ૧૬ ॥ એણી પરેં શુભ કરણીને કરતાજી ॥ સા૦ ॥ જ્ઞાન ભક્તિ સદા આચરતાજી ॥ વા૦ ॥ જ્ઞાનવિમલ ગુરૂ ક્રમવંદે જી ॥ સા૦ ॥ અહોનિશિ વધે પરમાનંદેજી ॥ વા૦ ॥ ૧૭ ॥ સર્વ ગાથા ॥ ૧૧૪૨ ॥

॥ દોહા ॥

॥ મિત્ર મલ્યે સુખ ઊપન્યું, જિમ તરશ્યાં ટાઢું નીર ॥ વિરહવ્યથા તે વૃથા થઇ, સુખીયું થયું શરીર ॥ ૧ ॥ જેહને જેહની ઇષ્ટતા, તે મિલે હોય સંતુષ્ટ ॥ વાહાલાં જે આવી મલે, હોયે પુણ્યની પુષ્ટ ॥ ૨ ॥ એમ સુખમાં વસતાં થકાં, આવ્યો માસ વસંત ॥ સંયોગી નર સુરતરૂ, સરિખો છે અત્યંત ॥ ૩॥ સંત સહૂ હેતેં કરી, આવે ઉપવન માંહિ॥ શીતલ પવન પ્રવાહથી, સંચરે તરૂવર છાંહિ ॥ ૪ ॥

॥ ઢાલ છવ્વીશમી ॥ રાગ વસંત ॥

॥ હવે એક દિન શ્રીચંદ્ર ભૂમિ કંત, ગુણચંદ્ર મિત્ર સંયુત ॥ મયમત્ત મહંત મિલંત સંત, કહે આયો ખેલીજેં વસંત ॥ ૧ ॥ હવે ગુહરી મોહરી વનરાઇ તંત, માનું આયો ઋતુરાજ વસંત ॥ તિહાં તાલ તમાલ હિંતાલ પુંગ, માનું ધ્વજ પટેં ઊચવિયાં સુચંગ ॥ ૨ ॥ નિર્ઝરણ ઝરણ રવ તાલ તંત, પડછંદા નીસાણાં ગુડંત ॥ અંકુરિત સવિ ઊપવન ભૂ ફુરંત, માનું પ્રમદા પ્રમુદિત સંગ કંત ॥ હ૦ ॥ ૩ ॥ તિલક વરૂણ અશોક ખંતિ, પ્રમદા પદ પડધા અભિલષંત ॥ તરૂયર તરૂણશું આલિંગંત, લતા લલના લલિત હૃદય ખંત ॥ હ૦ ॥ ૪ ॥ ગુચ્છાદિક ઘણવણ સુમનસ જેહ સંતિ, મનુ અધર તે પલ્લવ ચારૂ પંતિ ॥ પંચવર્ણી ફૂદી ચુદિપંતિ, તિહાં વિટપ વદનને મનુ ચુંબંતિ ॥ હ૦ ॥ ૫ ॥ કુસુમ પાત્રેં એકેં પિયંત, મધુકર મધુકરી મકરંદવૃંત ॥ તિહાં હરિણ હરિણી કપોલ અંત, શ્રૃંગેં સુકંડને ખણુંત ॥ હ૦ ॥૬॥ કરી ગંડુશ જલ ભરિ દીયંત, કરિણી વદનેં નિ

જ કરી મ્હંત ॥ ચકવા ચકવી કિસલય કરી અંત, દેવત મુખમાં ધરી પ્રેમ વંત ॥હ૦॥૭॥ એમ પ્રમુદિત પંખી જીવ યંત, નિરખીને કામી જનધસંતા॥ તિહાં પંચ બાણુબાણુબલ મહંત, ભૂમિદેશે અનિવારિત ફુરંત ॥હ૦॥ ૮॥ ઊન્માદન મોહનને તાપનંત, શોષણને મારણ પંચમંત ॥ પંચમસ્વર કોકિલ કલરવંત, હોવે સુણતાં સચેત નર કામવંત ॥ હ૦ ॥ ૯ ॥ રોગી વિયોગી દુઃખ દિયંત, સંયોગી અમૃતરસ પિયંત ॥ શીતલ મલયાચલ અનિલવંત, સુમગંધશું સિકરને ઝરંત ॥ હ૦ ॥ ૧૦ ॥ વિરહિણી કહે એ ભુયંગલિંત, ઉદ્દગાર એ તેહના કણ ઝરંત ॥હ૦ ॥ કિંશુક કુસુમ મનુ પલઅસંત, તિણ હેતેં પલાશ વિરહિણી ભણંત ॥ હ૦ ॥ ૧૧ ॥ સંયોગિણી પલ્લવ તસ લિયંત, કરે શેખર સુંદર વેશવંત ॥ દેખનકું અતિ રૂપવંત, પરંનિર્ગુણ ગંધ ન તે દહંત ॥ હ૦ ॥ ૧૨ ॥ માનિની માનનેં ભેદ ભ્રંત, મનું આયો વસંત નૃપ સાજત્રંત ॥ મદન મત્તંગજ પરેં ચઢંત, તિહાં વિવિધ કુસુમ સેના સજંત ॥ હ૦ ॥ ૧૩ ॥ શુક કોકિલ મોર મેના શકુંત, કલ કૂજિત કેલિ કલા લવંત ॥ યોગી પણ હૃદયેં થરહરંત, શું જાણીયેં મન થિર કેમ રહંત ॥ હ૦ ॥ ૧૪॥ બકુલનેં વોલસિરી વાસંત, દશ દિશિ પરિમલ પસરંત ॥ શિશિર ઋતુયેં જે પાત ઝરંત, મનું તેહ અવસ્થાને હસંત ॥ હ૦ ॥ ૧૫ ॥ વીણા ડફ મહુઅરી બહુ વજંત, અવલ ગુલાલ અબિર ઊડંત ॥ ભરિ ઓલિ ગોરી હોરી ખેલંત, ફગુણના ફાગુઆ ગીત ગંત ॥ હ૦ ॥ ૧૬ ॥ પિચરકો કેસરકી ભરંત, માદલ મધુમાલા ગલે ઠવંત ॥ અધર સુધારસ ને પિયંત, પ્રેમપ્યાલેં દંપતી મલિય પંત ॥ હ૦ ॥ ૧૭ ॥ માલતિ એક નવિ જો વિકસયંત, તો શી ઊણિમ હોયંગી વસંત ॥ વેલિ જાઇ જાઇ મહમહંત, વિચે ચંપકમાલા કુસુમ ધરંત ॥ હ૦ ૧૮ ॥ એણિ યુગતેં લીલા હરિવંત, બિરૂદ ઋતુરાજ તણો ધરંત ॥ છોડી માનને માનિની આય કંત, ગલેં કંદલિ આલિંગન દિયંત ॥ હ૦ ॥ ૧૯ ॥ એણે સમયેં સૂર્યવતી કુમારિ, લેઈ સાથેં સોચ્છવ સપરિવાર ॥ ક્રીડે એમ વિવિધેં વન વિહાર, દિયે દાન અવારિત જું નિર્ધાર ॥ હ૦ ॥ ૨૦ ॥ મનુ ભૂતલ શચિપતિ અનુકાર, સંગીત નાટકના ધોંકાર ॥ સુખ લીલેં નિગમે દિવસ સાર, જ્ઞાનવિમલ ગુરૂ શિર આણાધાર ॥ તિણથી નિતુ હોવત જયજયકાર ॥ હ૦ ॥ ૨૧ ॥ સર્વ ગાથા ॥ ૧૧૬૮ ॥

॥ દોહા ॥

॥ એણી પરેં બહુ વિધ હર્ષના, પસરચા અધિક આણંદ ॥ શ્રીચંદ્ર ગુણચંદ્ર બેહુ લ્યા, જિમ મધુ માસ માકંદ ॥ ૧ ॥ જ્ઞાન ગોષ્ટિરસ રંગમાં, જાતો ન જાણે કાલ ॥ એહિજ ઉત્તમ સંગનો, ફલ સાક્ષાત વિશાલ ॥ ૨ ॥

યતઃ ॥ ગીતનાદવિનોદેન, કાલોગચ્છતિ ધીમતાં ॥ વ્યસનેન હિ મૂર્ખાણાં, નિદ્રયા કલહેન ચ ॥ ૧ ॥

ભાવાર્થઃ—બુદ્ધિમાનનો કાલ ગીત, નાદ, અને વિનોદેં કરી જાય છે અને મૂર્ખનો કાલ વ્યસનેં કરી, નિદ્રાયેં કરી, અને કલહેં કરીને જાય છે.

॥ ઢાલ સત્તાવીશમી ॥ રાગ ધન્યાશ્રી ॥ દેશી કડખાની ॥

॥આતમા હિત કરી ધૈર્ય ધરિ ધર્મકરી, કર્મના મર્મની કોડિ ભાંજો॥ સકલ સુખ અનુસરેં પ્રાણીયોભવ તરે, ધર્મ ભવ તરણનો પ્રવર ઝહાજે॥આ૦॥ ૧॥ ધર્મ તે ત્રિજગનો એક આધાર છે, સદુપયોગેં કર્યો ધર્મ તારે ॥ ધર્મ તે દ્રવ્યનેં ભાવના યોગથી, અશુભ સવિ હેલ માત્રેં નિવારે ॥આ૦ ॥૨॥ સંત તે સત્ય કરી ધર્મને સદ્દહે. ધર્મ તે સંત આધાર કહીએં ॥ એમ અન્યોન્ય આશ્રયથકી ધર્મની, વાસનાયેં કર્મની કોડિ દહિયેં ॥ આ૦ ॥ ૩ ॥ ધર્મનું મૂલ તે પરમ સંતોષ છે, વિષય જયથી સદા તેહ થાવે ॥ વિષયની જય હોયે તપ અને દાનથી, તેહ અનિદાન નિર્જર કહાવે ॥ આ૦ ॥ ૪ ॥ તેહ તપ કીધલો પૂર્વ ભવ નિર્મલો, આંબિલ વર્દ્ધમાનાભિધાનો ॥ ઐરવત ક્ષેત્રમાં તેહ શ્રી ચંદ્ર નૃપ, સુખ લહ્યો ભરતમાં સાવધાનો ॥ આ૦ ॥ ૫ ॥ સૂરિ શ્રી જ્ઞાનવિમલેં એમ ભાખિયું, પૂર્ણ અધિકાર એ થયોઅ ત્રીજો ॥ શુદ્ધ ભાવેંકરી ભવિય સુણો હિત ધરી, એહ સમ અવર રસ નહીંય દૂજો ॥ આ૦ ॥ ૬ ॥ યતઃ ॥ જગદ્ધર્મોદ્ધારં સમસદુપયોગિ સ્થિર તનુ, ર્લસત્સત્યાસંત સ્તદપિ સુખસંતોષ વશગં ॥ સસંતોષઃ પ્રેષદ્ વિષયવિજયોપાર્જિતજય, સ્તપઃસાધ્યઃ સોપિ પ્રભવતિ તપોવૈભવમિદં ॥ ૧ ॥ સર્વ ગાથા ॥ ૧૧૭૭ ॥

॥ ઇતિ શ્રી ચંદ્ર નૃપ સંબંધપ્રબંધે કુશસ્થલનિર્ગમન ૧ રાક્ષસ નિગ્રહણ ૨ કુંડલપુર રાજ્યપ્રાપણ ૩ ચંદ્રલેખા પાણિગ્રહણ ૪ મહેંદ્રપુર ગમન ૫ સુલોચનાલોચનપટુકરણ ૬ તસ્કર નિગ્રહ ગુટિકાંજનાદિ વિશિષ્ટ વસ્તુ પ્રાપણ ૭ પ્રિયંગુમંજરી વિદ્વદ્ગોષ્ટિ કથનપૂર્વક કરગ્રહણ ૮ મદનપાલ મનોરથ વિફલીકરણ ૯ કાંતિપુરોપવને પ્રિયંગુક્ષીર નિર્ઝરણ તત્પાણિગ્રહણ ૧૦ વિદ્યાધર ખડ્ગ પ્રાપણતદ્ઘાતન ૧૧ મદનાપાણિગ્રહણ

૧૨ સાધુયુગલ સમાગમન ૧૩ તદ્દાન પ્રદીપન ધર્મશ્રવણ સમ્યક્ત સ્થિરીકરણ ૧૪ સ્વર્ણ પુરષાદ્યનેક વસ્તુ પ્રાપણ નવલક્ષદેશરાજ્ય લંભન કનકવતી ઉદ્વાહ કરણ ૧૬ ગુણચંદ્ર મિલણાદ્યનેક કૌતુક પ્રવાસ ગમનચર્યાયા ૧૭ આનંદ મંદિર નામ્નિ રાસકે શ્રી જ્ઞાનવિમલ સૂરીશ્વર વિરચિતે તૃતીયોઽધિકારઃ સંપૂર્ણઃ ॥

॥ અથ ચતુર્થઃ ખંડઃ પ્રારભ્યતે ॥

॥ દોહા ॥

॥ ચંદ્રકલા નિલવટ ધરે, આદિ શક્તિ ઉદ્દામ ॥ આતમ ભાવેં તે થઇ, પ્રગટે અક્ષય ધામ ॥ ૧ ॥ તેહ શક્તિ છે શાંભવી, વ્યાપિ ત્રિભુવન માંહ ॥ તે વિણુ પુરૂષારથ નહીં, સાધનને ઉચ્છાહ ॥ ૨ ॥ તેહ શકિત પ્રભુ પદ રમે, પદ્માવતી પ્રતીત ॥ વૈરોટયા ધરણેંદ્ર બિહુ, સેવા કરે વિનીત ॥ ૩ ॥ તે શ્રીપાર્શ્વ પરમેશ્વરૂ, પ્રણમું પ્રેમ મયાલ॥ કહું ચોથો અધિકાર હવે, મીઠો જેમ સુરસાલ ॥ ૪॥ દાન શીલ તપ એ ભલાં, પણ ભાવેં ભાવિત હોય ॥ તો શિવતરૂનું ફલ દિયે, જગ માંહિં એમ જોય ॥ ૫ ॥ ધર્મ અર્થ વલી કામ છે, એહ ત્રિવર્ગ જગ સાર ॥ પણ મોક્ષેં જો મેલિયે, તો ચારે વર્ગ ઉદાર ॥૬॥ ધર્મ વર્ગને સાધવા, જિમચારે પરમંગ ॥ તે માટે ગુરૂરાજની, કૃપાથકી કહું ચંગ ॥ ૭॥ રાજ્યપ્રાજ્યસુખ ભોગવે, જિમિઆ જે ધૃત પૂર॥ તિમ સુખ વેદે પણ ખેદમાં, મદના સમરે પૂર ॥ ૮ ॥ એક દિન મિત્ર સહિત થઇ, અશ્વયુગલ તિહાં લીધ ॥ લક્ષ્મણ મંત્રીને દેશની, ભાલામણ બહુ દીધ ॥ ૯॥ કહે હું આવીશ તુરતમાં, ચિંતિત કામ કરેય ॥ એ સવિ જનપદ પ્રમુખની, સારી ખબર કરેય ॥ ૧૦॥

॥ ઢાલ પેહેલી. ॥

॥રાગ આશાવરી ॥ નાયક મોહ નચાવીયો ॥ એ દેશી ॥ શીખ ભલામણ દેઈને, ચાલ્યા શ્રીચંદ્ર ગુણ ચંદ્ર રે ॥ મૂકયો દેશ તે તુરતમાં, ચાલે જેમ અહમેંદ્ર રે॥ અહો અહો નેહની પ્રબલતા, દુર્બલતા હોયે દેહ રે॥ નેહ નિવિડ નર નારી

ને, નેહતો દુખનું ગેહરે॥ અહો૦॥ એઆંકણી॥ વિકટ અટવીમાંહે ગયા, જોતાં તેહના ભાવરે॥ તરૂતલ સૂતો કાપડી, વૃદ્ધશરીર પ્રસ્તાવરે ॥૨॥ અહો૦ ॥અ તિસાર રોગેં પીડિયો, એકાકી નિરાધાર રે ॥ કરૂણા કરિ પડિગણ કરે, બહુ ઔષધ ઉપચારરે ॥ ૩ ॥ અ૦ ॥ દૂરેં ભિલ્લોનાં ગામથી, વિવિધૌષધ તિહાંથી આણ રે॥ સ્નાનાભ્યંગન સાચવે, દેશ કાલ દ્રવ્ય જાણ રે॥૪॥ અહો૦॥ હર્ષિ ત થઇ અવધૂત ભણે, દીસે છે મુઝ ભાગ્ય રે॥ અંત અવસ્થાયેં તુમ સમા, મ લીયા આવી લાગ રે॥૫॥ અહો૦॥ જગ નિર્હેતુક ઉપકારીયા, તુમ સમ નર જગ માંહિ રે ॥ રત્નગર્ભા તિણે કારણે, પૃથિવી નામ ધરાય રે ॥ ૬ ॥ અહો૦ ॥ યતઃ ॥ દોઇપુરિસે ધરઇ ધરા, અહવા દોઇ વિધારિયા ધરણી ॥ ઉવયારે જસ્સ મઇ, ઉવયારો જં ન વિસરઇ ॥૧॥ યાચમાનજનમાનસવૃત્તેઃ પૂરણાય બત જ ન્મ ન યસ્ય ॥ તેન ભૂમિરતિ ભારવતીયં, ન દ્રુમૈર્ન ગિરિભિર્ન સમુદ્રૈઃ ॥ ૨ ॥

ભાવાર્થઃ—યાચના કરનારા માણસની મનોવૃત્તિને પૂરવા માટે જેનું જન્મ નથી, તો ખેદકારકજ છે કારણ કે તેના જન્મથકી ભૂમિને ભાર લાગે છે. ઝાડોથકી, પર્વ તોથકી અને સમુદ્રોથકી ભાર લાગતો નથી પરંતુ તેના જન્મથી ભાર લાગે છે.

॥ તે ભણી મુજ પાસેં અછે, વર પારસ પાષાણ રે ॥ ભુવનમાંહે તે દોહિલો, દઉંહું તેહ ગ્રહાણ રે ॥ અહો૦ ॥ ૭ ॥ કહે કુમર હવે તેહને, ઊપકાર કરી કુણ હાર રે ॥ ઉપકૃતિથી ઉપગારડો, ઇહે તેહ ગમાર રે ॥ અહો૦ ॥ ૮ ॥ વલતું ભાંખે કાપડી, લાંપડી વાત મ બોલો રે ॥ ચાપડી માંહે શું અછે, બાપડી તનું શું ખોલો રે ॥ અહો૦ ॥ ૯ ॥ ઊછીનું ન થી વાલતો, તુમ સમ અવર ન ઠામ રે ॥ પાત્ર જાણીને આપીયેં, લીયો જેમ કરૂં પ્રણામ રે ॥ અહો૦ ॥ ૧૦ ॥ જેહના ફરસથકી હોવે, લોહાદિ ક સવિ ધાત રે ॥ સુવર્ણપણું તે ઉપલ લહે, દુર્લભ એહની જાત રે ॥ અ૦ ॥ ૧૧ ॥ મેદિની અનૃણ કરાવજો, કરજો દિન ઉદ્ધાર રે ॥ મુજ મઠ એ ક કરાવજો, મહિમા જૈન વિહાર રે ॥ અહો૦ ॥ ૧૨ ॥ બહુ હઠ કરી પાર સ દીયે, નિઝામો તેણે તેહરે ॥ મૃત ઠામેં તસ મઠ કરાવ્યો, પાલ્યું વચન ધ રી નેહ રે ॥ અહો૦ ॥ ૧૩ ॥ અનુક્રમેં આઘા ચાલીયા, આવ્યું એક ઉ દ્યાનરે ॥ વંશજાલ દીઠી તિહાં, અષ્ટોત્તર શત પર્વ માન રે ॥ અહો૦ ॥ ૧૪॥ પક્વ સરલ ઉન્નત અછે, શાસ્ત્રોક્ત લક્ષણ યુત્ત રે ॥ તેહ વિદારીને લી યે, મૌક્તિક યુગલ પવિત્ત રે ॥ અહો૦ ॥ ૧૫ ॥ મિત્ર પ્રત્યેં નૃપ એમ કહે, વૃદ્ધમણિ નર જાણી રે ॥ નારી તે છે લઘુમણિ, નરમાદા નામેં જાણી રે॥

અહો૦ ॥ ૧૬ ॥ એહનો ગુણ તે જાણીયેં, નર રાખીજેં પાસ રે ॥ નારી ધન લેઇ આપીયેં, પરને કરી વિશ્વાસ રે ॥ અહો૦ ॥ ૧૭ ॥ નારી નર પાસેં આવે, પણ એ ધન છે દુષ્ટ રે ॥ પરને છેતરવા ભણી, ન કરે કામ એ શિષ્ટ રે ॥ અહો૦ ॥ ૧૮ ॥ તિહાંથી આઘા ચાલીયા, મેહેલી પાલીનો અંત રે ॥ શ્રી પર્વતગિરિ તુંગ છે, કનકાભિધપતિ તંતરે ॥ અહો૦॥ ૧૯॥ ગિરિ દેખીને મોહીયા, જોવે તે ચોપખેર રે ॥ ગિરિ ગહ્વરને વનહ દરિ, તરૂ વન રાજિ સમીર રે ॥ અહો૦ ॥ ૨૦ ॥ તૃષાક્રાંત થયા જિસ્યે, જોયે જલનાં ઠામ રે ॥ તેણ સમે તરૂણી રૂદતી સુણિ, તસ દુઃખ મેંટણ કામ રે ॥ અહો૦ ॥ ૨૧ ॥ તે જોવાનેં તે ગયા, વિષમ ઠામેં ગિરિશ્રૃંગ રે ॥ દુઃખણિી ભિલ્લડી દેખીને, પૂછે દુઃખનું અંગ રે ॥ અહો૦ ॥ ૨૨ ॥ વલી જલસ્થાનક પૂછીયું, દેખીને ઊત્તમ હોય રે ॥ જલભૃત લોહનો કુંભ છે, આગલ આણી ઢોય રે ॥ અહો૦ ॥ ૨૩ ॥ તેણેં જલ તે પીધું નહિં, અનુચિત કુલ વ્યવહાર રે ॥ ભિલીયેં જલ થાનક કહ્યું, તિહાં ગયા હોય કુમાર રે ॥ અહો૦ ॥ ૨૪ ॥ સ્નાન પાન કરી સુખ લહ્યાં, આવી બેઠા તરૂ ચ્છાય રે ॥ તવ તેહનું દુઃખ પૂછીયું, કહે કિરાતી તિણ ઠાય રે ॥ અહો૦ ॥ ૨૫ ॥ એ શ્રી ગિરિને આગલેં, દૂરે વિણાપુર નયર રે ॥ પદ્મનાભ નર તેહનો, તે નયરને પાસેં વલી નયર રે ॥ અહો૦ ॥ ૨૬ ॥ તેહનો નૃપ તેહને ઘરેં, એક છે સોવન કુંભ રે ॥ ચોરેં અપહરચો અન્યદા, પગ આવ્યો ચોરનો લંભ રે ॥ અહો૦ ॥ ૨૭ ॥ તસસુભટેં મમ પતિ ધરચો, ચોરતે હુંતો અન્ય રે ॥ સમજાવ્યો સમજે નહિં, તેહ નરેશ્વર શૂન્ય રે ॥ અહો૦ ॥ ૨૮ ॥ તે દેવાની છતી નથી, અને વલી જુઠું આલ રે ॥ તેણે દુઃખેં રોઉં હું દુઃખિણી, કડુઓ કર્મ જંજાલ રે ॥ અહો૦ ॥ ૨૯ ॥ કહે શ્રીચંદ્ર ભદ્રે સુણો, જે અયકુંભ તે આણો રે ॥ તુરત રિક્ત કરી આણીયો, ફરસ્યો પારસ પાષાણો રે ॥ અહો૦ ॥ ૩૦ ॥ અગ્નિયોગે કંચન ઘટ કરી, દીધો ભીલડી હાથ રે ॥ તે લેઇ રાજાને દિયો, છોડાવ્યો પ્રાણનાથ રે ॥ અહો૦ ॥ ૩૧ ॥ નિષ્કારણ ઉપગારીયા, ચિરંજીવો એ સંત રે ॥ સવિ વૃત્તાંત પતિને કહ્યો, હર્ષ્યો કિરાત અત્યંત રે ॥ અહો૦ ॥ ૩૨ ॥ શ્રીચંદ્ર તિહાંથી ચાલીયા, વીણાપુરમાં જાય રે ॥ ગઢ મઢ મંદિર પ્રમુખની, શોભા નિરખી સુખ થાય રે ॥ અહો૦॥

૩૩ ॥ સુચંવતી સુત સુંદરૂ, મિત્ર તે વસેં વિંજે રે ॥ વેદિકાયેં બેઠા આવીને, દેખી નયર મન રીઝે રે ॥ અહો૦ ॥ ૩૪ ॥ હવે તિહાં પૂર્વ સારિકા તણો, જીવ ઇહાં ઉપ્પન્નો રે ॥ પદ્મનાભ નૃપ અંગજા, પદમ શ્રી થઈ ધન્નો રે ॥ અહો૦ ॥ ૩૫ ॥ મંત્રિ સુતા કમલશ્રીયા, સાથેં પ રમ છે નેહ રે ॥ બેહુ ક્રીડા કરી સેહેરમાં, આવંતી સસનેહ રે ॥ અ હો૦ ॥ ૩૬ ॥ નિજઘરેં તે જાતાં અછે, બેઠા શ્રી ચંદ્રને દીઠ રે ॥ મોહી થગિત થઇ રહી, જ્ઞાનવિમલ મતિ જિઠ્ઠ રે ॥ મલિયાં પૂરવ ઇષ્ટ રે ॥ અહો૦ ॥ ૩૭ ॥ સર્વ ગાથા ॥ ૪૮ ॥

॥ દોહા ॥

॥ તિણ વેલાયેં દાખવે, બાવના ચંદન લેઇ ॥ કચોલું સશિખા ભરચું, નિજ સખિ હાથેં દેઇ ॥ ૧ ॥ લેઇ ગઇ રાજા આગલેં, કિશુંએ કુણ મુકણહાર ॥ કહે સખી આ પુરનો ધણી, પદ્મનાભ નૃપ સાર ॥ ૨ ॥ પદ્મા વતી તેહની પ્રિયા, પુત્રી પદ્મશ્રી નામ ॥ તેણે મુકયું છે તુમ ભણી, સફ લ કરો કરે પ્રણામ ॥ ૩ ॥ તેહ સુણી નૃપ ચિંતવે, નહી એ ભોગને કા જ ॥ કિંતુ નિજાશય દાખવા, એ સવિ કીધો સાજ ॥ ૪ ॥ અથવા દક્ષ પરીક્ષતા, હેતેં મુકયું પ્રાહે ॥ એમ ચિંતિને કનીનિકા, મુદ્રા મૂકે તે માંહે ॥ ૫ ॥ સખિ વિસર્જિ તે ગઈ, કરેં કચોલું દીધ ॥ હરખી કન્યા ચિત્તમાં, જાણ્યું કારજ સિદ્ધ ॥ ૬ ॥ વલી છુટાં કુસુમ મોકલે, કની કુમરને તામ ॥ પાછાં ગુંથી મોકલ્યાં, નૃપતિ છે મન અભિરામ ॥ ૭ ॥ કહે ગુણચંદ્ર એહ શી કલા, નૃપ કહે સુણુ પરમાર્થ ॥ ચંદન પરેં વર નર ભરચું, એહ સહરે વર સાર્થ ॥ ૮ ॥ મુદ્રા રત્નપરેં માહરૂં, થાનક ભાવી જાણ ॥ એહ સમસ્યા દાખવી, કુમરી આશય જાણ ॥ ૯ ॥ છુટક કુસુમપરેં અછું, નિર્ગુણને અસહાય ॥ ગુણયુત નરની સંગતેં, માલા શીશ ધરાય ॥ ૧૦ ॥ એહવું સૂચ્યું જાણીને, પ્રાગ્ ભવ સ્નેહ નિબંધ ॥ નૃપ પુત્રીયેં વર વરચો, મંત્રિપુત્રો એમ અનુબંધ ॥ ૧૧ ॥ તેણેં તેહ વિલોકિયો, તેણે પણ તિહાં તેહ ॥ બેહુ જણ દૃષ્ટિસરાગથી, વાધ્યો પ્રબલ સનેહ ॥ ૧૨ ॥ હવે તે પુત્રી બેહુ ગઇ, નિજનિજ ગેહ મઝાર ॥ પિતરને ભાવ જણાવવા, હર્ષિત હૃદયમઝાર ॥ ૧૩ ॥ એહવે પદ જોતો થકો, પાછલ આયો કિરાત ॥ નિજ સ્રીકેરાં વયણથી, રોમાંચિત થયું ગાત ॥ ૧૪ ॥ વેદિકાયેં બેઠા દેખીયા, ચરણેં કરી પ્રણામ ॥ આ હું તે છું

ભિક્ષડો, તુમ્હો દીધું જીવિત દાન ॥ ૧૫ ॥

॥ ઢાલ બીજી ॥ સકલ સદાફલ આપે એ ॥ એ દેશી ॥

॥ આગ્રહ કરી બહુ ભાવે એ, નિજ ઠામે તે લાવે એ ॥ જાવે એ, ઉલટ ધરી ઉધાનમાં એ ॥૧॥ દ્રાખ સહકારની સાખ એ, શુભફલ કેરાં લાખ એ॥ ચાખે એ, સ્વાદ કરી તે બેહુ જણા એ ॥ ૨ ॥ પૂછે નૃપ હવે વાત એ, એ બહુ ફલની જાત એ ॥ કેમ થાત એ, હેમંત ઋતુએ કહો એ વડાં એ ॥ ૩ ॥ કહે શબર સુણો સ્વામી એ, એ ફલની જાતિ બહુ પામી એ ॥ નાંમી એ, શીશેં કર જોડી ભણે એ ॥ ૪ ॥ એણી ગિરે શિખર છે પંચ એ, તેહમાં એક અતિ ઊંચ એ ॥ પ્રપંચ એ, માતર શિખર તણો ઘણો એ ॥૫॥ કોંણ ઇશાન તેહની સુરી, વિજયાધિષ્ઠાયિની પ્રવરી ॥ અતિ ખરી, એ ગિરિની સહાય કરે એ ॥ ૬ ॥

॥ અથ કિરાતકૃત સ્તવના ॥ ચરણાલી ચામુંડા રણ ચડે ॥ એ દેશી ॥

॥ ચરણાલી પાલી નવિ પુલે, સિંહ યાનાદિ નવ રોલે ॥ વિજયા વિજયાધિક રાતડી, નયને કરી દુશમન ઢોલે ॥ ચ૦ ॥ ૧ ॥ મહામાયા આદિશક્તિ છે, માતંગી ચંગી દેહા ॥ વીસ હત્થી સત્થ કરે ગ્રહી, રાખે રાક્ષસ સસનેહા ॥ ચ૦ ॥ ૨ ॥ ધર્જ બંધી ધરતીમાં એણે, ગુંણસંધી ધંનુષ ટંકારે ॥ દુર્જ્જન જન દોષી લબાડ જે, તેહને ઝાડ પરે ઉડાડે ॥ ચ૦ ॥ ૩ ॥ શ્રીગિરિ પર્વત રખવાલિકા, ગોપાલિકા ગાવે ગીત ॥ બલિ બાકુલ ભોગ લેવે ઘણા, મણા કિસિય નહીં બહુ નીત ॥ ચ૦ ॥ ૪ ॥ મુકતાફલ હારની પંતિઓં, મનું તારા ગ્રહગણ જ્યોતિ ॥ સીત વસનાભૂષણભૂષિતાં, ટાલંતી દુશમન છાતી ॥ ચ૦ ॥ ૫ ॥ પરમેશ્વરી શંબરી શંકરી, શર્વાણી સુખકર છાય ॥ ભગવતી ભવાની ભાસુરી, જગદંબા અંબા માય ॥ ચ૦ ॥ ૬ ॥ રક્તં ચંદન સિંદૂર રંગશું, ચર્ચીજે છાકમ છોલ ॥ બલિ પૂજા પૂજિત પાર્વતી, ત્રિપુરા તારા રંગરોલ ॥ ચ૦ ॥ ૭ ॥ તુઝ નયન કટાક્ષે નિરખિયા, પરખીયાં પોહવી પ્રભુ વાતા ॥ તેજાલા વાહાલા જગતના, તે માતા છે સુખશાતા ॥ ચ૦ ॥ ૮ ॥ ઇતિ કિરાતકૃત્ય વિજયા ગીતં ॥

॥ પૂર્વ ઢાલ ॥ તે સૂરિ ચૈત્યને આગલે, તરૂઅર એક સદા ફલે ॥ તસ ફલ, સ્વાદુ અમૃતને ધિગ્ કરે એ ॥ ૭ ॥ એ પર્વત અતિ તુંગ છે, એક મારગનો સંગ છે॥ તિહાં પ્રસંગ છે, મુઝ વિણું અવર ન કોઇનો એ॥ ૮ ॥ વૃદ્ધ વચનથી હું લહું, વસ્તુ કોશાદિક છે બહુ ॥ નિર્વહું, એ ગિરિની સવિ વા

તડી એ ॥ ૯ ॥ પાઊં ધારો આગલ થાઊં, એહ મનોરથ ચાહું ॥ નિર્વાહું, તે કહો ને તુમો શિર ધરીએં ॥૧૦॥ મિત્ર સહિત નૃપ ગિરિ ચઢે, સાથે કિરાત ચલ્યો દૃઢે, અતિ ગૂઢે, ગુહા શૃંગવન અતિ ઘણાં એ ॥ ૧૧ ॥ એક અછે તિહાં પલ્વલ, ભરિયું છે નિર્મલ જલ ॥ ઉત્પલ, કમલપરિમલે વાસોયું એ ॥ ૧૨ ॥ સમિત્ર નૃપતિ સ્નાન આચરે, સરસ સદાફલ વાવરે ॥ અતિ ખરે, વિજયા સુરિના શિખરથી એ ॥ ૧૩ ॥ પક્વ અપક્વ જે ઓસ્તની, આમ્ર કદંબની બહુ બની ॥ અતિ ઘણી, કદલી નાલેરી તણી એ ॥ ૧૪ ॥ ખજ્જુરી રાજાદની, જંબૂ જંબીરી પણ ઘણી ॥ પુરધણી, આગલ આણી ઢોયવા એ ॥ ૧૫ ॥ સાધુ માધુયેં પૂરિયાં, બીજપૂર બહુ ચૂરિયાં ॥ અંકૂરિયાં, જામ નારિંગ તણાં ફલાં એં ॥ ૧૬ ॥ દાડિમ ફનસને ચારોલી, ક્ષીરામલક મેવા મલી ॥ આમિલી, આંબલી પીલૂ પીલડાંએ ॥ ૧૭ ॥ કરણાં વઅણાં અતિ ઘણાં, ગુંદાં શૃગાટક બદરીડાં ॥ ટિમણીડાં, વાલુકી ચિર્ભટતણાએ ॥૧૮ ॥ મૃદ્રિકા સવ પાનક, નિર્મલ જલ જિહાંનક ॥ આનક, પરેં ગુંજે નિર્જ્જરણાં તિહાં એ ॥ ૧૯ ॥ એલાલવિંગ લવલાદલાં, નાગવલ્લી તણાં દલાં ॥ કોમલાં, જાતિકોશ શુભ કેવડા એ ॥ ૨૦ ॥ જાઇ જૂઈ માલતી, કુંદ મચકુંદ સોહાવતી ॥ ભાવતી, કુસુમ જાતિ આગલ કરે એ ॥ ૨૧ ॥ તે સઘલાં સફલાં કરયાં, પ્રસન્ન કરી સવિ તે ધરયાં ॥ શિરધરયાં, ચંપક કેતકી માલતીએ ॥ ૨૨ ॥ ભૂધરેં ભૂધર ભાવીયો, ચિત્તમાંહિ અતિ ઠાવીયો ॥ જણાવિયો, તિણેં કિરાત સવિ માંહિનો એ ॥ ૨૩ ॥ લહી આદેશ સુરિ તણો, વાસ્યો નગર સોહામણો ॥ અતિઘણો મહિમા જાણ્યો ગિરિતણો એ ॥ ૨૪ ॥ સમયેં શ્રી જિનવર તણું, અતિ ઊત્તંગ સોહામણું ॥ ચોગુણું, કરાવીશે નિજ ઘરથકી એ ॥ ૨૫ ॥ દિન કેતાએક તિહાં રહી, ભીલ્લને શીખ દેઇ સહી ॥ તુરંગ વહી, ચાલ્યા આગલ બેહુ જણા એ ॥ ૨૬ ॥ પંથેં આતપ પીડિયા, સરોવર પાલેં સંઠિયા ॥ કુઠિયા, મનેં નહીં બેહુ જણા એ ॥ ૨૭ ॥ એહવે એક અધ્વગ તિહાં, આવે કુમર અછે જિહાં ॥ કહે કિહાંથી, આવ્યા તસ પૂછીયું એ ॥ ૨૮ ॥ તસ કર પંજર એક છે, કીરયુગલ માંહે રૂચે ॥ કિહાં ગછે, પૂછે તે પંથીપ્રતેં એ ॥ ૨૯ ॥ કીરયુગલ બોલાવીઓ, શાસ્ત્ર નિપુણ એમ ભાવિઓ, પામીઓ, ચિત્ત પ્રમોદ પ્રતેં ઘણું એ ॥ ૩૦ ॥ પૂછે કિહાં એ પાવીયો, અથવા વિક્રયેં લાવીયો ॥ સોંપાવીયો, કુણહી કોઇનેં હેજથી એ ॥ ૩૧ ॥ તે કહે નંદ નયર ધણી, હરિષેણ રાજા બહુ ગુણી ॥ તેહ તણી, તારા

લોચના.નંદની એ ॥ ૩૨ ॥ વીણાપુર નૃપ નંદિની, પદ્મશ્રી છે ગુણધણી॥ તેહ તણી,સખી છે તિણેં તેહને એ ॥ ૩૩॥ કીરયુગલ એ મોકલ્યું, મુઝ હાથેથી અ ટિકલ્યું ॥ તિહાં ભલ્યું, ચિત્ત માંહોમાંતેહનું એ॥ ૩૪ ॥ મુઝ મુખે તેણિયે કહાવીયો, સ્વયંવર દિનેં જે નર આવીયો,'લાવીયો, તે કર્મેં તાહરે વર ગુણ નિલો એ ॥ ૩૫ ॥ માહરે પણ વરતે વરવો, એ નિશ્ચય મનેં એમ ધરવો ॥ નિસ્તરવો, જમવારો તુઝ પ્રીતિશું એ ॥ ૩૬ ॥ અધ્વગેં એ વાર્ત્તા કહી, કીર યુગલનેં સંગ્રહી ॥ ગહ ગહી, ચાલ્યો વીણાપુર ભણી એ ॥ ૩૭ ॥ નૃપ અનેક તિહાં આવશે, સ્વયંવર મંડપ શોભાવશે॥ પાવશે, અતિબહુ માન નૃપતિ તણાં એ ॥ ૩૮ ॥ તે દિન ઉપર જાઇશું, સ્વયંવર ભેલાથાઇશું ॥ આયશું, એ હવો ચિત્તમાં ભાવીયો એ ॥ ૩૯ ॥ એહવે કોઇ આવી કહે, સ્વયંવર મંડપ નિર્વહે॥ કૃત બહુ, ઉચ્છવ વીણાપુર હોવે એ॥ ૪૦ ॥ સ્વયંવર દેખણને હેતે, મિત્ર સહિત નૃપ બહુ હેતેં॥ સંકેતેં,જાએ તિહાં ઉલટધરી એ ॥ ૪૧ ॥ નૃપ સામંત મંત્રીસર, બેઠા અનેક રાજેસર ॥ કેસર, ચર્ચિત અંગ સુગંધલા એ॥ ૪૨ ॥ વિસ્મય દેખી પામીયા, એ કુણ આવ્યા ધામીયા॥ કામીયા,સ્વયંવર મંડપ દેખવા એ॥ ૪૩ ॥ ગ્રહગણમાંજિમ ચંદ્રમા, તેજવંતમાં અર્યમા॥ નહી સમા, એહના ગુણથી આગલા એ ॥ ૪૪॥ જ્ઞાનવિમલ મતિ જેહની, પુણ્ય દિશા હોયે તેહની॥ મેહની,પરેં તે સહુનેં સોહામણા એ॥ ૪૫ ॥ સર્વગાથા ॥

॥ દોહા ॥

॥ મંડપ માંહિં આવીયા, જવ શ્રીચંદ્ર કુમાર ॥ હરિ વૈતાલિકેં ઓલખ્યા, બોલે જયજયકાર ॥ ૧ ॥ દાનેં કીર્તિ વધે ઘણી, દાને દોલત હોય ॥ દાન કિહાંએ દીધું હતું, અફલ ન થાયે કોય॥ ૨ ॥ યતઃ ॥ કાવ્યં॥ પાત્રે પુણ્ય નિબંધનં તદિતરે દીને દયાખ્યાપકં, મિત્રે પ્રીતિવિવર્ધનં રિપુજને વૈરાપહારક્ષમં॥ ભટ્ટાદૌ ચ યશાસ્કરં નરપતૌ સન્માન સંપાદકં, ભૃત્યે ભક્ત્યતિશાયિ દાનમફલં શ્રીચંદ્ર ન કચાપિ તે ॥ ૧ ॥

ભાવાર્થઃ—પાત્રમાંદીધેલું દાન, પુણ્ય ને બાંધનારૂં છે, તથા દીનજનને દીધેલું દાન, દયાને દેખાડનારૂં છે, મિત્રને આપેલું દાન, પ્રીતિ વધારનારૂં છે, વૈરી જનને દાન આપેલું હોય તે વૈરના નાશને કરનારૂં છે. પંડિતને દીધેલું દાન યશકારકછે, રાજાને દીધેલું દાન સન્માનને સંપાદન કરનારૂં છે. ચાકરને દીધેલું દાન આપણી પર ભાવ ધરનારૂં છે માટે હે શ્રીચંદ્ર! તમારૂં આપેલું દાન કાંઈ નિષ્ફલ નથી.

॥ છંદ હાટકી ॥ જે પરનારિ સહોદર સુંદર, દુઃસ્થિતજન આધાર ॥ જે કાયરનર શરણાગત વર, વજ્ર પંજર અનુકાર ॥૧॥ જે નિષ્કારણ મેઘ તણી પરેં, કરતા બહુ ઊપગાર ॥ તે શ્રીચંદ્ર સદા જયવંતો, અર્થિત સુરસહકાર ॥

૨॥ ॥દોહા॥ એમ નિસુણી નૃપ ઊત્તમેં, દીધું તસ બહુ દાન॥ ઊચિતન ચૂકે સયણ તે, જેહને જેહ પ્રધાન ॥ ૩॥ કહે મિત્ર પ્રતેં રાજવી ઇહાં, જણાવ્યાનું નહીં કામ ॥ એમ ચિંતી ઉત્તર દિશે, ચાલ્યા નિશિ પડી તામ ॥ ૪॥ મધ્યે રાત્રિ એક યક્ષઘરે, સુતા નિર્ભય ચિત્ત ॥ પરભાતેં ઉઠયા જિસે, નૃપ કહે મિત્ર પવિત્ર ॥ ૫ ॥ મેરૂગિરેં સુરતરૂતલે, કોઇ અદ્ભુત સ્ત્રી આવિ ॥ લક્ષ્મી વા કુલદેવતા, બાહિ અંકે મુઝ લાવિ ॥ ૬॥ સાંપ્રત દીઠું સ્વપ્ન એ, કોઇ અદ્ભુત ફલ થાય ॥ ઇહાં કાંઇ સંશય નહીં, કોઇ મહા સુખ થાય ॥ ૭ ॥ એમ કહી પંથે ચાલયિા, અટવીમાંહે જાય ॥ આગલ જાતાં એક સ્ત્રી, દૃષ્ટિ મેલાપક થાય ॥ ૮ ॥ ભયથી ચકિત વરલોચના, ભૂષણભૂષિત દેહ ॥ ભવ્ય અરૂણ અંશુક ધરયાં, ઝરતાં નીર નીરેહ ॥૯॥ વેગથકી તે આવતી, સધવ સગર્ભા નાર ॥ શ્રીચંદે નિરખી નયન, અમૃતાંજન અનુકાર ॥ ૧૦ ॥ સહસા દેખી ચાલીયા, સામા ધરી ઉત્સાહ ॥ પદ પ્રણમીને એમ કહે, એણે ઠામે કિમ માય ॥ ૧૧ ॥ આવો આવો માતજી, મ કરો દુઃખ લગાર ॥ ભય સઘલાં ભાંજી ગયાં, ફલ્યા મનોરથ સાર॥ ૧૨ ॥ કેમ એકલડાં કેમ ઇહાં, આવ્યાં એ ણીવાર ॥ ભાગ્ય અમારાથી મલ્યાં, ભૂખ્યાં અન્ન સંભાર ॥ ૧૩ ॥ સર્વગાથા ॥ ૧૩૩ ॥

॥ ઢાલ ત્રીજી ॥ આજ નિહેજો રે દીસે નાહલો ॥ એ દેશી ॥

॥ તેહ વચન સુણી દેખી કુમરને, હરખી હ્રદયે અત્યંતજી ॥ યક્ષને ચૈત્યેં રે મંડપ આવીને, બેસે જેહવે સંતજી ॥ ૧ ॥ સયણ સખાઇ રે ભાગ્યબલેં મલે, રાનમાંહે હોયે લીલાજી ॥ ભાગ્યેં વાહલાં રે વહેલાં હલિમલે, હોયેં વયણ વસીલા જી ॥ સ૦ ॥ ૩ ॥ એ આંકણી ॥ શ્રીચંદ્રાભિધ દીઠી મુદ્રિકા, દેખી ઓલખી હરખેંજી ॥ પૂછે શ્રીચંદ્ર કહો તિહાં, સુરગુરૂ સરિખો પરખેજી ॥ સ૦ ॥ ૨ ॥ લેઇ ઉત્સંગે રે હર્ષ નયન જલેં, ન્હવરાવી તસ અંગજી ॥ ગાઢસ્વરશું રૂદન કરે ઘણું, લૂવે વસ્ત્ર સુચંગજી ॥ રૂપેં જીત્યો અનંગજી ॥ સ૦ ॥ ૪ ॥ કહે સુણ વાહાલા રે સૂર્યવતી અછું, જાણે એ હું માયજી ॥ તું સુત માહરોરે બાર વરસેં થયો, મેલો ભાગ્યપસાયજી ॥ સ૦ ॥ ૫ ॥ પાહાનો છૂટો રે હર્ષ પ્રકર્ષથી, આલિંગ્યો દૃઢ હોયજી ॥ હર્ષે ઘહેલી મલી એ માવડી, શ્રીચંદ્ર સન્મુખ જોયજી ॥ સ૦ ॥ ૬ ॥ કહે શ્રીચંદ્ર એકાકીપણે, અરૂણ વસ્ત્રનો ભાવજી ॥ એહ અવસ્થા રે આવી કિણી પરેં, વનમાંહિં કુણ લાવેજી ॥ સ૦ ॥ ૭ ॥ આપ ચ

રિત કહે સૂર્યવતી તિહાં, આપ વિવાહથી માંડીજી ॥ ગણક નિમિત્ત શશિ સુહણાદિકે, ઇંદુપાન નૃપ રચવાડીજી ॥ સ૦ ॥ ૮ ॥ જનમનામ મુદ્રા સુમવાટિકા, મોચન સુરવચ જાણીજી ॥ જ્ઞાની સાધુ વચને સવિ આગ લું, ચરિત કહે સવિ વાણીજી ॥ સ૦ ॥ ૯ ॥ અનુક્રમે હમણાં રે ગર્ભપ્રભાવથી, દોહદ વિષમો થાવેજી ॥ રક્ત દીર્ઘિકામાંહિ નાહવું, ક્રીડા કરૂં ઉચ્છાહેજી ॥ સ૦ ॥ ૧૦ ॥ તે ડોહલો નૃપે સચિવ જણાવીયો, લાક્ષારસને પ્રપંચેજી ॥ વાવમાંહે હું બહુ પરે ક્રીડતાં, ભટ રહ્યા પાસે ન ખંચેજી ॥ સ૦ ॥ ૧૧ ॥ રમી વિરમીને થાકી તટે રહી, આમિષભ્રાંતિ રક્તવસ્ત્રેજી ॥ ભારંડ પંખી રે નભ લેઇ ચલ્યો, સુભટ વિફલ થયાં શસ્ત્રજી ॥ સ૦ ॥ ૧૨ ॥ ભ્રમણ કરી અહોરાત્રિ તે પંખીયે, આવી શિલાપરે મૂકેજી ॥ નમોઽર્હત્ એણિ પરે બોલતી, કુલ વ્યવહાર ન ચૂકેજી ॥ સ૦ ॥ ૧૩ ॥ સુધીને શાન બેહુ કિહાં એ ગઇ, ખગ બગની પરે ધીઠજી ॥ રાત નિગમી રે એક દરિમાંહે, દુઃખીયાં નયણ ન નિંઠજી ॥ સ૦ ॥ ૧૪ ॥ ચાલી પ્રભાતે રે દુષ્ટ શ્વાપદ તણા, શબ્દ સુણીભય પામીજી ॥ કંપતી દ્રોડતી શ્વાસ ભરી ઘણું, આ અટવી મેં પામીજી ॥ સ૦ ॥ ૧૫ ॥ ભાગ્યબલે સંપ્રતિ સુત તુમે મલ્યા, હર્ષ જલધિ થયો પૂરજી ॥ આજ અભિગ્રહ સવિ પૂરા થયા, દીઠો સુત મુખ નૂરજી ॥ સ૦ ॥ ૧૬ ॥ મુઝ તુઝ વિરહતણું દુઃખ આકરૂં, તુઝ પિતાને થાશેજી ॥ તેતો જ્ઞાની રે જાણે મન તથા, કેમ તસ કાલ ગમાશેજી ॥ સ૦ ॥ ૧૭ ॥ સુણીયાં માડી કેરાં વયણડાં, સ્તુતિ કરવાને લાગોજી ॥ માડી માહારે રે પુણ્યતરૂ ફલ્યો, તુમચો વિરહો ભાગોજી ॥ સ૦ ॥ ૧૮ ॥ ધન્ય કૃતપુણ્ય રે કૃતકૃત્ય હું થયો, નયણે દીઠી માડીજી ॥ વાદલ પાખેરે જલધર વૃષ્ટિ થઇ, પુણ્યની વાડી જાડીજી ॥ સ૦ ॥ ૧૯ ॥ દ્રાખ સુધારસ નવનીતને શશી, લેઇ તેહનો સારજી ॥ માતા કેરૂં હૃદય ઘડયું વિધે, એહવુ નીતિમાંસારજી ॥ સ૦ ॥ ૨૦ ॥ યતઃ કાવ્યં ॥ ઊઢા ગર્ભપ્રસવસમયે દુઃખ મત્યુગ્રશૂલં, પથ્યાહારૈઃ સ્નપનવિધિભિઃ સ્તન્યપાનપ્રયત્નૈઃ ॥ વિષ્ટામૂત્રપ્રભૃતિ મલિનૈઃ કષ્ટમાસાદ્ય માતા, ત્રાતઃ પુત્રઃ કથમપિ યયા સ્તૂયતે સૈવ માતા ॥ ૧ ॥

ભાવાર્થઃ—પ્રથમ ગર્ભના પ્રસવમાં દુઃખ ધારણ કરનારી અને અત્યંત તદનંતર સ્નાન વિધિયોએં, તથા સ્તનપાનાદિક પ્રયત્નોએં, વિષ્ટામૂત્રાદિક મલિનતાના સહન કરવાએં. એમ હરકોઈ પ્રકારના દુઃખ સહન કરીને જે માતાયે પુત્રની રક્ષા કરાય છે, તે માતા જગતૂમાં વખણાય છે તેમાં શું નવાઇ ?

શ્રી ગુણચંદ્રેરે સકલ ચરિત્ર કહ્યું, ચર્યાના અધિકાર જી ॥ સૂર્યવતી માતા

તવ હરખિયાં, નૃપ કહે શો વિસ્તાર જી ॥ ૨૧ ॥ સ૦ ॥ એહવે આવ્યો રે જન અવલોકતાં, પગલે પગલે જામ જી ॥ અશ્વસહિત બેઠા બેહુ નિરખિયા, હરખ્યા કરીય પ્રણામ જી ॥ ૨૨ ॥ સ૦ ॥ તે બોલ્યા કહે મંત્રી નૃપ અછે, આવો આવો એથજી ॥ મંત્રી ગજ રથ તુરગ સહિત સવે, મલિયા હરખી તેથજી ॥ ૨૩ ॥ સ૦ ॥ તેજાલે ભાલેં કરી દીપતો, દેખી નૃપ કરે પ્રણામ જી॥ દેવ અવધારો રે બુદ્ધિસાગર નામેં, સચિવછું તન મન મામજી॥ સચિવ અછું ગુણ ધામજી ॥ ૨૪ ॥ સ૦ ॥ વિણાપુરનો રે નૃપતિ પદ્મ નામેં ॥ તસપુત્રી જે તુમેં દીઠી જી ॥ તે તુમશું છે અતિ અનુરાગિણી, થઇ તુજ વિરહેં અંગીઠી જી ॥ ૨૫ ॥ સ૦ ॥મુજપુત્રી પણ અનુરાગિણી થઇ, તુમ મંત્રિને દેખેજી ॥ એમ જાણીનેં રે મુજને મોકલ્યો, શુદ્ધિકરણ સંતોષેંજી॥ ૨૬ ॥ સ૦ ॥ જોયા સઘલે પણ નવિ પેખીયા, તેણેં મનમાં વિખવાદજી ॥ હમણાં નિરખી રે અતિ આણંદીયા, કરો હવે અમ્હ પ્રસાદજી ॥ ૨૭ ॥ સ૦ ॥ સ્વયંવરેં પણ બહુ નૃપ આવીયા, પણ પુત્રીને મન નવિ ભાસેજી ॥ કહે રાજા ઓલખીશ કહો કેણી પરેં, લક્ષણથી સુપ્રકાશેંજી ॥ ૨૮ ॥ સ૦ ॥ કીરયુગલ પણ તિહાં કણે આણીયું, તારાલોચનાયેં જેહજી ॥ પદ્મશ્રીને મૂકયું પ્રીતિથી, સગાસયણ સસનેહજી ॥ ૨૯ ॥ સ૦ ॥ પદ્મશ્રી નૃપ અંકે છે રહી, કીરયુગલ લિયે હાથેં જી ॥ દેખી મૂર્ચ્છા પામી અતિ ઘણું, કીર સારિકા સાથેંજી ॥ ૩૦ ॥ સ૦ ॥ ચેતન પામી શીતલ વાયુથી, તાતેં પૂછી વાત જી ॥ કેમ એ દેખી રે મૂર્ચ્છાનેં લહી, કહે મુજ સાંભરી જાત જી ॥ ૩૧ ॥ સ૦ ॥ નયર કુશસ્થલ પાછલ હું હતી, સૂર્યવતીનેં પાસેં જી ॥ કાબર હું હતી કોટિ દ્વીપની, જિનધર્મ કરૂં ઉલ્લાસેંજી ॥ ૩૨ ॥ સ૦ ॥ અઠ્ઠાઇ મહોત્સવને અવસરેં, શ્રી આદિદેવ પ્રસાદેં જી ॥ જે દીઠો તે નરવર ધારીયો. કરી અણસણ આલ્હાદેં જી ॥ ૩૩ ॥ સ૦ ॥ તે ઇહાં આવ્યો દીઠો મેં સહી, ધારચો વર મેં તેહજી ॥ અવર ન ધારૂં મન માંહે કદા, જો, હોયે ગુણનો ગેહ જી ॥ ૩૪ ॥ સ૦ ॥ એમ કહીને રે અશન તે નવિ કરચું, ન પિયે નીર લગાર જી ॥ એહવે હરિભટ્ટ આવ્યો એમ કહે, તે દીઠો સ્વયંવર મઝાર જી ॥ ૩૫ ॥ સ૦ ॥ રાતેં મુજનેં રે એહ પરઠ કરી, મોકલીયો બલયુત્ત જી ॥ તુમ્હને દીઠા રે ભાગ્યબલેં કરી, આવી કરો પવિત્ર જી ॥ ૩૬ ॥ સ૦ ॥ સૂર્યવતી રાણી પણ ઓલખી, ચાલ્યાં થઇ સસનેહેં જી ॥ તિહાં આવ્યા તસ પુર ધણી આવીયો, મલીયાં હર્ષસનેહેં જી ॥ ૩૭ ॥ સ૦ ॥ એહવામાંહે હરિભટ્ટ બોલીયો, ગાઇ તસ ગુણગ્રામ જી ॥

જ્ઞાનવિમલ સૂરિ ભાંખે એહવું, સુખ લહે પુણ્ય નિદાનજી ॥ ૩૮ ॥ સ૦ ॥ સર્વગાથા ॥ ૧૭૦ ॥

હરિભદ્રેનોક્તં ॥ કવિત છપ્પો ॥ પૂર્વે કુશસ્થલ નયર, પ્રથમ જિનભવને દેખી ॥ સારિકા કહે નિદાન, ચારૂ જિનધર્મને પેખી ॥ અણુસણુ કરી થઇ ઇથ્થ, નયર વિણાપુર રાજા ॥ પદ્મ પદ્માવતી કંત, પદ્મશ્રી પુત્રી તાજા ॥ પ્રથમા નિજબુદ્ધે કરી, પછી જાતિ સ્મરણેં પેખીયો, તે શ્રીચંદ્રજયો ચિરં, આજ નયણેં મેં નિરખીયો ॥ ૧ ॥ ગાહા ॥ ગબ્ભેવર વીરસુએ, સોણિચરઈ ડોહલે તયા જાયે ॥ ભારંડેણાણીયા, સિરિગિરિ પાસંમિ જા મુક્કા ॥ ૧ ॥ સા સૂરિયવઇ જણુણી, મિલિયા વરિસે દુવાલસે જસ્સ ॥ સિરિપવયસ્સ નિયમે, સો નિવઇ જયઊ સિરિચંદો ॥ ૨ ॥ કણય પુરે કણયભ્ભય, ધૂયા કણગાઊ લીઈ સહરજ્જં ॥ પાલઇ સુરાઈ દીણં, નવલખ્ખ પહુય સિરિચંદો ॥ ૩ ॥ ઇત્યાદિ ॥ સર્વગાથા ૧૪૭ ॥

॥ દોહા ॥

સૂર્યવતી એમ સાંભલી, આપે તસ મહાદાન ॥ કહે જનની મુજ દેખતાં, કરો પાણિગ્રહ માન ॥ ૧ ॥ માતતણો આગ્રહ લહી, કીધો તિહાં વિવાહ ॥ પદ્મશ્રી તારાલોચના, પરણી બહુ ઊત્સાહ ॥ ૨ ॥ કમલશ્રી મંત્રીસુતા, પરણી ગુણચંદ્રેણ ॥ મંગલ વરત્યાં અતિ ઘણાં, પુણ્યપસાયેં તેણ ॥ ૩ ॥ કહે ચેટક નૃપ ગણપ્રત્યેં, પદ્મશ્રીનેં નેત ॥ ભવ પાછલે સારિકા હતી, પદ્મશ્રી વરદેત ॥ ૪ ॥ તેણેં શ્રીચંદ્ર નૃપતિ વરયો, તે તો જુગતું સ્વામ ॥ પણ કમલશ્રી ગુણચંદ્રને, કિસ્યું સ્નેહનું ધામ ॥ ૫ ॥ કહે ભગવન ભૂપતિ સુણો, એહનો પણ સંબંધ ॥ કહે કરૂણારસના ધણી, ધુરથી પૂર્વપ્રબંધ ॥ ૬ ॥ ધરણ ગણક પહેલાં કહ્યો, તે વિમલાચલેં જાય ॥ જપ તપ ધ્યાનથકી તિહાં, હત્યાપાપ મુકાય ॥ ૭ ॥ શ્રીદેવી પેહેલી પ્રિયા, ધરણેં મારી જેહ ॥ સમાધાન મરણેં કરી, નરભવ ફરી લહી તેહ ॥ ૮ ॥ સુંદર શેઠ તણી સુતા, નંદપુરે તસ નામ ॥ જિનદત્તા તે જનમતેં, વાસિત થઇ અભિરામ ॥ ૯ ॥ યૌવન પામી પણ પતિ, ઇચ્છા હૃદયેં ન થાય ॥ જનક સાથેં સંઘ લેઇને, શત્રુંજય યાત્રાયેં જાય ॥ ૧૦ ॥ કરતો તીર્થની સેવના, ધરણો દીઠો જામ ॥ પૂરવભવના યોગથી, મન પ્રસન્ન થયું તામ ॥ ૧૧ ॥ જાતિસ્મરણ તિહાં લહે, જાણી ધરણ નિજકંત ॥ વિધિપૂર્વક પણ સેવતો'

દેખી રાગ અત્યંત ॥ ધરણેં પણ કરચાં ખામણાં, બંધાણો વલી પ્રેમ ॥ ધરણેં અણસણ આદરચું, સંલેષના કરે એમ ॥ ૧૨ ॥ તીર્થ ભકિત મહિમાથકી, ગુણચંદ્ર થયો નિરાબાધ ॥ બાલપણે બ્રહ્મચારિણી, ધરતી ચિત્ત સમાધ ॥ ૧૩ ॥ જિનદત્તા મરીને થઇ, સંપ્રતિ કમલશ્રી એહ॥ પાણિગ્રહણ થયું એહને, એ પણ પૂર્વસનેહ ॥ ૧૪ ॥ સર્વગાથા ॥ ૧૯૯ ॥

॥ ઢાલ ચોથી ॥ ૪ ॥ તુંગિયા ગિરિ શિખર સોહે ॥ એ દેશી ॥ એમસુણી ગણધરતણાંવયણાં, કહે ચેટક રાય રો કર્મ કીધાં સુકૃત દુષ્કૃત, તે ભોગવે ક્ષય થાય રે ॥ ૧ ॥ ભાવીયેં એમભાવ આણી, જાણીએં જિનધર્મ રે ॥ નેહ આંતમભાવથી લહે; પરમ પદનાં શર્મ રે ॥ ૨ ॥ ભાવિ૰ ॥ એ આંકણી ॥ હવે શ્રીચંદ્ર તિહાં રાજા, થયા પ્રૌઢ પ્રતાપ રે ॥ કરે ધર્મનાં ક્ષેત્ર પુષ્ટાં, ટાલે વ્યસનના વ્યાપ રે ॥ ૩ ॥ ભા૰ ॥ હવે કુશસ્થલ પુરે મૂકે, કરભીભૃત બહુ ભાર રે ॥ બુદ્ધિસાગર સચિવને સવિ, કહે એમ સમાચાર રે ॥ ૪ ॥ ભા૰ ॥ કનકપુરેં લખમણ મંત્રીને, કહી ઇહાંની શુદ્ધિ રે ॥ પછી પિતાનેં ગામ જઇને, સકલ કહેવી શુદ્ધિ રે ॥ ૫ ॥ ભા૰ ॥ શ્રીગિરિને ભિલ્લડે તિહાં, કહી સોવન ખાણી રે ॥ ચંદ્રપુર તિહાં નયર વાસ્યું, તુંગ મંદિર શ્રેણિ રે ॥ ૬ ॥ ભા૰ ॥ ગઢ મઢ વિશાલા પોલ તોરણ, વાવિ સર આરામ રે ॥ કૂપ ચૂપને થૂભ બહુલી, શસ્ત્રશાલા ઠામ રે ॥ ૭ ॥ ભા૰ ॥ મધ્યશૃંગે ચારદ્વારેં, ચૈત્ય જિનનું કીધ રે ॥ મહોદય પદ હેતેં તેહનું, ચંદ્રપતિ નામ દીધ રે ॥ ૮ ॥ ભા૰ ॥ ભીમ અટવી સર્વવાસી, ગામ ઠામ નિવેશ રે ॥ તે કિરાતને કૃત્યકારી, થાપિયો હિયે દેશ રે ॥ ૯ ॥ ભા૰ ॥ સ્વર્ણખાણીને ફરસ પાહણ, યોગથી સવિ ભૂમિ રે ॥ ધર્મથાનકેં કરે મંડિત, પુણ્યકરણી સીમ રે ॥ ૧૦ ॥ ભા૰ ॥ દાનશાલા ધર્મશાલા, ચૈત્યમાલા શાલ રે ॥ ન્યાયધર્મની ઘંટા બાંધે, તેજેં ઝાક ઝમાલ રે ॥ ૧૧ ॥ ભા૰ ॥ હવે એક દિન દાન શાલાયેં, પથિક આવ્યો એક રે ॥ રાય પૂછે કિહાંથી આવ્યો, કહે કલ્યાણ પુરથી છેક રે ॥ ૧૨ ॥ ભા૰ ॥ કનકપુરમાંહે થઇને, આવીયો હું આજ રે ॥ તે નગરને સ્વામી કિહાં એ, ગયો છે નિજ કાજ રે ॥ ૧૩ ॥ ભા૰ ॥ મંત્રી લખમણ રાજ કાજેં, અછે બહુ સાવધાન રે ॥ પણ છનૂપનું કટક લેઇ, આવિયો ધરી માન રે ॥ ૧૪ ॥ ભા૰ ॥ ગુણવિભ્રમ નૃપ સબલ થઇને, દેશરોધ કરેઈ રે ॥ સૈન્ય ચતુરંગ યુકતમંત્રી, થયો સન્મુખ લેઈ રે ॥ ૧૫ ॥ ભા૰ ॥ એમ પંથક વયણ નિસુણી, કરી ગૂઢવિચાર રે ॥ પદ્મનાભ

પ્રમુખ ભૂપતિ, સાથેં ગુણચંદ્રસાર રે ॥ ૧૬ ॥ ભા૦ ॥ પ્રયાણક ત્રિક સા થેં આપેં, ચાલીયા લેઇ સૈન્ય રે ॥ ચંદ્રહાસ અસિ તાસ આપ્યું, જસ પ્રભાવ નદૈન્ય રે ॥ ૧૭ ॥ ભા૦ ॥ તેવોલાવી વલ્યા પાછા, ફરી શ્રીગિરેં જાય રે ॥ ગામ નગર જે આપ વસ્યાં, નિરખી બહુ સુખ થાય રે ॥ ૧૮ ॥ ભા૦ ॥ અલ્પ સૈન્યેં કોઈ ગામેં, વસ્યાં રાત્રેંઆય રે ॥ નષ્ટચર્યાયેં શ્રીચંદ્રનૃપ, પ થિકશાલાયેં જાય રે ॥ ૧૯ ॥ ભા૦ ॥ તિહાં અધ્વગ એક બોલ્યો, કરે મલિ સવિ વાત રે ॥ ગતદિનેં હું કુંતલ્લાભિધે, પુરેં રહિયો રાતિ રે ॥ ૨૦ ॥ ભા૦ ॥ સુધન શેઠ છે કૃપણ તેહને, ચાર સુત વહુ ચાર રે ॥ મધ્ય રાત્રેં તેહ ઊઠી, કરે સ્નાન શૃંગાર રે ॥ ૨૧ ॥ ભા૦ ॥ ગઇ વાટમાંહિં શમિતરૂ, તેહ ઉપર બેસે રે ॥ ગઇ કિહાં એ પાછી આવી, હું રહ્યો ભયેં તે દેશ રે ॥ ૨૨ ॥ ભા૦ ॥ તિહાં થકી હું આજ આવ્યો, જોપણ પંચ તે ગામ રે ॥ તેહ પ્રવૃત્તિ શ્રીચં દ્રની સુણી, કરચું મન ઉદ્દામ રે ॥ ૨૩ ॥ ભા૦ ॥ સૈન્યૈં મૂકી તિહાં પહુતા, અદૃષ્ટ ગુટિકાયોગ રે ॥ સાંજ વેલાયેં સુધનનેં ઘરેં, રજની રહે ગત શોગ રે ॥ ૨૪ ॥ ભા૦ ॥ મધ્ય રાતેં ચાર વહૂવર, ચઢી તરૂ કરી યાન રે ॥ માંહો માં હે કહે કિહાં જાવું, કહે એક કરી માન રે ॥ ૨૫ ॥ ભા૦ ॥ ગતદિનેં જે વાત નિસુણી, તેહ જોવા હેત રે ॥ દ્વીપ કર્કોટકેં અચરિજ, આજ છે સંકેત રે ॥ ૨૬ ॥ ભા૦ ॥ ચાલવું એમ કહી ચાલી, ભણી યોગિની મંત્ર રે ॥ શ્રી ચંદ્ર પણ તરૂ મૂલ દૃઢ થઇ, રહ્યો જોવા તંત્ર રે ॥ ૨૭ ॥ ભા૦ ॥ તતકાલમાં કર્કોટ દ્વીપેં, ઊતરયા ધરી રંગ રે ॥ તેહ તરૂ સુસ્થાન મૂકી, જોઇ પુર નિઃસંગ રે ॥ ૨૮ ॥ ભા૦ ॥ ભૂપ પણ તેણે પંથેં પુરમાં, ક્રીડવાનેં જાય રે ॥ વિવિધ થાનકેં ગઇ તે પણ, ભૂપ મન અચરિજ થાય રે ॥ ૨૯ ॥ ભા૦ ॥ હવે નૃપતિ સિંહ દ્વાર ભાગે, વિવિધ ચંદ્રની ભાંતિ રે ॥ પ્રૌઢમંડપમાંહે ચિત્રિત, દીપિકાર્જુન કાંતિ રે ॥ ૩૦ ॥ ભા૦ ॥ વિ વિધ મુક્તાફલ બિરાજિત, પાદપીઠ પ્રધાન રે ॥ સર્જ્જ સિંહાસન દેખી ચિંતે, વિજય વિમાન જાણે નિદાન રે ॥ ૩૧ ॥ ભા૦ ॥ નૃપતિ દેખી ચિત્ત ચિંતે, ભોગ્ય વસ્તુનેં યોગ્ય રે ॥ શૂન્ય સિંહાસન ન શોભે, મહાવીરને ભોગ્ય રે ॥ ૩૨ ॥ ભા૦ ॥ શયન આસન યાન વાહન, શસ્ત્રશાસ્ત્રાશન પાન રે ॥ એહ સાધાર ણ સહુનેં, જેમ પુણ્યવંત નિધાન રે ॥ ૩૩ ॥ ભા૦ ॥ મુખથકી ગુટિકા નિ કાસી, બેઠો નિર્ભય હોય રે ॥ ખડ્ગ હાથેં સત્ત્વ સાથેં, ગિરિશિખર હરિ પ રેં જોય રે ॥ ૩૪ ॥ ભા૦ ॥ પાસેં તસ એક થાલ ભરિયો, નાગવલ્લીદલેણ

રે ॥ તાસ સ્વાદન કરી આદર્શેં, જોવે વદન ચિરેણ રે ॥ ૩૫ ॥ ભા૦ ॥ એ હવામાં જવનિકાંતરેં, પુરૂષ બેઠા દક્ષ રે ॥ આવિ જય જય રવેં બોલ્યા, ભલેં થયા પરતક્ષ રે ॥ ૩૬ ॥ ભા૦ ॥ કેઈ નર વાજિત્ર વાજે, કેઈ કરે સંગીત રે ॥ કેઇ કહે મુખ ભાગ્ય અમ્હચાં, જ્ઞાનવિમલ સૂરિ હેત રે ॥ ફલ્યા સુકૃત સંકેત રે ॥ ૩૭ ॥ ભા૦ ॥ સર્વગાથા ॥ ૨૩૭ ॥

॥ દોહા ॥

॥ એહવે સુભટેં પરિવરચો, આવ્યો ગ્રામાધીશ ॥ નિરખી શ્રીચંદ્ર ઉઠીયા, પ્રણમે નામે શીશ ॥ ૧ ॥ ગ્રામાધીશેં કુમરનેં, લેઈ ઉત્સંગેં ઠાય ॥ જ્યોતિ ઝગામગ કુમરતનુ, દેખી વિસ્મય થાય ॥૨॥ અમ્હ ભાગ્યેં તુમ્હો આવીયા, વિણ વાદલ વિણ ગાજ ॥ વરષાની પરેં નિપન્યું, તુમ્હ દર્શન મહારાજ ॥ ૩ ॥ કહે હું કર્કોટ દ્વીપનો, રવિપ્રભ નામેં રાય ॥ નવ પુત્રી છે માહરે, તેહનાં એ નામ સુહાય ॥ ૪ ॥ અથ નામાનિ ॥ કનકસેના૧ કનકપ્રભા, ૨ કનક મંજરી નામ૩ ॥ કનકાભા ૪ કનકસુંદરી, ૫ કનકમાલા ૬ ગુણખાણ ॥ ૫ ॥ કનકરમા ૭ ને મનોરમા, ૮ સ્વર્ણાભા ૯ ઇતિ નામ ॥ યૌવન પામી દેખીને, ચિંતાતુર થયો તામ ॥ ૬ ॥ યતઃ ॥ જાતેતિ પૂર્વં મહતીવ ચિંતા, કસ્મૈ પ્રદેયેતિ તતઃ પ્રવૃદ્ધા ॥ દત્તા સુખં સ્થાસ્યતિ વા નવેતિ, કન્યાપિતૃત્વં કિલ હંત કષ્ટમ્ ॥ ૧ ॥ ગાહા ॥ જમ્મંતીએ સોગો, વડ્ઢંતિ એવવડ્ઢએ ચિંતા ॥ પરણીયા એ દંડો, જુવતિપિયા નિચ્ચિઓ દુખિયો ॥ ૨ ॥ નિય ઘર સોસા, પર ગેહ મંડણી, કુલકલંક કલિભવણં ॥ જેહિં ન જાયા ધૂયા, તે સુહિયા જીવલોગમ્મિ ॥ ૩ ॥

ભાવાર્થઃ—પ્રથમ કન્યાના પિતાને દીકરી ઉત્પન્ન થાય, તારેંજ ચિંતા થાય, પછી યોગ્ય વરને દેવીએ ચિંતા થાય. તેને દીધા પછી વલી સુખથી રહેશે કે નહીં રહે? એમ ચિંતા થાય, માટે કન્યાના પિતાને હા! મોહોટું કષ્ટ છે ॥ ૧ ॥ પાછલી બે ગાથાનો ભાવાર્થ સરલ છે માટે લખ્યો નથી.

॥ દોહા ॥

॥ સભામાંહે નિમિત્તિયેં, પૂછયો મેં એક વાર ॥ એ સવિનો વર એક હોશે, કિંવા ભિન્ન ભરતાર ॥ ૭ ॥ તેણેં જોઇને એમ કહ્યું, એ સવિનો વર છે એક ॥ કોઇ પરદ્વીપથી આવશે, મોહોટો નરપતિ છેક ॥ ૮ ॥ નામ ઠામનું મુજ નહીં, એહવું નિર્મલ જ્ઞાન ॥ પણ અહિનાણ કહું અછું, જાણી નિમિત્ત અનુમાન ॥ ૯ ॥ દશમી દિનની મધ્યનિશેં, આવી મલશે તેહ ॥ કરો

સામગ્રી લગ્નની, વેલા લીધ સુસનેહ ॥ ૧૦ ॥ સજી સામગ્રી તસ કહે દિન પંણ તેહિજ આજ ॥ એ સિંહાસન અલંકરયું, સીધાં વંછિત કાજ ॥ ૧૧ ॥ સંપ્રતિ સુંદર લગ્ન છે, દોષ અઢાર નિકલંક ॥ કન્યાનો કરગ્રહ કરો, જેમ રોહિણી મૃગાંક ॥ ૧૨ ॥ બહુ આગ્રહથી નવ કની, કરપીડન તતકાલ ॥ તે નિરખણને આવીયા, નગરલોક અસરાલ ॥ ૧૩ ॥ ચાર વહૂ જે શેઠની, જોવા આવી જામા તે દેખીને તે કહે, અહો યોગ્ય અભિરામ ॥ ૧૪ ॥ ચિંતે કુમર એ જાયશે, તો ઇહાં રહ્યો કેમ કરેશ ॥ એ સાથેં જાઊં તો ભલું, શૂનો છે મુજ દેશ ॥ ૧૫ ॥ એમ ચિંતી પાનેતરેં વસ્ત્રાં ચલેં લખે એમ ॥ પ્રતાપસિંહ નૃપસુત અછું, શ્રીચંદ્ર કુશસ્થલેં ખેમ ॥ ૧૬ ॥ કુંકમશું અક્ષર વલી, લખી વિવાહની કેડિ ॥ સૌધ ઉર્ધ્વ ભૂમેં જઇ, ચિંતે ન કરૂં જેડિ ॥ ૧૭ ॥ કનકસેના કરમુદ્રિકા, દેઈ લેઇ નિજ વેશ ॥ વપુચિંતાનો મિશ કરી, નિસરીયા ધરી વેશ ॥ ૧૮ ॥ સર્વગાથા ॥ ૨૫૮ ॥

॥ ઢાલ પાંચમી ॥

॥ નવ ગજ ફાટો ઘાઘરો રે, દશ ગજ ફાટો ચીર રે ॥ હઠિલા વયરી, ધસમસ પડે ગોરી ઘાઘરે હો લાલ ॥ એ દેશી ॥ શમિ તરૂપાસેં આવીયા રે, જેહવે ધરીય ઊમાહ રે ॥ હઠિલા રાણા ॥ ભલું તુમ્હારૂં ભાગ્ય છે હો લાલ ॥ પહેલાં આવી ષટ્ વર્ણની રે, દીઠો તેણીએં તેહ રે હઠીલા રાણા ॥ ૧ ॥ ભ૦ ॥ યોગિની ખર્પરાને ઊમા રે, ચારે વહૂઅર તેહ રે હઠિ૦॥ ખર્પરા ઊમયાને કહે રે, એ ચારે વહૂ કૃપણને ગેહ રે ॥ હઠી૦ ॥ ૨ ॥ ભ૦ ॥ એ દુઃખિણી મનની હુંતી રે, એકદિન ગઇ તસ ધામ રે ॥ હ૦ ॥ ભિક્ષાભોજન બહુ દિયું રે, તૂઠી હું તેણે બહુ મામ રે ॥ હ૦ ॥ ૩ ॥ ભ૦ ॥ એહને વિદ્યા શીખવી રે, તેણે મન ગમતું થાય રે ॥ હ૦ ॥ અરે ભદ્રે એ ઊમયા અછે રે, શિક્ષણી મહારી મન ભાય રે ॥ હ૦ ॥ ૪ ॥ ભ૦ ॥ પ્રથમ ધણી નાઠે હુતે રે, અપરપતિ મુજ બલ કીધ રે ॥ હ૦ ॥ એ અમ્હ ભગતિ છે ઘણું રે, જાણ્યો એ પણ સિદ્ધ રે ॥ હ૦ ॥ ૫ ॥ ભ૦ ॥ અચરિજ જોવા ઇહાં આવિયા રે, ભલેં મલીયાં મોરી માય રે ॥ હ૦ ॥ હવે કિહાં જાશો તે કહો રે, વહૂઅર કહે પડિ પાય રે ॥ હ૦ ॥ ૬ ॥ ભ૦ ॥ યોગિની કહે અમેં જાયશું રે, કુશસ્થલ પુરેં આજ રે ॥ હ૦ ॥ વહૂઅર પૂછે તિહાં શું અછે રે, કૌતુક મેરી માય રે ॥ હ૦ ॥૭॥ ભ૦॥ ખર્પરા કહે તેહનો ધણી રે, પ્રતાપસિંહ રાજાન રે ॥ હ૦ ॥ સૂર્યવતી તેનહી

પ્રિયા રે, છે હમણાં સાધાન રે ॥ હ૦ ॥ ૮ ॥ ભ૦॥ ડોહોલો તેહને ઉપનો રે, ગર્ભ તણે અનુસાર રે ॥હ૦॥ નાઊં રૂધિર ભરી વાવડી રે, પૂરચોબુદ્ધિ પ્રચાર રે॥ રંગિલી રાણી ॥૯॥ ભ૦ ॥ ભરી અલતારસ વારીશું રે, વસન થયાં તસ રક્ત રે ॥ રં૦॥ અપહરી ભારંડ પંખી રે ॥હ૦॥ તેણે વિયોગે દુઃખી રાજિયો રે, મરવા કરે છે ધંખી રે ॥ હ૦ ॥ ૧૦ ॥ ભ૦ ॥ ચિતા રચાવીને દા જતો રે, રાખ્યો છે સચિવ પરિવાર રે ॥ હ૦ ॥ આજ લગેં તે જીવતો રે, અછે પ્રભાતેં થયે વાર રે ॥ હ૦ ॥ ૧૧ ॥ ભ૦ ॥ સૂર્યવતીના પુત્રને રે, દેજો એ માહારૂં રાજ રે ॥ હ૦ ॥ સચિવને કહી ઊદ્યાનમાં રે, ગોત્રદેવી આગેં કરી સાજ રે ॥ હ૦ ॥ ૧૨ ॥ ભ૦ ॥ કાષ્ઠભક્ષણ કરશે સહી રે, તદા કહેશે કોઇ દેવ રે ॥ હ૦ ॥ તેવારેં રાજા સ્વસ્થો હુશે રે, સપરિવા ર તતખેવ રે ॥ હ૦ ॥ ૧૩ ॥ ભ૦ ॥ તેહ વિનોદને જોયવા રે, જાશું અ મો ઉજમાલ રે ॥ હ૦ ॥ એમ સુણી મુકી ઊમા ખર્પરા રે, વહૂઅર ગઇ તતકાલ રે ॥ હ૦ ॥ ૧૪ ॥ ભ૦ ॥ તરૂતલેં આવી ચિંતવે રે, જઇએં આપણેં તે ઠામ રે ॥ હ૦ ॥ પણ થોડી છે યામિની રે, તો હો યે જોવા કામ રે ॥ હ૦ ॥ ૧૫ ॥ ભ૦ ॥ મુજ ભાગ્યેં યોગિની મલી રે, જાણી એ મેં વાત રે ॥ હ૦ ॥ વિઘન નિવારૂં તાતનું રે, તો સહી એહ નો જાત રે ॥ રંગિલીરાણી ॥ ૧૬ ॥ ભ૦॥ એમ ચિંતી વૃક્ષેં ચઢચો રે, ગુટિકાંજનને યોગ રે ॥હ૦॥ ક્ષણમાં કુશસ્થલ પામીયા રે લાલ, દેખે મલ્યાં બહુ લોગ રે॥ હ૦ ॥ ૧૭ ॥ ભ૦ ॥ વનમાંહે સામગ્રી કરી રે, દીઠી તેણી વાર રે ॥ હ૦ ॥ અવધૂત વેશેં નિમિત્તિયો રે, થઇ આવ્યો વનહ મઝાર રે ॥ હ૦ ॥ ૧૮ ॥ ભ૦ ॥ હવે નૃપ સ્નાન મર્જ્જન કરી રે, ગોત્ર દેવી પગેં લાગ રે ॥ હ૦ ॥ ચિતા પાસેં આવ્યો જિસેં રે, પરજલતી છે આ ગ રે ॥ હ૦ ॥ ૧૯ ॥ ભ૦ ॥ એહવે તેહ નિમિત્તિયો રે, કહે કરી ઊંચો હાથ રે ॥ રંગિલી૦ ॥ પડખ પડખ તું મતિમંત રે, તેહ સુણે ભૂનાથ રે હ૦ ॥ ૨૦ ॥ ભ૦ ॥ રાજા તેહને વિધેં થકી રે, પૂજી પ્રણમી પાય રે ॥ રં૦ ॥ કાંઇ જાણે છે કિંવા મુખરતા રે લાલ, દાખો કોઇ ઉપાય રે ॥ હ૦ ॥ ૨૧ ॥ ભ૦ ॥ તિથિપત્ર જોઇ સ્વરજ્ઞાનથી રે, જાણું તુજ દુઃખ ભૂપ રે ॥ રં૦ ॥ મન ચિંતવ્યું સવિ જાણીયેં રે લાલ, અમો છું બ્રહ્મસ્વરૂપ રે ॥ હ૦॥ ૨૨ ॥ ભ૦ ॥ સૂર્યવતી છે જીવતી રે, શુભઠામેં પુત્રસમેત રે ॥ રં૦ ॥ થોડા દિ નમાંહે હવે રે લાલ, મલશે તુજને હેત રે ॥ હ૦ ॥ ૨૩ ॥ ભ૦ ॥ દિન અષ્ટ

કમાં આવશે રે, કુશલ ખેમ સમાચાર રે ॥ હ૦ ॥ સચિવ-પ્રમુખ હર ખ્યા ઘણું રે, તુમ્હ વાણી સુધાથી સાર રે ॥ ૨૦ ॥ અમ્હને દીધ આ ધાર રે ॥ ૨૦ ॥ ૨૪ ॥ ભ૦ ॥ ગોત્રદેવીએં આણીયો રે, એહ નિમિત્ત ક રત્ન રે ॥ ૨૦ ॥ સત્યવચન એ થાયશે રે, કરજો એહનાં યત્ન રે ॥ ૨૦ ॥ ૨૫ ॥ ભ૦ ॥ ચેટાલીસુરીને સ્તવી રે, પેસારે પુરમાંહી રે ॥ હ૦ ॥ ઉત્સવ સાથેં નિમિત્તિયો રે, આવે નૃપતિ ઊત્સાહ રે ॥ ૨૦ ॥ ૨૬॥ ભ૦॥ હવે છાનો શ્રી ચંદ્ર વનમાં ગયો રે, તરૂ યોગિની નવિ દીઠ રે ॥ હ૦ ॥ મનમાં ચિંતે માહરે રે, કાર્ય થયું મન ઇઠ્ઠ રે ॥ જનક ઉ ગરીયો વિશિષ્ટ રે ॥ ૨૦ ॥ ૨૭ ॥ ભ૦ ॥ મધ્યાન્હેં ભૂખ્યો થયો રે, યોગી યોગનું ધ્યાન રે ॥ ૨૦ ॥ રાજાયેં વિધિશું જમાવીયો રે, પૂછે નૃપ યોગનિદાન રે ॥ ૨૦ ॥ લઘુવયેં શું થયું જ્ઞાન રે ॥ ૨૦ ॥ ૨૮ ॥ ભ૦ ॥ કહે યોગી ધ્યાન સાધવા રે, કરવા પરઉપગાર રે ॥ ૨૦ ॥ સાધીયેં લ ઘુવયેં તો ભલું રે, સંતનાએ આચાર રે ॥ ૨૦ ॥ ૨૯ ॥ ભ૦ ॥ પણ જ ઠર પિઠર કેડેં પડ્યું રે, તે પૂરે હોય સમાધિ રે ॥ ૨૦ ॥ અન્ન તે દેહ આધાર છે રે, દેહથી બુદ્ધિ અગાધ રે ॥ ૨૦ ॥ ૩૦ ॥ ભ૦ ॥ તેહથી ત ત્વચિંતા હોવે રે, તેહથી ઊપજે ધ્યાન રે ॥ ૨૦ ॥ ધ્યાનથી લય ગુણ ઉપજે રે, તેહથી હોય એક તાન રે ॥ ૨૦ ॥ ૩૧ ॥ ભ૦ ॥ યતઃ ॥ દેહઃ સ્નેહઃ સ્વરમધુરતા, બુદ્ધિલાવણ્યલ જ્જાઃ પ્રાણાનંગઃ પવનસમતા ક્રોધહાનિ ર્વિલાસાઃ ॥ ધર્મઃ શાસ્ત્રં સુરગુરૂનતિઃ શૌચમાચારચિંતા, ભક્તાપૂર્ણે જઠર પિઠરે પ્રાણિનાં સંભવંતિ ॥ ૧ ॥

ભાવાર્થ:—મનુષ્યનું જો ભાત થકી પેટ ભરયું હોયતો, દેહ, સ્નેહ, સ્વરનું મધુરપ ણું, બુદ્ધિનું લાવણ્ય, લજ્જા, પ્રાણ, કામદેવ, વાયુની સમતા, ક્રોધનો નાશ, અનેક વિલા સ, ધર્મ, શાસ્ત્ર, દેવગુરૂને પ્રણામ, પવિત્રતા, આચારની ચિંતા, એ સર્વ સંભવે છે ॥ ૧ ॥

તેહ ભણી અન્ન તે જોઇએં રે, અવર તે ભોગવિલાસ રે ॥ ૨૦ ॥ યોગીને ભવસુખ ભાસિયા રે, એતો કર્મના પાશ રે ॥ ૨૦ ॥ ૩૨ ॥ ભ૦ ॥ તેભણી યોગને સેવીયેં રે, યોગ તે પરમ રસાંગ રે ॥ ૨૦ ॥ યોગ તે શુભ પરિણામેં મલે રે, સાધતે અષ્ટાંગ રે ॥ ૨૦ ॥ ૩૩ ॥ ભ૦ ॥ યમ નિયમ પ્રણિધાન શું રે, આસન પ્રાણાયામ રે ॥ ૨૦ ॥ ભૃત્યા હારને ધારણારે, એ અષ્ટાંગયોગનામ રે ॥ ૨૦ ॥ ૩૪ ॥ ભ૦ ॥ એ હના ભેદ અછે ઘણા રે, જાણે જે હોયે જાણ રે ॥ ૨૦ ॥ જ્ઞાનવિમલગુ

રૂ સેવથી રે લાલ, લહીએં તસ મંડાણ રે ॥ ૨૦ ॥ ॥ ૩૫॥ ભ૦ ॥ સર્વગાથા ૨૯૩ ॥

॥ દોહા ॥

॥ કહે યોગી યુગતેં કરી, પવનસાધના ભેદ ॥ નિદ્રાવિકથાહારય, આસન કેરા ભેદ ॥ ૧ ॥ એ ચારે જયેં સાધીયેં, ધ્યાનારંભવિચાર ॥ બ્રહ્મબીજ સંભારીયેં, એહનાં સ્થાન ઉદાર ॥ ૨ ॥ આધાર લિંગ નાભેં હૃદયેં, કરકમલેં કંઠદેશ॥ એ સ્વરસ્થાનક જાણીયેં, પત્ર દોય સુવિશેષ ॥૩॥ શોલબાર દસદસ દલેં, દ્વાદશષટ્વલી ચાર ॥ એ સંખ્યાયેં વર્ણના, જાણીજેં આધાર ॥ ૪॥ યતઃ॥ આધારે લિંગનાભૌ હૃદિ કરકમલે કંઠદેશેલલાટે, દ્વેપત્રે ષોડશારેદ્વિદશ દશ દલેદ્વાદશાર્દ્ધે ચતુષ્ટે ॥ નાસાંતે વાલમધ્યે ડફકઠસહિતે કંઠદેશેસ્વરાણા, મિત્યેવંબ્રહ્મબીજં સકલજનહિતંબ્રહ્મરૂપં નમામિ ॥૧॥ અસ્યાર્થઃ—ગુદમૂલે આધારચક્રં ચતુર્દલં ॥ તત્ર વશષસઃ મધ્યે હકારઃ ॥ ૧ ॥ લિંગમૂલે સ્વાધિષ્ઠાનચક્રં ષટદલં ષટ્કોણબલઃ ॥ ૨ ॥ નાભૌ ગ્રણિપૂર્વકં ચક્રં દશદલં॥૩॥ ડફહૃદયે અનાહત ચક્રં દ્વાદશદલં ૪ કંઠે ગ્રીવાયાં વિશુદ્ધિચક્રં ષોડશદલં ॥ અ આહ પ્રમુખ સ્વર સ્થાપના ॥ લલાટે - અજ્ઞાનચક્રં અક્ષયં પ્રણવઃ અનાદિબીજં ॥ ઇત્યેતત્પુરૂષાકારમયં બ્રહ્મબીજં શિરસિ પ્રણવઃ ચતુર્દશ સ્વરાઃ લલાટે કકારાદિવ્યંજનપર્યંતદ્વાત્રિંશદ્દલં દ્વિર્વારં ષોડશદલમિત્યર્થઃ યરલવશષ સરૂપં ષટ્ચક્રદ્રયં દ્વાદશારં ઇત્યાદિ ગુરૂગમ્યં જ્ઞેયં ॥

॥ દોહા ॥

॥ અહોનિશ એહવી વારતા, વિવિધગોષ્ટિનો મેલ ॥ નૈમિત્તિક સાથેં કરે, દિવસ ગમે એમ ગેલ ॥ ૫ ॥ એ અંગજ છે માહરો, મન નવિ જાણે કાંય ॥ લઘુવયથી પણ યોગનો, પૂર્ણ લહે આમ્નાય ॥૬॥ એણેં નિજજન્મનું સાધિયું, ફલ એમ ભાંખે રાય ॥ નૈમિત્તિક પણ નયરમાં, મર્મ જોવે સવિ ઠાય ॥ ૭ ॥ કયારેં જાયે નિજ ઘરે, કયારેં શ્રી પુરજાય ॥ કયારેં શેઠ નિજ માતના, પૂછે સુખ સમુદાય ॥ ૮ ॥ હવે જયાદિક ચિંતવે, પ્રિયા દુઃખથી રાય ॥ આપણહી મરતો હુતો, ટલતી સહેજેં બલાય ॥ ૯ ॥ પણ એ નૈમિત્તિયાથકી, ચિરંજીવિત થયો ભૂપ ॥ પણ આપણમન ચિંતવ્યું, કેમ હોશે અર્થરૂપ ॥ ૧૦ ॥ ચાર માંહે એક બોલીયો, આઠ દિવસની સીમા॥ કુશલક્ષેમની વારતા,આવશે એ નીમ॥ ૧૧॥ ચાર દિવસમાં કિજીએં, લાખ તણું ઘર એક ॥ પંચમદિવસેં રાયને, પેસારીજેં છેક॥ ૧૨ ॥ શુભ મુહૂરતઆપ

વર્ગમાં, થાપીજેં જિહાં ભૂપ ॥ દ્વાર દેઇને જગાવીયેં, અનલ મહાચિદ્રૂપ ॥ ૧૩ ॥ કાર્ય સિઝશે આપણું, રાજ્ય હોશે નિજ હાથ ॥ પણ જાણે નહીં બાપડા, પુણ્ય અછે જસ સાથ ॥ ૧૪ ॥ તસ માઠું નવિ નિપજે, જો કરે કોડિ ઊપાય ॥ પરને જેહવું ચિંતિયેં, તેહવું નિજ્યર થાય ॥ ૧૫ ॥ સર્વ ગાથા ॥ ૩૦૯ ॥

॥ ઢાલ છઠ્ઠી ॥

॥ કરતાં સેંતી પ્રીતિ સહુ હોંશેં કરેં રે ॥ સહુ૦ ॥ એ દેશી ॥ હવે તે મંત્ર પ્રચ્છન્ન, સુણે અદૃશ્ય થઇ રે કે ॥ સુણે અદૃશ્ય થઈ ॥ જોઇ મર્મ રહસ્ય તે, થાનકમાં જઇ રે કે ॥ થા૦ ॥ તેહ કુમરની કુબુદ્ધિ, જતુગૃહ માંડિયું રે કે ॥ જ૦ ॥ પૂજ્ય વિનય વ્યવહાર, પણું સવિ છાંડિયું રે કે ॥ પ૦ ॥ ૧ ॥ અવધૂતેં પણ તામ, પ્રતિજ્ઞા કેલવી રે કે ॥ પ્ર૦ ॥ આવી નિજ ઊતારે, સુરંગ યોગ મેલવી રે કે ॥ સુ૦ ॥ જિહાં લગેં લાખનું ગેહ, તિહાં લગેં તે કરેં રે કે તિ૦ ॥ કોઈ ન જાણે તેમ, બિહું ઘરને ધરે રે કે ॥ બિ૦ ॥ ૨ ॥ ચાર દિનેં થયો પૂર્ણ, આવાસ તે લાખનો રે ॥ આ૦ ॥ પંચમ દિનેં શુભ મુહૂર્ત્ત, જોઇ પંચ સાખીનો રે કે ॥ જો૦ ॥ હવે નૃપ તે ઘરમાંહી, પેસે અવધૂત શું રે ॥ પે૦ ॥ કુમરજ્યાદિક જાણે, બેહુને ધૂતશું રે ॥ બે૦ ॥ ૩ ॥ દેઇ દ્વાર નિજગેહનું, નૃપતિ નિમિત્તિયો રે કે ॥ નૃ૦ ॥ સુખ દુઃખ કેરી વાત, કરે એક ચિત્તિયો રે કે ॥ ક૦ ॥ એહવે પ્રેરયો અગ્નિ, દાવાનલ સારીખો રે કે ॥ દા૦ ॥ તે જાણી કહે ભૂપ, અસમંજસ ઓલખ્યો રે કે ॥ અ૦ ॥ ૪ ॥ તવ જ્ઞાની અવધૂત, સુણો નૃપ તાહરા રે કે ॥ સુ૦ ॥ રાજ્ય લુબ્ધ એ પુત્ર, વૈરી તુજ માહરા રે કે ॥ વૈ૦ ॥ તેણેં એ કીધું કામ, આપણને મારવા રે કે ॥ આ૦ ॥ કહે રાજા હવે કેમ, આગોપું તારવા રે કે ॥ આ૦ ॥ ૫ ॥ તાત હત્યાના કારક, ધિક્ એ નંદના રે કે ॥ ધિ૦ ॥ કહે રાજા હવે આપ, ઉગારશું કેમ મના રે ॥ ઉ૦ ॥ કહે યોગી જિમ રાખે, આપ મહાવ્રતી રે કે ॥ આ૦ ॥ વિષય દાવાનલમાંહે, ખેમ શુભ પરિણતિ રે કે ॥ ખે૦ ॥ ૬ ॥ તેમ આપણે ઉગરશું, કીસી ચિંતા નથી રે કે ॥ કિ૦ ॥ દેખાડી તે સુરંગ, સુરંગેં તાનથી રે કે ॥ સુ૦ ॥ પરજલીયો જવ અનલ, માહાબલેં પવનને રે કે ॥ મ૦ ॥ કહે યોગી પાદપ્રહાર, દિયો એણે ગમે રે કે ॥ દિ૦ ॥ ૭ ॥ જ્ઞાની સહિત તે ભૂપ, સુરંગમાં નિકલ્યા રે કે ॥ સુ૦ ॥ જીવિત દાનના દાયક, સૂધા અટકલ્યા રે કે ॥ સુ૦ ॥ એહવે લાખનું ગેહ,

ભસ્મ થયું પરજલી રે કે ॥ ભ૦ ॥ તે સાંભલી નૃપ ચિત્ત, વિઘ્ન ગયું સહુ ટલી રે ॥ વિ૦ ॥ ૮ ॥ અહો અહો જ્ઞાનીનું જ્ઞાન, અમાન ગુણેં ભરયું રે કે ॥ અ૦ ॥ ભૂપ પ્રશંસે વારંવાર, એહિજ ચિંતે ધરયું કે ॥એ૦ ॥ એ યોગીના સંગમથી, હું ઉગરચો રે કે ॥ હું૦ ॥ ધિગ્ ધિગ્ સુત પરત્યક્ષ, એ વંશ મેલો કરચો રે કે ॥ એ૦ ॥ ૯ ॥ એમ ચિંતી નિજ ધામ, ગયો મન સુખ કરી રે કે ॥ ગ૦ ॥ ભૂપ નિમિત્તિક મૃત્યુ, વાત એ વિસ્તરી રે કે ॥ વા૦ ॥ હાહાકાર અપાર, થયો તે નયરમાં રે કે ॥થ૦॥ છત્ર ઉપાડે તામ જયાદિક વયરમાં રે કે ॥ જ૦ ॥ ૧૦ ॥ ચારે ચાર કષાય, કરે અતિ દુર્ગમાં રે કે ॥ કરે૦ ॥ આવી સભામાં તામ, કરે કલી સંભ્રમા રે કે ॥ ક૦ ॥ સચિવ પ્રમુખ પુર લોક, થયા સવિ આકુલા રે કે ॥ થ૦ ॥ રાજ વરગસુખ, નિસ ર્ગથી વ્યાકુલા રે ॥ નિ૦ ॥ ૧૧ ॥ શોકાકુલ સવિ લોક, થોક થોકેં મિલ્યા રે કે ॥ થો૦ ॥ ન હોય કામનો મેલ, જેમ છાશને બાકુલા રે કે ॥ જે૦ ॥ કિહાં હાહારવ બુંબ, રૂદિત કિહાં પીટણાં રે કે ॥ રૂ૦ ॥ કિહાં નહિ ગાનને તાન, ન ચંદન છાંટણાં રે કે ॥ ન૦ ॥ ૧૨ ॥ દેખી એણી પરે નયર, નિમિ ત્તિક તત્ર કહે રે કે ॥ નિ૦ ॥ સ્વામી તુમ છતે લોક, કહો કેમ નિર્વહે રે કે ॥ ક૦ ॥ હણીયું પુર એ સર્વ, લૂંટારા એ લૂંટશે રે ॥ લૂં૦ ॥ ભાંડાગાર અપાર, ક્ષણેકમાં ખૂટશે રે કે ॥ ક્ષ૦ ॥ ૧૩ ॥ નિસુણી એ યોગી વયણ, રાજા તવ ધસમસ્યો રે કે ॥ રા૦ ॥ અંગરક્ષકને તેડીયા, જાણી ચિત્ત હ સ્યો રે ॥ જા૦ ॥ જીવંતો નિજ સ્વામી, જાણી ભટ ધાઇયા રે કે ॥ જા૦ ॥ મૂર્ચ્છાંગત જિમ જંતુ, ફરી જીવિત પાઇયા રે કે ॥ ફ૦ ॥ ૧૪ ॥ થઇ સન્નદ્ધ સુબદ્ધ, કરે રણ ભૂમિયા રે કે ॥ ક૦ ॥ કાષ્ઠ પંજરમાં ચાર, જયાદિ ક ખેપીયા રે કે ॥ જ૦ ॥ જેમ સંજલણ કષાય, દહે ધ્યાન પંજરે રે કે॥ દ૦ ॥ મુનિવર આપ સ્વરૂપ, લહીને સંચરે રે કે ॥ લ૦ ॥ ૧૫ ॥ તિણ પરે ચામર છત્ર, સુશોભિત નૃપ થઇ રે કે ॥ સુ૦ ॥ નૈમિત્તિક યુત તખત, બેઠા તે ગહગહી રે કે ॥ બે૦ ॥ સુખ પામ્યા સવિ લોક, ગઇ શોક આપદા રે કે ॥ ગઇ૦ ॥ ઘર ઘર મંગલ માલ, થઇ સુખસંપદા રે કે ॥ થઇ૦ ॥ ૧૬ ॥ કંચન કોડિ રતન્ન, યતન કરી દિયે રે કે ॥ ય૦ ॥ પણ નૈમિત્તિક તે હ, લેશ પણ નવિ લિયે રે કે ॥ લે૦ ॥ કહી મુખ એવી વાણિ, કાર્ય થ યા પછી રે કે ॥ કા૦ ॥ લેશે સુણો મહારાજ, નથી અમો લાલચી રે કે ॥ ન૦ ॥ ૧૭ ॥ કરી ઉપકારને ઇહિ, તસ ઊપગારડા રે કે ॥ ત૦ ॥ તેતો ન

સંત કહાય, હોય લોભી જેડો રે કે ॥ હો૦ ॥ વલી લઈ યોગના દંભ, હો યે જે લોભિયો રે કે ॥ હો૦ ॥ તે તો ધર્મ પિશાચ, મોહાદિકેં થોભિયો રે કે ॥ મો૦ ॥ ૧૮ ॥ વલી એહવી લૌકિક નીતિ જે, પ્રીતિ હોયે ઘણી રે કે ॥ પ્રી૦ ॥ તસ ધન કેરી આથ તે, પરની નવિ ગણી રે કે ॥ પ૦ ॥ લેયણ દેયણ રીતિ એ, પ્રીતિ કારમી રે કે ॥ પ્રી૦ ॥ ભૂપતિ એહવી વાત, અમ્હોને નવિ ગમી રે કે ॥ અ૦ ॥ ૧૯ ॥ તવ કહે ભૂપતિ નિમિત્તક, એ સાચું કહ્યું રે કે ॥ એ૦ ॥ પણ મેં તુમથી જીવિત, બિહું વારેં લહ્યું રે કે ॥ બિ૦॥ અર્દ્ધ રાજ્ય લિયો સ્વામિ, અનૃણ મુજને કરો રે કે ॥ અ૦ ॥ તુમ્હે છો મોહોટા સંત, એ વિનતિ ચિત્ત ધરો રે કે ॥ એ૦ ॥ ૨૦ ॥ વારંવાર કહે ભૂપ, લીયે નવિ યોગીયો રે કે ॥લી૦॥ પર ઉપકારી શિરોમણિ, સુકૃતનો ભોગિયો રે કે ॥ સુ૦ ॥ એમ કરતાં દિન સાત, વોલ્યા હવે જેટલે રે કે વો૦॥ કરભી સૈન્ય રાજા દ્વારેં આવિયું, સુણીયું તેટલે રે કે ॥ સુ૦ ॥ બુદ્ધિસાગર પરધાન, દ્વૈવારિકેં વિનવ્યો રે કે॥ દ્વૈ૦ ॥ ૨૧ ॥ ભૂપ તણે આદેશ, લહી માંહે ઠવ્યો રે કે ॥ લહી૦ ॥ ગુપ્તવેષ તે કુમર, દેખી મન હરખિયો રે કે ॥દે૦॥ બુદ્ધિસાગર એ મંત્રી, આપનો પરખીયો રે કે ॥ આ૦॥૨૨॥

॥ ઢાલ ॥ નદી યમુનાકે તીર, ઉડે દોય પંખીયાં ॥ એ દેશી ॥ રાજા પૂછે તામ, કિહાંથી આવીયા ॥ મૂકી આગલ પત્રને, આપ જણાવિયા ॥ તુમ્હ નંદન શ્રી ચંદ, નરેશનો હું અછું ॥ બુદ્ધિસાગર નામ, મંત્રિ તેહને બહુ રૂચુ ॥ ૨૩ ॥ સૂર્યવતી પુત્રવંતી, કુશલ ખેમેં અછે ॥ ભૂપ અછે શ્રી ચંદ્ર, તે ગુણ ચંદ્રયુક્ત છે॥ જયવંતું તસ રાજ્ય, પ્રવર્ત્તે છે ઘણું ॥ શોભાનો સમુદાય, કહો કેતો ભણું ॥ ૨૪ ॥ કનકપુર છે એક, શ્રી ચંદ્ર રાજા તણું ॥ તિહાં છે લખમણ મંત્રિ, લીયું તસ ભામણું ॥ તેહને મલીને આજ, આવ્યો હું તુમ પદેં ॥ વિગ્રહ છે તેણે નયર, ઉદંત તે સવિ વદે ॥૨૫॥ શ્રીચંદ્રગુણચંદ્ર દોય, પાણિગ્રહણ કરે॥ બે કન્યા શ્રી ચંદ્રને, ગુણચંદ્ર એક વરે ॥ એણી પરેં સઘલી વાત, જણાવી સાદરેં ॥ મીઠી જાણે નિવાત, સુણી મનમાં ઠરે ॥ ૨૬॥ લેખ વાંચીને તામ, દીયે સહુને કરે ॥ શેઠ પ્રધાન સેનાપતિ, સહુએ શિર ધરે ॥ રાણી પુત્રની પ્રાપ્તિ, સુણી આનંદિયાં ॥ એહવે બોલ્યા હરિભટ્ટ, પ્રમુખ જે બંદિયા ॥ ૨૭ ॥ સવિશેષેં જે ચરિત્ર, પવિત્ર કહ્યાં ઘણાં ॥ દીધાં તિહાં બહુ દાન, નહી કાંઈ મણા ॥ પુત્ર પ્રિયાની શુદ્ધિ, લહી ઊત્સવ કરે ॥ નગરમાંહે આનંદ, ઘનાઘન વિસ્તરે ॥ ૨૮ ॥ જેહ ધનંજય નામ, શ્રી ચંદ્રનો સારથિ ॥ તેહને

મંત્રી એમ, કહે ઘણું પ્રારથી ॥ ચંદ્રકલાને આણવી, પિતાના ઘરથકી ॥ શ્રીગિરિ નયરે તેહ, થાપેવી તુરતથી ॥૨૯॥ નિસુણી એમ આદેશ, ધનંજય ચાલીયો ॥ તિહાંજઇ કીધ આદેશ, તેણે સવિ પાલીયો ॥ ચંદ્રકલા પરિવાર, સહિત આણી તિહાં ॥ શ્રીગિરિ વાસ્યું શહેર, મનોહર છે જિહ ॥ ૩૦ ॥ ॥ એહવામાંહે વિનોદ, થયો તે સાંભલ્યો ॥ જય કલશાભિધ હસ્તી, આલાન થંભ આમલ્યો ॥ આધોરણ સમુદાય, તે દૂર ઊડાડિયા ॥ ગઢ ઘર હાટના ઘાટ, સર્વે ઉપાડીયા ॥ ૩૧ ॥ કરે મદના ગુલલાટ, કપાટ તે ભંજીયાં॥ ભલા ભલા શૂર શુભટ, તે તેણે ગંજીયા ॥ બુંબારવ આરાવ, જિસ્યો જેઠ સિંધુનો ॥ નિસુણી કંપે ભૂપ, કહે એ સિંધુર ગંધનો ॥ ૩૨ ॥ ઘર ઉપર ચઢી રાય, ભણે ગજને ગ્રહો ॥ અંકુશ તોમર આદિ જે, શસ્ત્ર ધરી રહો ॥ પ્રેરે સુભટને એમ, પરં કોઇ તસ મુખે ॥ જાવા ન હોયે સમર્થ, રહે નહિં કો સુખે ॥ ૩૩ ॥ રથ તુરગ નર નારી, પશુ ગોખે જિસે ॥ દોડે સન્મુખ હોઈ, તે પેખી સવિ નસે ॥ જેમ મંદર મથાન, મથ્યો દરીયો હરી ॥ તેણિ પરે મથિયું સહેર, કહેર કરે કરી ॥૩૪॥ ॥ રાજદ્વારે આવ્યો, કુંજર મદ ભરચો ॥ નૃપ પરિવારે જીવિત, સંશય ચિત્ત ધરચો ॥ એહવે તે અવધૂત, ગયો ગજ અંતિકે ॥ મા મા વારે ભૂપ, એ ગજ છે અંતિકે ॥ ૩૫ ॥ ગજશિક્ષાનો દક્ષ, પોતાને ચીવરે ॥ સહુ દેખતાં તુરત, કરી તે વશ કરે ॥ બેઠો ગજને ખંધ, તે સંધી સુખે લહી ॥ જ્ઞાનવિમલ મતિ જેહની જીતે,તે સહી ॥ ૩૬ ॥ સર્વ ગાથા ॥ ૩૪૪ ॥

॥ દોહા ॥

॥ગજ ઉલ્લલીયો તેહને, પાતન કાજ તુરત॥ પણ તે થિર થઇને રહ્યો, યદ્યપિ છે ઊન્મત્ત ॥ ૧ ॥ કલ બલથી પુર બાહિરે, કાઢચો તે ગજરાજ ॥ તરૂ ઊન્મૂલે લોકને, બીહાવરાવે કરી ગાજ ॥ ૨ ॥ પેઠો મહા અટવી મધ્યે, ત્રણ દિવસ થયા જામ ॥ નિર્મદ થઇ ગિરિ સન્નિધે, આવ્યો તિહાં ઊદ્દામ ॥ ૩ ॥ સરોવર મોહોટું દેખીયું, કમલ ભ્રમરના વાસ ॥ ઉતરીયો ગજસ્કંધથી, શ્રીચંદ્ર ધરી ઉલ્લાસ ॥ ૪ ॥ નાઇ જલ પીયે ગલી, ધરી સ્વાભાવિક વેશ ॥ નામે ગજ બોલાવીયો, પદથી ચઢચો શમ્યો દ્વેષ ॥૫॥ હવે રાજા નિજ બલ લઇ, પાછલ આવે જામ ॥ રાત્રે જોયો ભટે મલી, નવિ લાધું તસ નામ ॥ ૬ ॥ પરભાતે નૃપને કહ્યું, કિહાંય ન લાધી શુદ્ધિ ॥ રાજા મનમાં દુઃખ ધરે, સંભારી તસ બુદ્ધિ ॥ ૭ ॥ ગજરત્ન ગયું તે દુઃખ નથી,

વલી ચિત્તેં નહિં ખેદ ॥ પણ જ્ઞાની ઊપગારીયો, નર ગયો તે બહુ ખેદ ॥ ૮ ॥ ત્રણ વાર જીવિત દિયું, કરચો નગર ઉપગાર ॥ મેં કાંઇ વિનય ન સાચવ્યો, ધિક મૂહારો જમવાર ॥ ૯ ॥ નિર્લોભીને શે હોયે, ઊપગારેં કરી માન ॥ જાવ જીવ લગેં તેહનો, વિનય કરીજેં ઠામ ॥ ૧૦ ॥ એમ રાજા સ્તવના કરે, નિંદે અવિનય આપ ॥ ચિંતામણિ ગયો હાથથી, કેમ ટલે સબલ સંતાપ ॥ ૧૧ ॥ એ દુઃખ કેહને દાખીયેં, પશ્ચાત્તાપ વિલાપ ॥ કરતો ધરતો તસ ગુણા, ચિત્તમાં ધ્યાવે જાપ ॥ ૧૨ ॥ સર્વગાથા ॥ ૩૫૬ ॥

॥ ઢાલ સાતમી ॥ કંકણની દેશી ॥

॥ આવટકેં કંકણ લીયો રે નણદી કંકણનું નહિં મૂલ ॥

॥ કંકણ મોલ લીયો ॥ એ દેશી ॥

હવે ગજ ખંધે તે ચઢયો રે ॥ રાઉજી ॥ જાયરે વનમાં જામ ॥ ગજને વશ કિયો ॥ તિહાં પલ્લીપતિ આવીયો રે ॥ રા૦ ॥ શબર મલ્યા ઉદ્દામ ॥ ગજ૦ ॥ ૧ ॥ તેહવો કુમર તેહવો કરી રે ॥ રા૦ ॥ નિરખી અદ્ભુત વેશ ॥ ગ૦ ॥ તે હાથી લેવા ભણી રે ॥ રા૦ ॥ શબર આવ્યો તે દેશ ॥ ગ૦ ॥ ૨ ॥ હકારી જાયે કિહાંરે ॥ રા૦ ॥ મૂકીયેં સિંધુ રતન્ન ॥ ગ૦ ॥ બાણવરસે તે ભીલડા રે ॥ રા૦ ॥ કરતા અતિહિ પ્રયત્ન ॥ ગ૦ ॥૩॥ દેખી કુમર સામો થયો રે ॥ રા૦ ॥ વંચે તેહનાં બાણ ॥ ગ૦ ॥ સંજ્ઞા કરી ગજ રાજને રે ॥ રા૦ ॥ ગજ છે ચતુર સુજાણ ॥ ગજને લારિ લીયો ॥ ॥ ૪ ॥ તરૂઉન્મૂલી શાખા ગ્રહી રે ॥ રા૦ ॥ લેઈ ઊપલના ખંડ ॥ ગ૦ ॥ ભાજે તટ પરેં ભીલડા રે ॥ રા૦ ॥ તાડચા તેહ પ્રચંડ ॥ ગ૦ ॥ આપેં રહ્યો અખંડ ॥ ગ૦ ॥ શબર શસ્ત્ર શત ખંડ ॥ ગ૦ ॥ ૫ ॥ એકલે આપ બલેં બલી રે ॥ રા૦ ॥ જીત્યા સઘલા ભિલ્લ ॥ ગ૦ ॥ હરિ આગલ જિમ જંબુકા રે ॥ રા૦ ॥ નાઠા મેલી મીલ ॥ ગ૦ ॥ ૬ ॥ નિર્ત્રાટી સવિ શંબરા રે ॥ રા૦ ॥ બેઠો તરૂએં સચ્છાય ॥ ગ૦ ॥ શોભે તરણિ તેજાલુઓ રે ॥ રા૦ ॥ શબરીયો આવીધાય ॥ ગ૦ ॥ ૭ ॥ કોણે અમારા ભિલ્લડા રે ॥ રા૦ ॥ જીત્યા લીલામાંહે ॥ ગ૦ ॥ તે દેખાજેં કેહવો રે ॥ રા૦ ॥ ધરતી એમ મનમાંહે ॥ ગ૦ ॥ ૮ ॥ એહવે ભિલ્લપતિસુતા રે ॥રા૦॥ મોહની નામેં જેહ ॥ ગ૦ ॥ દેખી મોહી કહે તાતને રે ॥ રા૦ ॥ આ ભવેં પતિ મુજ એહ ॥ ગ૦ ॥ ૯ ॥ અપર ધણી ઇચ્છું નહીં રે ॥ રા૦ ॥ તે સુણી તેહનો તાત ॥ ગ૦ ॥ આવી કુમરને પય નમી રે ॥ રા૦ ॥ કર જોડી કહે વાત ॥ ગ૦ ॥ ૧૦ ॥ તુમ્હે મોહોટા છો ભૂપતિ રે ॥ રા૦ ॥ ખમજો અમ અપરાધ ॥ ગ૦ ॥ તુમ્હને વરે એ મુજ સુ

તા રે ॥ રા૦ ॥ અંગીકરો નિરાબાધ રે ॥ ગ૦ ॥ ૧૧॥ ભૂપ કહે ભિક્ષરાજી
યા રે ॥ રા૦ ॥ સુણ એક વયણ એ સાચ ॥ ગ૦ ॥ હું ક્ષત્રિય તુમ્હો ભિ
ક્ષડા રે ॥ રા૦ ॥ કિહાં મરકતને કાચ ॥ ગ૦ ॥ ૧૨ ॥ રાજકનીને મૂકીને
રે ॥ રા૦ ॥ કેમ પરણીશ હું એહ॥ ગ૦ ॥ એહ વિવાહ કરંતડાં રે ॥ રા૦॥
કુલ હોયે કલંકનું ગેહ ॥ ગ૦ ॥ ૧૩ ॥ મોહિની તવ વલતું કહે રે ॥ રા૦ ॥
તુમેં કહ્યું તે સર્વ પ્રમાણ ॥ ગ૦ ॥ વસ્ત્ર તુમ્હારાને વરૂં રે ॥ રા૦ ॥ તે આ
પો ગુણખાણ ॥ ગ૦ ॥ ૧૪ ॥ શ્રીચંદ્રેં તવ આપીયું રે ॥ રા૦ ॥ વસ્ત્ર પો
તાનું તાસ ॥ ગ૦ ॥ તવ પાદુકા હૃદયેં ધરી રે ॥ રા૦ ॥ પૂરીશ મનની આ
શ ॥ ગ૦ ॥ ૧૫ ॥ તુમ્હ ઘર બાહેર નિવેશમાં રે ॥ રા૦ ॥ તિહાં રહી કરૂં
બહિ કામ ॥ ગ૦ ॥ કિંકરી હું થઇને રહું રે ॥ રા૦ ॥ એમ રાખીશ મન ઠા
મ ॥ ગ૦ ॥ ૧૬ ॥ જો એમ વિનતિ ન માનશો રે ॥ રા૦ ॥ તો
કરૂં અગ્નિપ્રવેશ ॥ ગ૦ ॥ મોહનીનાં એમ વયણાડાં રે ॥ રા૦ ॥
સુણીને થયો નેહ લેશ ॥ ગ૦ ॥ ૧૭ ॥ નિજ પાદુકા આપી તિસેં રે ॥
રા૦ ॥ ભિક્ષ કરે વિવાહ ॥ ગ૦ ॥ એ અર્થે જે મેલવ્યું રે ॥ રા૦ ॥
જે ધન તે ગ્રહો નાહ ॥ ગ૦ ॥ ૧૮ ॥ ગજ રથ અશ્વને પાયકા રે ॥રા૦॥ રત્ન
મૌક્તિક પટકૂલ ॥ ગ૦ ॥ આણી આગલેં ઢોઇયાં રે ॥ રા૦ ॥ કુમર કરચો
અનુકૂલ ॥ ગ૦ ॥ ૧૯ ॥ તિહાં સુવેગ રથ તુરંગશું રે ॥ રા૦ ॥ દેખી હરખ્યો
ચિત્ત ॥ ગ૦ ॥ તે હય પ્રભુ દેખ કરી રે ॥ રા૦ ॥ હરખ્યા નિર્દ્ધન જેમ
વિત્ત ॥ ગ૦ ॥ ૨૦ ॥ હર્ષારવ કરે હર્ષશું રે ॥ રા૦ ॥ ફરશ્યા આપ ક
રેણ ॥ ગ૦ ॥ અંગીકરચા રથ તુરગને રે ॥ રા૦ ॥ સંપ્રતિ સરચું અવેણ
॥ રા૦ ॥૨૧ ॥ પૂછે એ કિહાંથી લહ્યા રે ॥ રા૦ ॥ એતો અદ્ભુત વાત ॥
ગ૦ ॥ ભિક્ષ કહે એ સાંભલો રે ॥ રા૦ ॥ એ પાલી છે જગવિખ્યાત ॥ ગ૦॥
॥ ૨૨ ॥ કુંડલ પુર પતિની અછે રે ॥ રા૦ ॥ તેહના છું અમ્હો ભિક્ષ ॥ગ૦॥
ચોર તણી આજીવિકા રે ॥ રા૦ ॥ ધાડ કરૂં કરી લીલ ॥ ગ૦ ॥ ૨૩ ॥ એ
ક દિન માર્ગે જાયતાં રે ॥ રા૦ ॥ ગાયન કેરા વૃંદ ॥ ગ૦ ॥ તે પાસેં રથ એ
હતો રે ॥ રા૦ ॥ હય સંયુત રાજેંદ્ર ॥ ગ૦ ॥ ૨૪ ॥ તે ગાયન નાશી ગયા
રે ॥ રા૦ ॥ રથ આણ્યો અમ્હ પાસ ॥ ગ૦ ॥ તે દિનથી હય દુબલા રે ॥
રા૦ ॥ દુઃખીયા મૂક નિઃશ્વાસ ॥ ગ૦ ॥ ૨૫ ॥ અહોરાત્રિ નયણેં ઝરે રે ॥
રા૦ ॥ નીર તણા પરવાહ ॥ ગ૦ ॥ એ સવિ મોહનીના અછે રે ॥ રા૦ ॥
દ્રવ્યને સુભટ અથાહ॥ ગ૦ ॥ ૨૬ ॥ મેં સવિ એ કલ્પ્યું અછે રે ॥ રા૦ ॥

કરમોચનને કાજ ॥ રા૦ ॥ પણ એ હય કેમ દુઃખીયા રે ॥ રા૦ ॥ તે કહો અમ્હને રાજ ॥ ગ૦ ॥ ॥ ૨૭ ॥ કહે કુમર શબરેશને રે ॥રા૦॥ એ માહારે *હુતી આથ ॥ ગ૦ ॥ વાયુવેગ મહાવેગ એ રે ॥ રા૦ ॥ સુવેગનામેં રથ સાથ ॥ ગ૦ ॥ ૨૮ ॥ હમણાં પણ એ લેઇશે રે ॥ રા૦ ॥ જેમ એ સુખિયા થાય ॥ ગ૦ ॥ બીજું તો પાછલ જાણશે રે ॥ રા૦ ॥ એમ ભાંખે નરરાય ॥ ગ૦ ॥ ૨૯ ॥ વલી એ સુભટમાંહી અછે રે ॥ રા૦ ॥ ક્ષત્રિય જય કુંજરનામ ॥ ગ૦ ॥ તેહને તિહાં સારથિ કરચો રે ॥ રા૦ ॥ હાથીને ભલાવે તામ ॥ ગ૦ ॥ ૩૦ ॥ કહે એહને લેઇ થાપજો રે ॥ રા૦ ॥ કુશસ્થલને દેશ ॥ ગ૦ ॥ અથવા વલી કુંડલપુરે રે ॥ રા૦ ॥ થાપજો કહી સંદેશ ॥ ગ૦ ॥ ૩૧ ॥ સંપ્રતિ માહરે જાયવું રે ॥ રા૦ ॥ કનકપુરેં છે કામ ॥ ગ૦ ॥ મુદ્રાનામ જણાવિયું રે ॥ રા૦ ॥ જ્ઞાનવિમલ ગુણધામ ॥ ગ૦ ॥ ૩૨ ॥ સર્વગાથા ॥ ૩૮૬ ॥

॥ દોહા ॥

॥ હવે હિતશિક્ષા તેહનેં, હિત જાણી કહે સાર ॥ ઉત્તમ સંગતિ ગુણ કરે, લહીએં શુભ આચાર ॥ ૧ ॥ કેતાએક નર એહવા, સ્વારથના સવિયાર ॥ પણ ઉત્તમ નિસ્વારથેં, કરતા છે ઉપકાર ॥૨ ॥ ધર્મસમાન ન કો અછે, હિતકારી જગમાંહ ॥ ભવસમુદ્ર તરવા ભણી, ધર્મ તે પોત અથાહ ॥ ૩ ॥ માનવ ભવ પામી કરી, નવિ જાણે જે ધર્મ ॥ તે દુઃખીયા ભવ ભવ રૂલે, નવિ પામે શિવશર્મ ॥ ૪ ॥ પાપમૂલ હિંસા અછે, તે તજતાં સુખ થાય ॥ હિંસાનરક દુઃખ દાયિની, હિંસા ભવ દુઃખ દાય ॥ ૫ ॥ સર્વ ગાથા ॥ ૩૯૧ ॥

॥ ઢાલ આઠમી ॥ ચોપાઇની દેશી ॥

॥ હિંસા મૂલ અછે આરંભ, આરંભે વાધે બહુ દંભ ॥ પરપ્રાણી નિજ પરેં દેખીએં, તો સંસારને ઊવેખીએ ॥ ૧ ॥ તેહમાં વલી ચઊ પર્વ વિશેષ જાણી આરંભ કીજેં રેખ ॥ ધારીજેં જિનનાં કલ્યાણ, વલી પંચપર્વ તણાં અહિઠાણ ॥ ૨ ॥ યદુક્તં ॥ શ્રાદ્ધદિનકૃત્યે ॥ છણ્હં તિહીમા મજ્ઝે, કાતિહિ અજ્જવાસરો ॥ કિંવા કલ્લાણગં અજ્જ, લોગનાહાણ સંતિયં ॥ ૧ ॥ સિદ્ધાંતેપ્યુક્તમસ્તિ ॥ અઠ્ઠમી ચઊદસી પુણ્ણિમાય, તહ અમાવાસા હવઈ પવ્વં, ॥ માસંમિ પવ્વછક્કં, તિન્નિય પવ્વાઇં પખ્ખંમિ ॥ ૧ ॥ બીયા દુવિહે ધમ્મે, પંચમી પંચણાણણાણઠ્ઠં ॥ અઠ્ઠમી અઠ્ઠકમ્મ મહણી, ચઊદસી ચઊદ, પુવ્વાઇં ॥ ૨ ॥ વિષ્ણુપુરાણે ॥ ચતુર્દશાષ્ટમી ચૈવ, અમાવાસ્યા ચ પૂર્ણિમા ॥ પર્વાણ્યેતાનિ રાજેંદ્ર, રવિસંક્રાંતિરેવ ચ ॥ ૧ ॥ તૈલસ્ત્રીમાંસસંભોગી

પર્વસ્વેતેષુ યઃ પુમાન્ ॥ વિણ્મૂત્રભોજનં નામ, પ્રયાતિ નરકં મૃતઃ ॥ ૨ ॥ એ બે શ્લોકના અર્થરૂપ ચોપાઇ ॥ તેમાં દરેક ચોપાઇ પૂરી થઇને જે અંક આવે, તે અંક ચોપાઇની સંખ્યાના જાણવા, તથા તે પછીના જે કરેલા અંકો છે તે શ્લોકનો અર્થ જ્યાં પૂરો થાય તેના જાણવા. ॥ વિષ્ણુ પુરાણે પણ ભાંખીયાં, પર્વ ચાર એહોજ દાખીયાં ॥ જિણ દિવસે સૂરજ સંક્રમે, તિણ દિન હિંસાથી તે નરકેં ભમે ॥ ૩ ॥ ૧ ॥ પર્વદિને તેલ માંસ સ્ત્રી ભોગ, જેહ કરે તે દુર્જન લોક ॥ તસ ભોજન વિટ્ મૂત્ર સમાન, નરકેં જાયે તેહ નિદાન ॥ ૪ ॥ યદુક્તં માહાભારતે॥ ઘાતકશ્ચાનુમંતા ચ, ભક્ષકઃ ક્રયવિક્રયી॥ લિપ્યંતે પ્રાણિઘાતેન, પંચાપ્યેતે યુધિષ્ઠિર ॥ ૩ ॥ યાવંતિ પશુરોમાણિ, પશુગાત્રેષુ ભારત ॥ તાવદ્વર્ષ સહસ્રાણિ, પચ્યંતે પશુઘાતકાઃ ॥ ૪ ॥ શ્લોકાર્થરૂપ ચોપાઇ ॥ માહાભારત માંહે હિંસા તણી, સઘલે દિવસેં નિષેધજ ભણી ॥ ઘાતક આજ્ઞાદાયક વલી અનુમંતાને ભક્ષક ધણી ॥ ૫ ॥ ક્રયવિક્રયના કારક જેહ, એ સઘલાએ ઘાતક તેહ ॥ હિંસાને પાપેં પચાય, નરકમાંહે સુણ યુધિષ્ઠિર રાય ॥ ૬ ॥ ૩ ॥ જેટલા પશુતનુયેં રોમ રાય, તેટલા હજાર વરસ સમુદાય ॥ પશુઘાતક તે નરકેં જાય, તેહમાંહે તે દુઃખેં પચાય ॥ ૭ ॥ ૪ ॥ મનુસ્મૃતિમાં એ કહિયાં પર્વ, હિંસા ટાલો ઇહાં કને સર્વ ॥ બ્રહ્મચારી એહવાસરેં હોય, તે દ્વિજ બ્રહ્મ લહે હિત હોય ॥ ૮ ॥ ઉક્તંચ ॥ માહાભારતે શાંતિપર્વણિ ॥ યૂપંછિત્વા પશૂન્ હત્વા, કૃત્વા રૂધિરકર્દમં ॥ યદ્યેવં ગમ્યતે સ્વર્ગે, નરકે કેન ગમ્યતે ॥ ૫ ॥ માર્કંડેયપુરાણે ॥ જીવાનાં રક્ષણં શ્રેષ્ઠં, જીવાજીવિત કાંક્ષિણઃ ॥ તસ્માત્ સમસ્તદાનેભ્યો,ઽભયદાનં પ્રશસ્યતે ॥ ૬ ॥ તત્રૈવ માર્કંડેય પુરાણે ॥ પુષ્પાણ્યુક્તાન્યષ્ટૌ ॥ અહિંસા પ્રથમં પુષ્પં, પુષ્પમિંદ્રિયનિગ્રહઃ ॥ સર્વભૂત દયાપુષ્પં, ક્ષમાપુષ્પં વિશેષતઃ ॥ ૭ ॥ ધ્યાનપુષ્પં તપઃપુષ્પં, જ્ઞાનપુષ્પં તુ સપ્તમં ॥ સત્યં ચૈવાષ્ટમં પુષ્પં, તેન તુષ્યંતિ દેવતાઃ ॥ ૮ ॥ યદુક્તં માહાભારતે ॥ યૂકામત્કૂણદંશાદન્, યે સદા જ્ઞાનિનસ્તથા ॥ પુત્રવત્પરિરક્ષંતિ, તે નરાઃ સ્વર્ગગામિનઃ ॥ ૯ ॥ આતપાદૌ ચ યે ઘ્નંતિ, તે વૈ નરકગામિનઃ ॥ જીવાનાં સર્વથા કાર્યા, રક્ષા ચૈવાપરાધિનાં ॥ ૧૦ ॥ યદુક્તં ॥ વિંશત્યંગુલમાનંતુ, ત્રિંશદંગુલ માયતૌ ॥ તદ્વસ્ત્રં દ્વિગુણીકૃત્ય, ગાલયિત્વા પિબેજ્જલં ॥ ૧૧ ॥ તસ્મિન્વસ્ત્રસ્થિતાન્ જીવાન્, સ્થાપયેજ્જલમધ્યતઃ ॥ એવંકૃત્વા પિબેત્તોયં, સાયતિ પરમાંગતિં ॥ ૧૨ ॥ દૃષ્ટિપૂતં ન્યસેત્પાદં, વસ્ત્રપૂતં પિબેજ્જલં ॥ સત્યપૂતં

વદેદ્વાક્યં, મનઃપૂતં સમાચરેત્ ॥ ૧૩ ॥ સપ્તગ્રામેણ યત્પાપં, અગ્નિના ભસ્મસાત્કૃતં ॥ તત્પાપં જાયતે તસ્ય, મધુબિંદુપ્રભક્ષણાત્॥ ૧૪॥ વિષ્ણુપુરાણે ॥યતઃ ॥ ગ્રામાણાં સપ્તકે દગ્ધે, યત્પાપં જાયતે કિલ ॥ તત્પાપં જાયતે પાર્થ, જલસ્યાગલિતે સંતિ॥ ૧૫॥ સંવત્સરેણ યત્પાપં, કૈવર્ત્તસ્યેવ જાયતે ॥ એકાહેન તદાપ્નોતિ, અપૂતજલસંગ્રહી॥ ૧૬ ॥યઃકુર્યાત્સર્વ કર્માણિ, વસ્ત્રપૂતેનવારિણા॥ સમુનિઃ સમહાસાધુઃ, સયોગી સમહાવ્રતઃ॥ ૧૭ ॥ યદુક્તમિતિ હાસપુરાણે ॥ અહિંસા પરમંધ્યાનં, અહિંસાપરમં તપઃ ॥ અહિંસાપરમંજ્ઞાનં, અહિંસા પરમંસુખં ॥ ૧૮ ॥ અહિંસા પરમં દાનં, અહિંસા પરમોદમઃ ॥ અહિંસા પરમોયજ્ઞો, અહિંસા પરમંશુભં ॥ ૧૯ ॥ તમેવહ્યુત્તમં ધર્મ, અહિંસા ધર્મલક્ષણં ॥ યે ચરંતિ મહાત્માનો, વિષ્ણુલોકં વ્રજંતિ તે ॥ ૨૦ ॥ યદુક્તં કૂર્મપુરાણે ॥ નગપડલગ્રંથે॥ અભક્ષ્યાણિ હ્યભક્ષ્યાણિ, કંદમૂલં વિશેષતઃ॥ નૂતનોદયપત્રાણિ, વર્જનીયાનિ સર્વતઃ ॥ ૨૧ ॥ મદ્યપાને મતિભ્રંશો, નરાણાં જાયતે ખલુ ॥ ન ધર્મો ન દયા તેષાં, ન ધ્યાનં નચ સત્ક્રિયા ॥ ૨૨ ॥ મદ્યપાને કૃતે ક્રોધો, માને લોભશ્ચ જાયતે ॥ મોહશ્ચ મત્સરશ્ચૈવ, દુષ્ટભાષણમેવ ચ ॥ ૨૩ ॥ વારૂણીપાનતોયાંતિ, કીર્ત્તિકાંતિમતિશ્રિયઃ ॥ વિચિત્રા ચિત્રરચના, વાંચ્છંતિકજ્જલાદિવ॥ ૨૪॥ ભૂતાર્ત્તવન્નરીનર્ત્તિ, રારટીતિ શશોકવત્॥ દાહજ્વરાર્ત્તવર્ભૂમૌ સુરાપો લોલુઠીતિ ચ ॥ ૨૫ ॥ ઇત્યાદિયોગગ્રંથે ॥ મદ્યપીત્વા તતઃ કશ્ચિત , માંસંચ સ્પૃહયેન્નરઃ॥ કશ્ચિદ્વધં કરોત્યુક્ત, જંતુસંઘાતઘાતકઃ ॥ ૨૬ ॥ મદ્યે માંસે મધુનિ,નવનીતે તક્રતોબહિઃ ॥ ઉત્પદ્યંતે વિપદ્યંતે, સુસૂક્ષ્માજંતુરાશયઃ ॥ ૨૭ ॥ પુત્રમાંસવરં ભુક્તં, નતુ મૂલકભક્ષણં ॥ ભક્ષણાન્નરકં યાતિ, વર્જનાત્સ્વર્ગમાપ્નુયાત્ ॥ ૨૮ ॥ આગમેપ્યેવમેવ ॥ મજ્જમિયમસંમિય, ણવનીયંમિ ચઉત્થએ॥ ઉપજ્જંતિઅસંખેયા, તવન્નાતથ્થજંતુણો ॥ ૨૯ ॥ માર્કંડેયપુરાણે ॥ યતઃ ॥ યોદદાતિ મધુ શ્રાદ્ધે, માહનોધર્મલિપ્સયા ॥ સયાતિ નરકં ઘોરં, ખાદકૈઃસહ લંપટૈઃ॥ ૩૦ ॥ તત્રૈવ ઇતિહાસપુરાણે ॥ યસ્તુ વૃંતાકકાલિંગ, મૂલકાનાં ચ ભક્ષણં ॥ અંતકાલે સમૂઢાત્મા ન સ્મરિષ્યતિ માંપ્રિયે ॥ ૩૧ ॥ યસ્મિન્ ગૃહે સદન્નાર્થી, મૂલકં પચ્યતે જનૈઃ ॥ સ્મશાનતુલ્યં તદ્વેશ્મ, પિતૃભિઃ પરિવર્જિતં ॥ ૩૨ ॥ પદ્મપુરાણે ॥ યતઃ ॥ ગોરસં માષમધ્યેતુ, મુદ્ગાદિકં તથૈવચ ॥ ભક્ષ્યમાણં ભવેન્નૂં, માંસતુલ્યં યુધિષ્ઠિર ॥ ૩૩ ॥યદુક્તં ॥ અસ્તંગતે દિવાનાથે, આપો રૂધિરમુચ્યતે ॥ અન્નં માંસસમં પ્રોક્તં, માર્કંડેન મહર્ષિણા ॥ ૩૪॥ચાત્વારોનરકદ્વારાઃ, પ્રથમ

રાત્રિભોજનં ॥ પરસ્ત્રીગમનંચૈવ, સંધાનાનંતકાયકઃ ॥ ૩૫ ॥ દન્નાભિપ દ્મસંકોચ, શ્ચંડરોચિરયા યતઃ ॥ નશુધ્યંતિ તથા રાત્રૌ, ભોજનં તુ વિશેષ તઃ ॥ ૩૬ ॥ અથાડભક્ષ્યનામાનિ ॥ ગાથા ॥ મહુ મજ્જે મંસ ણુવણિય, પંચુ બરી રયણુભુત્ત સંધાણું ॥ વિસહિમ કરગા મટ્ટી, કચ્ચગોંરસવિદલ ણંતા ઈં ॥ ૩૭ ॥ પુપ્પિય ચોલી ફણસો, અણાય ફલપુલ્લ તુચ્છ બહુબીઇ ॥ ઇય બાવીસ અભખ્ખે, વજ્જેવજ્જિયસ્સ પત્તફલે ॥ ૩૮ ॥ પંપોટ બિલ્લપિકાઇ, મરીગણુ ફણસ ગુંદાઈ ॥ ખસપસપિલ્લુ સેલર, ગંગેટ્ટય પક્કગોલ્હેય ॥ ૩૯ ॥ પણ મઉર કુઠંબઇ, જંબુટિંબરૂ અપક્કકરમ છેટે ॥ વાલ્હોલિમહુ ય ધામણી, ગુરૂબેટ્ટારે ભુલૂણુતિલે ॥ ૪૦ ॥ નવિલેમિઉધારે, જલગલિય મ ખ્ખયપીલંચમૂહે ॥ દુદિણુદ્દહિય ફાગુણ, ઉધંભ એમિનેવ તિલે ॥ ૪૧ ॥ અ મરિમિયંમન્ન યં, નહુ ભુંજે કાલવેલઇ દઇઆ ॥ ગમમણો ન હુ ભખ્ખે, દેવ ગુરૂદિઠ્ઠિ ગયને વ ॥ ૪૨ ॥ અથાનંતકાય ગાથા ॥ સવ્વાઓ કંદજાઇ, સુર ણુકંદોય વજ્રકંદોય ॥ આલૂ તહ પિંડાલુ, અલ્લ હલિદ્દાળ કચ્ચૂરો ॥ ૪૩ ॥ સતાવરી વિરાલી, કુમારી તહ થોહરી ગલોઇઆ ॥ વિરૂહા લસણું વંસ કરિલ્લા, ગજ્જર તહ લોયણું લોઢા ॥ ૪૪ ॥ મૂયર સૂયરવલ્લી, મઠમા ઢક વિ ચ્છુલાય ભૂમિરૂહા ॥ મલયકોમલ વિલ્લી, વજ્જિતિ અણંતાઇં ॥ ૪૫ ॥ સાયંપ્રાતર્દ્વિજાતીનાં, નાશનં સ્મૃતિનોદિતં ॥ પ્રાતરાભોજનં કુર્યા, દગ્નિહો ત્રમોવિધિઃ ॥ પૃથિવ્યામપ્યહં પાર્થ, વાયાવગ્નૌ - જલેડપ્યહં ॥ વ નસ્પતિ ગતશ્ચાહં, સર્વમાત્મમયં જગત્ ॥ ૪૬ ॥ તન્માં સર્વગતં જ્ઞાત્વા, ન હિંસ્યેત કદાચન ॥ અહંસર્વસ્ય તુલ્યત્વં, ભજામિ કલ્પપ્રોજ્જિતઃ ॥ ૪૭ ॥ ઇતિ પરમતે શ્લોકા ઉક્તાઃ ॥

॥ ચોપાઇ ॥ શાંતિપર્વમાં પેહેલે પાદ, હિંસા બોલી મહાવિષાદ ॥ પ્રાણીઘાતેં જો ધર્મને સ્વર્ગ, તો અધર્મનો કુણઅન્યવર્ગ ॥ ૯ ॥ યજ્ઞથંભ ઉપાડી પશુહણિ, રૂધિર કર્દમ કરી ભૂમિકા ઘણી ॥ એમ કીધેં જો સ્વર્ગે જાય, તો નરકનો કોણ ઉપાય ॥ ૧૦ ॥૫॥ વલી માર્કંડેય પુરાણે કહ્યું, સર્વો॥ ત્કૃષ્ટ જીવ રક્ષણ કહયું ॥ સર્વજીવને જીવિત ચાહ, મરણનામથી દુઃખ અ અથાહ ॥ ૧ ॥ સર્વદાનમાં અભય પ્રધાન, જેહથી લઇએં સ્વર્ગવિમાન ॥ વયરવિરોધ તે વાધે નહિ, એક અહિંસા ઉત્તમ લહી ॥ ૧૨ ॥ ૬ ॥ અષ્ટ પુષ્પવલી બોલ્યાં તિહાં, પ્રથમ અહિંસા ઇંદ્રિય દમ જિહાં ॥ સંભૂત દયા ને ક્ષમા ॥ ૭ ॥ ધ્યાન જ્ઞાન સત્ય તપ છે આઠમા ॥ ૧૩ ॥ એહ ફુલ જે

વરતે સદા, તેહને અમર તુસે થઇ મુદા ॥ ૮ ॥૧૪॥ વલી માહા ભારતેં બોલ્યું અછે, તે તો યુધિષ્ઠિરને મન રૂચે॥ જૂ માકડ લીખ દંશને મસા, જે તનુનેપીડે જીવ વસ્યા ॥ ૧૫ ॥ પુત્રપેરેં તે પાલે જેહ, સ્વર્ગે જાયે માનવ તેહ ॥ ૯ ॥ દેઇ આતપ તસ પીડા કરે, તે પ્રાણી નરકેં સંચરે ॥ ૧૬ ॥ પાણી ગલતાં જયણા કહી, ઊત્તર મીંમાસામાંહે લહી ॥ ૧૦ ॥ વિશઅંગુલ માનેં અને ત્રીશ, લાંબું પહોલું ગલણું જગીશ ॥ ૧૭॥ પટવસ્ત્ર તે બેવડ કરી, ગલે નીર જતનાયેં ધરી ॥ સંખારો જુજુઓ ધરો, ખારાં મીઠાં ભેલ મત કરો ॥ ૧૮ ॥૧૧॥ જે જે જલનાં હોયે ઠામ, તે તેહમાં મૂકિયેં અભિરામ ॥ જેવારેં પીજેં પાણી ભલું, તે તિવારેં ગલવું નિર્મલું ॥ ૧૯ ॥ ૧૨ ॥ ભૂયેં પગ જોઈ મૂકીયેં, વસ્ત્રપૂત જલ પીવું ન ચૂકિયેં ॥ સત્યપૂત વાણી બોલીયેં, મન પાવન કારજ ખોલીયેં ॥ ૨૦ ॥ ૧૩ ॥ મધુબિંદુ ન ખાઇએં આપ, એહનાં બોલ્યાં મોહોટાં પાપ ॥ સાત ગામ બાલે જે હોય, એક મધુ બિંદુ ભક્ષણેં જોયે ॥ ૨૧ ॥ ૧૪ ॥ અણગલ ઘટ પાણી વાવરે, સાત ગામ તે જ્વાલણ કરે॥ તેહ પાપથી પરભવેં થાય, નારકકૂતર બગલ બિલાય ॥૨૨॥ ૧૫ ॥ માચ્છી વરસ લગેં માંડે જાલ, પાડે મચ્છ કચ્છ સુકુમાલ ॥ એક દિન અણગલ નીરેં પીધ, એટલું પાપ બોલ્યું પરસિદ્ધ ॥ ૨૬ ॥ ૧૬ ॥ સર્વ કાર્યે ગલ્યા જલશું કરે, તે નિશ્ચેં સ્વર્ગે સંચરે ॥ તે યોગી મુનિ સાધુ સુજાણ, એહવું બોલ્યું વિષ્ણુ પુરાણ ॥ ૨૪ ॥ ૧૭ ॥ જીવ અહિંસા પરમ છે ધ્યાન, પરમ તપ ઊત્કૃષ્ટું દાન ॥ જ્ઞાન પરમપદ પરમ છે યજ્ઞ, ભવિપ્રાણી રહો તેહમાં મગ્ન ॥ ૨૫ ॥ ૧૯ ॥ જેહ અહિંસા પાલે ધર્મ, નવિ બાંધે તે વૈરનું કર્મ ॥ જેહ અહિંસાને આચરે, વિષ્ણુલોકમાં તે સંચરે ॥ ૨૩ ॥ ૨૦ ॥ વલી અભક્ષ્ય ભક્ષવાં નહિં કિમે, અભક્ષ ભખંતો નરકે ભમે ॥ કંદ મૂલનાં મોહોટાં પાપ, પાર્થને કહે હરિ આપો આપ ॥ ૨૭ ॥ ૨૧ ॥ મદ્યપી લોક અકારજ કરે, ભલાં કામ તે નવિ આચરે ॥ જ્ઞાન શૌચ તપ બલને બુદ્ધિ, ન રહે તેહની કાંહી શુદ્ધિ ॥ ૨૮ ॥ ૨૨ ॥ મતિભ્રંશ થાવે અતિ ઘણો, ક્રોધ માન મદ મત્સર તણો ॥ મોહ દુષ્ટભાષણતા ઘણી ॥ ન ગણે નારી પરની આપણી ॥ ૨૯ ॥ ૨૩ ॥ કાંતિકીર્ત્તિ મતિ શ્રીનો નાશ, જિમ ચિત્રામનો કાજલેં નાશ॥ ૨૪ ॥ ભૂત પરેં તે નાચે મુદા, આરાટ આક્રંદ પાડે સદા ॥ ૩૦ ॥ જે મદ્યપીને માંસને મુણે, માંસાહારી પરને હણે ॥ ૨૫ ॥ અરે પાર્થ હરિ ભણે જે જન્ન, તે મુજને ન સંભારે અધન્ન ॥ ૩૧ ॥ ૨૬ ॥ મદ્ય માંસ

મધુને નવનીત, કડાહ રૂધિર પુટ તક્ર પ્રતીત ॥ એહથી બાહેર જઈ નીસરે, અનંત જંતુ ઉપજે ને મરે ॥ ૩૨ ॥ ૨૭ ॥ હિંસાવર્દ્ધન માંસ કહાય, માંસથકી ધર્મશ્રદ્ધા જાય ॥ દુઃખાગાર કહ્યું જે માંસ, તેહ ભણી ન કરો આ શસ ॥ ૩૬ ॥ ૨૮ ॥ ૨૯ ॥ તિલ સર્ષપ માને ભક્ષે જેહ, નિશ્ચેં નરકગામી હોય તેહ ॥ યાવત્ ચંદ્ર દિવાકર હોય, તિહાં લગે પાપ ન છૂટે સોય ॥ ૩૪॥ વલી ઇતિહાસ પુરાણે કહ્યું, હરિયે તે પાર્થે સદ્દહ્યું ॥ જે શ્રાદ્ધ મધુ બિંદુ દીયે, ચિંતે ધર્મતણી મતિ હીયે ॥ ૩૫ ॥ તે ખાદકશું નરગે જાય, સાત વાર વલી અંત્યજ માય ॥ પ્રાયેં વ્યસન સઘલાં તેહને, માંસસુરા ભક્ષણ જેહને ॥ ૩૬ ॥ ૩૦ ॥ વલી વૃંતાક કાલિંગ મૂલકા, કંદવૃંદ તણા ભક્ષકા ॥ અંતકાલેં તસ હું વેગલો, ગૌરીને કહે ઇશ્વર ગુણનિલો ॥ ૩૭ ॥ ૩૧ ॥ મૂલો જેહને ઘરેં પકાય, તે સમશાન સમ ઘર કહેવાય ॥ પિતર તેહથી અલગા રહે, એમ માર્કંડ ઋષીશ્વર કહે ॥૩૮॥ પદ્મપુરાણે વિદલના દોષ, તે ટાલી કરો પુણ્યનો પોષ॥ ગોરસકાચા માષને મુગ, પ્રમુખ વિદલ જે ભખે નિસ્સૂગ ॥ ૩૯ ॥ માંસ સમાન તે થાયે સહી, પાર્થ આગે હરિયે વાચ કહી ॥ તે જાણીને જે વર્જિએં, તો ભવિ ભવ દુઃખ ને તરજીએ ॥ ૪૦ ॥ ૩૩ ॥ રયણીભોજને લાગે પાપ, લહીએં મોહોટા અતિ સંતાપ ॥ તે માર્કંડ પુરાણે સાખ, પૂછે પાર્થહરિ કહે મુખ આપ ॥ ૪૧ ॥ રવિ અસ્ત પામે જિણ સમે, અન્ન માંસ જલ રૂધિર હોયતિમે ॥ ૩૪ ॥ ચાર નરક કેરાં છે દ્વાર, રયણી ભોજનને પરનાર ॥ ૪૨॥ અથાણાં જેહમાં બહુ કાલ, જેહમાં જીવ તણી હોયે જાલ ॥ એહનાં બોલ્યાં છે બહુ પાપ ॥ તેહ ખાવાના ન કરો વ્યાપ ॥ ૪૩ ॥ ૩૫ ॥ ૩૬ ॥ હવે અ ભક્ષ્યનાં બોલું નામ, અનંત કાય તિમ લહો નિદાન ॥ વડ પીંપલ ઊંબ રનાં ફલાં, કઠુંબરને વલી પીપરા ॥ ૪૪ ॥ મદ્યમાંસ મધુ માખણ હીમ, ક રહા તુચ્છફલાં વિષનીમ ॥ માટી સર્વ રાઇભોયણાં, બહુબીજાં અને વ લી રીંગણાં ॥ ૪૫ ॥ અનંતકાય અથાણાં લાગ, ચલિત રસ ઘોલવડાં ત્યા ગ ॥ ૩૭ ॥ અજાણ્યાં ફલ ફૂલ સંવાદ, જાણી નર ન કરે આસ્વાદ ॥ ૪૬ ॥ અનંતકાય બોલ્યાં બત્રીશ, ન ભખે તેહ નર લહે જગીશ ॥ ૩૮ ॥ વ જ્રકંદ સૂરણનો કંદ, આર્દ્ર હલદ્ર વિરહાલી કંદ ॥ ૪૭ ॥ આલુ કચૂરોને કુંઆર, લોઢાં લસણ અને થોહાર ॥ ગિરિકર્ણીને વંશ કરેલ, લૂણી કંદસ તાવરી મેલ ॥૪૮॥ આર્દ્ર મોથ આદુ ગાજરી, રતાલુ પિંડાલુ ખરી॥ મૂલા વિ

રૂંહા અમૃત વાલ્લિ, લૂણા તરૂની અંતરછલિ ॥ ૪૯ ॥ થેગ વથુલો સુરિ આં બલી, ખિલ્લોડાને સૂયર મલી ॥ આલુને કોમલ સવિ પત્ર, ગલો પલ્યંક ભૂમિકા છત્ર ॥.૫૦ ॥ એ સઘલાને જે પરિહરે, તે નિશ્ચે ભવસાયર તરે ॥ અ દત્તા દાન નવિ લીજેં સહી, ચોરિવ્યસનનરક ગતિકહી ॥ ૫૧॥ સ્મૃતિમાં કહ્યા છે સર્વ નિષેધ, એહનો વિવેક રાખીજેં વેધ ॥ સાંજે પ્રભાતેં અતિ ન કરે અશન, મધ્યાન્હેં પણ તેહિજ જતન ॥ ૫૨ ॥ મધ્ય ટાલી જે ભોજન કરે, તે દ્વિજ અગ્નિહોત્ર વિધિ ધરે ॥ ૪૭ ॥ મિત્રદ્રોહ સ્વામીનો દ્રોહ, તે મ વિશ્વાસઘાત સંદોહ ॥ ૫૩ ॥ કીધા ગુણનો જે કરે ઘાત, તેહને નરકતણો ઉતપાત ॥ ઠામ ઠામ છે જીવસમુદાય, વ્યાપકવિષ્ણુ છે સઘલે ઠાય ॥ ૫૪ ॥ તે મારે દુહવાયે હરિ, એહ વાત સ્મૃતિમાંહે ખરી ॥ તે જાણીને કર વી દયા જેમ લઇએં ઠાકુરની મયા ॥ ૫૫ ॥ અરે શબરેસર સુણો સં ઘાત, સોયેંવાતેં એકજ વાત ॥ જો એહનાં વિરમણ કીજીએં, જ્ઞાનવિમલમ તિ ગુરૂવચ-પીજીએં ॥ ૫૬ ॥

॥ દોહા ॥

॥ એમ ઉપદેશ દેઇ ઘણો, શબર કરચા અનુકૂલ ॥ ધર્મ તણે રસ રંગિયા, જેમ પાશીત પટકૂલ ॥ ૧ ॥ ચિંતામણિ સમ તુમ તણો, દર્શન વચન વિલાસ ॥ ભલેં પધારચા ભાગ્યથી, પોહોતી અમ્હ મન આશ ॥ ૨ ॥ કહે કુશસ્થલ સ્થાનકેં, જઉં જેવારેં વેગ ॥ તિહા રેં એ કની સુભટ મુ-ખ, અંગી કરશું નેગ ॥ ૩ ॥ એમ કહી બહુ શિક્ષા દેઇ, લેઇ સુવેગ રથ તામ ॥ સાથેં કુંજર સારથી, ચાલ્યા નિજપુર ઠામ ॥ ૪ ॥ વાટેં સંધ્યાને સમે, કુંડલપુર ઊદ્યાન ॥ ઉદ્યાનેં રથ મૂકી ગયા, નગરવિલોકન કામ ॥ ૫ ॥ જોતાં જોતાં બાહિરેં, યક્ષ તણો છે ઠામ ॥ તિહાં જઇ સૂતો સ્થિરમનેં, કુમર લેઇ પ્રભુનામ ॥ ૬ ॥ એહવે આવી નૃપસુતા, સરસ્વતી ઇતિ નામ ॥ સામગ્રી વિવાહની, તે લેઇ અભિરામ ॥ ૭ ॥ સુનામિકા સુરૂપિણી, બેહુ સખી છે સાથ ॥ સૂતો દેખીને કહે, ઊઠ ઊઠ પ્રાણનાથ ॥ ૮ ॥ શ્રી દત્ત સુત સોહામણા, વરીએં કની સુજાણ ॥ ઊઠચો આલસ છોડીને, કની પર ણી તિણ ઠાણ ॥ ૯ ॥ જેહનેં સાથેં સુકૃત છે, તે જાણો તિહાં જાય ॥ કર-તલ દીપકની પેરેં, લક્ષ્મી હોય સહાય ॥ ૧૦ ॥ યતઃ ॥ યદ્યપિ કૃતસૂકૃતલવઃ પ્રયાતિ ગિરિકંદરાંતરેષુ નરઃ ॥ કરકલિતદીપકલિકાં, વિલોકય લક્ષ્મી-સ્તમનુયાતિ ॥ ૧ ॥

ભાવાર્થ:—જો સુકૃતનો લેશપણ કરનારોપ્રાણી, ગિરિગુફામાં જાય છે તો ત્યાં પણ તેના હસ્તમાં રહેલી દીપ કલિકા સમાન રેખા જોઇને લક્ષ્મી તેની પછવાડે જાયછે.

પરણીને પાછાં ફરી, સુતા થઇ નિશ્ચિંત ॥ તે પતિ પ્રત્યેં કહે એહવું, સુણ સુણ વચન એકાંત ॥ ૧૧ ॥ સર્વગાથા ॥ ૪૦૦ ॥

॥ ઢાલ નવમી ॥ કરેલણાં ઘડદેને ॥ એ દેશી ॥

॥પ્રભો બાહિર કરભી અછે, ચાલો તેણે બેસી ॥ કોઇક દેશેં જાઇએં, જિહાં ન લહે કોઇ નિવેશ ॥ ૧ ॥ વચન અમ્હ સુણ લેરે ॥ નહીં ઇહાં રહેવા લાગ, ચિંતો એમ મહાભાગ ॥ વચ૦ ॥ એ આંકણી ॥ કહે કુમર સંપ્રતિ અછે, રયણી અંધારી ઘોર ॥ પાલા પણ ન ચલી શકું, શો એવડો શોર ॥ વચ૦ ॥૨ ॥ કરભી હાંકી ન જાણીયેં, એતો પંથ નીશૂલ ॥ ઝોકારચો ઝૂકે નહીં, એ સુખનો પ્રતિકૂલ ॥ વ૦ ॥ ૩ ॥ થઇ પ્રભાતેં જાણશે, સઘલી દિશિનો મર્મ ॥ સઘલાં સાથેં આવશે, કીધાં શુભાશુભ કર્મ ॥ વ૦ ॥ ૪ ॥ વચન સુણીને એહવું, ચિંતે મનમાં બાલ ॥ જાણ્યો હતો તે એ નહિં, એ કોઈ અરર જંજાલ ॥ વ૦ ॥ ૫ ॥ રતનપ્રદીપેં જોઇને, કહેવા લાગી તેહ ॥ ચંદનાલિપ્ર ભાલસ્તલેં, કોણ છો તુમો ગુણગેહ ॥ વ૦ ॥ ૬ ॥ કુશસ્થલથી આવીયો, છું અધ્વગ પાદવિહાર ॥ તુમો કોણ છો કિહાંથી આવીયા, શો ભય છે કહો સાર ॥ વ૦ ॥ ૭॥ એક સખિ કહે સાંભલો, અરિમર્દન પુરરાય ॥ સુતા તેહની એ યક્ષણી, અર્ચા કરે સદાય ॥ વ૦ ॥ ૮॥ એક દિન જનક ઉત્સંગમાં, બેઠી દેખી જામ ॥ મંત્રીને કહે એ સમો, વર જુઓ પુરૂષ પ્રધાન ॥ વ૦ ॥ ૯ ॥ એહવે એક યાચક તિહાં, બોલ્યો કહી ગુણગ્રામ ॥ કુશસ્થલ પુર રાજીયો, પ્રતાપસિંહ જસ નામ ॥ વ૦॥ ૧૦ ॥ તસ સુત શેઠ ઘરે વસ્યો, શ્રી શ્રી ચંદ્રકુમાર ॥ દાતા ભોક્તા સાહસી, ગુણમણિ રયણ ભંડાર ॥ વ૦ ॥ ૧૧ ॥ સંપ્રતિ રીસાવી ગયો, તે નર રત્ન અમૂલ ॥ તે સુણી નૃપ મૌનેં રહ્યો, પણ મનમાં અનુકૂલ ॥વ૦॥ ૧૨ ॥ તે હવે રયણીયેં અન્યદા, યક્ષ સુપનમાં આવી ॥ કન્યાને કહે એહવું, ચિંતા કાંઇ ન લાવિ ॥ વ૦ ॥ ૧૩ ॥ આજથકી દિનપાંચમે, લગ્ન વેલાયેં જાણી ॥ વર આણીને મેલવું, મ કરીશ મનમાં કાણિ ॥ વ૦ ॥ ૧૪ ॥ તેહ સ્વપ્ન અમ્હ આગલેં, કહ્યું એણે ધરી પ્રેમ ॥ તે નિસુણીને અમ્હેં કહ્યું, તે સુણજો ધરી ખેમ ॥ વ૦ ॥ ૧૫ ॥ એહજ પુરમાંહે સચિવનો, પુત્ર અછે શ્રીદત્ત ॥ તે કુમરીનો રાગીયો, પણ કુમરીનેં ન ચિત્ત ॥ વ૦ ॥ ૧૬ ॥ તેણેં અમ્હને લોભાવીયાં, લોભેં લક્ષણ જાય

॥ કૂટ બુદ્ધિ કરીને કહ્યું, કુમરી આગલ આય ॥ વ૦ ॥૧૭ ॥ શ્રી દત્તેંપણ એહવું, સ્વપ્ન લહ્યું છે દેવ ॥ તે નિસુણી કન્યા કહે, યક્ષવાણી થઇ હેવ ॥ વ૦ ॥ ૧૮॥ તે વાણી સાચી હયે, એમ કહી સત્ર્લો સાજ॥ નિશે મેલ્હીને આવીયા, પણ નવિ સીધું કાજ॥ વિતથ સરવ્વનગાજ॥ વ૦॥૧૯॥ કાંઇક સંભ્રમ જાણીને, રાખ્યો પિતાયે ગેહ॥ આવણને દીધો નહીં, તસ કર્મે દીધો છેહ ॥ કપટનું કેતું દેહ॥ વ૦ ॥ ૨૦ ॥ એમ સુણી ભૂપ સુતા કહે, હું વંચી તુમને તેણ ॥ તે અનિષ્ટ વર નવિ થયો, વંચી નવિ કર્મેણ ॥ વ૦॥૨૧ ॥ ભાગ્ય અચ્છે હજી માહરૂં, તુમ્હને દીધા યક્ષ ॥ તુમ્હહીજ વર મન માનીયા, રૂપેં કામ પ્રત્યક્ષ ॥ વ૦॥ ૨૨ ॥ પણ આપણ ઇહાં રહેતાં થકાં, કરશે પિતા અનર્થ॥ તેહ ભયથી કિહાંયક જાઇએં, સિઝે આપણો અર્થ ॥ વ૦ ॥ ૨૩ ॥ તે નિસુણી કુંવર કહે, તે પણ માનવ રૂપ॥ હું પણ માનવ રૂપ અછું, શો ભય કરો મન ભૂપ॥ વ૦ ॥ ૨૪ ॥ જોઇએં તે કેહેવો અછે, બલ કેહવું છે તાસ ॥ ભાવી હોય તે નિપજે, શું હોય ભયથી નાશ ॥ વ૦॥ ૨૫॥ થયું પ્રભાત સજલેં કરી, ધોવે નિજ મુખ જામ ॥ ભાનુપરેં ભાલ દેખીને, હરખી કન્યા થયું મન ઠામ॥ વ૦ ॥ ૨૬ ॥ એહવે યક્ષ અર્ચક તિહાં, આવી દીઠું સર્વ ॥ તુરત જઇ ભૂપ વીનવ્યો, ચઢીયો નૃપતિને ગર્વ ॥ વ૦ ॥ ૨૭ ॥ નૃપ આદેશેં આવીયો, ચતુરંગ બલ તેણે ઠામ॥ તે દેખી કંપે કની, કહે પતિ કર મન ઠામ ॥ વ૦ ॥ ૨૮ ॥ ભદ્રે મન બીયે મતી, એ વરાક કુણ માત ॥ શું જાઊં એ ઊપરેં, એ ભટ કાયર ગાત ॥ વ૦ ॥ ૨૯ ॥ પાછલ મંત્રી આવીયો, કહે રે કોણ તુજ સ્થાન॥ ન કહે કાંઇ નામાદિકેં, ગણે ન કિણને જ્ઞાન ॥ વ૦॥ ૩૦॥ હક્કા કરીને હાંકીયા, નાઠા જંબુકિનાશ॥ એહવે ભૂપતિ આવીયા, લેઇ સૈન્ય પ્રકાશ ॥ વ૦ ॥ ૩૧ ॥ કની કહે એ તાત છે, શું કરશે મુજ એહ ॥ ન જાણીયેં એ ભીતિ છે, કોણશું કીધો નેહ ॥ વ૦ ॥ ૩૨ ॥ પ્રિયાને હર્ષ કરવા ભણી, દેખાડે નિજ નામ ॥ મુદ્રામાંહે દેખીને, હરખી પરખી તામ ॥ વ૦ ॥ ૩૩ ॥ રત્નસાર લેઇ કરી, કાંઇક પ્રિયાને હાથ ॥ દેઇ અંજન કરી વાનરી, લીધી તેહની આથ ॥ વ૦ ॥ ૩૪ ॥ સખી તે સાહામું જોઈ, કેમ જીંતશે એ સાથ ॥ જનસવિને ઠેકી ગયો, સાહામો થઇ ભૂનાથ ॥ વ૦ ॥ ૩૫ ॥ આગલ તે પાછલ કરે, પાછલ કરે તે પાસ ॥ કેઇ હાથેં કેઇ પાયશું, કેઇ નાખે નિઃસાસ ॥ વ૦ ॥ ૩૬ ॥ મંથાણે દધિને મથે, તેમ ચમૂ દધિ તામ ॥ ભૂપતિને આવી અડયો, જાણે કોઇ હરિ ઊદ્દામ ॥ વ૦ ॥ ૩૭ ॥ આરોહી ગજ ઉપરેં, પાડયો નૃપને જોર ॥ લેઇ

ખડ્ગને બાંધીયો, કરતા બહુજન સોર ॥ વ૦ ॥ ૩૮॥ નીસરીયો તે રણથકી પસરચો તસ જસવાદ ॥ જ્ઞાનવિમલ ગુરૂ સાન્નિધ્યે, ટલે સઘલો વિખવાદ ॥ વ૦ ॥ ૩૯ ॥

॥ દોહા ॥

॥ એહવે એક બંદી જને, ઓલખીયો શ્રીચંદ ॥ બોલે કર ઉંચા કરી, જય જય તું જેમ ઇંદ ॥ ૧ ॥ ગાહામાંહે ગુણ કહે, જેહનાં સત્ય ચરિત્ર ॥ ગુણીના ગુણ પઢતાં થકાં, રસના હોય પવિત્ર ॥ ૨ ॥ તથાહિ ॥ ચોર ગિહાઓ જેણં, બંભપિયા બાલપુત્ત વિરહ હયા ॥ બહિયા નિયપિય રહિયા, સો ધીરો જયઊ સિરિચંદો ॥ ૧ ॥ કુંડલ પુરસ્સ રજ્જં, ચંદમુહારાય કનિ પરિણયણં ॥ જખ્ખવયણઓ વિહિય, ચંદપુર વાસિયં જેણ ॥ ૨ ॥ સો કુંડલપુર અહિવઇ, સિરિચંદો જયઊ પયાવસિંહ સુચો ॥ સંપુસઇ જસ્સ તઇયા, જખ્ખો ભત્તીઇ પાયતલે ॥ ૩ ॥ યુગલં જેણય મહિંદ ણયરે, ખાય ખણંમિજએ ॥ દોહા ॥ ઇત્યાદિક ગુણ કીર્ત્તના, સુણીને દે બહુમાન ॥ પૂર્ણ કરચો તે બંદીને, કુમર સમયનો જાણ ॥ જઇ વનમાં રથ બેસીને, વેગેં વલ્યા તેણીવાર ॥ ઠામ ઠામ લીલા કરે, અહો સુકૃત સંભાર ॥ ૩ ॥ સચિવેં બંધન છોડીયાં, હવે અરિમર્દન રાય ॥ બંદીથી શ્રીચંદ્ર લહ્યો. આનંદ અધિક ન માય ॥ ૪ ॥ ધીર વીર માની અહો, કન્યાનો પતિ જાય ॥ તેડી આવે તે ઇહાં, જેમ મુજને સુખ થાય ॥ ૫ ॥ ચોપખેર તે નીસરચા, તેડવાને યોદ્ધાર ॥ પણ કિહાં એ પામ્યો નહીં, જેમ ચાતક મુખ વારિ ॥ ૬ ॥ દેખી પુત્રી વાનરી, ઝરતી નયણે નીર ॥ સખી મુખથી સવિ સાંભલ્યાં, તાસ પરાક્રમ ધીર ॥ ૭ ॥ રાજા તસ ગુણને સ્તવે, કહે વત્સે મ ધર તું દુઃખ ॥ સેનાયુત કોશસ્થલે, મૂકી તુજ કરૂં સુખ ॥ ૮ ॥ એમ કહે ભટને ઉચિત દઈ, આવ્યા નયર મઝાર ॥ વિવાહ ઉત્સવ અધિ કશું, વિસ્તારશું તેણીવાર ॥ ૯ ॥ સર્વ ગાથા ॥ ૪૫૧ ॥

॥ ઢાલ દશમી ॥

॥ હંસલો ભલો ॥ અથવા રાજુલ બેઠી માલીએ ॥ એ દેશી ॥ હવેતિણ દિનજાતાં થકાં, શુભશકુનેહે શ્રીચંદ્ર નરિંદ તો ॥ કોઇ અટવી આવી વચેં, વડહેઠેં હો નિશિ રહે આનંદ તો ॥ ૧ ॥ પુણ્યવંત સોભાગીયો, સુખકારી હે છે જાસ દીદાર તો ॥ પગ પગ નવનિધિ સંપજે, નવિ પામે હે તે દુઃખ લગાર તો॥ પુ૦ ॥ એ આંકણી॥ પહેલો આપ સુએ સાથરે, તિહાં જાગે હે કુંજ

ર છે સહાય તો ॥ પછેં તે સુતો સારથી, આપ જાગે હો કરી ખડ્ગ સચ્છાય તો ॥ ૨ ॥ પુ૦ ॥ એકત્રે મૃદુ માદલ ધ્વનિ, સુણિ ઊઠ્યો હો તે દિશિ ઊદ્દેશ તો ॥ સુરત્ જણાવીને ચલ્યો, તે સ્વરને હે થાપી હૃદિ દેશ તો ॥ ૩ ॥ પુ૦ ॥ આગલ એક ગિરિનેં વનેં, તેમાંહે હે છે યક્ષનું ચૈત્ય તો ॥ મંડપદ્વાર દીધાં અછે, માંહે ગાયે હો શ્રી ચંદ્રચરિત્ર તો ॥ ૪ ॥ પુ૦ ॥ તે નિસુણી મન ચિંતવે, એ અચરિજ હો દીસે છે કાંઈ તો ॥ કુણ શ્રીચંદ્ર કુણ ગાયના, સુણવાને હે રહ્યો દ્વાર છિપાયતો ॥ ૫ ॥ પુ૦ ॥ કપાટછિદ્રેં તે જુવે, તવ દેખે હે મદન સુંદરી ત્યાંહિ તો ॥ કન્યા આઠ સમેત છે, હઇએ હરખ્યો હે તપ્યો પામી છાહ તો ॥ ૬ ॥ પુ૦ ॥ સંગીતકને શીખવે, તાનમૂર્ચ્છના હે લયનો સ્વર દાન તો ॥ મદના કન્યાને તિહાં, નૃત્યાદિકેં હે હસ્તકનાં માનતો ॥ ૭ ॥ પુ૦ ॥ તેહ પ્રભાતેં નીસરી, આઠ કન્યા હે લેઇ પરિવાર તો ॥ ભલું થયું જે પ્રિયા મલી, એમ ચિંતિ હે થયો પૂઠેં કુમાર તો ॥ ગુટિકાનો હે કરી વદન પ્રચાર તો ॥ ૮ ॥ પુ૦ ॥ ગિરિદરિ વિવરમાં પેશીયો, મણિ દીપે હે કહે જ્યોતિ ઝાકઝમાલ તો ॥ નયર પાતાલમાં પેખીયો, જોવાને હે થયો તે ઊજમાલ તો ॥ ૯ ॥ પુ૦ ॥ સૌધક ઊપર મદના રહી, સુણો સહીયો હે એક માહરી વાચ તો ॥ વામ નયન ફૂરકે ઘણું, પતિમેલો હે થાય તો એ સાચ તો ॥૧૦॥પુ૦॥ અથવા સંદેશો તેહનો, ઇહાં આવે હે એહનો નિરધાર તો॥ રત્નચૂલા સખી મુખ્ય છે, તે કહેવા હે લાગી તેણિ વાર તો ॥ ૧૧ ॥ પુ૦ ॥ મુજને પણ વામનેત્રની, થાયે ચેષ્ટા હે મનને સુખદાય તો ॥ જે દિનથી ઇહાં આવ્યાં તુમ્હે, તપ કીધાં હે આંબિલ સમુદાય તો ॥ ૧૨ ॥ પુ૦ ॥ તપથી મન ઇચ્છિત હોવે, જે દુર્ગમ હે તે સહેલું થાય તો ॥ તુમ્હ તપના પરભાવથી, જાણીજેં હે હવે મન સુખ થાય તો ॥ ૧૩ ॥ પુ૦ ॥ એહવે કોઈ સખી આવીને, રત્ન વેગા હે તુમ્હ માતા જેહ તો ॥ તેડે છે ભોજન ભણી, સહુ આવો હે કહ્યું જાજે નેહ તો ॥ ૧૪ ॥ પુ૦ ॥ કહે મદના ભૂખી નથી, તુમ્હે જાઓ હે બેહેન કરો ભુક્તિ તો ॥ તે કહે તુમવિના નવિ જમું, એહવે માતા હે આવી કરે ઉક્તિ તો ॥ ૧૫ ॥ પુ૦ ॥ હે પુત્રી કેમ જિમતી નથી, આ શું આલી હે કહે મદના તામ તો ॥ અંબે રતિ કિહાંયન ઉપજે, તિણ હેતેં હે નહિં ભોજન કામ તો ॥ ૧૬ ॥ પુ૦ ॥ ખગી કહે મુજ પુત્રી એ સવિ, તુજ ભર્ત્તા હે વરચો એણીએં તેહ તો ॥ નૈમિત્તિકનાં વયણથી, રાજ્ય લહીશેં હે તેહથી ગુણગેહ તો ॥૧૭॥ પુ૦ ॥ હું દુઃખિણી દોભાગણી,

અટવીમાંહે હે મૃત્યુ લહ્યો ભરતાર તો ॥ સ્થાનભ્રષ્ટતા નિપની, દુઃખ લહીએ હે જેલખ્યું કિરતાર તો ॥૧૮ ॥ પુ૰ ॥ વિદ્યાસાધનને ગયા, દેવરસુત હે તસ ખબર ન કાંય તો ॥ કુશસ્થલની પણ શુદ્ધિ નહિં, ઇહાં આવ્યા હે દિનક ટણી થાય તો ॥ પુ૰ ॥ ૧૯ ॥ તું તો ડાહી જાણતી, કેમ થાયે હે હઠ કરી દુઃખ કાજ તો ॥ જેહથી ટાઢક ચાહીએં, તેહથી હો હોયે તાપનું કાજ તો ॥ ૨૦ ॥ પુ૰ ॥ તેહ ભણી ભોજન કીજીએં, નવિ કીજેં હે કોઇને અંતરાય તો ॥ તોહે પણ હઠ મૂકે નહીં, ખગી તેહનેં હે ઉત્સંગેં લાય તો ॥ ૨૧ ॥ પુ૰ ॥ રોવે તસ દુઃખેં દુઃખિણી, પ્રીતડલી હો જગેં એહવી હોય તો ॥ પ્રીતિ તે પરમ બંધન અછે, એણેં બંધને હે બાંધ્યો સહુ કોય તો ॥ ૨૨ ॥ પુ૰ ॥ તે જાણી કુમર મન ચિંતવે, જે હણીયો હે ખગને અણ જાણ તો ॥ તેહની એ પત્ની અછે, પણ રાગિણી હે મારે વિષે જાણ તો ॥ ૨૩ ॥ પુ૰ ॥ વૈર તો મુજશું નવિ વહે, એમ જાણી હો પુર બાહેર તામ તો ॥ રૂપ પ્રગટ કરી આપણું, પેસરાવ્યો હો વેત્રીયેં તેણી ઠામ તો ॥ ૨૪ ॥ પુ૰ ॥ મુદ્રિકા દિયે તે વેત્રીને, માંહે મૂકયો હે હરખ્યો તે કુમાર તો ॥ સુવેગા આવી તિહાં, અતિ સુંદર હે દેખી આકાર તો ॥ ૨૫ ॥ પુ૰ ॥ કોણ તુમ્હો કિહાંથી આવીયા, એમ પૂછે હેં જન કહે શ્રી ચંદ્ર તો ॥ તેટલે મદના સખિયુતા, આવીને હે ઓલખીયો અમંદ તો ॥ ૨૬ ॥ પુ૰ ॥ હર્ષેં ધાઇને કહે, અરે અંબે હે વધામણી દેય તો ॥ તુજ જામાતા આવીયો, જસ ઇચ્છા હે કરતા નિત્યમેવ તો ॥ ૨૭ ॥ પુ૰ ॥ હરખી તે વિદ્યાધરી, માંહે તેડીહે થુણે શ્રી ચંદ્રરાય તો ॥ ભાગ્યબલેં ઇહાં આવીયા, એ મદના હે સ્મરતી અહો રાય તો ॥ ૨૮॥પુ૰ ॥ સખી આદેશેં પુત્રિકા, આઠે ઠવે હે તસ ગલે વરમાલ તો ॥ હવે નૃપ પૂછે વિદ્યાધરી, આસ્થિત કેમ હે કેમ દુઃખ વિકરાલ તો ॥ ૨૯ ॥ પુ૰ ॥ હે હે વીર શિરોમણિ, વિદ્યાધરી હે કહે સુણો એક વાત તો ॥ વૈતાઢયેં એક નગર છે, મણિભૂષણ હે નામેં વિખ્યાત તો ॥ ૩૦ ॥ પુ૰॥રત્નચૂડરાજા તિહાં, યુવરાજા હો મણિચૂડ ઇતિ નામ તો ॥ રત્નવેગા મહાવેગા બેહુ, અમો તેહની હે તરૂણી ઊદ્દામ તો ॥ ૩૧ ॥ પુ૰ ॥ રત્નચૂલાને મણિચૂલિકા, પુત્ર એહના હે પુત્રી છે ચાર તો ॥ રત્નકાંતાદિક જાણીયેં, ભાણેજી હે એ સુંદરાકાર તો ॥ ૩૨ ॥ પુ૰॥ એકદા ગોત્ર વિદ્યાધરેં, સુગ્રીવેં હે ઉત્તરને નાથ તો ॥ કૂડ કરીને કાઢીયા, તે બેહુ જીંતી હો રાજ્ય કીધું હાથ તો ॥ ૩૩ ॥ પુ૰ ॥ સર્વ લેઇ ધન આપણું, સકુટુંબેં હે એ નગર પાતાલ તો ॥

રહીએં કહીએં કેહને, દુઃખ સહીએં હે માનવ સુકમાલ તો ॥ ૩૪ ॥પુ૦॥ હવે રત્નચૂડ નિજ દેશ વાલવા, તસ હેતેં હે અટવીમાં જાય તો ॥ ચંદ્રહાસ વિદ્યા સાધવા, વિધિપૂર્વક હે રહિઅધોમુખી થાય તો ॥૩૫॥ પુ૦ ॥ કુણ હિ કેં જે તિહાં મારીયો, તે દેખી રે અમ્હેં થયાં વિચ્છાય તો ॥તેહની પ્રેત ક્રિયા કરી, ફરી આવ્યાં હો રહીયાં ઇણ ઠાય તો ॥ ૩૬॥ પુ૦ ॥ રત્નચૂડ પિતુંસુ દુઃખથી, રત્નધ્વજ હે અટવીમાં ફીરંત તો॥ રત્નચૂલા ભાઇ વડો, તિહાં દીઠો હે મદનાનો કંત તો ॥ ૩૭ ॥ પુ૦ ॥ અજુઆલાનો ભ્રમ કરી, ઇહાં આણી હે મદના તેણીવાર તો ॥ થાપી મેં પુત્રી કરી,શીલવંતી હે રહે શુભ આચાર તો ॥ ૩૮ ॥ પુ૦ ॥ પતિ ચરિત્ર નિત્યેં કહે, અનુરાગિણી હે કીધી એ બાલ તો ॥ તિહાં નિશ્ચય એહવો કરયો, પતિ કરવો હે એહી અવર તે આલ તો ॥ ૩૯ ॥ પુ૦ ॥ કાયર મસાગત બહુ કરે, પણ સુકૃતીને હે આવે સવિ કાજ તો ॥ ચાવે દાંત રસ જીભલે, તેમ એ તાહરે હે થઇ ભોગને સાજ તો ॥ જ્ઞાનવિમલથી હે હવે લાધશે કાજ તો ॥ ૪૦ ॥ પુ૦ ॥

॥ દોહા ॥

॥ હવે એક દિન મણિચૂડ ખગ, પૂછે નિમિત્તક જાણ ॥ ગયું રાજ્ય કેમ આવશે, કેમ અમ્હને ગુણખાણ ॥ ૧ ॥ આઠ કન્યાનો કોણ હશે, વર કે હવો માહારાય ॥ કહે નિમિત્તિક આઠ કની તણો, એક વર હોશે ઇણ ઠાય ॥ ૨ ॥ તે માહા સત્ત્વ ગુણી બલી, વાલશે તે તુમ રાજ ॥ અપ્રતિચક્રાને સાધને, હોયે યોગી સુખ કાજ ॥ ૩ ॥ તે નિસુણી બેહુ ગયા, રત્નચૂલ મણિચૂલ ॥ વિદ્યાસાધન ઉમહ્યા, ષટ્માસી તસ મૂલ ॥ ૪ ॥ વચન પવિત્ર સાધન બહુ, જાણી સુરગિરિયેં જાય ॥ નંદન વનમાંહે અછે, ચાર માસ તસ ઠાય ॥ ૫॥ શેષ બે માસી થાકતી; અછે અવધિ સંકેત ॥ભાગ્યથકી તુંમ્હે આવીયા, પરણો કની ધરી હેત ॥ ૬ ॥ આગ્રહથી શ્રી ચંદ્ર નૃપ, વરે કન્યાને તામ ॥ તેહ સહિત ભોજન કરે, ભોજન પછી લહે નામ ॥ ૭ ॥ ખગી કહે કેમ એ કલા, આવ્યા ઇંહાં શે યોગ ॥ નિજ ચરિત્ર તેહને કહે, જેહવો ઊચિતને યોગ ॥ ૮ ॥ રત્નવેગા કહે ઇંહાં રહો, સુખેં કરી મન ઠામ ॥ મણિચૂલાગમ જિહાં લગેં, ભાવી હિતને કામ ॥ ૯ ॥ કહે શ્રીચંદ્ર માતા તમ્હો, કહ્યું તે સર્વ પ્રમાણ ॥ પણ માહારે બહુ કાર્ય છે, એ અવિલંબ પ્રમાણ ॥ ૧૦ ॥ છું ઉત્સુક ઊતાવલો, કાર્યનો અપરવાર ॥ કનકપુરેં જવા અછું, દિયો આજ્ઞા કાર્ય વિચાર ॥ ૧૧ ॥ વિદ્યા સાધી આવે યદા; તદા જણાવજો તેહ॥ ભાવીભા

વ હોશે સહી, મન ધરજો નિઃસંદેહ ॥ ૧૨ ॥ ભલું થયું આજ માહરે, જે તુમ્હ સંગતિ મેલ ॥ થયું જેમ પયને સિતા, એ કોઇ પૂર્વ શુભખેલ ॥ ૧૩ ॥ ખરી કહે મદના તણો, વિરહ મ પડજો સ્વામી ॥ તે ભણી એ અંગીકરી, જાઓ પછે નિજ ઠામ ॥ ૧૪ ॥ તે કહે માતા એ સહી, સર્વ અછે સ્વાધીન ॥ પણ તુમ્હ રાજ્ય સ્થિતિ પછી, હોશે સર્વ અદીન ॥ ૧૫ ॥ હમણાં સવિ ઇહાં રહો, કહેવું ન ઘટે કાંય ॥ મદનાને સાથેં ગ્રહી, ચાલે શ્રી ચંદ્રરાય ॥ ૧૬ ॥ રત્નચૂલા રોતી કહે, પિયુનો પાલવ ઝાલિ ॥ મદનાને વલી તુમ્હ તણો, વિરૂઇ વેદન ટાલિ ॥ ૧૭ ॥ અમ્હને રહેવું નવિ ઘટે, આવીશું તુમ્હ સાથ ॥ પતિવ્રતાને પતિ સમી, અવર ન બોલી આથ ॥ ૧૮ ॥ કહે શ્રીચંદ્ર સવિ તે ખરૂં, પતિ કહ્યુ કરે તે પ્રમાણ ॥ અવધિ કહી જેમ તેમ કરી, તિહાં રાખી દેઇ પાણિ ॥ ૧૯ ॥ દીધું મન લીધું વયણ, સીધું જાણી કાજ ॥ કીધું નિજ મનમાનીયું, પીધું જેમ મધુ ગજરાજ ॥ ૨૦ ॥ સર્વગાથા ॥

॥ ઢાલ અગ્યારમી ॥

॥ આસણરા યોગી ॥ એ દેશી ॥ શીખ લેઇને શ્રી ચંદ્ર ચાલ્યા, ખગીપ્રમુખ પાછા વાલ્યા રે ॥ હોજો તુમ્હને વારૂ ॥ આવ્યા તેહ વડેં જિહાં સૂતા, સજ્જિત રથ સંયુત્તાહો ॥ હો૦ ॥ ૧ ॥ ચાલે કનકપુર ઊદ્દેશી, શુભદેશી શુભવેશી હો ॥ હો૦ ॥ પથીવાત કરે માંહોમાહે, ગહી ગહી નિજ ભુજ માહો માહી હો ॥ હો૦ ॥ ૨ ॥ જાતાં જાતાં અટવી આવી, દીઠી રૂદ્રપુરી ચિત્ત ભાવી હો ॥ હો૦ ॥ તિહાં ઊપવનમાં જઈ બેઠા, તિહાં બહુ જનને દીઠા હો ॥ હો૦ ॥ ૩ ॥ તેહ નગરનો નાયક પેખ્યો, ગજરથ તુરંગે લેખ્યો હો ॥ હો૦ ॥ એક પાસેં ચય અનલ વિહૂણી, તસ પાસેં એક કની દૂણી હો ॥ હો૦ ॥ ૩ ॥ દુઃખેંપીડી હૃદયમાં ભીડી, જેમ વ્યંજન માથે મીંડી હો ॥ હો૦ ॥ એક પાસેં અદ્ભુત નર બાંધ્યો, તલારેં તે સાંધ્યો હો ॥ હો૦ ॥ ૪ ॥ તે દેખી રથ શ્રીચંદ્ર રાખે, તરૂતલેં એ શું મુખ ભાંખે હો ॥ હો૦ ॥ વનપાલકને શ્રીચંદ્ર પૂછે, એ પ્રબંધ કહો શું છે હો ॥ હો૦ ॥ ૫ ॥ તે કહે સંત શિરોમણિ નિસુણો, રૂદ્રપલ્લી નગરી એ પભણો હો ॥ હો૦ ॥ વજ્રસિંહ છે તેહનો રાજા, ક્ષેમવતી પ્રિયા તાજા હો ॥ હો૦ ॥ ૬ ॥ પુત્રી હંસાવલી છે એહવે, શેષ સંબંધ કહે જેહવે હો ॥ હો૦ ॥ તેહવે કુમર રથ અદ્ભુત જાણી, મૂકચો સચિવ કહે વાણી હો ॥ હો૦ ॥ ૭ ॥ એહવે હરિબંધુ અંગદ આવ્યો, દેખી શ્રીચંદ્રને

સુખ પામ્યો હો ॥ હો૦ ॥ ઓલખીને તેહનો યશ બોલે, કોઈ નહી શ્રીચંદ્ર તોલે હો ॥ હો૦ ॥ ૮ ॥ યંતઃ ॥ કણગજ્જયસ્સ રજ્જં, પુત્તીકણગાવલી ય કણગપુરોવિલસઇ સુર દિણ્ણંદો, નવલખ્ખ વઇ સુસિરિચંદો ॥ ૧ ॥ વીણાઊરમ્મિ વરિઓ, સુયજીવ પઊમસિરિ નિવસુ એહિં ॥ જાઇસર ઊવલક્ખિય, સિરિચંદો જયઊ જિણ ચંદો ॥ ૨ ॥ છપ્પો ॥ શ્રીગિરિ પર્વત કૂટ, પંચ છે અતિહિ ઊતંગા ॥ ગિરિસુરી વિજયાનામેં, પ્રથમ છે શિખર સુચંગા ॥ સદાફલ સહકાર, સાર છે તેહને પાસેં ॥ અગ્નિકોણેં અંગ્નિકુંડ, કનકની ખાણ વિભાસે ॥ મધ્યકૂટેછે જિનગેહકૂટ દુગકેલીનું ઠામ છે, ભિલ્લ રાય રક્ષક કરચો, તે શ્રી ચંદ્ર મનમાં રૂચે ॥ ૧ ॥ વલી શ્રી પર્વત શૃંગ, ચંદ પુર પટ્ટણ વાસ્યું ॥ વિજયદેવિ આણંદ, જેહ સુહઠાણ વિલાસ્યું ॥ પુરમધ્યેં એક ચૈત્ય, પ્રથમ જિનનું મણિ કેરૂં ॥ ચોબારૂં અતિ ચારૂ, જોયતાં જાણે મેરૂ ॥ ધર્મ કર્મ કરતા ઘણા જમવારો સફલો કરે ॥ તે શ્રીચંદ્રનરિંદજી, કીર્ત્તિ જગમાં વિસ્તરે ॥૨ ॥ ઢાલ પૂર્વલી ॥ બંદીમુખથી શ્રીચંદ્ર જાણ્યો, સચિવ જઇ તેડી આણ્યો હો ॥ હો૦ ॥ પુત્રીયુત નૃપ સન્મુખ જાવે, નૃપ જાણી શ્રીચંદ્ર આવે હો ॥ હો૦ ॥ ૯ ॥ નતિ થુતિ કરી માંહોમાં હેજેં, શ્રીચંદ્ર પણ બહુ તેજેં હો ॥ હો૦ ॥ ઊચિતસ્થાન મદનાને મૂકે, બેઠો વિનય ન ચૂકે હો ॥ હો૦ ॥ ૧૦ ॥ કન્યાને દુઃખ કારણ પૂછે, વજ્રસિંહ નૃપ સવિ સૂચે હો ॥ હો૦ ॥ નવલખ દેશનો કનકસેન ભૂપ, કનકાવતી સુતા રૂપ હો ॥ હો૦ ॥ ૧૧ ॥ મુજ પુત્રી હંસાવલી નામ, તેહ સાથેં સખીપણું અભિરામ હો ॥ હો૦ ॥ તે દેશના સ્વામી તુમ હુઆ, વર કનકાવલીના હુવા હો હો૦ ॥ ૧૨ ॥ તે નિસુણી મુજ પુત્રી ભાંખે, કહે એહવું સહુની સાખેં હો ॥ હો૦ ॥ જે કનકાવલીએં પતિ ધારચો, મેં પણ તે અંગીકારચો હો ॥ હો૦ ॥ ૧૩ ॥ તે જાણી હવે વિશ્રુત મંત્રી, મોકલ્યો એમ આમંત્રી હો ॥ હો૦ ॥ લખમણ મંત્રીથી વાત તુમારી, પરદેશ ગયાની અવધારી હો ॥ હો૦ ॥ ૧૪ ॥ આવી સચિવેં તે વાત જણાવી, સુણી કની બહુ દુઃખ પાવી હો ॥ હો૦ ॥ અહોનિશ તુમચું નામ સંભારે, મલવું તે ભાગ્ય અનુસારેં હો ॥ હો૦ ॥ ૧૫ ॥ હવે કુંડલપુર નૃપનો બેટો, કપટ કુવિદ્યાનો ઘેટો હો ॥ હો૦ ॥ હંસાવલીનો તે થયો રાગી, ચંદ્રસેનને કુમતિ તે જાગી હો ॥ હો૦ ॥ ૧૬ ॥ પુત્રીની એ પ્રતિજ્ઞા જાણી, તુમ્હ વિદેશેં એમ ચિત્ત આણી હો ॥ હો૦ ॥ વિણ પૂછે ત્યાંથી નિસરીયો, નિશિ કનકપુરેં સંચરીયો હો ॥ હો૦ ॥ ૧૭ ॥ ખબર લઈ તુમચિ સવિ તેણેં, કૂટ બુદ્ધેં કરી એણેં હો ॥ હો૦ ॥ એક ભૃત્યશું એકલો

આવ્યો, શ્રી ચંદ્રનામ ધરાવ્યો હો ॥ હો૦ ॥ ૧૮ ॥ વેશ ધરચો તુમ્હચો ર હિ છાનો, દીયે દાન અને બહુમાનો હો ॥ હો૦ ॥ તેહ કપટ તો અમ્હે ન વિ લહિયું, શ્રીચંદ્ર એ સવિ કહીયું હો ॥ હો૦ ॥ ૧૯ ॥ કન્યા પણ મન માં હરખાણી, જુઓ કર્મ તણી સહિ નાણી હો ॥ હો૦ ॥ કરચો વિવાહ છલને યોગે, પણ સુખ તો કર્મને ભોગે હો ॥ હો૦ ॥ ૨૦ ॥ એહવે કોઈક વણિજ ઇહાં આવ્યો, તેણે ઉદંત જણાવ્યો હો ॥ હો૦ ॥ તેવારે એહને કૂ ટચો ને બાંધ્યો, મનવંછિત તસ નવિ સાધ્યો હો ॥ હો૦ ૨૧ ॥ સર્વયથા સ્થિત ચરિત્ર તે ભાંખ્યું, હું શ્રી ચંદ્ર નહિં તે આખ્યું હો ॥ હો૦ ॥ હું કુંડલેશ તણો સુત નામે, ચંદ્રસેન છઊં અભિરામે હો ॥ હો૦ ॥ ૨૨ ॥ તે જાણી પુ ત્રી થઇ દુઃખિણી, વિવાહ થયો વિષમી કરણી હો ॥ હો૦ ॥ મંત્રીપ્રમુખ સ ચિવ સવિ દુઃખીયા, હવે કેમ થાયે તે સુખીયા હો ॥ હો૦ ॥ ૨૩ ॥ એહ વે સત્યંગદ ભટ આવ્યો, તેણે તુમ ગુણરાશિ સુણાવ્યો હો ॥ હો૦ ॥ દુઃખવિધુરા બાલા જડસંજ્ઞા, થઇ હતી બહુવિજ્ઞા હો ॥ હો૦ ॥ ૨૪ ॥ કાષ્ઠભક્ષણ કરવા થઇ સામી, તે પણ ઇહાં છે હરામી હો ॥ હો૦ ॥ ચોરપરે તે બાંધ્યો દીસે, ખોઇ એણે જનમ જગીશે હો ॥ હો૦ ॥ ૨૫ ॥ અહો વિશ્વ સઘાતિની છલતા, અહો ક્રૂરતા કામની જલતા હો ॥ હો૦ ॥ અહો દીર્ઘ અદર્શિતા એહની, અહો અજ્ઞાનતા અમ્હની હો ॥ હો૦ ॥ ૨૬ ॥ યતઃ ॥ અતિ ઉત્સુક ઊતાવલા, તે વિણસાડે કાજ્જ ॥ દૂધથકી જો નીપજે, તો ન વિલોવે અજ્જ ॥ કાવ્યં ॥ સહસા વિદધીત ન ક્રિયા, મવિવેકઃ પરમા પદાં પદં ॥ વૃણુતે હિ વિમૃશ્યકારિણં, ગુણલુબ્ધાઃ સ્વયમેવ સંપદઃ ॥૧ ॥

ભાવાર્થઃ—વિવેકવિના સહસા કાંઈ કામ કરવું નહિં, કારણકે અવિવેક જે છે, તે પર મ આપત્તિનું સ્થાનક છે, વલી વિચારીને કામ કરનાર મનુષ્યને તેના ગુણોએ કરી લોભ પામેલી એવી સર્વ સંપત્તિયો પોતેંજ આવી વરે છે.

॥ તે નિસુણી કહે શ્રી ચંદ્ર રાજા, વજ્રસિંહ નૃપ પ્રત્યેં તાજા હો ॥ હો૦ ॥ એહ તુમારો દોષ ન કોઈ, વિષમ કર્મગતિ હોઇ હો ॥ હો૦ ॥ ૨૭ ॥ જીવને કર્મ અનાદિ સંબંધ, સમયે સમયે નવો બંધ હો ॥ હો૦ ॥ કિહાંએ ક બલીયું કર્મ કિહાંએ, જીવ તે બલીયો કિહાંએ હો ॥ હો૦ ॥ ૨૮ ॥ ય તઃ ॥ કત્તવિ જીવો બલીયો, કત્તવિ કમ્માઇ હુંતિ બલિયાઇં ॥ જીવસ્સય કમ્મસ્સય, પુવ્વ નિબદ્ધાઇ વઇરાઇં ॥ ૧ ॥ તેહવી બુદ્ધિ તેહવી સહાય, જે હવી ભવિતવ્યતા થાય હો ॥ હો૦ ॥ પરમ દુઃખ અસહન તે જાણી, કરૂણા

તે ઊપર આણી હો ॥ હો૦ ॥ ૨૯ ॥ બંધનથી છોડાવી તે પાસે, થાપ્યો ભૂપ ભુજાની ઊલ્લાસેં હો ॥ હો૦ ॥ અરે સ્ત્રીને કાજેં એ શું છલ કીધું, કુલને મેહેણું દીધું હો ॥ હો૦ ॥ ૩૦ ॥ સુકુલજન્મને એહવું ન ઘટે, જે કીજેં તે ભોગવ્યા વિણુ નમિટે હો ॥ હો૦ ॥ એમ ઊપદેશ દેઇને વારયો, બંધન દુઃખથી ઊગારયો હો ॥હો૦॥૩૧॥ સંત તણી કરૂણા સવિ જગમાં, વિસ્તરતાં છે વગમાં હો ॥ હો૦ ॥ લિખિત લેખ જેહાયે લલાટેં, તે લહી ઇહાં કોય ન પાડે હો ॥ હો૦ ॥ ૩૨ ॥ કહે કન્યાને હવે પ્રતિબોધહ, ભદ્રે મ મ કર દુઃખ પ્રબંધહ હો ॥ હો૦ ॥ માનવ જન્મ એ દુર્લભ લહીયેં, હત્યા કલંક ન વહિયેં હો ॥ હો૦ ॥ ૩૩ ॥ મન ચિંતવ્યો નવિ હોવે ભરતા, વચન અંગીકૃત પણ નિરતા હો ॥ હો૦ ॥ પાણિગ્રહણેં જેહ આદરીયો, તે ભર્ત્તા નારીયેં વરીયો હો ॥ હો૦ ॥ ૩૪ ॥ એકવાર ચઢે કાષ્ઠની હાંડી, પછે ચઢે થાયે ભાંડી હો ॥ હો૦ ॥ પણ કાયેં જલ સજ્જનની વાણી, જિમ એકવાર કહે વરાણી હો ॥ હો૦॥ ૩૫ ॥ તેમ કુલસ્ત્રી એક વાર વિવાહી, ફરીને તે અવરન થાઇ હો ॥હો૦॥ એહ પણ ભૂપતિ પુત્ર છે તાજો, ફરી વાત કરે હવે લાજે હો ॥ હો૦ ॥ ૩૬ ॥ યતઃ ॥ સકૃજ્જલ્પંતિ રાજાનઃ સકૃજ્જલ્પંતિ સાધવઃ ॥ સકૃત્કન્યા પ્રદીયંતે ત્રિણ્યેતાનિ સકૃત્ સકૃત્ ॥ ૧ ॥

ભાવાર્થઃ—રાજા છે તે પણ એકજવાર હુકમ કરે છે, સાધુપણ એકજવાર બોલે છે, કન્યા પણ એકજવાર અપાય છે. માટે ત્રણ વાનાં એકજ વાર થાય છે. અર્થાત્ તે ત્રણ વાનાં ફરીને થાતાં નથી. ॥ ૧ ॥

પૂર્વ ઢાલ ॥ તેહ ભણી આપઘાત ન કરવો, બાલ મરણેં નવિ મરવો હો ॥ હો૦॥ જ્ઞાનવિમલ ગુરૂ વયણ સંભાલે, હોયે તસ ઘર મંગલ-માલ હો હો૦ ॥ ૩૭ ॥ સર્વ ગાથા ૬૬૩ ॥

॥ દોહા ॥

॥ કહે હંસાવલી સાંભલો, જે તુમે કહ્યું તે સત્ય ॥ પણ કુલવંતી મન ધરયો, તેહિજ કંત પ્રશસ્ત ॥ ૧ ॥ તે ભણી મન વચનેં વરયો, તેહિજ હોય પ્રમાણ ॥ કાયાયેં પણ મને નહીં, જેહ નીપજ્યું અજાણ ॥૨॥ ગીત નૃત્ય આચારમાં, નવિ ગાયું તસ નામ ॥ તો પણ અંગીકૃત હોયે, જો પશ્ચિમ ઉગે ભાણ ॥ ૩ ॥ વિપર્યાસબુદ્ધિયેં ગ્રહ્યું, સાચ જાણીને જેહ ॥ તે વિપર્યાસ ટલ્યા થકી, શું ન મૂકીજે એહ ॥ ૪ ॥ મણિ ભ્રાંતેં કાચ સંગ્રહ્યો, અપરીક્ષકથી કેણ ॥ તે કાચ છોડી પાચ લે, શું તસ કહોઅચેણ ॥ ૫ ॥ તુમ

ભ્રાંતે મેં કર ગ્રહ્યો, બુદ્ધિ તુમારી લાજ॥ તે અપર જમ જાણીયો, તવ મુકતાં શી લાજ ॥ ૬ ॥ મનમાં વરચો તે છોડીયેં, કેવલ ભ્રાંતે કોય ॥ ફરસ્યો ન વિ લેખે હોયે, હૃદય વિમાસી જોય ॥ ૭ ॥ વલી સાહિબ તુમેં જે કહ્યું, એહવિ જગતની રૂઢિ ॥ ચોથે મંગલ વરતીયેં, તેહિજ વર હોયેં ગૂઢ ॥ ૮ ॥ તેતો અવરને જાણજો, કુલ તરૂણી નહી એમ ॥ વચન મનેં જે આદરચો, તે પતિ અવરનો નેમ ॥ ૯ ॥ જે મનમાંહિ ધ્યાઇયો, ફલ પણ તેહવું થા ય ॥ દેવ આગેં જે બલિ કરચું, તે ભોજન નવિ થાય ॥ ૧૦ ॥ બંધ મોક્ષનું હેતુ છે, માનવને મન એવ ॥ આલિંગને સરખી હોયેં, બહેન નેં સ્ત્રી સ્વયમેવ ॥ ૧૧ ॥ દુર્દ્ધરમન વ્યાપાર છે, મનને હાથે બંધ ॥ ક્ષણ એક માંહે સાતમી, ક્ષણમાં મોક્ષ પ્રબંધ ॥૧૨॥ યતઃ ॥ આગમેવિ॥ મણ વાવારો ગુરૂઓ, મણવાવારો જિણેંહિ પન્નત્તો ॥ અહણેઇ સત્તમીએ, અહવા સિદ્ધિ પરાણેઇ ॥ ૧ ॥ મન એવ મનુષ્યાણાં, કારણં બંધમોક્ષયોઃ ॥ યથૈવાલિંગ્ય તે ભાર્યા, તથૈવાલિંગ્યતે સ્વસા ॥ ૨ ॥

ભાવાર્થઃ—મન છે તે મનુષ્યને બંધનું અને મોક્ષનું કારણ છે, જે મને કરી ભાર્યાનું આલિંગન થાય, તે મનેથી બેનનું પણ આલિંગન થાય છે. અર્થાત્ પાપ પુણ્યના બંધન નું કારણ મનજ છે.

॥પૂર્વ દોહા ॥ કહે શ્રીચંદ્ર હવે તે પ્રતેં, વસ્તુ તણો પરાવર્ત્ત॥ હોયે પણ વિવાહિયો, નરનો ન હોયે આવર્ત્ત ॥ ૧૩ ॥ સાકર ભ્રાંતેં દૂધમાં, ખેપવી યું હોયે લૂણ ॥ તે જાણે પણ અન્યથા, કરવાનેં કહો કોણ ॥ ૧૪ ॥ મીઠા પાણીને ભ્રમે, કણિકા ખારે નીર ॥ મેલી પણ મીઠી ન હોય, તેમ વિવાહિ ત વીર ॥ ૧૫ ॥ કરમેલાપક જેહનો, થયો ભ્રાંતેં અથ જાણ ॥ તે તેહનો ભરતાર થયો, અપરને પરસ્ત્રી વાણ ॥૧૬॥

॥ ઢાલ બારમી ॥ મરૂદેવી માતા એમ ભણે ॥ એ દેશી ॥

॥ એમ નિસુણી કન્યા કહે, સુણો સાહિબ મોરી વાતજી ॥ ચિત્ત વાચાયેં તુમ વરચા, અવર સવે નર તાતજી ॥એમ૦॥૧॥ જો પરણી એણે છલ કરી, પણ મુખેં ન કહું એ કંતજી ॥ સતી અથવા અસતી અછું, તે જાણે શ્રી ભગવંતજી ॥ એ૦ ॥ ૨ ॥ એમ કરતાં જો તુમો ગણો, મુઝને પર તરૂણી ભાવેંજી ॥ તો મુજ શરણ એ ચય હોશે, અથવા તપસ્યા અનુભાવે જી ॥ એ૦ ॥ ૩ ॥ અપર કાર્યે માહારે નહી, કૃત કર્મ નછુટે કિમહી જી ॥ જે અંતરાય મેં બાંધીયો, ઉદયેં આવ્યું તે ઇમહીજી ॥ એ૦ ॥ ૪ ॥

તિહાં શ્રીચંદ્ર એમ સાંભલી, શીલ દૃઢતા તાસ પ્રશંસેજી ॥ નિગ્રહ યોગ્ય તે કુમર છે, પણ અનુકંપા મન હિંસેજી ॥ એ૦ ॥ ૫ ॥ મુકાવી નૃપને કહે, એ મોહ તણી રાજધાનીજી ॥ વિષયે પ્રાણી રોલવ્યા, કુણ રાજા રંકને મા નીજી ॥ એ૦॥ ૬॥ ધન જીવિત ભોગ અશનના, અણ તૃપતા સઘલા પ્રાણી જી ॥ ગયા જાશે અને જાય છે, ફરતા છે ચઉ ગતિ ખાણિજી ॥ એ૦ ॥ ૭॥ મદન પિશાચ છલે સદા, મધ્યત્રિવલી પંથ વિચાલેજી ॥ પીવર કુચ યુગ ચોતરે, તરૂણીના નયણ નિહાલેજી ॥ એ૦ ॥ ૮ ॥ યદુક્તં ॥ ॥ ધ નેષુ જીવિતવ્યેષુ સ્ત્રીષુ ચાહાર કર્મસુ ॥ અતૃપ્તાઃ પ્રાણિનઃ સર્વે, યાતાયાસ્યંતિઃ યાંતિ ચ ॥ ૧ ॥ મધ્યત્રિવલિત્રિપથિ, પીવરકુચ ચત્વરે ચ ચપલદૃશાં ॥ ચ્છલયતિ મદન પિશાચઃ, પુરૂષસ્યમનોપિ યસ્ખલિતં ॥ ૨ ॥

ભાવાર્થઃ—ધનમાં, જીવિતવ્યમાં, સ્ત્રીઓમાં, આહાર કર્મોમાં, સર્વે પ્રાણીયો અતૃપ્તા ગયા છે, જાશે અને જાય છે॥૧॥ ચપલદૃષ્ટિ વાલી સ્ત્રીયોના મધ્ય ત્રિવલી રૂપ ત્રણ માર્ગને વિષે જાડા અને મહોટા એવા કુચ પર્વતરૂપ ચોતરામાં બેઠો એવો કામદેવરૂપ પિ શાચપુરૂષના મનને સ્ખલિત કરે છે ॥ ૨॥

॥ પૂર્વ ઢાલ ॥ પિષ્ટનીમધુની ગુડતણી, મદિરા કહી તીન પ્રકારજી॥ ચોથી સુરા છે કામિની, જેણે મોહિયું જગત એ સારજી ॥ એ૦ ॥ ૯ ॥ મ દિરા તો પીધી મદ કરે, સ્ત્રી મદિરા તો દીઠે મોહેજી ॥ દૃષ્ટિ મદિરા જાણીયેં, તે માટે તેહ ન જોવેજી ॥ એ૦ ॥ ૧૦ ॥ પંથ ચાર બોલ્યા અછે, નારીના વિ ષય પ્રસંગેજી ॥ સુ સંકટને વિષમ વલી, મહાપંથ સમ પંથ રંગે જી ॥ એ૦ ॥ ૧૧ ॥ ત્રણ પંથેં જાવું નહી, સમપંથે જાવું બોલ્યુંજી ॥ તે જાણીને આપણું, શિલરત્ન તે કંચન તોલ્યુંજી ॥ એ૦ ॥ ૧૨ ॥ પરસ્ત્રીછે સંકટપથા, વિધવા તે વિષમપંથ કહીયેંજી ॥ મહાપંથ તે વેશ્યા કહી, સમપંથ તે નિજ સ્ત્રી લહીયેંજી ॥ ૧૩ ॥ મંદરૂપ પરસ્ત્રી હોયે, તોહેપણ વિકૃતિ કરાવેજી ॥ જેમ આતુરનેં અપથ્ય તે, મનમાં સુખકારક થાવેજી ॥ ૧૪ ॥ વારચો પણ તે નવિ રહે, હિત શિખ ન મનમાં આવેજી ॥ લાજ મર્યાદા કુલ તણી, તે લોપિ જિહાં તિહાં જાવેજી ॥ ૧૫ ॥ ઈંદ્રીયમાં જીહ મોહની, કર્મમાં વ્રત બંભ જાણોજી ॥ ગુપ્તિમાંહિ મનોગુપ્તિ જે, એ ચારે દુખેં જીતાણોજી ॥ એ૦ ॥ ૧૬ ॥ યતઃ ॥ અખ્ખાણસણી કમ્માણ, મોહિની તહવ્વયાણ બંભવ્વયં ॥ ગુત્તિણયમણગુત્તી, ચઉરો દુખેણ જિપ્પં તિ ॥ ૧ ॥ પૂર્વ ઢાલ ॥ પુષ્પફલ સુરામાંસના, મહિલાના રસ જે છોડે જી॥

મસ્તાને વલી જાણતા, જે વિરમે તે ભવ મોડેજી ॥ એ૦ ॥ ૧૭ ॥ તે દુષ્કર કારક કહ્યા, જનમાં વંદન યોગ્ય તેહજી ॥ રત્નગર્ભા પૃથિવીકહી, તેંકારણે ધરે ધર્મ નેહજી ॥ એ૦ ॥ ૧૮॥ યતઃ॥ પુપ્ફ ફલાણં ચ રસં, સુરાઈમંસાણ મહિલિયાણં ચા॥ જાણંતા જે વિરયા, તે દુક્કરકારયં વંદે ॥૧॥ પૂર્વ ઢાલ॥ વિમાનવાસ છે સોહિલો; એકછત્રધરા રાજ્ય સોહિલુંજી ॥ પણ સંસારમાં જીવનેં, બોધિ રત્ન અછે ઘણું દોહિલુંજી ॥ એ૦ ॥૧૯॥ પંચ વિષય મણિ ગેહછે, એતરૂણી તરૂણ વયસોગેજી॥ એહવામાં જે થિર રહ્યા, મન વચ તનુ ત્રિક યોગેંજી ॥ એ૦ ॥ ૨૦ ॥ યતઃ ॥ સુલહો વિમાણ વાસો, એગચ્છત્તા વિમેઇણી સુલહા ॥ દુલહા પુણ જીવાણં, જિણંદવર સાસણે બોહી ॥ ૧ ॥ પૂર્વ ઢાલ ॥ એમ જિનધર્મનાં વયણડાં, નિસુણી આયતિ હિતકારી જી ॥ નૃપ મંત્રિ પ્રમુખા સવે, ચમકારયા ડાહાપણ ભારીજી ॥ એ૦ ॥ ૨૧ ॥ શ્રીચંદ્રનેં ચરણે નમી, ચંદ્રસેન કહે મુખ વાણીજી ॥ તુંમુઝ જીવિત દાયકૂં, હું કિંકર દિયો શિર પાણિજી ॥ એ૦ ॥ ૨૨ ॥ હંસાવલી પણ એમ કહે, પહેલાં તુમેં મુઝમન હરિયુંજી ॥હવણાં વલી ધર્મ દેશના, દેઇ સુણી મન ઊલ્લસિયુંજી ॥ એ૦ ॥ ૨૩ ॥ જીવદ ધમદ તુમે થયા, તુમ વાણીને અનુભાવેજી ॥ દેવતો શ્રીઅરિહંત છે, દયા મૂલ ધર્મ ગુરૂ તુમો ભાવેજી ॥ એ૦ ॥ ૨૪॥ હવે મુઝને હોજો નિર્મલું, શીલરત્ન સદા ગુણ ભરીયુંજી ॥ શીલ પરમતનુ ભૂષણં, શીલં નિર્વૃત્તિકર ભવ તરીઊંજી ॥ એ૦ ॥ ૨૫ ॥ શીલની લીલા જે અછે, તે ત્રિભુવનમાં ન સમાયેજી ॥ શીલે સુરનર કિંકરા, વલી ભવ ભય ભાવઠ જાયે જી ॥ એ૦ ॥ ૨૬ ॥ યતઃ ॥ સીલં ચિય આભરણં, સીલં રૂવંચ પરમ સોહગ્ગં ॥ સીલંચિય પંડિતત્તં, સીલં ચિય નિરૂવમંધમ્મં ॥ ૧ ॥

ભાવાર્થ:—શીલ છે તેજ આભરણ છે શીલ છે તેજ રૂપછે, શીલછે તે પરમ સૌભાગ્ય છે, શીલતેજ નિરૂપમ ધર્મ છે ॥ ૧ ॥

॥ પૂર્વ ઢાલ ॥ વજ્ર સિંહ નૃપ હવે કહે, રૂપ લાવણ્ય ગુણ બહુ દેખીજી ॥ ધીર વીર કોટીરનો, મન વચન સુણો મુખ પેખીજી ॥ એ૦ ॥ ૨૭ ॥ હંસાવલી વિવાહનો, અમ મનોરથ મનમાં રહિયોજી ॥ કૃપણ ધન વિધવા યૌવન, પરેં એહલેં થાયે વહીયો જી ॥ એ૦ ॥ ૨૮ ॥ ચંદ્રાવલી લઘુ બહેન છે, એહની તેહને તુમો પરણીજી ॥ અમ મનના મનોરથ ફલે, તુમથી છે સોભાગિણી ધરણીજી ॥ એ૦ ॥ ૨૯ ॥ હંસાવલી મદના તણે, આગ્રહથી નૃપ વચ માની જી ॥ પરણી કની તે તિહાંકણે, થઈ આનંદમાં રાજધાની જી

॥ એ૦॥ ૩૦ ॥ બહુ સંપદ લેઇ ચલ્યા, બિંહુશું શ્રીચંદ્ર રાજાજી ॥ જેમ રતિપ્રીતિશું સ્મર રહે, વલી નયનશું નાસિકા તાજાજી ॥ એ૦॥ ૩૧॥ તેમ શોભે ધ્વનિ પૂરિયું, દિગચક્ર ચમૂને પૂરજી ॥ તરણિપરેં તેજાલ છે, દિન દિન ચઢતું છે નૂરજી ॥ એ૦ ॥ ૩૨ ॥ નવલખ જનપદ સીમાયેં, ઊતારા આવી કીધા જી॥ પદ્મનાભ ગુણચંદ્રજી લખમણ, સાહામા આવ્યા સીધાજી ॥ એ૦ ॥ ૩૩ ॥ નિજ પતિ દેખી હરખીયા, થુણે પ્રણમે તેહના પાય જી ॥ માંહો માંહિ તે કહે, સુખ દુઃખના જે સમુદાય જી ॥ એ૦ ॥ ૩૪ ॥ ચરિત્ર વલી શ્રીચંદ્રનું, નૃપરાજેં સઘલું દાખ્યું જી ॥ તે સુણિ સવિ મન ચિંતવે, એ પુણ્યતણું ફલ ભાખ્યું જી ॥ એ૦ ॥ ૩૫ ॥ હવે ગુણચંદ્ર પ્રણમી કહે, દેવ દુર્જયેં અરિયણ ધીઠોજી ॥ ગુણવિભ્રમ નામેં મેવાસી, એહ સરિખો અવર ન દીઠોજી ॥ એ૦ ॥ ૩૬ ॥ એહને ઉપાય ઘણા દાખવ્યા, સામ દામ ભેદના જેહજી ॥ તે કીધા પણ વશ નવિ હોયે, જેમ થલમાં જલની રેહ જી ॥ એ૦ ॥ ૩૭ ॥ હવે સ્વામી તુમો આવીયા, સવિ વાતેં જયજયકારજી ॥ થાશે એ નિશ્ચય અછે, જ્ઞાન વિમલ ગુણ આધાર જી ॥ એ૦ ॥ ૩૮ ॥ સર્વ ગાથા ॥ ૭૨૫ ॥

॥ દોહા ॥

॥ કહે સ્વામી એ અમ પ્રતેં, જે પહેલાં મુઝદેય ॥ તેહથી હવણાં દશ ગુણો, દંડ લેઉં એમ કહેય ॥ ૧ ॥ વલી તુમ રાજ્યનું અર્દ્ધ દીયો, નહિંતર જાઓ વિદેશ ॥ એમ જુલમ કરતો અછે, કહેવરાવે સંદેશ ॥ ૨ ॥ હવે અમ ભાગ્યેં આવીયા, પૂજ્ય તુમારા પાય ॥ હવે અમો નિશ્ચિંત છું, હર્ષ્યો સવિ સમુદાય ॥ ૩ ॥ શ્રીચંદ્ર નૃપ સવિતા ઘણું, શોભે સૈન્ય આકાશ ॥ ચંદ્રહાસ કરમાં ગ્રહ્યું, દીપે તેજ પ્રકાશ ॥ ૪ ॥ નાયક માથે સૈન્યને, તેહ ન ગંજ્યો જાય ॥ દિન દિન હોયે દીપતું, જેમ દાવાલી કાય ॥ ૫ ॥ ગુણ વિભ્રમેં પણ સાંભલ્યું, આવ્યો શ્રીચંદ્ર રાય ॥ કંપ્યા મનમાં અતિ ઘણું, ચિંતે હવે કેમ રહાય ॥ ૬ ॥ એ પ્રતાપસિંહ નૃપ તણો, નંદન બલ ઉદ્દામ ॥ કેઇક મનમાં ચિંતવે, હવે કેમ રહેશે મામ ॥ ૭ ॥ ચતુરાનન દૂત મોકલી, કહેવરાવે પરધાન ॥ પહેલાં તો જેમ નિપન્યું, તેહનું કિશું નિદાન ॥ ૮ ॥ જ્યારેં જેવું દેખીયેં, ત્યારેં તેમ વરતાય ॥ વેલા દેખી આપણી, રહીયેં ભોલે ભાવ ॥ ૯ ॥ એમ નિસુણી પાછું કહો, તે સામાન્યનેં હોય ॥ પણ સિંહાને કોઇ સમે, હીનાધિક નવિ જોય ॥ ૧૦ ॥ તે નિસુણી રાજા કહે, થાયે રણ

સાવધાન, સિંહ શીયાલ પટંતરો, લાભેશે તિણ થાન ॥ ૧૧ ॥

॥ ઢાલ તેરમી ॥ રાજા નહિં મિલે ॥ એ દેશી ॥

॥ હવે શ્રીચંદ્ર નૃપ લેઇ આદેશ, ચાલ્યા સબલ દલ લેતા દેશ ॥ મોહોટા રાજવી ॥ અહો મેરે સબલ દિવાજ, જેમ ઘન આવ્યો ગાજવી ॥ એ આંકણી ॥ શ્વાપદ પરેં કેતા લહે કંપ, કેતા રે મનમાં ધરે અજંપ ॥ મો૦ ॥ ૧ ॥ ચિત્રક પરેં કેઇ કરે ચિતકાર, શશક પરેં કેઇ કરે સિતકાર ॥ મો૦ ॥ સૂકર પરેં કેઇ મુકે નિઃસાસ, મૃગ પરેં કેઇક પામે ત્રાસ ॥ મો૦ ॥ ૨ ॥ કોલાહલ થયો ઉઠ્યો રણધ્વાન, જેમ જલનિધિ જેડી ઊદ્ધાન ॥ મો૦ ॥ કેઈ જુવે ઝાડ ખાડને તાડ, કેઇ શરણાં ગ્રહે કરતા પાડ ॥ મો૦ ॥ ૩ ॥ કેઇ સંભારે જનકને માત, રખો રખો મુખેં દાખે હે ભ્રાત ॥ મો૦ ॥ દૂત મુખે શ્રીચંદ્ર કહાય, સુણિ ગુણવિભ્રમ અનાડી રાય ॥ મો૦ ॥ ૪ ॥ પૂર્વે કનકપુરના નૃપ પાસ, દંડ લીધા છે કરી ખોટા પાસ ॥ મો૦ ॥ તે હમણાં શત ગુણ કરી લેશ, સરલ વક્ર થઇનેં તૂં દેશ ॥ મો૦ ॥ ૫ ॥ નવિ આપે તો થાયે સજ્જ, જો તુજને હોય જીવિત કજ્જ ॥ મો૦ ॥ હું આવ્યો સૂર્યવતીનો પુત્ર, હું છું તુજશું યમનો દૂત ॥ મો૦ ॥ ૬ ॥ તે નિસુણી ગુણવિભ્રમ ભૂપ, અંતર કાયર પણ બહિ દૃઢ રૂપ ॥ મો૦ ॥ સજ્જ થઇ આવ્યો રણખેત, શ્રીચંદ્ર પણ આવ્યા કરવાને નેત ॥ મો૦ ॥ ૭ ॥ બેહુ દલમાં થાવે સંગ્રામ, સૂરજ પણ સાખી તિણ ઠામ ॥ મો૦ ॥ કોઇ સંભારે સ્ત્રીના રે નયન, બાણેં હણાતો પણ રહેતો ચયન ॥ મો૦ ॥ ૮ ॥ ઈહાં તો કોઇ ન સાથી સયણ, જીંતૂં તો કહેવાયે વયણ ॥ મો૦ ॥ કોઈ કહે માહારી મોહોટી જાત, તેણે ઈહાં ભાગૂં તો કહે રે ત્રિજાત ॥ મો૦ ॥ ૯ ॥ એમ લાજેં કેઈ કરે રે સંગ્રામ, ગજી ગજેં તુરગી તુરગેં રથી રથમાન ॥ મો૦ ॥ સુર નર કિન્નર કેરા થાટ, ઊભા રહી જોવે તે ઠાઠ ॥ મો૦ ॥ ૧૦ ॥ ઘંટાલાલા પરેં જયશ્રી જાણ, ન વરે કોઇને જોઇ અહિઠાણ ॥ મો૦ ॥ ગુણવિભ્રમ ગજ ચઢી કોદંડ, હાથે લેઇ ધસે થઇ પરચંડ ॥ મો૦ ॥ ૧૧ ॥ પદ્મનાભ નૃપ વજ્રસિંહ ભૂપ, હરિષેણ લખમણ મંત્રી અનૂપ ॥ મો૦ ॥ એ સવિનેં વેધ્યાં નિજબાણ, ગુણવિભ્રમેં એમ દાખ્યું પરાણ ॥ મો૦ ॥ ૧૨ ॥ તે દેખી શ્રીચંદ્ર ભૂપાલ, કોપ્યો કાલ કૃતાંત વિકાલ ॥ મો૦ ॥ કુંજરેં ચઢી ચંદ્રહાસ કર લીધ, ધાયો જાણે મનુ મદિરા પીધ ॥ મો૦ ॥ ૧૩ ॥ હીલોલે સેનાનો સિંધુ, કોણ તારે તે સમયેં બંધુ ॥ મો૦ ॥ જોવે અસુર સવિ એ શું નરસિંહ, એકલો નાહાનો અચલ અબીહ ॥

મો૦ ॥ ૧૪ ॥ નવિ લહીયે એ કિહાંયે દોટ, કરશે હરશે એ કિહાં ચોટ ॥ મો૦॥ લઘુકલશું વરસે જે બાણ, તે કલ ન પડે થાયે હેરાણ ॥ મો૦ ॥ ૧૫॥ એમ કરતાં રિપુ દ્વિપની પાસ, આવી પમાડે સુભટને ત્રાસ ॥ મો૦ ॥ ગુણ વિભ્રમ કહે તું છે બાલ, કાંરે મરે તું મુધા હવે આલ ॥ મો૦ ॥ ૧૬ ॥ કહે શ્રીચંદ્ર થૂલવપુયે શું થાય, કિહાં શૃગાલ કિહાં મૃગનો રાય ॥ મો૦ ॥ થૂલ કૃશનું મહત્વ હેતુ ન કોય, સત્વ હોયે તે સાહામું જોય ॥ મો૦ ॥ ૧૭ ॥ ઘ ણા દિવસ થયા કરતાં અન્યાય, કાઢું રે શલ્ય દિયું શિખ પસાય ॥ મો૦ ॥ મુ ઝ વિણ કોણ દેવે હિત શીખ, ચરણે નમિ કે માગીશ ભીખ ॥ મો૦ ॥ ૧૮ ॥ તો મૂકું નહિતર તુઝ પ્રાણ, ધરવાનો તાહારે સંશય જાણ ॥ મો૦ ॥ એમ નિ સુણી ગુણવિભ્રમ રાય, મૂકે ખડ્ગ શ્રીચંદ્ર શિર ઘાય ॥ મો૦ ॥ ૧૯ ॥ શસ્ત્ર આવંતું દેખી રાય, ચંદ્રહાસ તસે કીધો ઘાય ॥ મો૦ ॥ તેહ પડચું શતધા થઇ ખંડ, પણ શ્રીચંદ્ર તનુ રહ્યું રે અખંડ ॥ મો૦ ॥ ૨૦ ॥ ધારબંધ મહિમા એ જાણ, શસ્ત્ર ન લાગે પુણ્ય પ્રમાણ ॥ મો૦ ॥ ચંદ્રહાસથી કરનો છેદ, કી ધો ન કીધો શિરનો છેદ ॥ મો૦ ॥ ૨૧ ॥ ઉત્તમ ચિત્તથી દયા ન જાય, કીજે જો વલી કોડિ ઉપાય ॥ મો૦ ॥ ધનુષ્યપણચ્છશું કંઠ આકર્ષ, કરીને ગજથી પાડચો નિઃકર્ષ ॥ મો૦ ॥ ૨૨ ॥ શ્રીચંદ્ર સુભટે મલીને રે તામ, ગુણ વિભ્રમ નૃપ બાંધ્યો અનામ ॥ મો૦ ॥ કાષ્ટપંજરમાં દીધો વેગ, ગુણવિ ભ્રમને કરી ઉદ્વેગ ॥ મો૦ ॥ ૨૩ ॥ શ્રીચંદ્ર નૃપ દલે જય જય શબ્દ, ઉચ્છ લિઓ જાણે ભાદ્રથી અબ્દ ॥ મો૦ ॥ કહે ઇહાં કોઇનો નહીં છે વંક, કર્મે રાજા કર્મે રંક ॥ મો૦ ॥ ૨૪ ॥ જે જેહવું કરે તેહવું તેહ, પામે ઇહાં નહીં કોઇ સંદેહ ॥ મો૦ ॥ જ્ઞાનવિમલ સૂરિની એ વાણ, સઘલે સુખ લહે પુણ્ય પ્રમાણ ॥ મો૦ ॥ ૨૫ ॥ સર્વગાથા ॥ ૭૬૧ ॥

॥ દોહા ॥

॥ તાસ સૈન્ય સવિ લૂંટિયું, સાર સાર ધન જાણ ॥ જેમ વ્રજમાં મ હી લુંટિયું, કાન્હડ લોકા વાણ ॥ ૧ ॥ ખટ નૃપ જે એહવા હતા, તે આ વી લાગ્યા પાય ॥ સેવે કર જોડી સદા, થુણે તું મોહોટો રાય ॥ ૨ ॥ સાત દેશ કલ્યાણપુરે, નિજ આજ્ઞા વર્ત્તાય ॥ મંત્રી પ્રમુખ સવિ થાપીયા, પો તાના જે કહાય ॥ ૩ ॥ ત્યાંથી આઘા સંચરચા, નવ નૃપ લેઇ સાથ, નવ નિધિ પતિ પરે શોભતો, લેઇ બહુ બહુ આથ ॥ ૪ ॥ શ્રીચંદ્ર ચંદ્રકલા વિશદ, જયશ્રી કંઠ શૃંગાર ॥ પેસારો પુરમાં કીયો, ઉત્સવ અનેક પ્રકાર ॥

૫ ॥ હવે જનનીપદ પ્રણમવા, ઊત્કંઠિત થયો રાય ॥ બે તરૂણી સાથે ગ્રહી, ભૂપે પ્રણમિત પાય ॥ ૬ ॥ મારગમાંહે આવતાં, શ્રીગિરિ પર્વત પાસ ॥ ચંદ્રપત્તનમાં સાંભલ્યું, સુણતાં થયો ઉલ્લાસ ॥ ૭ ॥ સૂર્યવતીયે સુત જણ્યો, વર્દ્ધાપનિકા દીધ ॥ ઊત્સવ કીધો દેશમાં, સાહામી વાત્સલ્ય કીધ ॥ ૮ ॥ ગીત નૃત્ય મંગલ ધવલ, તરિયાં તોરણ બાર ॥ બંદીજન મૂકાવિયા, સઘલે શત્રુકાર ॥ ૯ ॥ ગુણવિભ્રમ નૃપ બંદિથી, મૂકી દિયે સન્માન ॥ શ્રીચંદ્ર પદ પ્રણમી કહે, હું તુમ કિંકર માન ॥ ૧૦ ॥ ખમજ્યો મુઝ અપરાધ એ, જે તુમ સામો થયો હેવ ॥ તૂં ગુણરાગી તૂં ગુણી, તૂં સાક્ષાત નરદેવ ॥ ૧૧ ॥ એમ સુણીને પાસે ઠવી, ચંદ્રપુરે જઇ તામ ॥ જનની પદકજ સીંચતો, હર્ષ જલે અભિરામ ॥ ૧૨ ॥ મંત્રિ ભૂપ સામંત સવિ, વલી વહૂઅર અભિરામ ॥ તેણે સઘલે જનની નમી, રત્નગર્ભા ગુણ ગ્રામ ॥ ૧૩ ॥ શ્રીચંદ્ર કેરૂં ચરિત્ર સવિ, સંભલાવ્યું કરી હર્ષ ॥ માતા પણ લિયે ભામણાં, શ્રીચંદ્ર ગુણ ઉત્કર્ષ ॥ ૧૪ ॥ લઘુ ભ્રાતા ઊત્સંગ લેઇ, નેહ નયણે નિરખેવ ॥ નામ ઠવે વરવીર ઇતિ, વિધિપૂર્વક તતખેવ ॥૧૫ ॥ નૃપ અવર લેખ મોકલી, તેડ્યા હુતા જેહ ॥ પ્રીતિદાન ગજ તુરગ રથ, દિયે તેહને ધરી નેહ ॥ ૧૬ ॥

॥ ઢાલ ચૌદમી ॥ સાહિબ બાહુ જિનેસર વીનવું ॥ એ દેશી ॥

॥હવે એક દિન આનંદશું, લેઇ ચતુરંગ અક્ષૈન્ય હો ॥ સાજના॥ ચંદ્રકલા પદ્મિની પ્રિયા, વામાંગ વર ચંદ્ર સૈન્ય હો ॥ સા૦ ॥ ૧ ॥ શ્રીશ્રીચંદ્ર નરપતિ જયો, અતિ અદ્‌ભુત શુભ કર્મ હો ॥ સા૦ ॥ ઠામ ઠામ સંપદ લહે, ટાલે અશુભના મર્મ હો ॥ સા૦ શ્રી૦ ॥ ૨ ॥ સૂધા રાજ ધનંજય વલી, આવ્યા લેઇ ઋદ્ધિ હો ॥ સા૦ ॥ માંહો માંહે હરખીયા, દેખી બહુ બલ સિદ્ધિ હો ॥ સા૦ શ્રી૦ ॥ ૩ ॥ માતા પણ આનંદીયાં, દેખી સુત સોભાગ હો ॥ સા૦ ॥ તિહાં સહુને રહેવા હેતેં, આપે વહેંચી રાજ હો ॥ સા૦ શ્રી૦ ॥ ૪ ॥ વામાંગ માતુલને કરે, સઘલે ઠામ અધિકાર હો ॥ સા૦ ॥ ધનંજય સેનાપતિ કરે, અવર અંગ રક્ષક પરિવાર હો ॥ સા૦ શ્રી૦ ॥ ૫ ॥ પટ્ટદેવી રાણી ચંદ્રકલા, મલ્લનામે જે ભિલ્લ હો ॥ સા૦ ॥ કુંજરનો અધિપતિ કરી, શિક્ષા દિયે નિઃશલ્ય હો ॥ સા૦ શ્રી૦ ॥ ૬ ॥ તે શ્રીગિરિ પર્વતે થાપીયા, હવે શ્રીચંદ્ર ભૂપાલ હો ॥ સા૦॥ નૃપ સવિને સાથે લેઇ, ઋદ્ધિ ઝાકઝમાલ હો ॥ સા૦ શ્રી૦ ॥ ૭ ॥ શ્રી જૈનચૈત્યે આવીયા, પ્રણમે પ્રથમ જ

ણંદ હો ॥ સા૦ ॥ રોમાંચિત કંચુક ગ્રણે, જેમ પુષ્પિત મકરંદ હો ॥સા૦ ॥ શ્રી૦ ॥ ૮॥

॥ અથ જિનસ્તુતિઃ ॥ રાગ ધન્યાશ્રી ॥ આજ માહારા પ્રભુજી સાહામું જોવો, સેવક કહીને બોલાવો ॥ એ દેશી ॥

॥ આજ માહારા સાહિબ સુનજર કરીને, સેવક સાહામું નિહાલો ॥ જન્મ કૃતારથ જેણિ પરેં થાવે, જાવે કલિમલ કાલો રે ॥ આ૦॥ ૧ ॥ એ આંકણી॥ ભવભવ સંચિત દુઃકૃત દુર્ગતિ, પાતક પંક પખાલો ॥ જેહ અનાદિ અશુદ્ધ અફલતા, ગહન ગ્રથિલતા ગાલો રે ॥ આ૦ ॥ ૨ ॥ પ્રભુ તુમ નામ ધ્યાન થિરતાયેં, ન હોવે અરતિ ઊચાલો ॥ પર આશા પાશા વિષવેલી, સમ ભાવેં પરજાલો રે ॥ આ૦ ॥ ૩ ॥ ભક્ત વત્સલ શરણાગત પંજર, પ્રમુખ બિરૂદ સંભાલો ॥ મૈત્રીભાવેં ત્રિભુવન રાખો પણ, સેવકને પ્રતિપાલો રે ॥ આ૦ ॥ ૪॥ આજથી પ્રભુદર્શનેં કરી જાણું, દીધો દુર્ગતિ તાલો ॥ બાહ્ય અભ્યંતર દુશમન જોરો, જન્મ મરણ ભય ટાલો રે ॥ આ૦ ॥ ૫ ॥ પ્રભુ તુમ પદ કજરજનેં તિલકેં, શોભિત ભાલ સુહાલો ॥ જ્ઞાન વિમલ ગુણ ઊદય અધિક હોય, સમકિત સૂથ સુગાલો રે, વૃદ્ધિ તણો વરસાલો રે ॥ આ૦ ॥ ૬ ॥ ઇતિ સાધારણ જિન સ્તવનં ॥

॥ ઢાલ પૂર્વલી ॥ જિન પ્રણમીનેં ચાલીયા, કુશસ્થલ નયર ઉદ્દેશ હો ॥ સા૦ ॥ માત ભ્રાત પ્રિયા મિત્રશું, મોટી ઋદ્ધિ બલ દેશ હો ॥ સા૦ શ્રી૦ ॥ ૯ ॥ ગજ રથ તુરગને પાલખી, કરભ વેસર મહિષ ગોણ હો ॥ સા૦ ॥ સુભટ પ્રમુખ બહુ સૈન્યશું, અવર કહો એ સમ કોણ હો ॥ સા૦ શ્રી૦ ॥ ૧૦ ॥ સૈન્ય વર્ણનં ॥ શેષ સીદાયેં કચ્છપ નમે, ક્રોડ છિપે ધરા માંહિ હો ॥ ॥ સા૦ ॥ અંબુદ્ધિ ક્ષોભે ગિરિ ગરે, દિગ્ગજ ક્રંદે પ્રાહિં હો ॥ સા૦ શ્રી૦ ॥ ૧૧ ॥ ક્ષુરાક્ષોદિત થલેં જલ કરે, અગાધ સિંધુ રજેં થાય હો ॥ સા૦ ॥ ગહનતે પ્રાંગણ પરેં કરે, રવિ પણ રજશું છાય હો ॥ સા૦ શ્રી૦॥ ૧૨ ॥ યતઃ ॥ શેષઃ સીદતિ કૂર્મરાટ્ વિલખતિ ક્ષોણીતલં મજ્જતિ, ક્ષુભ્યત્યંબુધયઃ પતંતિ ગિરયઃ ક્રંદંતિ દિગ્ દંતિનઃ ॥ લુપ્તં વ્યોમતલં દિશઃ કવલિતા, રૂદ્ધોરવિઃ પાંશુના, ચક્રે તસ્ય ચમૂઃ સ્થલે જલમહો ત્રૈલોક્યમપ્યાકુલં ॥૧॥

ભાવાર્થઃ—તે સૈન્યના જોરેં કરી શેષ નાગ ભાર ન ખમવાથી સીદાયછે, અને પૃથ્વીની નીચેં રહેલા શેષની હેઠે કચ્છપ દુઃખ પામે છે, અને પૃથ્વીતલ જલમાં ડુબેછે, સમુદ્રો ક્ષોભ પામે છે, પર્વતો પડે છે, દિગ્ગજો આક્રંદ કરેછે, આકાશતલ લુપ્તથઈ ગયુંછે દિ

શાખો ભૂખરી થઈ ગઇ છે, અને રવિ પણ ધૂડેંકરી આચ્છાદિત થઇ ગયો છે. અને તુરગા દિકના ખુરીયાથી ખોદાયેલું પૃથિવીસ્થલ જલ રૂપ થઈ ગયું છે. જાજું શું કહીએ પણ તે સૈન્યે કરી ત્રણેલોક આકુલ વ્યાકુલ થઈ ગયેલા જણાય છે ॥ ૧ ॥

॥ પૂર્વ ઢાલ ॥ કિહાં શાલા કિહાં મઠ પ્રપા, કિહાં વલી શત્રુકાર હો ॥ સા૦ ॥ પૌષધશાલા સહજથી, કિહાં વલી જૈન વિહાર હો ॥ સા૦ શ્રી૦ ॥ ૧૩ ॥ પગ પગ તીરથ થાપતા, આવ્યા કનકપુરમાંહિં હો ॥ સા૦ ॥ કોઇક દિન કિહાં કણે રહી, આવ્યા કલ્યાણપુર બાહિ હો ॥ સા૦ શ્રી૦ ॥ ૧૪ ॥ ગુણવિભ્રમ નરપતિ તિહાં, ઊત્સવ કરે અપાર હો ॥ સા૦ ॥ ગુણવતી પુત્રી તેહની, પરણે શ્રીચંદ્ર કુમાર હો ॥ સા૦ શ્રી૦ ॥ ૧૫ ॥ મદનાવયણથી જાણીયો, સ્વર્ણ પુરૂષ વૃત્તંત હો ॥ સા૦ ॥ સુણિ સહુ અચરજ પામીયા, ધન ધન એ ભૂકંત હો ॥ સા૦ શ્રી૦ ॥ ૧૬ ॥ તે નૃપ તે કની સ્વર્ણ નર, લેઇ સઘલો સાથ હો ॥ સા૦ ॥ પામ્યા અટવીમાં તે વડે, જિહાં અંતર્મણિ ગૃહ આથ હો ॥ સા૦ શ્રી૦ ॥ ૧૭ ॥ સાર રત્ન તિહાંથી ગ્રહી, ચાલ્યા આગેં આવે હો ॥ સા૦ ॥ રત્નચૂડ મૃત્યુથાનકેં, અરિહંત ચૈત્ય કરાવે હો ॥ સા૦ શ્રી૦ ॥ ૧૮ ॥ તિહાંથી કાંતિપુરેં આવિયા, તિહાં નરસિંહ રાજાન હો ॥ સા૦ ॥ પુર પ્રવેશ મહોત્સવ કરે, સજ્જ થઇ સાવધાન હો ॥ સા૦ શ્રી૦ ॥ ૧૯ ॥ કાંતિ પાસેં વડ ગામ છે, વસે ત્યાં ગુણધર નામ હો ॥ સા૦ ॥ પાઠક પંડિત પ્રણમવા, જાયે શ્રીચંદ્ર સપ્રિય તામ હો ॥ સા૦ શ્રી૦ ॥ ૨૦ ॥ ગુરૂ ગુરૂપત્ની પદ નમી, કરે ભેટણું અતિ ચંગ હો ॥ સા૦ ॥ તસ સુત તસ બાંધવ હતા, સત્કાર્યા મનરંગ હો ॥ સા૦ શ્રી૦ ॥ ૨૧ ॥ નૃસિંહનૃપ પ્રિયંગુમંજરી, રાણી સાથેં થાય હો ॥ સા૦ ત્યાંથી આઘા સંચરચા, હવે હેમપુરેં જાય હો ॥ સા૦ ॥ શ્રી૦ ૨૨ ॥ ત્યાં મકરધ્વજ ભૂપ છે, મદનપાલનો બાપ હો ॥ સા૦ ॥ વાત મદનસુંદરીની લહી, હર્ખ્યા ત્યાં બેહુ આપ હો ॥ સા૦ શ્રી૦ ॥ ૨૩ ॥ તેણેં પણ બહુ ઊત્સવ કીયો, સાથેં લેઇ ચાલ્યો રાય હો ॥ સા૦ ॥ કાપિલપુરવરેં આ-વિયા, તિહાં જિતશત્રુ રાય હો ॥ સા૦ શ્રી૦ ॥ ૨૪ ॥ તેણે પ્રવેશ ઉત્સવ ઘણો, કીધો સીધો કાજ હો ॥ સા૦ ॥ માતાના આગ્રહથકી, પરણે શ્રી-ચંદ્રરાજ હો ॥ સા૦ ॥ શ્રી૦ ॥ ૨૫ ॥ કનકવતી મુખ ચાર જે, કન્યા છે જુદી જુદી જેહ હો ॥ સા૦ ॥ તે પરણીને ચાલીયા, (વચ્ચેં વિણારવ ગાયને,) સ્તવે આવી સસનેહ હો ॥ સા૦ શ્રી૦ ॥ ૨૬ ॥ વર્ણનનું કવિત્ત છપ્પો તુંગ તુરંગ ખુર ક્ષુણ્ણ, પુહવી તલ થાણે થાપે ॥ કુંતપ્રોત દ્વિપ કુંભ, મૌક્તિકણ બીજને

થાપે ॥ અરે શ્રીચંદ્ર નરેંદ્ર, તુઝ કર ખડ્ગ કુટુંબી ॥ લોકત્રય જય મંડપ, માં-ડવે આય વિલંબી ॥ કીર્ત્તિલતા જે તાહરી, અસતી થઇ ત્રિભુવન ફરે ॥ તે કહો કિણ પરેં દાખીયેં, એમજ યશ તુઝ વિસ્તરે ॥ ૧ ॥ યતઃ કાવ્યં ॥ વલ્ગત્તુંગતુરંગનિષ્ઠુરખુરક્ષુણ્ણે રણક્ષ્માતલે, નિર્ભિન્નદ્વિપકુંભમૌક્તિક કણવ્યાજેન બીજાવલી ॥ ખડ્ગસ્તે વપતિ સ્મ કુંડલપતે લોકત્રયે મંડપાન્, પ્રાપ્તા પ્રૌઢમસત્યકીર્ત્તિ લતિકા ગુલ્મસ્ય નિષ્પત્તયે ॥ ૧ ॥

ભાવાર્થ:—હે રાજન્ દોડતા અને ઊંચા એવા જે ઘોડા તેના નિષ્ઠુર ખરી યાયેં કરી ખોદેલી એવી જે પૃથવી તેને વિષે વાવવા માટે મહોન્મત્ત હાથીના કુંભ સ્થલને ભેદવાથકી નિકલેલાં મોતીયોને બીજ રૂપ કરયાં છે અને હે કુંડલપુર પતિ તમારૂં ખડ્ગ ત્રણ લોકમાં વ્યાપ્ત થયેલા જય મંડપમાં તમારી સત્કીર્તિ રૂપ લતાઓ ફુલને માટે ફેલાયેલી છે ॥ ૧ ॥

દુહા ॥ તુમ કૃપાણ કરતે હુતે, જેહ પડયું રજ રેત ॥ તેહનો યમ તસ ઉગટણેં, સર્પ્પ તે ક્રૂર સંકેત ॥ ૧ ॥ અસ્યાર્થશ્લોકઃ॥યતઃ॥ ત્વત્કૃપાણવિનિર્માણ, શેષદ્રવ્યેણ વેધસા ॥કૃતાઃ કૃતાંતસર્પાસ્તુ, તદુદ્વર્ત્તનવર્ત્તિભિઃ ॥ ૧ ॥

ભાવાર્થ:—હે શ્રીચંદ્ર! તમારૂં ખડ્ગ બનતાં બનતાં જે ભુકો પડયો તેનો વિધાતાયેં યમ રાજા બનાવ્યો, એમ લાગે છે, તથા તે ખડ્ગના ઉગટણનો મેલ પડયો, તેના વિધાતાએં સર્પો બનાવ્યા. આ ઠેકાણે આ સર્વ ઉત્પ્રેક્ષા કરી છે.

॥ પૂર્વ ઢાલ ॥ ઇત્યાદિક સ્તવના કરી, શ્રીચંદ્ર દિયે પ્રીતિ દાન હો ॥ ॥ સા૦ ॥ પંચ લક્ષ સોવન દીયે, વસ્ત્રાભરણ અમાન હો ॥ સા૦ શ્રી૦ ॥ ૨૭ ॥ ગાયનેં રથ તે ઓલખ્યો, કહ્યો સઘલો સમાચાર હો ॥ સા૦ ॥ તેહ વિસર્જ્યો ધન ગ્રહી, ગયો ઊતારે તિણવાર હો ॥ સા૦ શ્રી૦ ॥ ૨૮ ॥ રાતે તસ્કરે આવીને, લીધો ગાયન માલ હો ॥ સા૦ ॥ પ્રભાતેં આવી પોકારીયો, કહ્યો યથાસ્થિત ન આલ હો ॥ સા૦ શ્રી૦ ॥ ૨૯ ॥ તે નિસુણી શ્રીચંદ્ર નૃપ, જિતશત્રુ નૃપ સામું ભાલે હો ॥ સા૦ ॥ ચોરેં ધન લિયું તે કિશું, કહે કર જોડી ભાલેં હો ॥ સા૦ શ્રી૦ ॥ ૩૦ ॥ સ્વામિન્ ચોર ઇહાં કણે ત્રણ છે, તે નવિ આવે ગ્રાહ હો ॥ સા૦ ॥ તેણે નગર સવિ મુસીઊં, ચરિત્ર છે તાસ અથાહ હો ॥ સા૦ શ્રી૦ ॥ ૩૧ ॥ એમ સુણી વલી બમણું દીએ, ગાયનનેં ધન રાય હો ॥ સા૦ ॥ તે ઊતારે ફરી ગયા, દાનેં યાચક ખુશી થાય હો ॥ સા૦ શ્રી૦ ॥ ૩૨ ॥ નિશેં શ્રીચંદ્ર ગુટિયોગથી, અદૃશ થઇ પુર માંહ હો૦ ॥ સા૦ ॥ ભમતાં ભમતાં પેખીયા, ત્રણ નર કેરી છાંહ ॥ સા૦ શ્રી૦ ॥ ૩૩॥ જેમ મુનિ એકાગ્રતા ગુટિથકી, વશ કરવા ત્રણ યોગ હો ॥ સા૦ ॥ સંયમ નયરમાંહિ

ફરે, જ્ઞાનવિમલ ગુણ ભોગ હો ॥ સા૦ શ્રી૦ ॥ ૩૪ ॥ સર્વગાથા ॥ ૮૨૧ ॥

॥ દોહા ॥

નીરખી જોતાં તેહમાં, ઓલખીયા બેહુ ચોર ॥ રત્નખુરો ને લોહખુરો, ત્રીજો તો છે ઓર ॥ ૧ ॥ મન માને તે ઇહાં હુઓ, જોઇએ હવે શું કાજ ॥ કરશે તેહને જોયવું, આલસ ન કરવું આજ ॥ ૨ ॥ એહવે લોહખુરો લવે, રાજાયેં દુગણો માલ ॥ દીધો છે તે લીજીયેં, આપણ થઇ ઉજમાલ ॥ ૩ ॥ વજ્રજંગ હવે બોલીયો, શું ભિક્ષુક લૂંટે થાય ॥ સાંભલીયેં છે એહવું, જે આવ્યો છે રાય ॥ ૪ ॥ તસ કોશે સોવન પુરૂષ છે, તે લીજે જો આજ ॥ તો બીજી ચોરી કિસી, સીઝે આપણું કાજ ॥ ૫ ॥ તુજમાં છે અવસ્વાપિની, વિદ્યા હું ધન ગંધ ॥ તુઝ ભત્રિજમાં એકલો, એક વાર સંબંધ ॥ ૬ ॥ દીઠું નયણે ન વિસરે, શબ્દવેધ પણ એમ ॥ તોશું આપણથી અછે, કાંઇ અગમ્ય કહો કેમ ॥ ૭ ॥ લોહખુરો કહે તે ખરૂં, પણ એ મોહોટા રાય ॥ ન્યાયી ધર્મીને ભાગ્ય ધણી, દાતા મુકુટ કહાય ॥ ૮ ॥ તે માટે એ નૃપ તણું, લેઇ ન શકે કોઇ ધન્ન ॥ ઉદ્યમને અફલો હોયે, માનો મુઝ વચન્ન ॥ ૯ ॥ એમ મંતરણું તે કરી, લોહે મંત્રી ધૂલ્ર ॥ લેઇને તે સંચરયા, ગાયનગૃહ પ્રતિકૂલ ॥ ૧૦ ॥ ચાલ્યા ત્રણ તે ઉદ્યમી, દેઇ યામિકને ઊંઘ ॥ ગાયનને ઘર તે ગયા, દ્રવ્ય લિયે ધન શુદ્ધ ॥ ૧૧ ॥ મર્મ જાણ રાજા પ્રથમ, ગયો ગાયન ઘર તામ ॥ દીઠું સઘલું તેહનું, કરણી ચોરી કામ ॥ ૧૨ ॥ તે ધન લેઇને વલ્યા, વિદ્યા લેઇ તતકાલ ॥ ભૂમિગૃહે ધન મેખીયું, ઊપર શિલા વિશાલ ॥ ૧૩ ॥ દૃઢ કરી ધન પુર બાહિરે, સુતા મઠમાં આવિ ॥ યોગીનો વેશ લેઇને, મુખતંબોલને ન્યાવ ॥ ૧૪ ॥ રાજા પણ સવિ તે જોઇ, ગયો ઘર તેણી વાર ॥ પ્રભાતે તે ગાયને, આવી કરયો પોકાર ॥ ૧૫ ॥ સ્વામી ધન માહારૂં હરયું, બમણું દીધું જેહ ॥ મુઝ અભાગ્યના યોગથી, નાઠ્યો દારિદ્ર છેહ ॥ ૧૬ ॥ દોષ કિશો દાતારનો, જો કર્મેં નવિ હોય ॥ રત્ન સવે સુરે સંગ્રહ્યાં, શંકર કાલકૂટ જોય ॥ ૧૭ ॥

॥ ઢાલ પંદરમી ॥ કોઇલો પર્વત ધૂંધલો રે લો ॥ એ દેશી ॥

॥ હવે આસ્થાન સભા સજીરે લો, કરી રોષાલાં નયણ રે ॥ કુશસ્થલ રાય ॥ જિતશત્રુ નૃપ સન્મુખેરે લો, જોઇ કહે કડુવાં વયણ રે ॥ કુ૦ ॥ ૧ ॥ રઢીયાલા હોયે રાજવીરે લો, ન સહે પરનું તેજ રે ॥ કુ૦ ॥

તેજીન ખમે તાજણો રે લો, ન સહે રવિ શશિ હેજ રે ॥ કુ૦ ॥ રઢીઆલા૦ ॥ એ આંકણી ॥ ૨ ॥ અરે તાહરી પ્રતિષ્ઠા કિસી રે લો, જે એમ પુર મુસાય રે ॥ કુ૦ ॥ જિહાં જન સુખ પામે નહી રે લો, તે શો નૃપતિ કહાય રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૩ ॥ નિશિ રાજા અંધ રાજા અછે રે લો, હોલીનો રાજા જેમ રે ॥ કુ૦ ॥ તેહથી પણ હીણો જિહાં રે લો, પરજા ન પામે ખેમ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૪ ॥ જિતશત્રુ નૃપ નીચું જોઇ રે લો, જો ધરતી દીયે માગ રે ॥ કુ૦ ॥ તો પેસું એમ ચિંતવે રે લો, જોવે ચિહું દિશિ લાગ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૫ ॥ આપ કરેં બીડું ગ્રહી રે લો, કહે કોઇ ઝાલો એહરે ॥ કુ૦ ॥ સભા સકલ સુણીને રહ્યારે લો, નવિ ઝાલે કોઇ તેહ રે॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૬ ॥ દાય ઉપાય કરી ગ્રહે રે લો, એ ચોરીની આથ રે ॥ કુ૦ ॥ તસ વિવાહ પહેરામણી રે લો, દિયે એમ ભણે ભૂ નાથ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૭ ॥ સભા જન કહે રાયજીરે લો, એમ બીડાં બહુ વાર રે ॥ કુ૦ ॥ દીધાં લીધાં અફલાં થયાં રે લો, જેમ ખલને ઉપગાર રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૮ ॥ હવણાં તુમ આગલ ગ્રહે રે લો, એહવો કોઇ ન વીર રે ॥ કુ૦ ॥ સર્વ સચિંતા થઇ રહ્યા રે લો, નૃપ મંત્રી સુભટ જે ધીર રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૯ ॥ એમ મધ્યાન્હ થયા જિસેરે લો, માતા કહેવરાવે સંદેશરે ॥ કુ૦ ॥ દેવ પૂજનને ભોજને રે લો, હોયે અસૂર નિવેશરે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૧૦ ॥ સહુ ભૂખ્યું બેસી રહ્યું રે લો, તે ભણી આવો વેગ રે ॥ કુ૦ ॥ ક્ષુધા સમ નહીં વેદનારે લો, ક્ષુધાથી હોયે ઉદ્વેગરે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૧૧ ॥ યતઃ ॥ યા સદ્રૂપ વિનાશિન શ્રુત હરી પંચેંદ્રિયોત્કર્ષિણી, ચક્ષુઃ શ્રોત્રલલાટદૈન્યકરણી વૈરાગ્યમુત્પાદિની ॥ બંધૂનાં ત્યજની વિદેશ ગમની ચારિત્ર વિધ્વંસિની, સેયં બાધતિ પંચભૂત દમની પ્રાણા પહારીક્ષુધા ॥ ૧ ॥

ભાવાર્થ:—સારા રૂપને નાશ કરનારી, સાંભળેલાંના સ્મરણને નાશ કારક, પંચેંદ્રિયોને ખેંચનારી, આંખ, કાન, લલાટ તેને દીન કરનાર, વૈરાગ્યને ઉત્પન કારક, સગાને ત્યાગ કરાવનારી, પરદેશ મોકલનારી, ચારિત્રને નાશ કરનારી પંચ મહાભુતને દમન કરનારી, પ્રાણને હરણ કરનારી, એવી જે ક્ષુધા છે તે હાલ મને બાધ કરે છે.

॥ કવિત્ત ॥ છપો જવઅસન તવ રંગ, તામ તપ સંયમ તપીયેં ॥ જવ અસશન૦ ॥ જાપ ગાયિત્રી જપીયે ॥ જવ અસશન૦ ॥ તામ હસી નારિ બોલાવે ॥ જવ અસશન૦ ॥ તાસ ઘર ધર્મ સુહાવો॥ અન્ન દેવ સવિ આગલો, અન્નવિણ કાંઇ ન સંભરે ॥ કવિરાજ એણિપરેં ઊચ્ચરે, અન્નોષધિ સવિ

હું સિરે ॥ ૧ ॥ દુહો ॥ અન્નવિણ પહિન પરહુણો, અન્ન વિણ કાય ન પોષ ॥ અન્ન વિણ ઘડીય ન જીવિયેં, અન્ન વિણ મૂઆં ન મોક્ષ ॥ ૧ ॥

પૂર્વઢાલ ॥ મંત્રી મુખેં તે જણાવીઓરે લો, માહારે અભિગ્રહ એ હરે ॥ કુ૦ ॥ બીડું ગ્રહ્યા વિણ નવિ જમું રે લો, નિશ્ચય જાણો એહરે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૧૨ ॥ તે ભણી મા તુમ્યે સહુઅને રે લો, જમાડજો એ મુઝ આ ણ રે ॥કુ૦ ॥ પૂર્ણ પ્રતિજ્ઞા એ થયે રે લો, જમશું એ મંડાણ રે ॥ કુ૦ ॥ ર ઢી૦ ॥ ૧૩ ॥ કહે ગુણચંદ્ર સ્વામી એહવું રે લો, સહસા ન કહીયેં એમ રે ॥ કુ૦ ॥ ચોરી પ્રગટ કિહારેં હુશેરે લો, નવિ લહીયેં તે તેમ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૧૪ ॥ તે સુણી વેગેં ઊઠીયા રે લો, સાથેં સવિ રાજાનરે ॥ કુ૦ ॥ વન ક્રીડાને કારણે રે લો, આવ્યા જિહાં ઉદ્યાન રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૧૫ ॥ તિણ પાસે મઠ મોટકો રે લો, તિહાં બેઠા યોગી ચઉ પંચ રે ॥ કુ૦ ॥ તેહમાં ત્રણ તે દેખીયા રે લો, તાંબૂલેં રક્ત મુખ સંચ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૧૬ ॥ રાજા બેઠા મઠ વેદિકા રે લો, તેડાવ્યા યોગી સર્વ રે ॥ કુ૦ ॥ આશી ર્વાદ દેઇનેં રહ્યા રે લો, ઊભા આગલ કરી ગર્વ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૧૭ ॥ કહો તુમમાં યોગી કેહા રે લો, ભોગી કુણ કહેવાય રે ॥ કુ૦ ॥ મરકલડું ક રી હેજશું રે લો, પૂછે તેહુને રાય રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૧૮ ॥ તે કહે અમો યોગી અછું રે લો, ભોગી તુમો મહારાય રે ॥ કુ૦ ॥ કહે રાજા તાંબૂલની રે લો, શોભા કેમ મુખ થાય રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૧૯ ॥ તે ત્રણે શામમુખા થયા રે લો, અપરના મુખ સિત હોય રે ॥ કુ૦ ॥ પાપી શંકાયે સદારે લો, આપેં મુદ્રિત જોય રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૨૦ ॥ ભૂસંજ્ઞાથી બાંધીયા રે લો, તે ગુણચંદ્ર કુમાર રે ॥ કુ૦ ॥ નમો અર્હંતાણં કહીને ગયા રે લો, રાજા તેમ ઠહ મઝાર રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૨૧ ॥ કહે રાજા એ મઠમાં ઘણા રે લો, આવે બહુલા પંથિ રે ॥ કુ૦ ॥ તે ભણી ધર્મશાલા કરો રે લો, મઠ પાસે મોહોટી ઊમંથ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૨૨ ॥ નૃપ આદેશથકી ખણે રે લો, પૃથિવિ મ લીય સુભટ્ટ રે ॥ કુ૦ ॥ શિલા ઊપાડી હેઠે ખણે રે લો, ભૂમિ ગૃહ દેખે સુ ઘટ્ટ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૨૩ ॥ હેમ માણિક રત્નાદિકેં રે લો, કાઢી કીધા ઢગ્ગ રે ॥ કુ૦ ॥ ઓલખીનેં લીઓ આપણું રે લો, જે જેહનું ધન વગ્ગ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥૨૪॥સ્વામી એ ધન ચોરી તણું રે લો, પહેલાં પછે સર્વ રે ॥ કુ૦ ॥ એહનો કોણે ટાલ્યો નહી રે લો, પ્રભુ વિણચોરનો ગર્વ રે ॥ કુ૦॥

રઢી૦ ॥ ૨૫ ॥ અહો અહો ભાગ્ય પડૂરતા રે લો, અહો અહો બુદ્ધિનો જોર રે ॥ કુ૦ ॥ અહો પ્રતિજ્ઞા ધીરતારે લો, વશ કીધા જેણે ચોર રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૨૬ ॥ એમ બહુ જન પ્રણમે થુણે રે લો, લોકોત્તર ગુણ દેખ રે ॥ કુ૦ ॥ વીણારવાદિક જે નરા રે લો, કહે લીયો ધન સંપેખ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૨૭ ॥ જિતશત્રુ નૃપને વશ કરચા રે લો, તેણે સમે ત્રણે ચોર રે ॥ કુ૦ ॥ વિવિધ પ્રહારેં તાડિયા રે લો, પાટુ પ્રમુખેં જોર રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૨૮ ॥ પણ તસ પાસે ન નિકલ્યું રે લો, ચોર તણું અહિનાણ રે ॥ કુ૦ ॥ તલાર સુભટેં તે આણીયા રે લો, શૂલિ દેવણ અહિઠાણ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૨૯ ॥ કૃપાવંત શ્રીચંદ્રજી રે લો, આવી તેહને પાસ રે ॥ કુ૦ ॥ પૂછે તુમો કુણ કુણ અછો રે લો, કહો સત્ય જો જીવિત આસ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૩૦ ॥ પણ તોહે સાચું નવિ ભણે રે લો, તવ કહે ભૂધવ વાત રે ॥ કુ૦ ॥ અહો લોહ ખુરા કેમ નોલખે રે લો, મુઝને તું કેમ ઘાત રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૩૧ ॥ પૂત્રીસહિત તુનેં મુકીઓ રે લો, જીવતો મહેંદ્રપુર સીમ રે ॥ કુ૦ ॥ તુઝમાં છે અવસ્વાપિની રે લો, નિદ્રા વિદ્યા સીમ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૩૨ ॥ રત્નાકર પ્રતેં નૃપ ભણે રે લો, આમ્રતણાં ફલ ખાત રે ॥ કુ૦ ॥ તે સવિ તુઝનેં વિસરચું રે લો, કહે ત્રીજો કુણ એ જાત રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૩૩ ॥ કિશું સ્વરૂપ છે તુમ તણું રે લો, તે દાખો થઇ વેગ રે ॥ કુ૦ ॥ નૃપ પદ પ્રણમીનેં કહે રે લો, ટાલી મન ઊદ્વેગ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૩૪ ॥ માતા પિતા ગુરૂ દેવતા રે લો, રાજા આગેં સાચ રે ॥ કુ૦ ॥ ઈહાં જૂઠું નવિ ભાખવું રે લો, એહવી નીતિની વાચ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૩૫ ॥ જ્ઞાનવિમલ સૂરિ એમ ભણે રે લો, જે બુદ્ધિથી થાયે કામ રે ॥ કુ૦ ॥ તે બલથી નવિ સંપજે રે લો, બુદ્ધેં વાધે મામ રે ॥ કુ૦ ॥ રઢી૦ ॥ ૩૬ ॥

॥ દોહા ॥

॥ ખમો અપરાધ એ અમ તણો, લોહખુરો કહે વાણ ॥ તુમો ઊપગારી પરગડા, તુમ આધારે પ્રાણ ॥ ૧ ॥ હે નૃપ લોહજંઘો હુતો, તેહના સુત એ ત્રણ ॥ વજ્રખુર લોહખુર રત્નખુર, ચોરકલાયેં પ્રવિણ ॥ ૨ ॥ કુંડલ ટોલક પર્વતેં, વલી મહેંદ્રપુર સીમ ॥ તિહાં અવસ્થિતિ અમતણી, કુલ થિતિ લોપું ન નીમ ॥ ૩ ॥ તેહમાં પેહેલાને હુતી, વિદ્યા દોય વિશાલ ॥ તાલોદ્ઘાટણી અવસ્વાપિની, તેતો પામ્યો કાલ ॥ ૪ ॥ તેહનો સુત એ તે હવો, વજ્રજંઘ ઇતિ નામ ॥ પિતાયેં અદૃશ ગુટિકા તણો, દીધો યોગ અ

ભિરામ ॥ ૫ ॥ તે ગુટિયોગ એ પાસથી, ગયો દિસે છે જેણ ॥ લોહ ખુરો હું જાણજો, એહ સ્વરૂપ અમ તેણ ॥ ૬ ॥ આજથકી હવે અમતણા, સ્વામી છો નિરધાર ॥ જેમ ઊચિત હોયે તેમ કરો, ઊપગારી શિરદાર ॥ ૭ ॥ એમ સુણી તે સનમાનીયા, પ્રતિબોધ્યા કહી ધર્મ ॥ આપ તણે પાસેં ઠવ્યા, છંડાવી દુષ્કર્મ ॥ ૮ ॥ હવે મહેંદ્રપુરેં ગયા, કરતા હર્ષ અપાર ॥ ઉઠત બેસત ચલત સવિ, ઠામેં મુખ નવકાર ॥ ૯ ॥ ચતુષ્પર્વી પોસહ કરે, પંચ પર્વ ભણે જ્ઞાન ॥ ખટપર્વી તપ આદરે, સપ્ત ક્ષેત્રે ધન માન ॥ ૧૦ ॥ દેવાર્ચાદિ કિરિયા કરે, શ્રીચંદ્ર નૃપનેં સંગ ॥ મહેંદ્ર પુર નૃપ તે થયો, આસ્તિક ધર્મેં સુચંગ ॥ ૧૧ ॥ તે દરીમધ્યે ધન હતું, કાઢી કરે કૃતાર્થ ॥ સુલોચના કરગ્રહ કરચો, વિસ્તરે શ્રીચંદ્ર નાથ ॥ ૧૨ ॥ હવે ચૌદ નૃપ સાથશું, ગુણચંદ્રનેં કહે એમ ॥ કુંડલપુરથી આણવું, સૈન્ય સકલ ધરી પ્રેમ ॥ ૧૩ ॥ વલી મંત્રી છે ચાર જે, લખમણ અને સુધીર ॥ રાજસુંદર બુદ્ધિસાગરૂ, બુદ્ધિ યુક્ત વડવીર ॥ ૧૪ ॥ મૂકે તેહને વધામણી, દેવા કાજ ઊદાર ॥ પ્રતાપસિંહ નૃપ જનકને, પૂજ્ય ભક્તિ ચિત્તધાર ॥ ૧૫ ॥

॥ ઢાલ સોલમી ॥ મન મધુકર મોહી રહ્યો ॥ એ દેશી ॥

॥ ચ્યાર પ્રધાન પરિવારશું, કુશસ્થલ પુરેં આવે રે ॥પ્રતાપસિંહ રાજા પ્રતેં, વધામણિ વયણ સુણાવે રે ॥ ૧ ॥ ભાગ્ય તુમારૂં રે રાજીયા, વધતું દિન દિન થાય રે ॥ ગુરૂ ગોત્રજ મહિમાથકી, હોવે સુજસ સુવાય રે ॥ ભા૦॥ એ આંકણી ॥૨॥ તુમ સુત શ્રીચંદ્ર રાજીયો, માતા ભાઈસંજુત્તરે ॥ મંહેદ્રપુરે આવ્યા અછે, બહુ નૃપ પ્રણમિત યુત્ત રે ॥ ભા૦ ॥ ૩ ॥ તિહાંથી તિલકપુરમાં થઇ, રત્નપુર સિંહપુર માંહે રે ॥ આવી તુમ પદકજ પ્રણમશે, અચરિજકારી ઉચ્છાહેં રે ॥ ભા૦ ॥૪ ॥ એમ સુણી નૃપ હરખ્યો ઘણું, દીધાં તસ બહુ માન રે ॥ ઉચિત કારી સંતોષિયા, વાધ્યા વલીયા વાન રે ॥ ભા૦ ॥૫॥ હવે ગુણચંદ્રની વિનતિ, કુંડલપુરથી આવે રે ॥ દેવ તુમારા પ્રસાદથી, સહુ કુશલ ખેમ પાવે રે ॥ ભા૦ ॥ ૬ ॥ ગંધહસ્તી તુમો મૂકીયો ભિન્નેં રાખ્યો જેહ રે ॥ કુંડલપુરેં આવ્યો નથી, આજલગે ગુણગેહ રે ॥ ભા૦ ॥ ૭ ॥ કુશસ્થલેં પણ નવિ ગયો, શે તસ કરો આદેશ રે ॥ એહ ઉદંતને સાંભલી, આણી મન આવેશ રે ॥ ભા૦ ॥ ૮ ॥ સપરિવાર નિજ સૈન્યશું, ચાલ્યા કુંડલપુર પંથેં રે ॥ સુવેગ રથેં આપે બેસી, જનની યુત સારથિ સાથેં રે ॥ ભા૦ ॥ ૯ ॥ તેતો તુરતમાંહે આવીયા, પાછલ સૈન્ય પ્રવા

હ રે ॥ હલવે હલવે આવીઊં, કુંડલપુરે ઉચ્છાહ રે ॥ ભા૦ ॥ ૧૦ ॥ ચમત્કાર ચિત્ત પામીયા, માતા ને વહૂ બેહુ રે ॥ તાસ ચરિત્ર અતિ સાંભલી, હરખ્યા નૃપ તિહાં સહુ રે ॥ ભા૦ ॥ ૧૧ ॥ પાલિ પાસે ગિરિ મઝું રહ્યો, દીઠો ગંધ ગજરાજ રે ॥ બોલાવી ઉપર ચઢચા, મનું ઈંદ્ર ઐરાવણરાજ રે ॥ ભા૦ ॥ ૧૨ ॥ ચંદ્રમુખી ચંદ્રલેખા અછે, વલી વીરવર્મ કુટંબ રે ॥વિશારદાદિક સવિ લેઇ, ચાલ્યા તે અવિલંબ રે ॥ ભા૦ ॥ ૧૩ ॥ વલી મહેંદ્રપુરે આવીયા, તિહાંથી તિલકપુર જાય રે॥ ત્રિલોચન નૃપ સાથેં થયા, એમ અનેક નૃપ સમુદાય રે ॥ ભા૦ ॥૧૪॥ તિહાંથી વસંતપુરેં જઇ, વીર વર્મને દેઇ રાજ્ય રે ॥ થાપ્યા તિહાં નરવર્મ નૃપે, ઊત્સવ કીધો પ્રાજ્ય રે ॥ ભા૦ ॥ ૧૫ ॥ તિહાં કેતાએક દિન રહ્યા, કેઇ નૃપ તેડાં આવે રે ॥ કેઇ નૃપ નિજ પૂત્રી લેઈ, ભેટણાં બહુલાં લાવે રે ॥ ભા૦ ॥ ૧૬॥ કેઇ રસાલ દેઇ રંજીયા, કેઇના લેવે દંડ રે ॥ સૌમ્યનેં સોમ સમાન છે, ક્રૂરનેં રવિ પરચંડ રે ॥ભા૦॥૧૭॥ એમ અનેક નૃપ સેવીતો, ગંધ ગજેં આરૂઢ રે ॥ કુંડલ મુગટેં શોભીયેં, જેહનું મંત્રણ ગૂઢ રે ॥ ભા૦॥ ૧૮ ॥ ઋદ્ધે શોભે અતિઘણું, અભિનવ જાણે ઇંદ્ર રે ॥ તેજ પ્રતાપેં શોભીયે, મનું એહિજ રવિ ચંદ્ર રે ॥ ભા૦ ॥ ૧૯॥ અનુક્રમેં ધ્વજ ધ્વજે દીપતું, નયર તિલકપુર નામ રે ॥ જે પામ્યા નૃપ તેહને, ઊત્સવ કીધ ઉદ્દામ રે ॥ ભા૦ ॥ ૨૦ ॥ હવે પ્રતાપસિંહ ભૂપતિ, નંદન મલવા હેતેં રે ॥ સામગ્રી સવલી સજી, સુત આગમન પ્રતીતે રે ॥ ભા૦ ॥ ૨૧ ॥ કુશસ્થલપુર બાહરે, ગુહરાં બાજે નિસાણ રે ॥ પુર લોક અંતઃપુરે, સહિત નૃપતિ મંડાણ રે ॥ ભા૦ ॥ ૨૨ ॥ તિલકપુરેં સુત મિલણે, તુરત પ્રયાણેં જાય રે ॥ પંથે પંથિકને પ્રીણતા, દાને દોલત થાય રે ॥ ભા૦ ॥ ૨૩॥ નૃપ આદેશેં વ્યવહારીયો, લક્ષ્મીદત્ત સકુટંબ રે ॥ કરી સામગ્રી એકઠી, ગયો રત્નપુરેં અવિલંબ રે ॥ ભા૦ ॥ ૨૪ ॥ જનકનું આગમન સાંભલી, શ્રીચંદ્ર પણ લેઇ ઋદ્ધ રે ॥ તિલકપુરેંથી ચાલીયા, સન્મુખ જાવા બુદ્ધ રે ॥ ભા૦ ॥ ૨૫॥ પંથે બેહુ દલ મલ્યાં, વાજે વાજિત્ર નાદ રે ॥ હર્ષ પ્રકર્ષ તિહાં વધ્યા, જેમ શિખી ઘનને નાદ રે ॥ ભા૦ ॥૨૬॥ શ્રીચંદ્ર ગજથી ઊતરી, પ્રણમે પિતાના પાય રે ॥ જનક તે ગજથી ઊતરચા, બેહુ દલ રહ્યા તિણ ઠાય રે ॥ ભા૦ ॥ ૨૭ ॥ સિંહાસન મંડાવીયું, બેઠા પ્રતાપસિંહ રાય રે ॥ નિજ ઉત્સંગેં થાપીયા, હર્ષે શ્રીચંદ્રરાય રે ॥ ભા૦ ॥ ૨૮ ॥ હૃદય સ્થલે આલિંગીયો, શિર દેશેં વલી ચુંબે રે ॥ ચિરકાલીન વિરહતણું, દુખ સઘલું ગયું તું

બે રે ॥ ભા૦ ॥૨૯॥ વિયોગ વન્હિને સમાવવા, વરસે હર્ષાંશુનું નીર રે ॥ સૂર્યવતિ પણ તિહાં મિલ્યાં, ભેલી હેડા હાર રે ॥ ભા૦॥ ૩૦॥ ચંદ્રકલાદિક વહુ અરો, નિજ નિજ સખી પરિવાર રે ॥ શ્વસુરતણા પદકજ નમે, દીયે આશિશ ઉદાર રે ॥ ભા૦ ॥ ૩૧ ॥ પદ્મનાભાદિક ભૂપતિ, લેઇલેઇ ભેટણ હાથ રે ॥ ગુણચંદ્રાદિક મંત્રવી, સવિ પ્રણમે ભૂનાથ રે ॥ ભા૦ ॥ ૩૨ ॥ કનક કુંડલ રાજ્યના, સચિવ જે છે અધિકારી રે ॥ લક્ષ્મણનેં વિશારદા, તે પ્રણમે મનોહારી રે ॥ ભા૦ ॥ ૩૩ ॥ વામાંગનેં વર ચંદ્રને, સેનાની ધનંજયનામે રે ॥ મદન પાલાદિક જે હતા, પ્રણમે સવિ શિર નામે રે ॥ ભા૦॥ ૩૪॥ રત્નકોશ કંચનનરો, પારસ ઊપલ જે સાર રે ॥ નરમાદા મુક્તાફલા, તે આગલ કીધ ઉદાર રે ॥ ભા૦ ॥ ૩૫ ॥ રથ સુવેગ ગંધગજ અછે, પિતા આગલ સવિ મૂકે રે ॥ સર્વ સાખે ભક્તેં કરી, વિનયી વિનય ન ચૂકે રે ॥ ભા૦ ॥ ૩૬ ॥ મતિ રાજાદિ પ્રધાન છે, પ્રતાપસિંહના જેહ રે॥ તેણે સવિ કુમરના પદ નમ્યા, ઝાઝો આણી નેહ રે ॥ ભા૦ ॥ ૩૭ ॥ વહૂઅર સાસુને પાય નમે, સેંદ્રાદિક સખિ સર્વ રે ॥ માંહોમાં સવિ વિનતિ કરે, મૂકી મન ના ગર્વ રે ॥ ભા૦ ॥ ૩૮ ॥ સહુને આનંદ ઉપજે, સહુ મનોરથ સિદ્ધા રે ॥ જ્ઞાન વિમલ સૂરિ એમ કહે, ધનના લાહા લીધા રે ॥ ભા૦ ॥ ૩૯ ॥ સર્વ ગાથા ॥ ૯૩૦ ॥

॥ દોહા ॥

॥હવે ગુણચંદ્રના મુખથકી, સકલ શ્રીચંદ્ર ચરિત્ર ॥ રાજા મનમાં રીઝયો, કીધા કાન પવિત્ર ॥ ૧ ॥ નિજ બંધવ વરવીરનેં, માતા પાસથી આણિ ॥ શ્રીચંદ્રે જનકને પદ ઠવ્યો, બોલે મધુરી વાણિ ॥ ૨ ॥ સ્વામીએ મુઝ-લઘુ બંધવો, એમ કહી બેસારે ઉત્સંગ ॥ દેખી તરૂણી કિરણ જિશ્યો, વાધ્યો રાજા રંગ ॥ ૩ ॥ રાજા પણ સુત આગલે, કહ્યું આપ વૃત્તાંત ॥ પ્રિયા વિયોગે દુઃખ જે, તે જાણે ભગવંત ॥ ૪ ॥ આજ તે સવિ નાશી ગયું, વધ્યો સંયોગનો હર્ષ ॥ જેમ દાવાનલ ઉપશમે, પુષ્કર જલધર વર્ષ ॥ ૫ ॥ નિમિત્તિક અવધૂતની, વાત કહી સવિ તેહ ॥ ચિંતાજતુગ્રહ કષ્ટથી, રાખ્યો તેણે કરી નેહ ॥ ૬ ॥ નિષ્કારણ ઊપગારીયો, નિઃસ્પૃહમાં શિરદાર ॥ તેહને કાંઇ ન કરી શકયો, પ્રીતિ ભક્તિ ઉપગાર ॥ ૭ ॥ સાસ પહેલાં સાંભરે, તે નૈમિત્તિક રાય ॥ એહવો હું નિર્ભાગીઓ, જે રત્ન તે અમથી જાય ॥ ૮ ॥ એ સઘલાં સુખ પામીયાં, પ્રિયા સુત મેલણ રૂપ ॥ એ સવિ તસ ઊ

પગારડો, કહું કેતા ગુણ રૂપ ॥ ૯ ॥ એમ આત્માને નિંદતો, પ્રતાપસિંહભૂપાલ ॥ તવ શ્રીચંદ્ર કાંઇક હસી, બોલે વચન રસાલ ॥ ૧૦ ॥ રાજાની ધરતીએં રહે, સાધે તપ જપ યોગ ॥ તેહને જે ઊપગારડો, કરવો તે શું લોગ ॥ ૧૧ ॥ કહે રાજા તે સાચ છે, પણ તે બેપરવાહ ॥ એહવાના ગુણ સમરતાં, પસરે પુહવિ ઊત્સાહ ॥ ૧૨ ॥ પણ આપણી શક્તિ ભક્તિમાં, તે ખામી કહેવાય ॥ ઊપકૃતિ જે ન કરી શકે, તસ ગુણ અહિલેં જાય ॥ ૧૩ ॥ જેમ લૌકિકમાં દેખીયેં, તંતુ ગ્રહિ ઇંદું નમંત ॥ તેમ આપાપણી શક્તિથી, ભક્તિ કરે તે સંત ॥ ૧૪ ॥ એમ કહી નીસાસો કરે, કિહાં તે દુર્લભ રત્ન ॥ આવી મલવો ભાગ્યથી, જેમ દુર્ગતિ મણિરત્ન ॥ ૧૫ ॥ કહી અહિનાણ જણાવીયો, આપોપું તેણિ વાર ॥ તાતજી તુઝ પ્રસાદથી, હર્ષો ભૂપ અપાર ॥ ૧૬ ॥

॥ ઢાલ સત્તરમી ॥ ધન ધન શ્રી ઋષિરાય અનાથી ॥

॥ હવે તે વાત મૂકીનેં આપેં, સાર વસ્તુનેં રયણાં જી ॥ યથા ઉચિત જાણીને શ્રીચંદ્ર, પહેરાવે સવિ સયણાંજી ॥ ૧ ॥ સજ્જનનો મેલાવો હોવે, પૂરવ પુણ્ય સંયોગેજી ॥ તરષ્યાને જેમ શિત સુધારસ, પાન પરે મન રંગેજી ॥ સ૦ ॥ એ આંકણી ॥ ૨ ॥ તિલક પુરેશ આગ્રહેં તિહાં જાવે, પ્રતાપસિંહ મહિપાલજી ॥ પુત્ર સહિત ઉત્સવે પેસારે, કરે ભેટણ સુવિશાલજી ॥ સ૦ ॥ ૩ ॥ હવે રતનપુરથી અતિ વેગેં, લક્ષ્મીદત્ત ધની આવેજી ॥ તે જાણીને શ્રીચંદ્ર સનમુખ, સપરિવાર તે જાવેજી ॥ સ૦ ॥ ૪ ॥ પિતુ પદકજ મધુકર પરે લાગે, માય તણે વલીપાયજી ॥ સાથેં ભૂપ તેણે પણ પ્રણમ્યો, વિધિ વંદન સુપસાયજી ॥ સ૦ ॥ ૫ ॥ શ્રીચંદ્ર સહિત પ્રતાપસિંહ પાસેં, બેઠા આવી શેઠજી ॥ સૂર્યવતી પાસેં લક્ષ્મીવતી, સવહુઅરપદ હેઠજી ॥ સ૦ ॥ ૬ ॥ માંહોમાં જે હર્ષ જલધિ તિહાં, ઉલ્લસ્યો ભુવને ન માયજી ॥ હૃદયમાં હિસે શ્રીચંદ્ર દેખી, તે જાણે જિનરાયજી ॥ ॥ સ૦ ॥ ૭ ॥ સિંહપુર દીપશિખાપુરી રાજા, શુભગાંગ નેં દીપચંદ્રજી ॥ આવ્યા તે સહુનેં ઘણું ભાવ્યા, મલે બાંહેં શ્રીચંદ્રજી ॥ સ૦ ॥ ૮ ॥ અગણ્ય પુણ્ય ધન તિલકમંજરી, તેહનો કીધ વિવાહજી ॥ પ્રતાપસિંહ રાજાયેં કીધો, શ્રીચંદ્ર મન ઉત્સાહજી ॥ સ૦ ॥ ૯ ॥ સકલ મનોરથ થયા સંપૂરા, તે શુભ યોગનીસ્તવનાજી ॥ પૂર્વ સુકૃત ફલ ઉદય સંયોગેં, હોયે એહવી પરિણમનાજી ॥ સ૦ ॥ ૧૦ ॥ શ્રીચંદ્ર કંઠેં ઠવી વરમાલા, દિન દિન પસરી તેહજી ॥ યશ સૌર

ભ સમૂહ મહકંતી, કુસુમ કુસુમ ફલ ગેહજી ॥ સ૦ ॥ ૧૧ ॥ અનુક્રમેં સર્વે લેઈ સંઘાતેં, આવે રત્નપુર પાસજી ॥ તિહાં લવિંગ એલાહાર હુરા, મંડપ બહુલ વિલાસજી ॥ સ૦ ॥ ૧૨ ॥ અંબુધિ તટ નાના તરૂછાયા, તિહાં પટ મંડપ ગેહજી ॥ માતપિતા મેલો થયો તિહાં કણ, વાસેં મેલ્લકપુર તેહ જી ॥ સ૦ ॥ ૧૩ ॥ પ્રતાપનગર અંબુધિ તટ વાસ્યું, જનકરાજાને નામે જી॥ પ્રતાપ નામે નાણું તિહાં થાપ્યું, સ્વર્ણ રૂપ્પનું તામજી ॥ સ૦ ॥ ૧૪ ॥ હવે કર્કોટક દ્વિપથી આવે, પંચ શતં પોત મહંતજી ॥ રવિપ્રભ રાય તણી જે તનયા, કનકસેનાદિ નવ તંતજી ॥ સ૦ ॥ ૧૫ ॥ બંધુર સિંધુર સહસ દશકશું, ત્રિગુણા હય રથ જાણુજી ॥ કોટિ સુભટ સંયુત બલવત્તર, જલધિ તટે મંડાણ જી ॥ સા૦ ॥ ૧૬ ॥ તેણે સમયેં પ્રતાપ સિંહ રાજા, ઉદ્યાનેં કરે કેલ જી ॥ કર્કોટ દ્વીપથી આવ્યા જાણી, ગજ રથ હય ભટ વેલજી ॥ સ૦ ॥ ૧૭ ॥ તે જોવાને સવિ નર આવ્યા, પૂછે તેહની વાત જી ॥ કિહાંથી આવ્યા કિહાં લગેં જાશો, શી છે તુમચી જાત જી ॥ સ૦ ॥ ૧૮ ॥ રવિપ્રભ નૃપ સુત બોલ્યો તિહાં કણ, આભાસથી ઇહાં આવ્યા જી॥ નયર કુશસ્થલે જાવા મન છે, પ્રતાપસિંહ નૃપ પાસેંજી ॥ સ૦ ॥ ૧૯ ॥ તસ સુતશ્રીચંદ્ર છે ગુણેં ગિરૂઓ, તસ નવપત્ની એહજી॥ માતુલ સાથેં કર મોચનનું, ધન તેહનું છે તેહજી ॥ સ૦ ॥ ૨૦ ॥ તે એકાકી તિહાંકણે આવી, પરણીનેં ગયા તામજી ॥ આપ જણાવી અક્ષરશું લખી, દેઈ મુદ્રાંકિત નામજી ॥ સ૦ ॥ ૨૧ ॥ પિતા આદેશ લહીનેં આવ્યો, બહેનનેં મૂકવા હેતેંજી ॥ એહવો કોણ પ્રભુ છે તે તોલે, ધીર વીર છે ચેતેજી ॥ સ૦ ॥ ૨૨ ॥ તે નિસુણી હર્ષ્યા સવિ રાજા, કહે શ્રીચંદ્ર ભૂપાલ જી ॥ આ પ્રત્યક્ષેં ઇંદ્ર સરીખો, પ્રતાપસિંહ સુત સુકુમાલજી ॥ સ૦ ॥ ૨૩ ॥ અમારો પણ તે છે સ્વામી, તેહનો જન પદ ગામ જી ॥ એહવું ભાગ્ય સૌભાગ્ય અપરનું, નવિ દીસે બહુ મામજી ॥ સ૦ ॥ ૨૪ ॥ તે નિસુણી કનકપ્રભ હરખ્યો, લાગ્યો પ્રતાપસિંહ પાયજી ॥ સ્વામી એ સવિ ઋધિ તુમારી, સુત ઉપાર્જિત આયજી ॥ સ૦ ॥ ૨૫ ॥ તે સમૃદ્ધિ તે કન્યા દેખી, તે સુત ચરિત્ર વિશેષ જી ॥ નિસુણીને સવિ અદ્ભુત પામ્યા, ફલિઉં ભાગ્ય નિરેખ જી ॥ સ૦ ॥ ૨૬ ॥ તિહાંકણિ રાયે સભા મંડાવી, સિંહાસન સજ કીધ જી ॥ સપરિવારસુતનેં તેડીને, સામંત પ્રમુખ પરેંલીધ જી૦ ॥ સ૦ ॥ ૨૭ ॥ ગુણચંદ્રાદિ સચિવને તેડી, કહે શ્રી પ્રતાપસિંહ રાય જી ॥ તેડી આવો ઇહાં

શ્રીચંદ્રને, કલહંસ પરેં તેઆય જી ॥ સ૦ ॥ ૨૮॥ આવી નમે તે ઉત્સંગેં બે સારે, આવે સુર્યવતી માયજી ॥ વધૂ પ્રમુખ પરિવાર સંઘાતેં, દેખીને સુખ થાય જી ॥ સ૦.॥ ૨૯ ॥ કનકસેન શ્રીચંદ્ર નમીને, નૃપપુત્રી નવ જેહ જી ॥ આગલ આણી ઊભી રાખી, પતિ દેખી ધરે નેહ જી ॥ સ૦ ॥ ૩૦ ॥ સસુર સાસુ માશુક સવિ દેખી, હરખી મનમાં તામ જી ॥ તસ માતુલ આકુલતા છંડી, જાણે એ સાક્ષાત્ કામ જી ॥ સ૦ ॥૩૧ ॥ કનકસેનેં સવિ વાત જણાવી, ગજ રથ હય ભટ સાર જી ॥ આપી મુહ આગલ ઢોઇનેં, કરે પ્રણામ ઉદાર જી ॥ સ૦ ॥ ૩૨ ॥ કેમ ગયા તિહાં કેણિ પરેં પરણ્યા, એ અચરિજની કોડી જી ॥ કેમ આવ્યા એ આપ બલેં વા, દેવતણી કોઇ જોડી જી ॥ સ૦ ॥ ૩૩ ॥ શેઠ તણી વહૂઅર તરૂ કેરી, યોગીનીની સવિ વાત જી ॥ ખપૈરા ઉમીયા મુખથી જાણ્યો, કુશસ્થલ નૃપ અવદાતજી ॥ સ૦ ॥ ૩૪ ॥ નૈમિત્તિક અવધૂતનેં ગંધગજ, વશ કીધા ગુણવૃંદજી ॥ તેહ ચરિત્ર તે સર્વ પ્રકાશ્યું, સુણી હુવા પરમાનંદજી ॥ સ૦ ॥ ૩૫ ॥ ચરિત્ર સુણી લોકોત્તર સરિખું, વિસ્મય લહે માય તાય જી ॥ ગમનાગમન કરયું કહો કેવારેં, સુરવિદ્યાનું સહાય જી ॥ સ૦ ॥ ૩૬ ॥ ભલો પ્રવેશ મહોત્સવ કીધો, રાજાયેં તેણિ વાર જી ॥ તે નવ કન્યા સાથેં મહોત્સવ, કીધો બહુ વિસ્તાર જી ॥ સ૦ ॥ ૩૭ ॥ હવે તૂઠો નૃપ કહે સુતરત્નનેં, તેં મુજ દુઃખ ઉદ્ધરિયું જી ॥ એ તાહારા ઊપગારની આગલ, માહારૂં મનડું હરિયું જી ॥ સ૦ ॥ ૩૮ ॥ તેહ ભણી એ સકલ રાજ્યતું, ગ્રહિ કર મુજ મન તોષ જી ॥ તેં તારે ગુણેં એહ ઉપાવ્યું, નહીં મુઝ હિતનો પોષ જી ॥ સ૦ ॥ ૩૯ ॥ જ્ઞાનવિમલ મતિ તાહારી ઉત્તમ, તસ ગુણ ભાખ્યા ન જાવે જી ॥એ ઉપકૃતિને સંભારતાં, વિકસિત હિયડું થાવે જી ॥ સ૦ ॥૪૦ ॥ સર્વ ગાથા॥૯૮૫॥

॥ દોહા સોરઠી ॥

॥ કુમર કહે કર જોડિ, દાસ અછું હું તુમ તણો ॥ તુમ પદ પ્રસાદની હોડિ, કવણ કરે કહો તે ભણો ॥ ૧ ॥ જે શોભા મુઝ હોય, તુમ આગલ પાલાં પુલે ॥ તે છત્ર ધરે નવિ હોય, રાજ્યેં વિનયબિરૂદ ટલે ॥ ૨ ॥ તિહાં કેટલો એક કાલ, રહીને આગેં સંચરે ॥ કીધા બહુ સતકાર, દેશ દિયે વાસંતિકા ॥ ૩ ॥ દોહા ॥ હવે સૂર્યવતીની વાણિથી, આવે સિંહપુરમાંહિં ॥ ચંદ્રકલા હરખી ઘણું, માતુલ લહિ મનમાંહિં ॥ ૪ ॥ પાછલા ભવની ભૂમિકા, ગુણચંદ્ર દેખે જામ ॥ જાતિ સમરણ ઉપન્યું, પહેલા જન્મ

નું ઠામ ॥ ૫ ॥ શ્રીચંદ્રે તિહાં પૂછીયું, મૂર્છાલંભ નિદાન ॥ ગુણચંદ્રે સહુ દેખતાં, સઘલું કહ્યું પ્રધાન ॥૬॥ તાસ પત્ની કમલપ્રિયા, જાતિ સમરણ લહ્યું તેણ ॥ બેહુ જણે ભવ સંભારીયો, સર્વે જાણ્યું જેણ ॥ ૭ ॥ એધરણો નિમિત્તિઓ, તીર્થારાધન પુણ્ય ॥ બે હત્યાથી છૂટીયો, થયો ગુણચંદ્ર એ ધન્ય ॥ ૮ ॥ શ્રીદેવી એ સ્ત્રી હતી, ધરણે મારી જેહ ॥ જિનદત્તા બીજે ભવે, થઇ શ્રાવિકા તેહ ॥ ૯ ॥ જન્મથકી બ્રહ્મચારિણી, નમસ્કાર પ્રભાવ ॥ કમલશ્રી એ સ્ત્રી થઇ, આવ્યો બેહુને સમભાવ ॥ ૧૦ ॥ સોમ દેવાદિક જે હતા, અપર તે સવિ પ્રતિબુદ્ધ ॥ ઊમા ખર્પરા કિહાં ગઇ, ન લહી તેહની શુદ્ધિ ॥ ૧૧ ॥ સર્વ પ્રશંસા તિહાં કરે, કહે નમસ્કાર પ્રભાવ ॥ તીર્થારાધન ગુણ ઘણા, લોક સમક્ષ નિસુણાવ ॥ ૧૨ ॥ તિહાં શુભગાંગ રાજા દિયે, જામાતાને પ્રેમ ॥ ચતુરંગ બલ વિવાહનું, જે બોલ્યું તે તેમ ॥ ૧૩ ॥ ચંદ્રવતીના પાય નમી, ચાલ્યા સવિ લેઈ સાથ ॥ દીપશિખાપુરે આવીયા, પ્રતાપસિંહ નરનાથ ॥ ૧૪ ॥ જિહાં પહેલા પરણ્યા હુંતા, સૂર્યવતીને રાય ॥ તિહાં માતામહ પદ નમે, શ્રી શ્રીચંદ્ર નૃપ આય ॥ ૧૫ ॥ શિર ચુંબી આલિંગિયો, બેસાર્યો ઉત્સંગ ॥ જેમ ગો ચાટે વાછડો, અધિક અધિક ધરી રંગ ॥ ૧૬ ॥

॥ ઢાલ અઢારમી ॥ તોરે કોડડે વિદર્ભી પરણું કુંવરી રે ॥ એ દેશી ॥

॥ માતામહ એણી પરે ભણે રે, પહેલાં અજાણે કીધો રે ॥ વિવાહ ઊત્સવ આડંબરે રે, ચંદ્રકલાનો પ્રસિદ્ધો રે ॥ હવે મનની રૂલી રે ॥ પોહોતી આજ જગીશો રે, રૂડે રંગે રૂલી રે ॥ શી આપું બગશીસો રે ॥૧॥ હવે૦॥ એ આંકણી ॥ મેં કહીયું તે તુમ્હ સાંભરે રે, કર ફરસ્યો તુમ્હે એહનો રે ॥ એહથી બહુ નૃપની કની રે, કર ગ્રહશો એ ગુણ એહનો રે ॥ ૨ ॥ હવે૦ ॥ તે ભણી હવે ફરી દાયજો રે, બમણો દેઇ હરખું રે ॥ અતુલી બલ તુમ્હ ભાગ્ય છે રે, હરિને ચક્રીના સરખું રે ॥ ૩ ॥ હવે૦ ॥ તિહાં કનકદત્તની સુતા રે, રૂપવતી છે નામ રે ॥ જેણે કાગલ નાખી ગોખથી રે, આપ જણાવ્યું હતું તામ રે ॥ ૪ ॥ હવે૦ ॥ અતિ ઉત્સવશું આદરે રે, પરણે શ્રીચંદ્ર તેહને રે ॥ આગલથી સવિ ચિંતિત હુવે રે, પુણ્ય સખાઇ છે જેહને રે ૫ ॥ હવે૦ ॥ કેતાએક દિન તિહાં રહ્યા રે, લીયે નવ નવીય રસાલો રે ॥ જેમ ભાદ્રવડે નીરનો રે, પોહવી વહે પરનાલો રે ॥ ૬ ॥ હવે૦ ॥ માગે આજ્ઞા ચલવા તણી રે, કુશસ્થલ પુરે જાવા રે ॥ ઘર આવણને ઉમહ્યા રે, પંથે

પ્રયાણ મનાવા રે ॥૭॥ હવે૦ ॥ વધાઉ આગેં વધ્યા રે, લાખ પસાય લહેવા રે ॥ ધસમસતા ધીરા ધસે રે, આગલ જાયે કહેવા રે ॥૮॥ હવે૦॥ જંગલમાં મંગલ કરે રે, લોકાનેં સુખદાયી રે ॥ કનકની કોડી વરસતા રે, ધરતા ધર્મ વડાઇ રે ॥ ૯ ॥ હવે૦ ॥ દીન દુઃખી સાધારતા રે, વારે વ્યસન વલી સાત રે॥ વિઘન વલય જાયે દેશનાં રે, ન કરે કો કેહની તાંત રે ॥ ૧૦ ॥ હવે૦॥ કુશસ્થલમાં વાજીયાં રે, જાંગી ઢોલ નિશાણ રે ॥ આવ્યા અમ્હ નયરી ધણી રે, આજ નજિક પ્રયાણ રે ॥ ૧૧ ॥ હવે૦ ॥ સોહવ આવે સામહી રે, ધવલ મંગલ બહુ ગાવે રે ॥ ગુડી નેજા ફરહરે રે, વાજાં તાજાં વજાવે રે ॥ ૧૨ ॥ હવે૦ ॥ ભેરી ભુંગલ નફેરીયાં રે, સરણાઇ ગહગાટ રે ॥ માદલ તાલ કંસાલડાં રે, બંદીજનના ઠાઠ રે ॥ ૧૩ ॥ હવે૦ ॥ હાટ સવે શણગારીયાં રે, ગલીએં ફૂલ બીછાયાં રે ॥ ધૂપ ઘટી પ્રગટી કરે રે, ચાઽ ચૂઅલ સવિ વાલ્યાં રે ॥ ૧૪ ॥ હવે૦ ॥ સિંદૂરેં શણગારીયા રે, માતા મયગલ મદ પૂરયા રે ॥ સાંબેલાં સવિ સજ કરયાં રે, દાલિદ્ર દોહગ ચૂરયાં રે ॥ ૧૫ ॥ હવે૦ ॥ મુખકમલ અવલ અલંકરયાં રે, છાયારથ ચકડોલ રે ॥ ચોકેં ચોકેં ચંદ્રુઆ રે, બાંધ્યા કરી રંગ રોલ રે ॥ ૧૬ ॥ હવે૦ ॥ પોલ પોલ જે નર તણી રે, નારીની વલી શ્રેણી રે ॥ તે મનું નયરી મલવા ભણી રે, ભુજાલિંગન તેણેં રે ॥ ૧૭ ॥ હવે૦ ॥ જે વાતાયન વિકસ્યાં રે, તે જાગે પુરી નિજનાથ રે ॥ આવંતાને તે જોઇને રે, સ્ત્રીમુખ દર્પણ લેઇ હાથ રે ॥ ૧૮ ॥ હવે૦ ॥ જે ઘરશ્રેણી ધજા ફરે રે, તે જાણે નૃપને તેડે રે ॥ આવો સ્વામી ઊતાવલા રે, દ્વારેં આલિંગન ભીડે રે ॥ ૧૯ ॥ હવે૦ ॥ એમ બહુવિધ આડંબરેં રે, પેસે નયરી મઝાર રે ॥ વધાવે મુક્તાફલેં રે, કંચન કુસુમશું સાર રે ॥ ૨૦ ॥ હવે૦ ॥ છત્ર ચામર એમ વિંજતે રે, શેઠ સેનાપતિ મંત્રી રે ॥ ચતુર ચાર વર્ણ આવિયા રે, વર્ણ અઢારની પંતિ રે ॥ ૨૧ ॥ હવે૦ ॥ ચીરં નંદ જય જીવજો રે, સહસ લાખ કોડી વરસાં રે ॥ દીયે આશિષ માતા ધૂયા રે, પૂરજો અમ્હ જગીશા રે ॥ ૨૨ ॥ હવે૦ ॥ આજ ભલાં સુવિહાણલાં રે, આજ મનોરથ ફલીયા રે ॥ આજ રંગરેલ આવી ઘરે રે, પુત્ર તાત બેહુ મલિયા રે ॥ દુરિત ઉપદ્રવ ટાલીયા રે, ભાગ્યતણા એ બલીયા રે ॥ દુઃખ દોહગ નિર્દલીયાં રે ॥ ૨૩ ॥ હવે૦ ॥ મજરો લેવે સહુ તણો રે, નેહ નજરશું નિહાલે રે ॥ પ્રજાલોક ચકોર જે રે, શ્રીચંદ્રચંદ્રને ભાલે રે, કરે કરે પ્રણામ નિલાડે રે ॥

॥ ૨૪ ॥ હવે૦ ॥ સહુ સુખીયું તે શહેરમાં રે, મહેરથકી રાજ તેજેં રે ॥ ઊત્સવ રંગ વધામણાં રે, તખતેં બેઠા હેજેં રે ॥ ૨૫ ॥ હવે૦ ॥ તવ શ્રી ચંદ્રએમ ચિંતવે રે, વિનતડી અવધારો રે ॥ ગુપ્તિથકી હવે મૂકીયેં રે, જય વિજયાદિ કુમારો રે ॥ ૨૬ ॥ હવે૦ ॥ જો બોલણાં તોહે બાંધવા રે, ચિંતે એ અમ બાંહિ રે ॥ કડુઇ લિંબડી મીઠી છાંહડી રે, એ ઉખાણો પ્રાહિં રે ॥ ૨૭ ॥ હવે૦ ॥ સજ્જન અતિહિ પરાભવ્યો રે, મનમાં વહે ન ડંસો રે ॥ છેદ્યો ભેદ્યો હૃદયમાં રે, તોહી મધુર ધ્વનિ વંસો રે ॥ ૨૮ ॥ હવે૦ ॥ જો ચંદનને છેદીયું રે, કરે સુગંધ મુખ કુહાડે રે ॥ અગર અગ્નિમાંહે ખેપીયો રે, ગંધેં પ્રીતિ પમાડે રે ॥ ૨૯ ॥ હવે૦ ॥ તેમ ઊત્તમ ઊત્તમપણું રે, મૂકે મન નવિ કબહી રે ॥ એમ જાણો પ્રભુ મૂકીયેં રે, ગુન્હો બગસ કરો સબહી રે ॥ ૩૦ ॥ હવે૦ ॥ એમ શ્રીચંદ્રની વિનતિ રે, માની મૂકયા ચાર રે ॥ જયાદિક નિજ બાંધવા રે, પહેરાવ્યા અલંકાર રે ॥ ૩૧ ॥ હવે૦ ॥ આત્મનિંદા કરતાં થકાં રે, જનકને પાયે લાગે રે ॥ અમ્હ સરખા અપરાધીયા રે, એ કીધો દો ભાગેં રે ॥ ૩૨ ॥ હવે૦ ॥ જનક કહે સવિ કર્મનો રે, એ ઉન્માદ વિનોદ રે ॥ તે ભણી વિખવાદ મત કરો રે, રાખો મનમાં પ્રમોદ રે ॥ ૩૩ ॥ હવે૦ ॥ રાજ કાજ મેલાં અછે રે, આર્ત્ત રૌદ્રનાં બીજો રે ॥ ધન્ય તે જે એહથી ઓસરચા રે, પસરચાં જસ બોધિબીજ રે ॥૩૪॥ હવે૦ ॥ પાસેં થાપ્યા તે સહુ રે, પસરી મંગલમાલા રે ॥ જ્ઞાનવિમલ ગુરૂ તેજથી રે, સુખ પસરે સુકુમાલા રે ॥ ૩૫ ॥ હવે૦ ॥

॥ દોહા ॥

॥ હવે મણિચૂડ રત્નધ્વજા, વિદ્યાધર બેહુ જેહ ॥ મેરૂગિરેં પોહોતા હતા, વિદ્યા સાધી તેહ ॥ ૧ ॥ આવ્યા નયર પાતાલમાં, માયથકી સવિ વાત ॥ કન્યાના વિવાહથી, શ્રી ચંદ્રના અવદાત ॥ ૨ ॥ ઇહાં આવી પરણી ગયાં, નિસુણી તે સંબંધ ॥ હર્ષ્યા મનમાં અતિ ઘણું, જેમ ધનથી ધન બંધુ ॥ ૩॥ કરી વિમાનને આવીયા, કુશસ્થલેં ઊદ્યાન ॥ ઊતરતાં તે દેખીને, દ્યોતિત દશ દિશિમાન ॥૪॥ પરષદા માંહે બેહુ મલ્યા, શ્રીચંદ્રને દિયે માન ॥ માંહો માંહે તુતિ નુતિ કરે, કહે નિવાત નિદાન ॥ ૫ ॥ અરિજય કરવા પ્રારથ્યો, શ્રીશ્રી ચંદ્રકુમાર ॥ માત પિતા શેઠ શેઠાણી, જયાનો પરિવાર ॥ ૬॥ વલી કેટલાએક ભૂપશું, ચાલે વિમાનેં બેસી ॥ આકાશેં અતિ હર્ષશું, ટાલેવા અરિ મેસિ ॥ ૭ ॥ પાતાલહ નગરેં જઇ, સામગ્રી સવિ લેઇ ॥ સવિ વે

તાઢચગિરિ ગયા, નિસાણે ઠોર દેઇ ॥ ૮ ॥ વાજિત્રને નાદે કરી, બધિર કરે દિશિભાગ ॥ તે પુરિ મણિભૂષણ વને, ઊતરે નૃપ માહાભાગ ॥ ૯ ॥ એહવે તે વનમાં વિશદ, પટડેરા સમુદાય ॥ શોભાલંકૃત ભૂમિકા, દેખે શ્રી ચંદ્રરાય ॥ ૧૦ ॥ પૂછે પ્રત્યયી નર પ્રત્યે, ચર મુખે લહી વૃત્તાંત ॥ એ વનમાંહે ઊતરચા, સાધુ મહાજન સંત ॥ ૧૧ ॥ શ્રી ધર્મઘોષ મુનીશ્વરૂ, સુધા શમદમવંત ॥ આચારિજ આચારના, ગુણમણિ યતનાવંત ॥ ૧૨ ॥ તે નિસુણી મનચિંતવે, મુનિદર્શનનો યોગ ॥ પૂરણ ભાગ્યબલે હોયે, થાયે પાપવિયોગ ॥ ૧૩ ॥

॥ ઢાલ ઓગણીશમી ॥ હો મતવાલે સાજનાં ॥ એ દેશી ॥ સુગ્રીવાદિ વિદ્યાધરા, એ સુણે મુનિની વાણી જી ॥ આવ્યા છે ઊલટ ધરી, ભલા ભલા ભવિ પ્રાણી જી ॥ ૧ ॥ પૂછયો નર એમ વિનવે, સુણો તુમ્હો મહારાજા જી ॥ તુમ્હો પણ સૂરિના પદ નમો, થાઓ તેજે તાજા જી ॥ ૨ ॥ પૂ૦ ॥ એ આંકણી ॥ તે સુણી શ્રીચંદ્ર નરપતિ, યતિ નાયકને વંદે જી ॥ સકલ ઋધ્ધિ પરિવારશું, આણી મન આણંદે જી ॥ ૩ ॥ પૂ૦ ॥ પંચાભિગમ સાચવી, સચિત્ત દ્રવ્યનો ત્યાગ જી ॥ અચિત્તનો અભિગ્રહ લિયે, મન એકાગ્રતા લાગ જી ॥૪॥ પૂ૦ ॥ ગુરૂ દીઠે ધરે અંજલી, એકપટ ઉત્તરાસંગે જી ॥ ખડ્ગ છત્રને મુકુટ વાહન, ચામર તજે નૃપ લિંગ જી ॥ ૫ ॥ પૂ૦ ॥ દેઇ તીન પ્રદક્ષિણા, ખમાસમણ દુગ દેઇ જી ॥ ઇચ્છાકાર નિમંત્રણા, પાઠ મુખે પભણેઈ જી॥ ૬॥ પૂ૦॥ ગુરૂ નમી યથોચિત થાનકે, બેઠા તિહાં સકુટુંબ જી॥ બુદ્ધિ આઠ ગુણ સંયુતે, સુણે દેશના અવિલંબ જી ॥૭॥ પૂ૦ ॥ તદ્યથા॥ શ્રુશ્રૂષા ગુરૂ સેવના, અથવા સુણવા ઇચ્છા જી॥ શ્રવણ ગ્રહણને ધારણા, ઊહા વિચાર વિવિચ્છા જી॥ ૮ ॥ પૂ૦ ॥ અપોહ તે નયની ચાલના, અર્થવિજ્ઞાન નિરધાર જી॥ તત્ત્વ જ્ઞાન તે સ્વરૂપનું, જાણવું એ અડ સાર જી ॥૯॥ પૂ૦॥ એ આઠે ગુણ મેલવી, ગુરૂમુખ પંકજ પેખે જી ॥ અતિ તૃષિતા જિમ અમૃત મલે, હર્ષે તિમ જનુ લેખે જી ॥૧૦॥ પૂ૦ ॥ તેણે સમયે તે સૂરીશ્વરૂ, તપનો મહિમા ભાંખે જી॥ સભા આગલ સાચી ગિરા, સમગ્ર શાસ્ત્રની સાખે જી॥ ૧૧ ॥ પૂ૦॥ દરિદ્ર અજ્ઞાન પરાભવ્યો, નીચકુલે અવતાર જી ॥ દાસપણું રોગીપણું એ તપથી ન હોયે લગાર જી ॥ ૧૨ ॥ પૂ૦ ॥ યતઃ॥ ન નીચૈર્જન્મ સ્યાત્ પ્રભવતિ ન રોગવ્યતિકરો, ન ચાપ્યજ્ઞાનત્વં વિલસતિ ન દારિદ્રલસિતં ॥ પરાભૂતિર્ન સ્યાત્ કિમપિ ન દુરાપં કિલ યત, સ્તદેવેષ્ટપ્રાપ્તૌ કુરૂત નિજશકત્યાપિ

સુતપઃ ॥ ૧ ॥

ભાવાર્થઃ—હે ભવ્ય જીવો! સ્વશક્ત્યનુસાર તપ કરો. કારણ કે જે તપથી, નીચકુલમાં જન્મ નથી થાતો, રોગ નથી થાતો, અજ્ઞાનપણું આવતું નથી, દારિદ્ર નથી આવતું, તથા કોઈ ઠેકાણે પરાભવ થાતો નથી. વલી જે તપથી કાંઇ પણ પદાર્થ પ્રાપ્ત થયાવિના રહેતા નથી. માટે તેજ તપ ઈષ્ટ પ્રાપ્તિને માટે કરો ॥ ૧ ॥

॥ તપ પ્રભાવથી સંપદા, સઘલી સેજેં આવે જી ॥ નિઃશ્રેયસ સંપદ પામીયેં, શ્રીચંદ્રપરેં સુખ થાવે જી ॥ ૧૩ ॥ પૂ૦ ॥ આવ્યા જાણી શ્રીચંદ્રને, દેશના દિયે વિશેષ જી॥ સિંધુલહરી છે ભટકતી, પણુ વધતી ચંદની રેખ જી ॥ ૧૪ ॥ પૂ૦ ॥ તદ્યથા ॥ ગાથા ॥ ભરહ ખિત્તંમિ નયરે, કુસથ્થલે નિપપયવ સિંહ પિયા ॥ સૂરિયવઇય કુચ્છી, સરહંસો જયઉ સિરિચંદો ॥ ૧ ॥ જસ્સય ગપ્ભવયારે, જણુણી સુમિણંમિ પાસઇ મયંકં ॥ સિરિચ્છત્તં કરકમલં, મણિમય જિણ ભવણ કારવણં ॥ ૨ ॥ જોહિ મુકકો જણણી, સવત્તી સુય સજ્જસાઊિસાહરણો ॥ ગિહુવ વણપુપ્ફ પૂજે, યણિયણિ હરખિયો તઇયા ॥ ૩ ॥ સુરદિણ સુમિણ જોગા, લચ્છી દત્તેણ લચ્છીવઇ પઇણા ॥ ગહિઊણ તઓ સ ગિહે,ણિઓ સો કુમારસિરિચંદો ॥૪॥ સૂરિય વઇએ પભણઇ, રજ્જ સુરીપુત્ત વિરહ સમયંમિ ॥ ભટ્ટ સિરિચંદ સુઓ, બારસવાસમ્મિ તુહ મિલહી ॥ ૫ ॥ વર પઉમગપ્ભગોરા, વયરૂજ્જલદંતપંતિ રમણિજ્જો ॥ ભાણુવ્વભાલ ભાણુ,વટ્ટઇ ચઉદ્દં સિરિચંદો ॥૬॥ ઇત્યાદિ ॥ ઢાલપૂર્વલી ॥ એમ ચરિત્ર યથાયોગ્યતા, ભાંખ્યું શ્રીમુનિરાજેં જી ॥ વચમાં તેહજ પૂછીયું, તિહાં વિદ્યાધર રાજેં જી॥ ૧૫ ॥ પૂ૦ ॥ કહે સૂરિ સુગ્રિવ નૃપો, તે એ અછે શ્રીચંદ્ર જી ॥ જેહનું ચરિત્ર અમો ભાંખિયું, સુણિયું તમો નિસ્તંદ્ર જી ॥ ૧૬ ॥ પૂ૦ ॥ એ પ્રતાપસિંહ ભૂપતિ, એ સૂર્યવતી માય જી ॥ ચંદ્રકલાદિક એ વહૂ, એ ગુણચંદ્રસહાય જી ॥ ૧૭ ॥ પૂ૦ ॥ તે નિસુણી ખગ સવિ મલે, હર્ષિત હોય પ્રશંસ જી ॥ બીજા પણ આવી મલ્યા, જેમ માનસ સર હંસ જી ॥ ૧૮ ॥ પૂ૦ ॥ હવે શ્રીચંદ્ર નૃપ વિનવે, વંદી સૂરિના પાયા જી ॥ પાછલ પુણ્ય કીધું કીશું, દાખો કરી સુપસાયા જી॥ ૧૯ ॥ પૂ૦ ॥ તવ ભાંખે મુનિપતિ તિહાં, આજથકી ભવ ત્રીજે જી ॥ ઐરવત ક્ષેત્રમાંહે તુમ્હો, નરભવ પામ્યા બોધબીજ જી ॥ ૨૦ ॥ પૂ૦ ॥ તિહાં આંબિલ વર્દ્ધમાનનું, તપ કીધું ભલેં ભાવેં જી॥ તિહાંથી અચ્યુતેંદ્રહ થઇ, ઇહાં શ્રીચંદ્ર નૃપ થાવે જી ॥ ૨૧॥ પૂ૦ ॥ યતઃ॥ એરવયખિત્તં ચંદણ,ભવંમિણુદિય તવસ્સ માહપ્પા ॥

અચ્ચુય ઇંદો જાઓ, તહ રાયાહિ રાય સિરિચંદો ॥ ૧ ॥ કહે તે વિસ્તરથી કહો, કરી કૃપા ભગવાન જી ॥ કહે વિસ્તરથી દાખવું, સુણજો સહુ સાવધાનજી ॥ ૨૨ ॥ પૂ૦ ॥ જંબુદ્વીપ ઐરવનેં ક્ષેત્રેં, બૃહણીનામેં નયરી જી ॥ રાજા જય દેવ નામે અછે, જેણે વશ કીધા વૈરી જી ॥ ૨૩ ॥ પૂ૦॥ જયાદેવી તેહની પ્રિયા, તસ સુત છે નરદેવ જી ॥ પંડિત પાસેં મોકલ્યો, ભણવાને તતખેવ જી ॥ ૨૪ ॥ પૂ૦॥ વર્દ્ધન નામેં સચિવ છે, નૃપનો મિત્ર ગુણધામી જી ॥ વલ્લભા દેવી તસ પ્રિયા, ચંદનસુત સુખકામી જી ॥ ૨૫ ॥ પૂ૦ ॥ તે પણ નીશાલેં ભણે, માંહો માંહે અતિ નેહો જી ॥ સકલ કલા કુશલી થયા, તુલ્ય ક્રિયા ગુણ ગેહો જી ॥ ૨૬॥ પૂ૦ ॥ યૌવન વય તે પામીયા, બેહુ સહુને મન ભાવે જી ॥ અથ ક્ષિતિપ્રતિષ્ઠિત નયરનો, પ્રજાપાલ ભૂપ સોહાવે જી ॥ ૨૭ ॥ પૂ૦ ॥ દેવી રાણી તસ સુતા, અશોક શ્રીચતુરા જી ॥ તે પણ યૌવન કુસુમને, પામી જેમ સુમેં ભમરા જી ॥ ૨૮ ॥ પૂ૦ ॥ સ્વયંવરમંડપ માંડિયો, કુંકુમપત્રી પ્રેખી જી ॥ ભૂપ અનેક તેડાવીયા, દૂતથી કાગલલેખી જી॥૨૯॥પૂ૦॥ નરદેવ નૃપસુત આવિયો, ચંદનમિત્ર લેઇ સાથ જી॥ અનુક્રમેં કર્મના યોગથી, છોડી સકલ નરનાથ જી ॥૩૦॥ પૂ૦॥ પૂરવ જન્મ સનેહથી, ચંદન વરીયો જાણી જી॥ નરદેવ મનમાં હરખીયો, મિત્રની એ સહી નાણી જી ॥ ૩૧ ॥ પૂ૦ ॥ પ્રજાપાલ નૃપેં આપણી, ભાણેજી શ્રી કાંતા જી ॥ નરદેવનેં પરણાવીયો, ઉત્સવ કરીય મહાંતા જી ॥ ૩૨॥ પૂ૦ ॥ આવ્યા તે આપણ પુરેં, સુખિયા બિહુ રહે લીણા જી ॥ અવર ભૂપ પણ નિજસ્થાનકેં, પોહોતા અતિ ઘણું પ્રીણા જી ॥ ૩૩ ॥ પૂ૦ ॥ સ્વયંવરની રીતિ છે, સંબંધ હોય તે પરણે જી ॥ જ્ઞાનવિમલ સૂરિ એમ કહે, બીજા નૃપભક્તિ કરણે જી ॥ ૩૪ ॥ પૂ૦ ॥

॥ દોહા ॥

॥ ચંદનને પરણ્યા પછી, હવે થયા ખટ માસ ॥ પ્રાચ્ય કર્મના ઉદયથી, ગયો દેશાંતરેં વાસ ॥ ૧ ॥ પંચ પોત યુત ધન ભણી, રત્નદ્વીપેં ગયો જામ ॥ લાભ થયો તિહાં અતિ ઘણો, વણિજ કરયાં ઉદ્દામ ॥ ૨ ॥ કોણપ પુરમાં આવતાં, જલધિ થયું તોફાન ॥ વીજ વાદલના યોગથી, ભગ્ન થયું એક યાન ॥ ૩ ॥ કર્મસંયોગેં પામીયું, ચંદનેં પાટીયું એક ॥ તસ સંયોગેં નીકલ્યો, જલધિ માંહેથી છેક ॥૪॥ ચાર પોત દેવયોગથી, શબર બંદિરેં જાય ॥ તિહાં મુક્તાફલ નીપજે, તેણેં તેહ પૂરાય ॥ ૫ ॥ બારે વરસેં

આવીયો, કોણપપુર તટ કંઠ ॥ ભમતાં ભમતાં બહુદિનેં, જેમ ગજ મદ્દિ યો મેઠ ॥ ૬ ॥ નિજ પુર પાસેં આવીયો, કર્મથી ચંદન શેઠ ॥ પહેલાં આવ્યો તેહથી, ભગ્ન પોતનો શેઠ ॥ ૭ ॥ ફલક યોગથી તેણેં કહી, ભગ્ન પોતની વાત ॥ તે નિસુણી દુઃખીયા થયા, શેઠ મિત્ર નિજ જાતિ ॥ ૮ ॥ અ શોકશ્રી તેહની પ્રિયા, તે પણ દુઃખિણી થાય ॥ જલધિતીર જોવરાવીયું, પણ ચંદન કિહાં ન લહાય ॥ ૯ ॥ તે ભણી સાત વરસાં પછી, પલટી વિધવા વેષ ॥ પહેરચો જન અનુવાદથી, કૃશતા તનુની પેખી ॥ ૧૦ ॥ હવે દ્વાદશ વર્ષાં તરેં, ચંદન આવ્યો દેશ ॥ હર્ષિત શેઠ સુસર વહૂ, પોર લોક સુવિશેષ ॥ ૧૧ ॥ હર્ષજલેં ન્હવરાવતો, દેતો યથોચિત દાન ॥ ચંદન નિજઘર પા મીયો, જેમ મુનિસંયમ ધ્યાન ॥ ૧૨ ॥ અશોક શ્રીકૃત ધર્મ તરૂ, ફલિયો એહ નિદાન ॥ સહુ પ્રશંસા એમ કરે, વાધે હર્ષ પ્રધાન ॥ ૧૩ ॥ કાલેં ન રદેવ નૃપ થયા, ચંદન થયા પ્રધાન ॥ શેઠ મુખ્યપણેં એહ છે, રાજ્યેં મે ઢી સમાન ॥ ૧૪ ॥ સર્વગાથા ॥ ૧૧૦૩ ॥

॥ ઢાલ વીશમી ॥ રાગ મારૂ ॥ ભાવન પવાડાની જાતિ ॥ લજ્જા તું રાખે હો લંધડા હો, પૂરવ તણા પડાણ ॥ એ દેશી ॥ હવે તિણ પુર તિણ સમે હો, આવ્યા જ્ઞાનસૂરીંદ ॥ જે છે શ્રુત અતિશય ઘણા હો, વનમાં મ હિમ દિણંદ ॥ હવે તિણ સમયેં તિણ પુરવરેં હો, મૂર્ત્તિમંતા ધર્મ ગિરીં દ ॥ દેઇ દર્શનને ભવિને તારતા હો, જેમ ચકોરાને ચંદ ॥ ૧ ॥ હવે૦ ॥ એ આંકણી ॥ નૃપ શેઠને નાગર નાગરી હો, શ્રી કાંતા નૃપ નારી ॥ અશોક શ્રી સાથેં આવીયા હો, કરે વિધિ વંદન સાર ॥ ૨ ॥ હવે૦ ॥ નમીને સ વિ બેઠા યથોચિત થાનકેં હો, સૂરિ દીયે ધર્માશીષ ॥ તિહાં પ્રારંભે ગુ રૂ ધર્મદેશના હો, નિરૂપકાર બગશીશ ॥ ૩ ॥ હવે૦ ॥ જેમ તક્રથી ન વનીત ઉદ્ધારીયેં હો, પંકેંથી જિમ પદ્મ ॥ જિમ અમૃત ઉદ્ધરીયેં જલ ધિથી હો, જેમ મુકતા વંશ સદ્મ ॥ ૪ ॥ હવે૦ ॥ તેમ નરભવથી ધર્મ ઉદ્ધ રીયેં હો, ધર્મ તે પરમ છે સાર ॥ દુર્ગતિ પડતાં રડતાં ચિહું ગતિ હો, ધર્મ તે કરેય ઊદ્ધાર ॥ ૫ ॥ હવે૦ ॥ યથા ॥ તક્રાદિવનવનીતં, પંકાદિવ પ દ્મમમૃતં જલધેઃ ॥ મુક્તાફલમિવ વંશાત્, ધર્મઃ સારં મનુષ્યભવાત્ ॥ ૧ ॥ સંસારે માનુષ્યં સારં, માનુષ્યકેચ કૌલિન્યં ॥ કૌલિન્યે ધાર્મત્વં, ધાર્મત્વે ચાપિ સદયત્વં ॥

ભાવાર્થ:—છાશથકી જેમ માખણ ઉત્પન્ન થાય છે તે સાર છે, કચરામાંથી જેમ કમલ ઉત્પન્ન થાય છે, તે સાર છે, સમુદ્રથકી જેમ અમૃત ઉત્પન્ન થાય છે તે સાર છે અને વાંસડાથકી જેમ મોતી ઉત્પન્ન થાય છે, તે સાર છે, વલી મનુષ્યભવથકી જે ધર્મ થાય, તે સાર છે ॥ ૧ ॥ સંસારમાં મનુષ્યપણું છે તે સાર છે, મનુષ્યપણામાં કુલીનપણું છે તે સાર છે, કુલીનપણામાં ધર્મિપણું છે, તે સાર છે, ધર્મિત્વમાં સદયપણું તે સાર છે ॥ ૨ ॥

॥ દેશના અંતે નૃપ પૂછે સૂરિને હો, કોણ કર્મે થયો વિયોગ ॥ અશોકાદિક તેપણ પુનરપિ હો, કોણ કર્મે હોય સંયોગ ॥ ૬ ॥ હવે૦ ॥ ગુરૂ કહે સુખ સવિ નિજ કર્મથી હો, નાવે પર કૃત કર્મ ॥ ફલ શુભાશુભ સ્વકૃત ભોગવે હો, એહીજ ધર્મનો મર્મ ॥ ૭ ॥ હવે૦ ॥ કબહી મેરૂ ચલે અનલ શીતલો હો, પશ્ચિમ ઊગે ભાણ ॥ પર્વત શિલા ઉપર ઊગે પદમિણી હો, પણ ન ચલે કર્મ વિન્નાણ ॥૮॥ હવે૦॥ યતઃ ॥ ઉદયતિ યદિ ભાનુઃ પશ્ચિમાયાં દિશાયાં, પ્રચલતિ યદિ મેરૂઃ શીતતાં યાતિ વન્હિઃ ॥ વિકસતિ યદિ પદ્મં પર્વતાગ્રે શિલાયાં, તદપિ ન ચલતીયં ભાવિની કર્મરેખા ॥ ૧ ॥ આર્યા ॥ આરોહતુ ગિરિશિખરં, સમુદ્રમુલ્લંઘ્ય યાતુ પાતાલં ॥ વિધિલિખિતાક્ષરમાલં, ફલતિ કપાલં ન ભૂપાલઃ ॥ ૨ ॥ સુખદુઃખનાં કરણે, ન કોપિ કર્ત્તા સ્વયં વિના કશ્ચિત્ ॥ તસ્માત્ સુકૃતદુષ્કૃત, મુભયં સ્વાત્મા પરમહેતુઃ ॥ ૩ ॥ કૃતકર્મક્ષયોનાસ્તિ, કલ્પકોટિશતૈરપિ ॥ અવશ્યમેવ ભોક્તવ્યં, કૃતં કર્મ શુભાશુભં ॥ ૪ ॥ કર્મણોહિપ્રધાનત્વં, કિં કુર્વંતિ શુભાગ્રહાઃ ॥ વશિષ્ટદત્તલગ્નોપિ, રામઃ પ્રવ્રજિતોવને ॥ ૫ ॥ સંપદિ યસ્ય ન હર્ષો, વિપદિ વિષાદો રણે ચ ધીરત્વં ॥ તં-ત્રિભુવનસ્ય તિલકં, જનયેજ્જનની સુતં વિરલં ॥ ૬ ॥ બ્રહ્મા યેન કુલાલવન્નિયમિતો બ્રહ્માંડભાંડોદરે, વિષ્ણુર્યેન દશાવતારગહને ક્ષિપ્તઃ પુનઃ સંકટે ॥ રૂદ્રોયેન કપાલપાણિપુટકે ભિક્ષાટનં કારિતઃ, સૂર્યોભ્રામ્યતિ નિત્યમેવ ગગને તસ્મૈ નમઃ કર્મણે ॥ ૭ ॥

સાતે શ્લોકનો એકત્ર ભાવાર્થ:—જો કદાચિત્ સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગે, મેરૂ ચલાયમાન થાય, અગ્નિ શીતલતાને પામે, પર્વતાગ્રને વિષે શિલામાં કમલ ઉગે, તોપણ ભવિષ્યરૂપ કર્મરેખા છે તે, ચલાયમાન થાતી નથી ॥ ૧ ॥ કદાચિત્ પર્વત શિખરનું આરોહણ કરો, સમુદ્ર ઉલ્લંઘન કરીને પાતાલમાં જાઓ, તોપણ વિધિએ લિખિત અક્ષર વાળું કપાલ ફલે છે પરંતુ રાજા ફલતો નથી ॥ ૨ ॥ સુખ દુઃખના કરવામાં પોતા શિવાય કોઈ પણ બીજો નથી. માટે સુકૃત અથવા દુષ્કૃત કરવામાં આત્માજ કારણ છે, બીજો કારણ કોઈ નથી ॥ ૩ ॥ કોટિકલ્પે કરી પણ કરેલાં કર્મનો ભોગવ્યા શિવાય છુટકો થતો નથી. માટે અવશ્ય કરેલું શુભાશુભ કર્મજ ભોગવવું પડે છે ॥ ૪ ॥ કર્મ તે પ્રધાન છે, તેમાં શુભ ગ્રહો શું કરશે. જુવો ? વસિષ્ઠે દિધેલા રાજ્યાસનના મુહૂર્ત વાલા શ્રીરામચંદ્રજી પણ વનવાસમાં

ગયા ॥ ૫ ॥ સંપત્તિમાં જેને હર્ષ નથી, વિપત્તિમાં જેને શોક નથી, રણને વિષે ધીરપણું છે, તે ત્રિભુવનના તિલકરૂપ પુત્રને કોઈક માતા જણે છે ॥ ૬ ॥ જે કર્મે બ્રહ્માને બ્રહ્માંડના પ્રાણી રૂપપાત્રો ઘડવામાં કુંભાર સમાન નિર્માણ કરેલા છે, જે કર્મે વિષ્ણુને દશાવતાર ગ્રહણ કરવારૂપ સંકટમાં નાખ્યા, વલી જે કર્મે શિવજીને કપાલરૂપ પાત્ર હાથમાં ગ્રહણ કરાવી ભિક્ષા મગાવી. વલી જે કર્મે સૂર્યને આકાશને વિષે ભ્રમણ કરાવ્યું, એવા તે કર્મને હું નમસ્કાર કરૂંછું ॥ ૭ ॥

॥ ઢાલ પૂર્વલી ॥ એહવી તિહાં કીધી કરૂણી દેશના હો, તે ભણી શો વિખવાદ ॥ ધર્મ કરીજે ધીંગા ધસમસી હો, મૂકો સકળ પ્રમાદ ॥ ૯ ॥ હવે૦ ॥ ઇહાંથી ત્રીજે ભવ પાછલે હો, સુલસનામેં શેઠ ॥ કુલપુત્ર કહો તુંહું તો હવો હો, રાખી તો ઘરસૂત્ર ॥ ૧૦ ॥ હવે૦ ॥ તે ભવે એ અશોકા વલ્લભા હો, કુલ પુત્રક કની જાણ ॥ નામેં ભદ્રા વખાણ, સુલસ ને ભદ્રા એબે તિહાં હો, પરણ્યા પુણ્યપ્રમાણ ॥ તે ભવહોંશેં કર્મહ બાંધીયું હો,'વિયોગનિમિત્તનું હાણ ॥ ૧૧ ॥ હવે૦ ॥ સુલસભવે પણ એ ભદ્રાપ્રિયા હો, ચોવીશ વરસ વિયોગ ॥ તિહારેં પણ એ કર્મના ઉદયથી હો, ઇહાં નવિ કરવો શોગ, કર્મે જીંત્યો સવિ લોગ ॥ ૧૨ ॥ હવે૦ ॥ વલી સુલસેં ફિરતાં એકે સમે હો, નર બૂડચોરસકૂપ ॥ તેહને કાઢચો રજ્જુપ્રયોગથી હો, તે પુણ્ય અતુલ અનૂપ ॥ ૧૩ ॥ હવે૦ ॥ પાંચશેં આંબિલ સુલસેં કરચાં હો, ભદ્રપ્રિયા પણ તેહ ॥ પાંચસેં બમણાં તિણ આંબિલ કરચાં હો, અંતર રહિત અછેહ ॥ ૧૪ ॥ હવે૦ ॥ તેણે તે તપના મહિમાથકી હો, પામ્યા બેહુ સુરલોગ ॥ તિહાંથી ચવી ભદ્રા નૃપસુતા થઇ હો, સુલસ તે ચંદનયોગ ॥ ૧૫ ॥ હવે૦ ॥ પૂરવ નેહેં ચંદનને વરચો હો, તે અવશેષિત કર્મ ॥ તસ અનુભાવેં ઇહાં વિયોગ થયો હો, એ કૃતકર્મના મર્મ ॥ ૧૬ ॥ હવે૦ ॥ જે રસકૂપથી નરને કાઢીયો હો, તેણે તપસ્યા કીધ ॥ સ્વર્ગ લહીને તું હવે નૃપ થયો હો, મિત્ર પણે સુપ્રસિદ્ધ ॥ ૧૭ ॥ હવે૦ ॥ એમ સુણી વીતક ચંદન બોલીયો હો, કહો ભગવન હજી કર્મ ॥ છે કોઇ મારે સૂરિ કહે અછે હો, એહીજ અપર કે કર્મ, ॥ તે દાખો મુજ મર્મ ॥ ૧૮ ॥ હવે૦ ॥ કર્મ અમારાં પ્રભુ કેમ જાયશે હો, તે દાખો હો ઉપાય ॥ સૂરિ કહે જો સકલ કર્મ નાશનો હો, ક્ષય વાંછો મનમાંય ॥ ૧૯ ॥ હવે૦ ॥ તો તપ કરો તુમેં આગમ વયણનો હો, શ્રી આંબિલ વર્દ્ધમાન ॥ તેહથી નિઃકાચિત કર્મના મર્મનો હો, નાશ હોશે અસમાન ॥ ૨૦ ॥ હવે૦ ॥ ઓલી ઓલી ઉપવાસ સંપૂરણે હો, આંબિલ ચઢતે જાણ ॥ શત ઓલીને માનેં એ તપ સંપજે હો, અવિલંબે લહે નિર્વાણ ॥ ૨૧ ॥

હવે૦ ॥ ગુરૂવાણી હિયે આણી આદરે હો, ચંદન પ્રિયા સમેત ॥ તે તપમાંડચો બેહુ નિરાશંસથી હો, સજ્જને પણ હિત હેત ॥ ૨૨ ॥ હવે૦ ॥ ધાવમાતા અને પાલક માવડી હો, હરિનામેં શેઠદાસ ॥ પાડોસણની નારી સોલ જે હો, માંડે તપ ઉલ્લાસ ॥ ૨૩ ॥ હવે૦ ॥ કોણહિક સ્નેહેં કોઇક લાજથી હો, કોઇ પ્રીતેકોઇ ભાવ ॥ બહુ જણેં પ્રારંભ્યો પણ થયો હો, અલ્પ ને પૂરો પૂર્ણ સ્વભાવ ॥ ૨૪ ॥ હવે૦ ॥ એ તપ મોહોટું શમતાને મલ્યું હો, તુરત દીયે શિવસુખ ॥ જો જો કદાપિ તે ભવેં શિવસુખ નવિ લહે હો, તો નિયમા સુર સુખ્ખ ॥૨૫॥ હવે૦ ॥ દૂધ-દધિ ઘૃતતક્ર વઘારને સુખડી હો, ખાદ્ય સ્વાદ્ય રસ સર્વ ॥ ભૃતગૃહેં પણ જસ ઇચ્છા નહિં હો, પારણાદિકને પર્વ ॥ ૨૬ ॥ હવે૦ ॥ દંપતીયેં તે તપ વિધિશું આરાધિયું હો, નરદેવ મિત્રછે જેહ ॥ તેણેં પણ તસ શ્લાઘા બહુકરી હો, કહે શુદ્ધ નમુખ સુગ એહ ॥ ૨૭ ॥ હવે૦ ॥ તપ સંપૂર્ણે વિધિશું ઉજમેં હો, સાત ક્ષેત્રેં વિસ્તાર ॥ પુણ્યનીપોષણા અશુભની શોષણા હો, કીધી તેણેં બહુ વાર ॥ ૨૮ ॥ હવે૦ ॥ સંયમ અંતેં લેઇ કાલ કરી હો, થયા અચ્યુતેઇંદ્ર ॥ અશોકશ્રી પણ તસ સામાનિક સુર થઇ હો, જાણે જેમ ઉપેંદ્ર ॥ ૨૯ ॥ હવે૦ ॥ અચ્યુતેંદ્ર ચવિ શ્રીચંદ્ર તું થયો હો, તારો મિત્ર સુર જેહ ॥ ચંદ્રકલા જે તરૂણી તાહરી હો, થઇ પૂરવલે નેહ ॥ ૩૦ ॥ હવે૦ ॥ નરદેવ તે પણ ભવમાંહે ભમી હો, સિંહપુરેં થયો વિપ્ર ॥ ધરણ નામેં તે શત્રુંજય સેવતે હો, થયો ગુણચંદ્ર અતિ દીપ્ર ॥ ૩૧ ॥ હવે૦ ॥ દાસ અને ધાવમાતા જે પાછલી હો, તે થયા પુણ્યને યોગ ॥ લક્ષ્મીદત્ત લક્ષ્મીવતી જેણેં તું પાલિયો હો, પૂર્વસ્નેહનેં યોગ ॥ ૩૨ ॥ હવે૦ ॥ સોલ નારી તે સુર થઇને થઇ હો, રાજસુતા તુજ નારી ॥ સુલસ ભવે જે વેશ્યા ભોગિની હો, ભીલી મોહિની અવતાર ॥ ૩૩ ॥ હવે૦ ॥ એહ ચરિત્ર સવિ પૂરવ ભવ તણું હો, દાખ્યું ધરી બહુ હેજ ॥ જ્ઞાનવિમલમતિ સૂરીશ્વરથકી હો, વધિયું ધર્મનું તેજ ॥ ૩૪ ॥ હવે૦ ॥

॥ દોહા ॥

॥ તે સુણી કુમરને ઊપન્યું, જાતિસમરણ વેગ ॥ સૂરિએં કહ્યું તેમ પરગટે, દીઠા ભવના નેગ ॥ ૧ ॥ ચંદ્રકલાદિક જે પ્રિયા, તેણેં પણ નિજભવ દીઠ ॥ મિત્રેં પણ તેમ દીઠડા, ગુરૂવચ લાગાં મીઠ ॥ ૨ ॥ સુગ્રીવ ખગની જે સુતા, જાતિસમરણ યોગ ॥ રત્નવતીયેં સ્નેહથી, શ્રીચંદ્ર વરચો ગતશોક ॥ ૩ ॥ શ્રીચંદ્રેં પણ ખામીયા, વિદ્યાધરતે સર્વ ॥ રત્નચૂડ વધ

અપરાધ જે, ગુરૂ સાખે તજી ગર્વ ॥ ૪ ॥ તિહાં મણિચૂડ રત્નધ્વજ, ખ મે માંહો માંહે ॥ સહુ સંઘાતે આવીને, પેસાવે પુરમાંહે ॥ ૫ ॥ દક્ષિણ ઉત્તર શ્રેણિના, વિદ્યાધરના રાય ॥ લેઇ નિજ ધનને સુતા, આવી શ્રીચ દ્ર તે પરણાય ॥ ૬ ॥ રત્નચૂડા ને રત્નવતી, મણિચૂલા મણિમાલ ॥ રત્નકંતા દિક અવર જે, ખગપુત્રી સુકુમાલ ॥ ૭ ॥ બહુ પરણે બ હુ ઉત્સવે, કરમોચન બહુ દીધ ॥ વિદ્યા ગગન તે ગામિની, કામરૂપિણી સિ દ્ધ ॥ ૮ ॥ એક શત દશ અધિકા અછે, જે વિદ્યાધર ભૂપ ॥ સુગ્રીવાદિક તે મલી, ઊત્સવ કરે અનૂપ ॥ ૯ ॥ વિધિશું શ્રીચંદ્ર ભૂપને, સિદ્ધિશૃંગ શુ-ભ ઠામ ॥ વિદ્યાધર ચક્રીપણુ, વિસ્તરથી દિયે નામ ॥ ૧૦ ॥ યાત્રા શા શ્વત ચૈત્યની, વિવિધ પ્રકારેં કરેઇ ॥ માતા પિતા પરિવાર યુત, મનમાં હર્ષ ધરેઇ ॥ ૧૧ ॥ નગરી વિદ્યાધર તણી, જોઇ સકલ ધરી પ્રેમ ॥ વિદ્યાધરશુ પરિવરચો, શોભે મણિ જેમ હેમ ॥ ૧૨ ॥ વિદ્યાધર વર સૈન્યશું, કરે વિચિત્ર આકાશ ॥ રત્નકાંતિ સૌદામિની, ચમકે ભૂષણ ભાસ ॥ ૧૩ ॥ નિશાણધ્વનિ ગીતશું, ગંજે અરિજન તાસ ॥ મદ ઝરતા માતંગશું, સીંચે ભૂતલ વાસ ॥ ૧૪ ॥ શુક્લધ્વજ બગલી પુરે, દારિદ્રતાપ વિલાસ ॥ સઘલે સસ્ય વધાર તો, શોષે કુમતિજવાસ ॥ ૧૫ ॥ સજ્જન મોર ઉલ્લાસતો, શ્રીચંદ્ર નૃપ જલ ધાર ॥ અપર રાજગૃહ તેજનો, સંધે સર્વ પ્રચાર ॥ ૧૬ ॥ સર્વ ગાથા ॥ ૧૧૬૧ ॥

॥ઢાલ એકવીશમી ॥ અંબરીયોને ગાજે હો, ભટિયાણી રાણી અંબ ચૂ એ ॥ એ દેશી॥ આવે કુશસ્થલ નયર, સાજ સામહીને હો ॥ ચંદ્રકલાના વાહા લા રાયજી॥ રંભાથંભ ઉભાવી, તોરણ બંધાવે હો ॥ગોરીના વાહાલા રાયજી ॥ ૧ ॥ મંચોનમંચ મંડાવે, સ્વસ્તિક પૂરાવે હો ॥ ચંદ્ર ક૦ ॥ શ્રીખંડ કુંકુમ વારિ, શેરીછટકાવે હો ગોરીના૦ ॥ ૨ ॥ સાર શૃંગાર સફાર, સજ્જન પહિરા વે હો ॥ ચંદ્ર૦ ॥ મુક્તાફલની માલ, કંઠેં ઠવરાવે હો ॥ ગો૦ ॥ ૩ ॥ અક્ષત પાત્ર અપાત્ર, કર ગ્રહી વધાવે હો ॥ ચં૦ ॥ બંદીજનના ઘાટ, ભાટ કવિતા-યેં ગાવે હો ॥ ગો૦ ॥ ૪ ॥ ભાવેં ગાવે નવ નવ ગીત, દાન અવારિત પાવે હો ॥ ચં૦ ॥ ખેચર ભૂચર વૃંદ, પરવરીયો પરિવારેં હો ॥ ગો૦ ॥ ૫ ॥ ગોખે જોખે બેસી, નાગર જન નિરખે હો ॥ ચં૦ ॥ સેવી તો સવિ લોક, કો ક દિવાકર દેખી જેમ હરખે હો ॥ ગો૦ ॥ ૬ ॥ એમ પેસે પુરમાં હિ, બાંહી ગ્રહીને હો ॥ ચં૦ ॥ આવી બેઠા તખત, વખત આધીનેં હો ॥ ગો૦ ॥ ૭ ॥ હવે કુંડલપુર રાય, પોલેં પેસારે હો ॥ ચં૦ ॥ કરી પ્રણામ

સુખદાય, આગલ બેસારે હો ॥ ગો૦ ॥ ૮ ॥ મોહોટાં ભેટણ મૂકે, આગલ વાનરી મૂકે હો ॥ ચં૦ ॥સભ્યને થયું અચરિજ, જોવાને ઢૂકે હો ॥ ગો૦ ॥ ૯ ॥ કરી પ્રણામ કહે તામ, અપરાધ ખમજો હો ॥ ચં૦ ॥ જે કીધો અણજાણ, તે સવિ સહેજો હો ॥ ગો૦ ॥ ૧૦ ॥ કોણ એ કીરયો અપરાધ, પૂછે સભાજન હો ॥ચં૦ ॥ તે કહે આપ ચરિત્ર, કરી નિજકોમલ મન્ન હો ॥ગો૦॥ ૧૧ ॥ હવે જનકનો લહી આદેશ, કૃષ્ણાંજન ખેપે હો ॥ ચં૦ ॥ નયનાંજનથી તેણિ વાર, સુરસુંદરી સમ સહુ દેખે હો ॥ ગો૦ ॥ ૧૨ ॥ સહુ સાખે શ્રીચંદ્ર, વિનતડીને માને હો ॥ ચં૦ ॥ લજ્જાયે નીચે વદન, નમતી ને મન ગમતી હો ॥ ગો૦ ॥ ૧૩ ॥ સસરા સાસૂ પાય, નમીને અંતઃપુરે હો ॥ચં૦ ॥ જાવે સખીયો સાથ, સુખ પૂરે દુઃખ ચૂરે હો ॥ ગો૦ ॥ ૧૪ ॥ અરિમર્દન ભૂપાલ, નિજસુતને તે નિંદે હો ॥ ચં૦ ॥ લાજ્યો તે મદનપાલ, શ્રીચંદ્રના પદ વંદે હો ॥ ગો૦ ॥ ૧૫ ॥ હવે આવે ભિલ્લની સાથ, મોહની નામેં ભિલ્લી હો ॥ ચં૦ ॥ લેઈ રતન અંબાર, સુભટ બહુ ભેલી હો ॥ ગો૦ ॥ ૧૬ ॥ શ્રીચંદ્ર નૃપ પ્રસ્તાર, ગેહ બનાવીને રહે હો ॥ ચં૦ ॥ શ્રીજિન ધર્મપ્રધાન, બાલ બ્રહ્મચારિણી વહે હો ॥ગો૦॥ ૧૭ ॥ પાદુકાને પ્રણામ, કરતી નિગમતી હો ॥ ચં૦ ॥ સફલ જનમ કરે એમ, ભવભય ઊતરતી હો ॥ ગો૦ ॥ ૧૮ ॥ શિવમતી બ્રાહ્મણી જેહ, તસ પતિને આપે હો ॥ ચં૦ ॥ નાયકપુરનો દેશ, દરી ધન થાપે હો ॥ ગો૦ ॥ ૧૯ ॥ તે ધન સઘલે ઠામ, ખરચે ને અર્ચે હો ॥ ચં૦ ॥ ધણી થયા તસ દેઇ, અવર તે કોશે વિરચે હો ॥ ગો૦ ॥ ૨૦॥ વિદ્યાબલેં સવિ દેશ, સાધે ને વલી વાધે હો ॥ ચં૦ ॥ વિદ્યાધરને સહાય, ત્રણે ખંડે સાધે હો ॥ ગો૦ ॥ ૨૧ ॥ ચતુરંગી દલ બલ બુદ્ધિ, અભિનવ શચિપતિ હો ॥ ચં૦ ॥ પૂરે પ્રજાની આશ, રાસને ગાતી હો ॥ ગો૦ ॥ ૨૨ ॥ જેં જે ઇચ્છે ચિત્ત, તે તે સવિ થાવે હો ॥ ચં૦ ॥ હેલા લીલામાંહે, કીર્ત્તિ જગાવે હો ॥ ગો૦ ॥ ૨૩ ॥ કંચન નરને યોગ, પારસપાષાણેં હો ॥ ચં૦ ॥ દુભગ દરિદ્રતા નાશ, જગ કીધો નિજ પાણે હો ॥ ગો૦ ॥ ૨૪ ॥ ષટ્ઋતુ ભોગવિલાસ, વિવિધ રસેં માણે હો ॥ ચં૦ ॥ જાણે જિણિપરેં દાસ, ષટ્ ઋતુના સુર આણે હો ॥ ગો૦ ॥ ૨૫ ॥ હવે ચિંતે મનમાંહિ, પ્રતાપસિંહ ભૂપતિ હો ॥ ચં૦ ॥ કરીયેં રાજ્યાભિષેક, કરીયેં અધિપતિ હો ॥ ગો૦ ॥ ૨૬ ॥ સઘલું વંછિત થાય, પુણ્ય સહાઇ હો ॥ ચં૦ ॥ જ્ઞાનવિમલ સૂરિરાય, કહે સુખદાઇ હો ॥ ગો૦ ॥ ૨૭ ॥

॥ દોહા ॥

॥ સોલ સહસ જનપદ ધણી, ગજ રથ તુરગ સુભટ્ટ ॥ હરિપરેં પ્રભુતા ભોગવે, ગિરૂઓ ગુણગહ ગટ્ટ ॥ ૧ ॥ શુભદિન શુભવેલા લગન, વિધિશાસ્ત્રોકત પ્રમાણ ॥ તે ખગ નગપતિ સાખશું, કરે અભિષેક મંડાણ ॥ ૨ ॥ વર્ષ પ્રમાણે પૂર્ણ હોઇ, મોહોટો રાજ્યાભિષેક ॥ નિપજાવે બહુ મેલવી, છેક પુરૂષ સવિવેક ॥ ૩ ॥ શ્રીરાજાધિરાજ કરચા, શ્રીશ્રી ચંદ્રનરેશ ॥ એક છત્ર મહિ ભોગવે, ટાલે સકલ કલેશ ॥૪॥ પટદેવી ચંદ્રકલાવિધિ, સર્વ અધિક તે થાપી ॥ પટ્ટરાણી તેહથી અધો, શોલ અવર તિહાં છાપી ॥ ૫ ॥ પટ્ટરાજ્ઞીનામાનિ ॥ કનકાવલીને પદ્મસિરી, મદનસુંદરી જાણ ॥ રત્નચૂલાને રત્નવતી, પ્રિયંગુમંજરી જાણ ॥ ૬ ॥ મણિચૂલા તારાલોચના, ગુણવતી ચંદ્રમુખી જેહ ॥ ચંદ્રલેહા તિલકમંજરી, કનકા કનકાવતી નેહ ॥ ૭ ॥ સુલોચનાને સરસ્વતી, વલી તસ હેઠેં શોલ ॥ એમ છત્રીશ પટ્ટરાણીયો, સાથેં કરે કલ્લોલ ॥ ૮ ॥ તેહથી હેઠે સોલસય, રાણીનો પરિવાર ॥ ચંદ્રાવલી રત્નાવલી રત્ન, કાંતા ધનવતી સાર ॥ ૯ ॥ લાવણ્યરૂપ સૌભાગ્યની, કેલિનિકેતન તેહ ॥ તેહ સાથેં પણ અતિ ઘણો, રાખે ભાંખે નેહ ॥ ૧૦ ॥ ચતુરા કોવિદા આદેં દેઇ, ભોગતરૂણી પાંચ હજાર ॥ પ્રાચ્યભોગકર્મેં મલી, ભોગવે તેહ ઉદાર ॥ ૧૧ ॥ ચક્રવર્ત્તીપરેં નવનવાં, કરી વિદ્યાબલેં રૂપ ॥ નિજ ઇચ્છાયેં વિલસતા, તેમ તેમ શ્રીચંદ્ર ભૂપ ॥૧૨॥ હવે સુગ્રીવ ખગને દિયે, ઉત્તર શ્રેણિનું રાજ્ય ॥ રત્નધ્વજ મણિચૂડને, દક્ષિણ શ્રેણિનું રાજ્ય ॥૧૩॥ જયવિજયાદિક બંધુને, દીધા કેતા દેશ ॥ ચારેને સુખીયા કરચા, ટાલ્યા સર્વ કલેશ ॥ ૧૪ ॥ સર્વ ગાથા ॥ ૧૨૦૨ ॥

॥ ઢાલ બાવીશમી ॥ અઢીયાની દેશી ॥

॥ મહિમંડલમાં પ્રાજ્ય, ધર્મતણું સામ્રાજ્ય, પસરાવ્યું તેણેં એ, હર્ષ ધરી ઘણો એ ॥ ૧ ॥ જિનના ધવલ વિહાર, માનું ભૂભામિની ઉરહાર, તુંગ તોરણ કરચાં એ, જિનબિંબેં ભરચાં એ ॥ ૨ ॥ શતગમે શત્રુકાર, નહિં કોઇમુખ નાકાર, પુષ્કર જલધરૂ એ, કે દાનેં સુરતરૂ એ॥ ૩ ॥

॥ હવે શ્રી ચંદ્રવિદ્યાધર ચક્રવર્ત્તીના પરિવારની સંખ્યા લખીયેં છૈયેં ॥ મંત્રીસોલ હજાર, દેશ તણા અધિકાર, સોંપ્યા તેહને એ, ધર્મરૂચિ જેહનેં એ ॥ ૪ ॥ સોલ સય મુખ્ય પ્રધાન, જે વલી બુદ્ધિનિધાન, સુવ્રત ધારકુ એ, પાપ નિવારકુ એ ॥ ૫ ॥ મહામંત્રીશ્વર શોલ, લખમણ પ્રમુખ અમોલ, શ્રાવ

કગુણ ભરચો એ, સવિ શિર તે કરચો એ ॥ ૬ ॥ એક શ્રી ગુણચંદ્ર મિત્ર, સહુ શિર તેહ પવિત્ર, સુખ દુઃખ એકઠાં એ, સહિયાં સામટાં એ ॥ ૭ ॥ આપ ઉતર-તો તેહ, રાખે બહુ જે નેહ, સવિ સચિવાદિકા એ, રહે તેહના થકા એ ॥ ૮ ॥ અથ ચતુરંગ દલસંખ્યા ॥ લાખ બેંતાલીશ નાગ, દશ કોડિ તુરંગમ લાગ, રથ શકટ કરહલા એ, વેસર તેટલા એ ॥ ૯ ॥ સુભટ અડતાલીશ કોડિ, ધનુર્ધરની કરે હોડિ, કર જોડી રહે એ, આણા શિર વહે એ ॥ ૧૦ ॥ સેનાની સમુદાય, ધનંજય મુખ્ય કહાય, તે પાસેં રહે એ, સેનાધિપતિ વહે એ ॥ ૧૧ ॥ બેંતાલીશ હજાર, તુંગ માહાધ્વજ સાર, ચાટે ગગનને એ, હસે મનુ ઇંદ્રને એ ॥ ૧૨॥ નરવાહન જે યાન, તે ધ્વજ સંખ્યા માન, શિબિકાદિક ગણે એ, પરિકર એમ ઘણે એ ॥ ૧૩ ॥ વાજિત્ર તે પરમાણ, નહિ સંખ્યા નીશાણ, ભાણથી અધિક છે એ, તેજનો પુંજ છે એ ॥ ૧૪ ॥ અમર છત્રના ધાર, અંગરક્ષક સુખકાર, પાર ન પામતા એ, નિત્ય શિર નામતા એ ॥ ૧૫॥ કુંજરાદિક જે ખવાસ, પાસેં રહે ઉલ્લાસ, સેવા સારતા એ, રિપુભય વારતા એ ॥ ૧૬॥ હરિતારક જે ભટ્ટ, કવિજનકેરા ઘટ્ટ, સ્તવના અહોનિશેં એ, દાન તણે વશેં એ ॥ ૧૭ ॥ વીણારવાદિક સાર, ગાયનના પરિવાર, નિત્ય નિત્ય ઓલગે એ, ધન દેઇ કરચા વગેં એ ॥ ૧૮ ॥ ગાઇતા તસ રાસ, ભોલી ભામિની ભાસ, ભાંખે પ્રીતિથી એ, રાજાની નીતિથી એ ॥૧૯॥ વરતાવે અમારી, નહિં કાઇ મરકી મારી, ઇતિ ઉપદ્રવા એ, નાઠા કરી રવા એ ॥ ૨૦ ॥ વ્યસન નિવારે દૂર, સર્જન વંછિત પૂર, ધર્મની નીક છે એ, દયા સઘલે રૂચે એ ॥૨૧॥ છલ્લ બલ્લ કરી ધન દેય, વરતાવે ભલે ભેય, વર્ણ અઢારમાં એ, જિનધર્મ સારમાં એ ॥૨૨॥ પોઢી પૌષધશાલ, તેમ મઠ પર્વ વિશાલ, વન વાડી સમાં એ, ચૈત્ય યક્ષ નિલયમાં એ ॥૨૩॥ એકેક શોલ હજાર, એ સવિ સંખ્યા સાર, કહીએં કેટલા એ, જીર્ણ સમારે તેટલા એ ॥૨૪॥ માતા પિતા પરિવાર, જિહાં વિધિપૂર્વક આચાર, તીર્થની યાતરા એ, સત્તરની માતરા એ ॥૨૫॥ બોધબીજની વૃદ્ધિ, દર્શન જ્ઞાનની ઋદ્ધિ, જિહાં કણે નીપજે એ, જે યાત્રાપદ ભજે એ ॥ ૨૬ ॥ સાધર્મિક વાત્સલ્ય, નિત્યેં હોયે નિઃશલ્ય, ગુણિ આચારીયા એ, શાસ્ત્ર સંસ્કારીયા એ ॥ ૨૭ ॥ વાજે અમારીનો ઢોલ, જિહાં ન દેવાયે પોલ, ભય ભાંજી ગયા એ, ભયને ભય થયા એ ॥ ૨૮ ॥ ચાડ ચૂગલને ચોર, ન રહ્યાં તેહનાં જોર, ભોરેં તસ્કરા એ, નાસે નિર્ભય ધરા એ ॥ ૨૯ ॥ નિત્યેં વિવિધ પ્રકાર, પૂજા સત્તર પ્રકાર, જિનઘરેં થાવતે એ, ગુણિજન ગાવ

તે એ ॥૩૦॥ ગિરિ ગિરિ ગામો ગામ, કોઇ ન એહવું ઠામ,જિહાં જિન મંદિ ર એ, ન હોયે સુંદર એ ॥૩૧॥ અનૃણ કરી સવિ ભૂમિ, દેઇ દાન નિઃસી મ, ષટ્ આવશ્યકાં એ, કરે ઉદ્યમ થકાં એ ॥૩૨॥ જ્ઞાનતણા ભંડાર, કીધા તેહવા પાર, કોણ સંખ્યા કરે એ, સઘલે વિસ્તરે એ ॥૩૩॥ પાલે જિનની આણ, દુઃસ્થિત મોજ મેરાણ, પૂજ્ય પૂજે સદા એ, પિતર પ્રણમે મુદા એ ॥ ૩૪॥ વાવે ધનશુભ ખેત, સજ્જનશું બહુ હેત, રાખે સર્વદા એ, વિહડે નવિ કદા એ ॥૩૫॥ કુવ્યાપાર નિષેધ, ટાલી પાપનો વેધ, ચઉપર્વ કરે એ, ધ્યાન ભલું ધરે એ ॥ ૩૬ ॥ જે કરે ધર્મનાં કામ, શ્રદ્ધા ગુણે અભિરામ, જિન આણાથકી એ, ભક્તિની રૂચિ છકી એ ॥ ૩૭॥ ઇત્યાદિક આચાર, કરતા શુભ વ્યવહાર, જિનશાસન લહી એ, જ્ઞાનવિમલ સૂરેં કહી એ ॥ ૩૮ ॥ સર્વગાથા ॥ ૧૨૩૮ ॥

॥ દોહા સોરઠી ॥

॥ એમ કરતાં બહુ કાલ, જાતો પણ જાણ્યો નહિં ॥ ધર્મ અર્થ ઉજમાલ, કામ અર્થ ત્રય સાધતા ॥ ૧ ॥ ચંદ્રકલાની કુખ, ચંદ્રસ્વપ્નસૂચિત થયાં ॥ અંગજ ગ ત જસ દુઃખ, પૂર્ણચંદ્રનામેં કહ્યો ॥ ૨ ॥ તસ જન્મોત્સવ તુંગ, કીધા દેશમાં અતિ ઘણા ॥ અવર રાણીને ચંગ, પુર અનેક સોહામણાં ॥ ૩ ॥ શોભે નૃપ તે સાથ, શ્રીચંદ્ર ચંદ્રપરેં સદા ॥ પણ નિકલંકી આથ, માણે બ હુ પરેં સર્વદા ॥ ૪ ॥ હવે નૃપતિ મહા મલ્લ, પત્ની શશીકલા તણી ॥ પ્રે મકલા ઇતિ નામ, લાવણ્યરૂપ કલા ઘણી ॥ ૫ ॥ બંધુ એકાંગ વર વીર, તેહને પરણાવે તિહાં ॥ અતિ ઊત્સવ નરધીર, મન મોજેં માણે બહુ ॥૬॥ એમ કરતાં સકુટુંબ, વાસર જાયે સુખમાં ॥ કરે ધર્મ અવિલંબ, શ્રાવકનો અતિ હર્ષમાં ॥ ૭॥ ધર્મ નરેસર રાજ્ય, દીપાવ્યું અતિ નિર્મલું ॥ રાજ ઋષિપરેં ઝૂઝ, ન્યાયરી તેં પાલે ભલું ॥ ૮ ॥ હવે તેણે સમયેં ઊદ્યાન, મુનિનેં વૃંદે પરિવરચા ॥ આવે સૂરીપ્રધાન, સુવૃતસૂરિ અલંકરચા ॥ ૯॥ જાણે ધર્મના પુંજ, મૂર્ત્તિમંત સો ભાગીયા ॥ ઊતરીયા વનકુંજ, ચરણકરણ ગુણ રાગિયા ॥ ૧૦॥ તત્સ્વોપજ્ઞપ્રક્ષેપ, ઢાલ ॥ હું તુજસાથેં નહિં બોલું માહારાવાહાલા રે ॥ એ દેશી ॥ પંચ મહાવ્રત દશવિધ યતિ ધર્મ, સત્તર સંયમ ભેદ પાલેજી ॥ વૈય્યાવચ્ચદશ નવવિધ બ્રહ્મ, વાડી ભલી અજુવાલેજી ॥ ૧ ॥ જ્ઞાનાદિ ત્રય બારે ભેદેં, તપ કરે જે અનિદાન જી ॥ ક્રોધાદિક ચારેનો નિગ્રહ, એ ચરણ સિત્તરી માનજી ॥ ૨ ॥ ઇતિ ચરણસિત્તરી ॥ ચઉવિધ પિંડ વસતિ વસ્ત્ર

પાત્ર, આહાર નિર્દૂષણ તે લેવે જી ॥ સુમતિ પંચ વલી પડિમા બારહ, ભાવન બારહ સેવે જી ॥ ૩ ॥ પંચવિસ પડિલેહણા પણ ઇંદ્રિય, વિષય વિકારથી પારે જી ॥ ત્રણ ગુપ્તિને ચાર અભિગ્રહ, દ્રવ્યાદિક સંભારે જી ॥ ૪ ॥ કરણ સિત્તરી એહવી સેવે, ગુણ અનેક વલી ધારે જી ॥ સંયમી સાધુ તે તેહને કહિયેં, બીજા સવિ નામ ધારે જી ॥ ૫ ॥ એ ગુણ વિણું પ્રવૃજ્યા બોલી, આજીવિકાને તોલેં જી ॥ તે ષટ કાય અસંયમી જાણો, ધર્મદાસ ગણિ બોલે જી ॥ ૬ ॥ જ્ઞાનવિમલ ગુરૂ આણ ધરીને, સંયમ શુભ આરાધો જી ॥ જેમ અનોપમ શિવ સુખ સાધો, જનમી સુજસવાધોજી ॥૭॥ ઇતિ ચરણકરણ સિત્તરી૦ ॥ દોહા સોરઠી॥ આવી ભાવેં દીધ, વન પાલેં વધામણી ॥ પ્રભુ તુમ્હ વંચ્છિત સિદ્ધ, આવ્યા સૂરિ મહાગુણી ॥ ૧૧ ॥ દિયે વધાઇ તાસ, મન ઇચ્છિત ધનભત્તિ ઘણી ॥ જન્મ લગે જાંસાસ, ભોગવતાં ખૂટે નહિં ॥૧૨॥ પ્રતાપસિંહ નૃપ તામ, હરખ્યા ગુરૂ આગમ સુણી ॥ જયું કેકી ધનનામ, આવે તવ વંદન ભણી ॥ ૧૩ ॥ સાંતઃપુર શ્રીચંદ્ર, મિત્રાદિક સાથેં કરી ॥ શેઠ શેઠાણી ભદ્રા, આવે તે ઉલટ ધરી ॥ ૧૪ ॥ નમી શામીશ્વર પાય, બેસે યથોચિત સ્થાનકેં ॥ વિધિપૂર્વક નર રાય, પાયકપરેં પદ સંચરી ॥ ૧૫ ॥

॥ ઢાલ ત્રેવીશમી ॥ હાથ કચોલી શરવટે નાડું, માશું ગુંથાવણ ચાલ્યાં રે મારી સહી રે સમાણી ॥ એ દેશી ॥

॥ ધર્મલાભ દીયે આચારિજ, માંડે દેશના મોહોટી રે, સુણો ભાવી રાજા ॥ થાઓ ધર્મે હવે તાજા રે ॥ સુ૦ ॥ એ આંકણી ॥ એ સંસારમાં સુખ કરી જાણે, તેહની મતિ તો ખોટી રે ॥ સુ૦ ॥ ૧ ॥ એહ સંસારમાં ધર્મ સાર છે, ધર્મ તે જે નિરાશંસે રે ॥ સુ૦ ॥ જે કરતાં શિવ સુખ પામીજેં, નાસે કર્મના અંશ રે ॥ સુ૦ ॥ ૨ ॥ તેહ ધર્મ જિનેં દુવિધ પ્રકારેં, ભાંખ્યો ભવિહિતકાર રે ॥ સુ૦ ॥ સર્વવિરતિદેશવિરતિનેનામેં, અણગારને સાગાર રે॥ સુ૦ ॥૩॥ ત્રિવિધ કરણ યોગે પચ્ચખ્ખાણેં, પંચ મહાવ્રત જાણે રે ॥ સુ૦ ॥ દશવિધ ખંતિ પ્રમુખજ ધર્મેહ, પંચાચાર પ્રમાણે રે ॥ સુ૦ ॥ ૪ ॥ પંચ સમિતિ ત્રણ ગુપ્તિ પરખો સરખો ન એહથી બીજો રે ॥ સુ૦ ॥ શીઘ્રમેવ શિવગતિને આપે, વીતરાગભાવેં નિરખજો રે ॥ સુ૦ ॥ ૫ ॥ આ સંસારમાંહે એ આવે, ઉત્કૃષ્ટો આઠ વારે રે ॥ સુ૦ ॥ ગુણી સંયમની એ રીત જાણો, અગુણી અનંતીવારો રે ॥ ॥ સુ૦ ॥ ૬ ॥ અવૃર ધર્મશ્રાવકનો કહીએં, સમકિતને દેશવિરતિ રે ॥

સુ૦ ॥ વિરતિરૂચિ પણ વિરતિ ન આવે, વિષય કષાયની સરતી રે ॥ સુ૦ ॥ ૭ ॥ નિઃશંકાદિક નિરતિચારેં, સમકિત ગુણને ધારે રે ॥ સુ૦ ॥ જિનપૂજા બહુવિધ વિધસેંતી, કરતો નિજ ભવ સારે રે ॥ સુ૦ ॥ ૮ ॥ પૂજાથી હોયે ચિત્ત સમાધિ, ચિત્ત પ્રસન્નેં શુભ ધ્યાન રે ॥ સુ૦ ॥ ધ્યાનથી હોયે મોક્ષ અનોપમ, મોક્ષેં સુખ અસમાન રે ॥ સુ૦ ॥ ૯ ॥

॥ યતઃ ॥ પૂયાએ મણ સંતી, મણસંતીએ સુહાવહં ઝાણં ॥ સુહઝાણાઓ મુખ્ખો, મુખ્ખે સુખ્ખં અવાવાહં ॥ ૧ ॥

॥ પૂર્વ ઢાલ ॥ તે પૂજા છે દુવિધ પ્રકારેં, દ્રવ્યભાવ સુવિચારેં રે ॥ સુ૦ ॥ દ્રવ્ય તણા છે ભેદ અનેકહ, પણ અડસત્તર પ્રકારેં રે ॥ સુ૦ ॥ ૧૦ ॥ સાર સાર જે દ્રવ્ય જગતમાં, તે પૂજામાં લ્યાવે રે ॥ સુ૦ ॥ તે દ્રવ્યપૂજા પૂરણ કરતો, અચ્યુત કલ્પ લગેં જાવે રે ॥ સુ૦ ॥ ૧૧ ॥ અંગ અગ્રપૂજામાં તે સવે, ભાવપૂજામાં ભેલી રે ॥ સુ૦ ॥ ઊત્કૃષ્ટી ભાવપૂજામાં સંયમ, સાધતાં હોય શિવવેલી રે ॥ સુ૦ ॥ ૧૨ ॥ યતઃ ॥ ઊક્કોસં દવ્વ પુએ, આરાહિય જાઇ અચ્ચુયં જાવ ॥ ભાવથ્થવેણ પાવઈ, અંતર મુહુત્તેણ નિવ્વાણં ॥ ઢાલ પૂર્વલી ॥ જિન નમન ચિત્તનને ધ્યાનેં, ફલના પાર ન લહીએં રે ॥ સુ૦ ॥ તોહી પણ જનને સમઝાવા, એ ગાથાથી લહીએં રે ॥ સુ૦ ॥ ૧૩ ॥ યતઃ ॥ ગાહા ॥ મણસા હોઇ ચઊથ્થં, છઠ્ઠં ફલં ઊઢ્ઢિયંમિ સંભવઇ ॥ ગમણસ્સ ય આરંભે, હોઇ ફલં અઠ્ઠમોવાસો ॥ ૧ ॥ ગમણે દસમં તુભવે, તહ ચેવ દુવાલસંમિ કિંચિ ગએ ॥ મગ્ગો પખ્ખોવાસો, માસો વાસં ચ દિઠ્ઠેણ ॥ ૨ ॥ સંપત્તે જિણભવણે, પાવઈ છમ્માસીયં ફલં જીવો ॥ સંવચ્છરિયં ચ ફલં, દારપએ સંઠિઓ લહઇ ॥ ૩ ॥ પાયાહિણેણ પાવઇ, વરિસસય ફલં તઓ જિણે મહિએ ॥ પાવઇ વરિસ સહસ્સં, અણંતપુણ્ણં જિણે થુણિએ ॥ ૪ ॥ તત્ર ચ ॥ સયં પમજ્જેણ પુણ્ણં, સહસ્સં ચ વિલેવણે ॥ સહસ્સં અપ્પિયા માલા, અણંત ગીય વાઇઅં ॥ ૫ ॥ એ ગાથા પ્રાકૃતબદ્ધપૂર્વાચાર્યકૃત દશસહસ્ર પદ્મચરિત્રને વિષે છે ॥ ઢાલ પૂર્વલી ॥ તેભણી જિનપૂજાથી લહિએં, તીર્થંકર પદ રૂડાં રે ॥ સુ૦ ॥ સમકિતને દેશવિરતિની શોભા, એ શ્રુતવચન ન કૂડાં રે ॥ સુ૦ ॥ ૧૪ ॥ વલ

દેશવિરતિ બાર વ્રત ધારી, તે શ્રાવકગુણ ભારી રે ॥ સુ૦ ॥ શ્રાવકની કરણી શુદ્ધ કરતો, લહે શિવગતિની નારી રે ॥ સુ૦ ॥ ૧૫ ॥ દ્રવ્ય પૂજાથી વધતી જાણો, ભાવપૂજા સંવર રૂપા રે ॥ સુ૦ ॥ તે તો સાધુ ધર્મને યોગ્યા, આગલ કરે અરૂપા રે ॥ સુ૦ ॥ ૧૬ ॥ મણિમય જિનવર સ્વર્ણની પ્રતિમા, કરાવે યદ્યપિ ભાવેં રે ॥ સુ૦ ॥ તે પણ તપ સંયમને તોલે, દ્રવ્યપૂજા તે નાવે રે ॥ સુ૦ ॥ ૧૭ ॥ યતઃ ॥ કંચણ મણિસોવાણં, થંભ સહસ્સ સયં સુવણ્ણ તલં ॥ જો કારિજ્જઇ જિણહરં, તંઓવિ તવ સંજમો અહિઓ ॥ ૧ ॥ પિંડસ્થ પદસ્થ અને રૂપસ્થ, રૂપાતિત ચઉભેદ રે ॥ સુ૦ ॥ જન્મરાજ્ય શ્રામણ્યાવસ્થા, એ પિંડસ્થનાભેદ રે ॥ સુ૦ ॥ ૧૮ ॥ પદસ્થ તે કેવલજ્ઞાનાવસ્થા, રૂપસ્થ મરણ કે પ્રતિમા રે ॥ સુ૦ ॥ રૂપાતીત તે સિદ્ધાવસ્થા, એ સવિ ધર્મધ્યાનનો મહિમા રે ॥ સુ૦ ॥ ૧૯ ॥ તેહ ભણી જે દિલમાં આવે, તેહ ધર્મ ચિત્ત ધારો રે ॥ સુ૦ ॥ જે ગ્રહિયેં તે નિર્મલ ચિત્તેં, ધરતાં ભવ નિસ્તારો રે ॥ સુ૦ ॥ ૨૦ ॥ એમ શ્રી જ્ઞાનવિમલ ગુરૂવાણી, સુણી હરખ્યા સવિ પ્રાણી રે ॥ સુ૦ ॥ હવે ધર્મે હોયે ઉજમાલા, પ્રતાપ સિંહ ભૂપાલા રે ॥ સુ૦ ॥ ૨૧ ॥ સર્વગાથા ॥ ૧૩૮૨ ॥

॥ દોહા ॥

॥ પ્રતાપસિંહ રાજા હવે, વ્રત લેવાની ખંત ॥ સૂર્યવતી આદિ થઈ, રાણી અવર સામંત ॥ ૧ ॥ લક્ષ્મીદત્ત લક્ષ્મીવતી, મતિ રાજાદિ પ્રધાન ॥ હિયડાં હેજેં ઉમ્મહ્યાં, સંયમને સાવધાન ॥ ૨ ॥ ઘર આવી ભાવી મનેં, એ સંસાર અસાર ॥ જીવિતનું ફલ એહ છે, જે લીજેં સંયમ ભાર ॥ ૩ ॥ અઠ્ઠાઇ મહોત્સવ કરે, પૂજાવિવિધ પ્રકાર ॥ દિયે દાન અઢલક પણે, જેમ પુષ્કર જલધાર ॥ ૪ ॥ શ્રી શ્રીચંદ્ર નરપતિ તણી, માગે અનુમતિ તેહ ॥ સહસપુરૂષશું વાહિએં, કરે શિબિકા નેહ ॥ ૫ ॥ પ્રત્યેકેં એણી પેરેં કરે, ઉત્સવશું મંડાણ ॥ દીક્ષા લેઇ ગુરૂપદ કજેં, શુભદિન લગ્ન પ્રમાણ ॥ ૬ ॥ ગુરૂપણ સંયમ તસ દીયે, વિનયી દક્ષ સુશિષ્ય ॥ ગ્રહણાને આસેવના, શિક્ષા ધારે દક્ષ ॥ ૭ ॥ કેઇ તિહાં સમકિત આદરે, દેશવિરતિ લે કેઇ ॥ એણીપરેં શ્રીસૂરીશ્વરેં, લાભ બહુલ તિહાં લેઇ ॥ ૮ ॥ પત્નીસહિત શ્રીચંદ્ર નૃપ, લીયે સમકિત અંનુકૂલ ॥ બાર વ્રત શ્રાવક તણાં; તે પણ શિવતરૂ મૂલ ॥ ૯ ॥ નિત્ય પ્રત્યે અભિગ્રહ લીયે, નિયમ તણા પરિમાણ ॥ તે કેતાઇક દાખવું, નામથકી તસ ઠાણ ॥ ૧૦ ॥ સર્વગાથા ॥ ૧૨૯૨ ॥

॥ ઢાલ ચોવીશમી ॥ રાણીજી હો જાતિરો કારણ મારે કોનહિંજી ॥ અથવા વીર વખાણી રાણી ચેલણા ॥ એ દેશી ॥

॥ હવે સમકિતને આદરે જી, આઠ આચાર સમેત ॥ નિઃશંક નિઃકંખ પ્રમુખથી જી, ચાર આગાર ઊપેત ॥ ૧ ॥ સાધુજી તરણ તારણ તુમ્હો જી, અમ્હ સરિખાને ઊદ્ધાર ॥ કાજેં કરૂણા રસ પૂરિયા જી, પ્રભો તુમારા અવતાર ॥ સા૦ ॥ ૨ ॥ એ આંકણી ॥ દેવ અરિહંત નિર્દોષિયા જી, સુગુરૂ રત્નત્રય ધાર ॥ ધર્મ તે તસ કહ્યો આદરચો જી, એહ મુજ સમકિત સાર ॥ ૩ ॥ સા૦ ॥ એહ મુજ યાવજ્જીવ હજો જી, તત્ત્વરૂપેં ગ્રહ્યું એમ ॥ ભકિત તો ગુણિપદવિણુ નહિં જી, ભવફલે તો નહિં નેમ ॥ ૪ ॥ સા૦ ॥ હું કરૂં શ્રી જિન સેવના જી, પૂજન કરૂં ત્રણ કાલ ॥ ઊભય ટંકેં કરૂં નિયમના જી, ગ્રહણસંક્ષેપ ઉદાર ॥ ૫ ॥ સા૦ ॥ તેમ ષર્વિધ આવશ્યક કરૂંજી, દુવિધ ત્રિવિધ પ્રકાર ॥ ત્રણસય સજ્ઝાય કાઉસ્સગ્ગનો જી, એક સહસ ગણુ તે નોકાર ॥ ૬ ॥ સા૦ ॥ લાખ પ્રતાપ દિન દિન પ્રતેં જી, સાત ક્ષેત્રેં મલી થાય ॥ વાવરૂં નિત્યનું ધન સદાજી, ધર્મે ન કરૂં અન્યાય ॥ ૭ ॥ સા૦ ॥ તંબોલ પાન ભોજન વલી જી, વાહણ શયન દુગની તિદ ॥ મૈથુન થૂંકને જૂવટુંજી, દશ આશાતન નહિં નીતિ ॥ ૮ ॥ સા૦ ॥ ચુલસી આશાતન જે કહી જી, ટાલવા ખપ કરૂં તાસ ॥ સમકિત બોલ સગસઠ્ઠી છે જી, અંગેં આણેવા ઉલ્લાસ ॥ ૯ ॥ સા૦ ॥ ચતુરશીત્યાશાતનાનાં પ્રાકૃતકાવ્યાનિ ॥ ખેલં કેલિ સકલાકલા કલહયં, તંબોલ મુગ્ગાલયં ગાલી કંગુલિયા સરીર ધુવણં કેસંનહે લોહિયં ॥ ભત્તોસં તય વિત્તવંત-દમણં વિસ્સામણં દામણં અગ્નિસેવણં રંધણં પરિખ્ખણં નિસ્સિહિયા જંભણં ॥ ઇત્યાદિ શ્રાદ્ધવિધિથી જાણવું ॥ હવે સમકિતના સઠશઠ બોલની ગાથા લખે છે ॥ યતઃ ॥ ચઉ સદ્દહણા તિલિંગં, દસવિણય તિસુદ્ધિ પંચગયદોસં ॥ અટ્ઠપભાવણ ભૂસણ, લખ્ખણપંચવિહસંજુત્તં ॥ ૧ ॥ છવ્વિહજયણાગારં, છભાવણભાવિયં ચ છટ્ઠાણં ॥ ઇય સત્તસઠ્ઠી લખ્ખણ, ભેય વિસુદ્ધં ચ સમ્મત્તં ॥ ઢાલ પૂર્વલી ॥ અવરપાખંડને લિંગીયા જી, જે લૌકિક કહે દેવા ॥ તેહની સેવના નવિ કરૂં જી, દાનદેવાતણી ટેવ ॥ ૧૦ ॥ સા૦ ॥ એણી પેરેં સમકિત હું સદા જી, પાલવા ખપ કરૂં સ્વામિ ॥ અવિધિ આશાતના ટાલવા જી, વધતો કરૂં પરિણામ ॥ ૧૧ ॥ સા૦ ॥ યતઃ ॥ અરિહંતો મહદેવો, જાવજ્જીવં સુસાહુણો ગુરૂણો ॥ જિણ પન્નતં તત્તં, ઇય સમ્મતં મએ ગહિયં ॥ ૧ ॥ ઢાલ પૂર્વલી ॥ વલી દેવ જ્ઞા

ન ગુરૂદ્રવ્યનો જી, જિહાં થયો હોય પરિભોગ।। તાસ સંગતિ નવિ આદરૂંજી, નવિ તસ અર્થનો યોગ ।। ૧૨ ।। સા૦ ।। પ્રથમ અણુવ્રત હવે આદરે જી, સ્થૂલ પ્રાણાતિપાત ।। વિરમણ જે ત્રસ જીવનું જી, નિરપરાધ નવિ કરૂં ઘાત, રાજનીતેં તંથા પાત ।। ૧૩ ।। સા૦ ।। સ્થૂલમૃષાવાદ વિરમણ ધરૂંજી, જિનમત જેમ ન હેલાય ।। તેણી પરેં બોલવા ખપ કરૂંજી, સામ દામ ભેદ દંડ થાય ।। રાજનીતિના ચાર ઉપાય, તિહાં પણ જૂઠ બોલાય ।। ૧૪ ।। સા૦ ।। અદત્ત ચઉવિધમાંહે એકનું જી, સ્થૂલ વિરમણ કરૂં સ્વામ ।। તે પણ નિરપરાધી તણુંજી, જેહથી સમકિત ન હોયે વામ ।। ૧૫ ।। સા૦ ।। ચોથે સ્વદારસંતોષનો જી, પરણિત સ્ત્રીપરિમાણ ।। અવરનુંશીલ કાયાથકી જી, જાવજીવ એમ મંડાણ, પર્વદિનેં તાસ પચ્ચખ્ખાણ ।। ૧૬ ।। સા૦ ।। પંચમે વ્રત પરિગ્રહ તણુંજી, નવવિધનો રે વિશેષ ।। ત્રણ ખંડમંડણ જે થયો જી, નિયમ જે અપર અશેષ ।। ૧૭ ।। સા૦ ।। દિશિવિરમણ અધ એક ગાઉનું જી, ઊર્દ્ધ વૈતાઢચ પર્યંત ।। તિર્છું ત્રણ ખંડની ભૂમિકા જી, તીર્થયાત્રાદિ અધિકાંત ।। ૧૮ ।। સા૦ ।। ભોગ ।। ઉવભોગમાંહે સદાજી, તેહનું એમ પરિમાણ ।। અભક્ષ્ય અનંતકાય સર્વનું જી, જાવજીવ પચ્ચખ્ખાણ ।। ૧૯ ।। સા૦ ।। તદ્યથા ।। સવ્વાઓ કંદ જાઇ, સૂરણકંદો ય વજ્જકંદોય ।। અદ્દહલિદ્દાય તહા, અદ્દ તહ અલ્લ કચ્ચૂરો ।। ૧ ।। સત્તાવરી વિરાલી, કુઆરી તહ થોહરી ગીલોઇય ।। વિરૂહિલંસણં વંસ કરિલ્લા, ગજ્જર તહ લૂયણં લોઢી ।। ૨ ।। ગિરિકણ્ણિ કિસલ પત્તા, ખીરસૂય થેગ અલ્લમુથ્થાય ।। તહ લોણ રૂખ્ખછલ્લી, ખિલ્લહડા અમય વલ્લીય ।। ૩ ।। મહુ મજ્જ મંસ નવણીય, પંચુંબરી રયણીભુજ્જ સંધાણં ।। વિસ હિમ કરગ્ગ મટ્ટી, કચ્ચ ગોરસ વિદલ્લણંતાઇં ।। ૪ ।। તુચ્છફલં ચલિયણરસં, અણંત ફલ પુલ્લ તુચ્છ બહુબાએ ।। ઇઅ બાવીસ અભખ્ખે, વજ્જ વજ્જિયસ્સ પત્ત ફલે ।। ૫ ।। પંપોટ બિલ પિકાઇમ, રિંગણ ય ફણસ ગુંદાઇ ।। ખસખસ પિલ્લૂ સેલ્લર, ગંગેટય પક્ક ગોલ્હોય ।। ૬ ।। રાયણ મઉર કુડિંબડ, જાંબુ ટિંબરૂ અપક્ક કરમદ્દે ।। વાલ્હોલી મહુય ધામણી, ગુરૂબોરે કચ્ચલૂણ તિલે ।।૭ ।। નવિલેમિ ઉક્કુ ધારે, જલ ગલિયે મખણયં ફલં ચ ચમુહે ।। કુદિણુદય હિય ફાગુણ, ઊકુંભ ખેમિ નેવ તિલે ।। ૮ ।। અપરિમિય મન્નાયં, નહુ ભુંજે કાલ વેલ એકઇઆ ।। ગમમાણો નહુ ભખ્ખે, દેવગુરૂ દિટ્ઠિ ગયને ચ ।।૯ ।। અંગાલ વણહ સાડિય, ભાડય ફોડેઈ કમ્મજીવણયં ।। તહ દંત લખ્ખ

રસ વિસ, કેસહ સાવજ્જ વણિજ્જં ॥૧૦॥ કમ્મંચ જંતપિલ્લણ, નિલ્લંછણ સર દહાઇ સોસણયં ॥ દવદાણ મસઇ પોસં, પણ રસ એયાઇવજ્જેમિ॥૧૨॥ ઇત્યંપૂર્વકથિઽમસ્તિ ॥ ઢાલ પૂર્વલી ॥ એમ ગાથા પ્રમાણે ધ્રુરચાં જી, ભોગ ઊપભોગ વ્રત જેહ ॥ વસ્ત્ર આભરણ પરિમાણનું જી, પ્રતિદિને જે જિહાં તે હ ॥ ૨૦ ॥ સા૦ ॥ આઠમે અનર્થ ચિહું વિષે જી, પ્રથમ વ્રતનો એ ભંગ ॥ તેણિ પરે ચઊવિધ વર્જના જી, ગુણ કરે પંચથૂલ સંગ ॥ ૨૧ ॥ આર્ત્ત રૌદ્ર અપધ્યાન બિહુ જી, પાર્પોપદેશનું દાન ॥ વલી પ્રમાદે જીકે આચરણ જી, તેમવલી હિંસ્રપ્રદાન, અધિકરણ હોયે નિદાન ॥ ૨૨ ॥ સા૦ ॥ શસ્ત્ર મુશલ અગ્નિ યંત્રનું જી, ઔષધ મંત્ર મૂલ તંત્ર ॥ ભૈષજ્ય કાષ્ઠતૃણ જુવ ટું જી, જીવનાં યુદ્ધનર તંત્ર ॥ ૨૩ ॥ સા૦ ॥ કાષ્ઠભક્ષણ ચોરને સતીજી, જો યવું તાસ નિષેધ ॥ જેહથી કામના ગુણ વધે જી, તેહ મેલણ પ્રતિષેધ ॥૨૪ ॥ સા૦ ॥ સર્વથી એહ ભારી અછે જી, એહટલ્યે મોહની જાય ॥ દુષ્કર એહને ટાલતાં જી, જે અનાભોગમાં જાય ॥ ૨૫ ॥ નિત્યે ટાલું એહવી ભાવના જી, પણ તે દોહેલું સચવાય ॥ તે ભણી પૂજનાવશ્યકેં જી, પડિક્કમણે પોસહ ઠાય॥૨૬॥ સા૦ ॥ ધર્મના કાર્યમાંહે મને જી, નાણવો અનરથ દંડ॥ નવમ સામાયિકને કરૂં જી, અહો રતિ ચાર અખંડ ॥૨૭॥ સા૦॥ દશમે દેશાવગાશિક વ્રતેં જી, વ્રત છટ્ઠાને પરિમાણ ॥ પણ વર્ષાઋતુને રયણીયે જી, ગમનકેરૂં પચ્ચખ્ખાણ ॥ ૨૮ ॥ સા૦ ॥ ચઊદશ નિયમ નિત્ય સાચવે જી, સચિત્ત ઇગસાગ બેજાણી ॥ વિગય તિન ફુલ ફલ ચારનાં જી, શયણ આસણ અડ જાણિ ॥ સા૦ ॥ ૨૯॥ દ્રવ્ય દસ દિવસમાં મોકલા જી,રાત્રિનો હોય ચોવિહાર ॥ કારણે દ્રવ્ય તિગ અચિત્તનાં જી, લેવા તે અણાહાર ॥ સા૦ ॥ ૩૦ ॥પોષધવ્રત ચઉ પર્વના જી, નવિ કરૂં પાપવ્યાપાર ॥ નિત્ય સંવિભાગ વ્રત આદરૂં જી, શ્રાદ્ધ જે અણુવ્રત ધાર॥ અતિથિ તેવરઅણગાર॥ સા૦ ॥ ૩૧॥ન્યાયગકલ્પનીય જે હોયે જી, તેમ શ્રદ્ધાયે સત્કાર ॥ ચઉવિધ એણીપેરે સાચવું જી, બારમું વ્રતસદચાર ॥ સા૦ ॥ ૩૨ ॥ એણી પેરે બાર વ્રત શકિતશું જી, આદરૂં તાસ અતિચાર ॥ હોયે પંચોત્તરિ સમકિત તણા જી, પાંચ છે જે અતિચાર ॥ સા૦ ॥ ૩૩ ॥ પંચવલી ધર્મ સંલેષના જી, સર્વ ઠામે હોયે તેહ॥ એમ પંચાશી અતિચારછે જી, જાણવા પણ ન આચરેહ ॥ ૩૪ ॥ સા૦ ॥ જ્ઞાન દર્શન ચારિત્ર તપ તણા જી, આઠ આઠને બાર॥ તેમ તેમવીર્ય આચારના જી, શત એક ચોવીશસાર ॥ ૩૫ ॥ સા૦ ॥ એહ અતિચારની વર્જના જી, ખપ કરૂં પાલું આચાર॥

એમ હુઅ તિમ કરણુ યોગથી જી, એહવાં વ્રત હજો બાર ॥ સા૦ ॥૩૬॥ હવે છ છીંડી કહે છે ॥ રાય ગુરૂ ગણ બલ સુર તણા જી, અભિયોગને રે નિયોગ ॥ વૃત્તિ કાંતાર આ જીવિકા જી, એ ષટ્ છંડીના યોગ ॥ સા૦ ॥૩૭॥ શેષ આરંભ સઘલે વલી જી, ત્રસ અને થાવર જીવ ॥ શક્તિથી તાસ યતના કરૂં જી, પ્રતિદિન સહિજેં લહી જીવ ॥ ૩૮ ॥ સા૦ ॥ અરિહંત સિદ્ધ મુનિ આપિની જી, દેવસમકિત ગુરૂ સાખ ॥ ચાર આગારના યત્નથી જી, ઉચ્ચરે ગુરૂમુખેં ભાંખ ॥ જ્ઞાનવિમલ સૂરિ સાંખ ॥ સા૦ ॥ ૩૯ ॥

॥ દોહા ॥

॥ સુવ્રતાચારજ ગુરૂ કન્હેં, શ્રીશ્રીચંદ્ર ભૂપાલ ॥ બારવ્રત એમ પડિવજે, મેહલી અવર જંજાલ ॥ ૧ ॥ હવે સમ્યકત્વરૂપ કલ્પતરૂ વખાણે છે ॥ સમકિત મૂલ શીલ પલ્લવા, ગુણવ્રત જિહાં કેદાર ॥ વ્રત સમુદાય શાખા બહુલ, એ ગ્રહીધર્મ સુરસાલ ॥ ૨ ॥ ફલીયો તે મુજ બહુ પરેં, અનુભવ રસ ઉક્કિટ્ઠ ॥ શાશ્વત સુખ તે મોક્ષફલ, ફલિત હુએ એ જિટ્ઠ ॥ ૩ ॥ યતઃ ॥ સમ્મત્તમૂલો ગુણઆલવાલો, સિલપ્પવાલો વયસંવસાલો ॥ ગિહત્થધમ્મો વરકપ્પરૂખ્ખો, ફલેઉ મે સાસય મુખ્ખસુખ્ખેં ॥ ૧ ॥ એમ ગ્રહીધર્મને આદરી, પ્રણમી શ્રીગુરૂ પાય ॥ પ્રતાપસિંહ રાજા પ્રમુખ, નવદીક્ષિત સમુદાય ॥ ૪ ॥ સાધુ સકલ વલી સૂર્યવતી, પ્રમુખ સાધવી જેહ ॥ પ્રત્યેકેં મુનિ શ્રુતિ કરી, ઝરે આંસુ ઘણ નેહ ॥ ૫ ॥ ચિત્તેં ગુણ સંભારતો, ઘર પોહોતો શ્રીચંદ્રરાય ॥ ચંદ્રકલા રાણી પ્રમુખ, નાગર જન સમુદાય ॥ ૬ ॥ સંભારે જે ગુણ ઘણા, પ્રજા પાલાદિક જેહ ॥ વલી તે મુનિગણ પરિવરચા, દેખી વધ્યો સનેહ ॥ ૭ ॥ લેઇ શ્રીચંદ્ર નૃપ અનુમતિ, ગુરૂ પણ કરે વિહાર ॥ સાધુ સાધવી પરિવરચો, ઉપકૃત જિમ દિનકાર ॥ ૮ ॥ ભૂતલને પાવન કરે, વર્ષિ દેશના ધાર ॥ વિવિધ સસ્ય નિપજાવતાં, બોધબીજ દાતાર ॥ ૯ ॥ નવદીક્ષિત અણગારને, શિક્ષા અનેક પ્રકાર ॥ સારણ વારણ ચોયણા, પડિચોયણા પ્રકાર ॥ ૧૦ ॥ કેઇક પૂરવ શ્રુત ભણે, કેઇક અંગ અગ્યાર ॥ સાંગોપાંગેં અભ્યાસે, વિનય તણા ભંડાર ॥ ૧૧ ॥ સુમતિ ગુપ્તિ નિત્ય સાચવે, ચરણ કરણ ગુણધામ ॥ વિષય કષાય નિવારતા, સાધે સંયમ કામ ॥ ૧૨ ॥ માત પિતા ધન્ય તેહનાં, ધન્ય તેહના અવતાર ॥ દ્રવ્યભાવ સંયમ તણા, ગુણ સાધે નિર્ધાર ॥ ૧૩ ॥ છટ્ઠ અટ્ઠમ તપ આદરે, કેઇ કરે ઉગ્રવિહાર ॥ આતપનાદિકને સ

હી, કેઇ વહે પ્રતિમા ચાર ॥ ૧૪ ॥ કેઇક અભિગ્રહ અતિ કરે, કેઇ ત
પ બાર પ્રકાર ॥ ગુણપદવીને પદે ચઢ્યા, એણીપરે તે અણગાર ॥ ૧૫ ॥

॥ ઢાલ પચ્ચીશમી ॥

॥ વીર સુણો મોરી વિનતિ ॥ એ દેશી ॥ ઊપગારી અણગારજી, ન
હિં જેહને હો મદ મોહ વિકાર ॥ શમ દમવંતા સાધુ જી, ક્રોધ માનને
હો નહિં લોભ પ્રચાર ॥ ૧ ॥ ઊપગા૦ ॥ જસ દર્શને હો હોયે કોડિ ક
લ્યાણ, નામે નવનિધિ સંપજે, ગયાં જેહનાં હો દુરિત અહિઠાણ ॥ ઊ૦
॥ એ આંકણી ॥ ગુરૂ કહે શિષ્યને હિત કરી, તુમો યતના હો કરજો નિર
ધાર ॥ જયણા ધર્મની માવડી, વલી જયણા હો ધર્મ પાલણહાર ॥૨॥ ઉ૦ ॥
તપ જપની વૃદ્ધિ નિપજે, જયણાથી હો હોયે મોક્ષ તુરત ॥જયણા તે જીવતણી
દયા, હોયે દર્શન હો વલી જ્ઞાન સંયુત્ત ॥ ૩ ॥ ઉ૦ ॥ દર્શન જ્ઞાન ચા
રિત્રનો, જીહાં એકઠો હો હોયે સંયોગ ॥જ્ઞાન ક્રિયા શિવ સાધને, એહ મોહોટો
હો જયણાનો લોગ ॥ ૪ ॥ ઉ૦ ॥ તપ જપ કરે બહુ આકરા, પણ જયણા
હો ન હોયે ઘટમાંય ॥ તો તિલ તૂસ પરે તે હોયે, સુસઢ પરે હો જેમ ચારિ
ત્રની છાંય ॥ ૫ ॥ ઉ૦ ॥ એમ નિસુણી ચેટક નૃપ કહે, પ્રભુ કોણ થયો હો
જેહનું સુસઢ નામ ॥ કૃપા કરી તે દાખવો, પ્રસ્તુતનું હો પછે કહેજો ના
મ ॥ ૬ ॥ ઉ૦ ॥ કહે ગૌતમ ગણિ હિત કરી, કથા તેહની હો સુણો ચેટ
ક રાય ॥ શ્રેણિક આગલ જેમ કહી, શ્રી વીરે હો જે દેશનામાંય ॥ ૭ ॥ ઉ૦ ॥
મૂકી વિકથા વાતડી, પર તાંતડી હો છંડો હિત જાણિ ॥ નિદ્રા આલસ
પરિહરી, કાન દેઇને હો સુણજો રે સુજાણ ॥ ૮ ॥ ઉ૦ ॥ યતઃ ॥ ગાહા ॥
સુઠ્ઠુ ચિંતવં કુણતો, જયણ વિહુણો ન પાવએ સિદ્ધિં ॥ સુસઢવ લહઇ
દુઃખ્ખં, કિંપુણ જીવો તવવિહુણો ॥ ૧ ॥ તપ કરતો પણ તે લહ્યો, વિણ
યતના હો ભવકેરૂં દુખ્ખ ॥ તપ કરે ને યતના નહિં, શું કહેવું હો તે કેમ
લહે સુખ ॥ વલી તેહને હો દોયલો હોયે મુખ્ખ ॥ ૯ ॥ ઉ૦ ॥ અથ સુસ
ઢકથા પ્રારંભઃ ॥ દોહા ॥ સિદ્ધારથ ગુણ જેહને, સિદ્ધારથ નૃપ જાતિ ॥ શાસન
નાયક વીરને, નમી કહું સુસઢ અવદાત ॥ ચાલપૂર્વલી ॥ રાજગ્રહી ચૈત્ય ગુણ શી
લે, સમોસરયા હો શ્રી જિનવર્દ્ધમાન ॥ ચઉદ સહસ્ત્ર અણગારશું, પ્રાતિહારની
હો સંપદ અભિરામ ॥ ૧૦ ॥ ઉ૦ ॥ પર્ષદમાંહે પ્રરૂપતા, યતિ હેતે હો યત
નાનો ધર્મ ॥ યતના ધર્મની માંય છે, યતનાથકી હો લહિએ શિવશર્મ
॥ ૧૧ ॥ ઉ૦ ॥ ચાલવું બેસવું સૂયવું, વલી ભુંજવું હો ભાંખવું સવિ કા

મે કે ॥ યતના પદશું સાચવે, તો સાધે હો મુનિ સંયમ ધામ ॥ ૧૨ ॥ ઊ૦ ॥ છિદ્ર અંજલિમાંહે જેમ ગલે, જલ તેમ ગલે હો કૃતપ્રૌઢાં પાપ ॥ આપ ગુણી નિર્મલ હોયે, વલી તેહની હો જગ મોહોટી છાપ ॥ ૧૩ ॥ ઊ૦॥ યતના રહિત સંસારમાં, ફરેં બહુ પરેં હો દુખીયો નિરધાર ॥ સુસઢપરેં બહુ તપ તપે, પણ નવિ લહે હો તે ભવનો પાર ॥ ૧૪ ॥ ઊ૦॥ હવે ગૌતમ કેહેવા છે તે કહેછે॥ ભદ્રક ગુણ વચ્ રાગીયો, વલી જાણ્યા હો સવિ વિનયના ભેદ ॥ સંપૂર્ણ શ્રુત જ્ઞાનના નિધિ, ગણિ ગૌતમ હો છે નામ અખેદ ॥ ૧૫ ॥ ઊ૦ ॥ અર્થ લહે સઘલા સ્વયેં; પણ સાંભલે હો ધરી વિસ્મય ચિત્ત ॥ અંજલિ જોડી વિનયશું, જિનવયણેં હો હરખેં કરી નિત્ય ॥ ૧૬॥ ઊ૦ ॥ જેમ રાજાના વયણડાં, પ્રજા શિર ધરે હો આણી બહુ માન ॥ તેમગુરૂ ભાંખિત સાંભલે, વલી પડિવજે હો જે વિનયી સુજાણ ॥૧૭॥ ઊ૦॥ તે ગૌતમ પ્રણમી કહે, પ્રભુ દાંખીયેં હો તે સુસઢ સંબંધ ॥ કિહાં થયો કેમ તે દુઃખ લહ્યો, યતના વિના હો લહ્યો ભવ અનુબંધ ॥૧૮॥ ઊ૦॥ તવ કહે સ્વામી કૃપા કરી, સવિ શ્રમણને હો ઉદ્દેશી તામ ॥ સજલ જલદ અનુકારિણી, ચિત્તહારિણી હો દેશના અભિરામ ॥ ૧૯ ॥ ઊ૦ ॥ ભરતેં અવંતી દેશમાં, એક ખેડ છે હો સંબુક ઇતિ નામ ॥ વિપ્ર એક તિહાં કણે વસે, સુજ્જસિવ અછે હો તેહનું અભિધાન ॥ ૨૦ ॥ ઊ૦ ॥ જન્મદારિદ્રી દોભાગિયો, નિઃકૃપ અને હો નહિં કરૂણાગાત્ર ॥ યજ્ઞયશા તસ ભારજા, તેહને થયો હો એક દિન સાક્ષાત ॥ ૨૧ ॥ ઊ૦ ॥ ગર્ભ થયો તે દુઃખ કરે, બેટી જણી હો સુજ્જસિરિ તસ નામ ॥ જનમ ખેવ માતા મુઇ, જુવો કર્મનાં હો એ વિષમાં કામ ॥ ૨૨ ॥ ઊ૦॥ કર્મથી સુખ દુઃખ સંપજે, વલી કર્મથી હો સોભાગ દોભાગ ॥ કઠિણ કર્મથી અતિ ઘણા, આવી મલે હો સવિ કર્મવિપાક ॥ ૨૩ ॥ ઊ૦ ॥ કહે ગૌતમ સ્વામી શું કરચું, ઇણદારિકા હો કિશ્યું કર્મ દુઃકર્મ ॥ જાતમાત્ર જનની મુઇ, પ્રભુ દાખીયેં હો તેહવાં કૃત કર્મ ॥૨૪॥ ઊ૦ ॥જ્ઞાનવિમલમતિ વીરજી ॥ કહે તેહનો હો પૂરવ વૃત્તાંત ॥ ખંત ધરીને સાંભલે, ગણિવરમુણિ હો ઇંદ્રભૂતિ મહંત ॥ ૨૫ ॥ ઊ૦ ॥

॥ દોહા ॥

॥ ઇહ ભરતેં વરતેં તિહાં, ધરણીપ્રતિષ્ઠિત નયર ॥ અરિમર્દન રાજા તિહાં, દૂરેં ઇતિ ને વયર ॥ ૧ ॥ સુજ્જસિરીનો જીવ તે, પાછલે ભવેં નૃ

પ નાર ॥ વરકંતા નામેં ભલી, રૂપકલા ગુણ સાર ॥ ૨ ॥ એક દિને તેણીયેં ચિંતવ્યું, પાપ મનેં કરી એમ ॥ શોકય તણો સુત જો મરે, તો મુજ થાયે ખેમ ॥ ૩ ॥ મુજ સુતને તો સયલ એ, રાજ્ય હોયે નિઃશંક ॥ જો વલી શોકય મરે કદા, તો ભોગ સકલ મુઝ સંગ ॥ ૪ ॥ એમ દુર્ધ્યાન થી બાંધિયું, અશુભ કર્મ તેણેં નાર ॥ ભૂરિ ભવેં દુઃખ અનુભવી, તિખ્ખ દુઃખની મારી ॥૫॥ સુજ્જસિરી એ તે થઇ, ગોયમ કર્મવશેણ ॥ ચિંતિત મા ત્રતણે ફલેં, મૂઇ માતા ઇહ તેણ ॥ ૬ ॥ જો ચિંતિતથી એમ થયું, તો શું કૃતનું પાપ ॥ જેહ વિપાકને અનુસરે, કડુઆ તાસ વિપાક ॥ ૭॥ સર્વગાથા ॥

## ॥ ઢાલ છવ્વીશમી ॥

॥ બાવા કિસન પુરી, તુઝ વિણ મઢીયાં ઊજર પરી ॥ એ દેશી ॥ હે ગૌતમ એ જીવ અશેષ, દુઃખીયો સુખીયો હોયે કર્મવિશેષ ॥ જોજો કર્મદશા ॥ કર્મ કરે છે કામ કિશાં ॥ જો૦ ॥ લઘુશું દીસે બંધન કાલ, તાસ વિપાક હોયે અસરાલ ॥ જોજો૦ ॥ ૧ ॥ જેમ રણ શ્વાનમિથુન ને ખાજ, પ્રેમવ્યસન એ અંતેં અણાવે વાજ ॥ જો૦ ॥ હિંસાલિક અદત્ત અબંભ, પરિગ્રહ મેલા કરી કરી દંભ ॥જો૦ ॥૨॥ મધુ મદ્ય માંસ સુરા પરદાર, રયણીભોજન પ્રમુખ અનાચાર ॥ જો૦ ॥ ઇત્યાદિક બહુ આશ્રવ-ધાર, સર્વ તો લહે નરકપ્રચાર ॥ જો૦ ॥ ૩॥ જે દુઃખ સહે તે કહ્યાં નવિ જાય, થોડાથી તે અતિ બહુ થાય ॥ જો૦ ॥ હવે તે સુજ્જસિવો ભૂદેવ, જીવાવે તે ધૂયા સ્વયમેવ ॥ જો૦ ॥૪॥ ચાટુ વચ બોલીને ત્યાંહિ, બહુ નારીનાં થણ લેઇ પાય ॥ જો૦ ॥ અતિ કષ્ટેં કરી સા જીવાય, વધતાં દિન દિન દુભગા થાય ॥ જો૦ ॥ ૫ ॥ આઠ વરસની થઇ સા બાલ, તેહવે પડચો બાર વરષી દુઃકાલ ॥જો૦॥ તે દારૂણ રણથી અધિકાય, જનનું માન મહત્વ સવિ જાય ॥ જો૦ ॥ ૬ ॥ જાય સયણના સર્વ સનેહ, લાજ મર્યાદા જસ કીર્ત્તિની રેહ ॥ જો૦ ॥ ધર્માધર્મનો નહિં હોય વિવેક, જેવારેં વાધે ભૂખનો અતિરેક ॥જો૦॥ ॥ ૭ ॥ ભક્ષાભક્ષનો નહિય વિચાર, છંડે માત પિતા પરિવાર ॥ જો૦ ॥ જાતિ ભાતિનો નહિં વ્યવહાર, માતંગઘરે પણ કરે આહાર ॥ જો૦ ॥ ૮ ॥ એવો કરાલ દેખીને દુઃકાલ, સુજ્જસિવો દ્વિજ ચિંતે તેણેં કાલ ॥ જો૦ ॥ ક્ષુધા મહાગ્રહ ભંગુર દેહ, ત્રંબક માત્ર ધન નથી મુજ ગેહ ॥ જો૦ ॥ ૯ ॥

કાંઇ નથી જે તે વેચીને આપ, અન્ન રત્ન લઈ કરૂં પ્રાણ થાપ ॥ જો૦ ॥ તો પરદેશેં જઇ પરઘર કાજ, કરીને જઠર ભરૂં શી તસ લાજ ॥જો૦ ॥૧૦॥ ॥ પરદેશેં જાવાને થયો ઉજમાલ, પણ સંબલ વિણુ શ્યારે હવાલ ॥ જો૦ ॥ પીડે બહુ ક્ષુધા રાક્ષસી અભિભૂત, એમ ચિંતે થઇ ભૈરવ ભૂત ॥જો૦ ॥૧૧॥ મારી એહ સુતાને હેવ, ખાઉં આમિષશું પ્રાણ ધરેવ ॥ જો૦ ॥ વલી ચિંતે મન યુક્ત ન એહ, વેચું નગરમાં કેણહિક ગેહ ॥ જો૦ ॥૧૨ ॥ ધિક્ ધિક્ મુજને નિષ્ઠુર આપ, હા હા મેં ચિંતવ્યું મહાપાપ ॥ જો૦ ॥ જે ચિંતિત દુષ્ટપણે મન ચંડ, તે દાવાનલથી અતિહિ પ્રચંડ ॥ જો૦ ॥ ૧૩ ॥ એમ ચિંતિત કોઇ ઇશ્વર ગેહ, મૂલ્યેં વેચી લિયે કણ તેહ ॥જો૦ ॥ ગોવિંદ દ્વિજ શ્રાવક ઋદ્ધિવંત, આઢક કંગુને મૂલ્ય કરી તંત ॥ જો૦ ॥ ૧૪ ॥ હવે સુ-જૂસિવ બંભણ નામ, જ્ઞાતિ ધિક્કારથી ન રહ્યો ગામ ॥ જો૦ ॥ નરવિક્રયી સઘલે અપમાન, પામે એહવું અછે નિદાન ॥ જો૦ ॥ ૧૫ ॥ જ્ઞાનવિમલ ગુરૂ ગુણમતિવંત, તેહવાં કામ ન કરે દુરંત ॥ જો૦ ॥ તે ભણી દુઃખનું કરણ દુષ્કાલ, જેમ તેમ જાય તો ચૂકે જંજાલ ॥ જો૦ ॥ ૧૬ ॥

॥ દોહા ॥

॥ હવે તે દ્વિજ ભમતો હુતો, દુર્ભવના લંકાર ॥ પામ્યો તિહાં પણ લોકનાં, વેચે લેઈ લેઇ બાલ ॥ ૧ ॥ એમ કરતાં તેણેં જોડીયું, દ્રવ્ય બહુલ કરી પાપ ॥ લોભીને લજ્જા ન હોય, ન ગણે માયને બાપ ॥ ૨ ॥ સર્વ કરી ધન એકઠું, લીધાં તેણેં પણ રત્ન ॥ એમ કરતાં તે દેશમાં, સાધી ઘણું પ્રયત્ન ॥ ૩ ॥ દુષ્ટકાલના વરસ તેણેં, કાઢયાં વર્ષજ આઠ ॥ લોકો પણ જેમ તેમ કરી, ખાતાં ખડઘન કાઠ ॥ ૪ ॥ હવે તે ગોવિંદ વિપ્રને, લક્ષ્મીનો ક્ષય થાય ॥ જેમ આઉખું જીવને, અંજલિ જલ પરેં જાય ॥ ૫ ॥ વલી વિશેષેં ચિંતિયો, ધાન્ય તણો સંભાર ॥ અન્ન સમું કોઇ રયણ નહિં, જોતાં આ સંસાર ॥ ૬ ॥ યતઃ ॥ અન્નદઃ પ્રાણદશ્ચૈવ, સ્થાનદોભયરક્ષકઃ ॥ જ્ઞાનદો જનકશ્ચૈવ, સપ્તૈતે પિતરઃ સ્મૃતાઃ ॥ ૧ ॥

ભાવાર્થઃ—અન્નદેનારો, પ્રાણ દેનારો, તથા સ્થાન દેનાર, ભયથકી રક્ષા કરનાર, જ્ઞાન દેનાર, અને પિતા એ સાત પિતા જાણવા ॥ ૧ ॥

તેણેં તિહાં એમ ચિંતવ્યું, જે ન લહિએં દુષ્કાલનો પાર ॥ કેણિપરેં એહમાં કરી શકું, કુટુંબ તણો ઉદ્ધાર ॥ ૭ ॥ સર્વ ગાથા ॥

॥ ઢાલ સત્તાવીશમી ॥ ઘરે આજ્યો હો મનમોહન ઢોટા ॥ એ દેશી ॥

એમ ચિંતવતો હૃદયમાં, હવે કેમ કરી નાખીશ કાલ ॥ સાજન ॥ એહવે આ વી ગોવાલણી, કાંઇ મઇ વેચણને કાલ ॥ સા૦ ॥ ૧ ॥ તેણેકાલેં હો મનડું એમ વાલે, હોયે તેહજ હો લખીયું જે ભાલેં, આપ બુદ્ધે કહ્યું ન જાય ॥ તેણે૦ ॥ એ આંકણી ॥ ગોકુલપતિની ભારજા, આહિરી ગોકુલી નામ ॥ સા૦ ॥ મઇની માટલી તે લિયે, દેઇ તંદૂલ મૂલ્ય અનામ ॥ સા૦ ॥ ૨ ॥ તે૦ ॥ આઢક તંદૂલ દેઇ ગ્રહે, તે ગોલી મઇની ચાર ॥ સા૦ ॥ તતક્ષણ આપી કુટું બને, જમવાને તેણિ વાર ॥ સા૦ ॥ ૩ ॥ તે૦ ॥ અથ જાવા ઉત્સુક થઇ, ગો-વિંદપ્રિયા પ્રતેં તેહ ॥ સા૦ ॥ આહેરી એણી પેરેં કહે, હું તુરત જાઊં નિજ ગેહ ॥ સા૦ ॥ ૪ ॥ તે૦ ॥ તંદુલને દેવરાવીએં, સુણીને કહે તેણી વાર ॥ સા૦ ॥ સુજ્જસિરીને એમ ભણે, જા જઇ તંદુલ દેવાર ॥ સા૦ ॥ ૫ ॥ તે૦ ॥ ગત દિવસેં જે રાજાએં, દ્વિજને દીધું જે વર ધાન્ય ॥ સા૦ ॥ એમ સુણી સુજ્જસિરી ગઇ, ઘર સઘલે જોઇ સાવધાન ॥ સા૦ ॥ ૬ ॥ તે૦ ॥ કિહાંયે ધા ન્ય દીઠું નહિં, આવી ફરી કહે તેહ જામ ॥ સા૦ ॥ સુણી સંભ્રાંત થઇ માહ-ણી, પેસે ઘર લેવા કામ ॥ સા૦ ॥ ૭ ॥ તે૦ ॥ જેહવે ગેહમાં જઇ જુવે, દેખે તિહાં અતિ વિપરીત ॥ સા૦ ॥ જ્યેષ્ટપુત્રવેશ્યા સાથેં, ભોગવતો એમ અનીતિ ॥ સા૦ ॥ ૮ ॥ તે૦ ॥ રોષારૂણ નયણાં કરી, ભણે સુત જનનીને દેખો ॥ સા૦ ॥ જા જારે ઇહાંથી ફરી, નહિંતો મારીશ તુજ સંપેખી ॥ સા૦ ॥ ૯ ॥ તે૦ ॥ એમ અનિષ્ટ વયણાં સુણી, મન માહણી લહે વિખવાદ ॥ સા૦ ॥ મૂર્ચ્છિત ધ્રસક ધરણીઢલી, જેમ કાષ્ઠનિશ્ચેષ્ટ પ્રમાદ ॥ સા૦ ॥ ૧૦ ॥ તે૦ ॥ તે નિસુણી ગો વિંદ ધણી, સીંચે ચંદન શીતલ નીર ॥ સા૦ ॥ મૂર્ચ્છાકારણ પૂછીયું, સા પ ભણે પ્રતિવચ ભીર ॥ સા૦ ॥ ૧૧ ॥ તે૦ ॥ સ્વામી હું તંદુલ હેતેં, વાલ્હા ગઇ ઘરે પુત્ર અકજ્જ ॥ સા૦ ॥ દેખી તસ ખર વચ સુણી, લહી મૂર્ચ્છા મેં અજ્જ ॥ સા૦ ॥ ૧૨ ॥ તે૦ ॥ સુહભાવેં જાતિસ્મરણ લહ્યું, મેં શુભભાવેં કરી જત્ત ॥ સા૦ ॥ સંખ્યાતા ભવ પાછલા, જેણેસંજ્ઞીનાં લહે તત્ત ॥ સા૦ ॥ ૧૩ ॥ તે૦ ॥ તેણથી પ્રેમ સવે ગયો માહરો, સજ્જન બંધુ ધન ભાવ ॥ સા૦ ॥ સ્વારથીઆ સહુએ અછે, એતો પુદ્ગલ સવિ પરભાવ ॥ સા૦ ॥ ૧૪ ॥ તે૦ ॥ જેહને છંદે ચાલીયેં, તો તસ રાખે પ્રીતિ ॥ સા૦ ॥ ન સરે સ્વારથીયા કરી, વાલ્હા સ્વામી ધરે અપ્રીતિ ॥ સા૦ ॥ ૧૫ ॥ તે૦ ॥ જે પરથી નિજ નવિ હોયે, જો કીજે ઘણો પ્રતિબંધ ॥ સા૦ ॥ જ્ઞાનવિમલ મતિ જેહની, વાલ્હા તે જાણે સવિ ધંધ ॥ સા૦ ॥ ૧૬ ॥ તે૦ ॥

॥ દોહા ॥

॥ પ્રત્યક્ષે એ દેખીયેં, કીધા અનેક ઉપાય ॥ કૂડ કપટ પરવંચના, તપ દાનાદિક છાય ॥ ૧ ॥ ઉયર ધરચો નવ માસ ત્યાં, જન્મેં કષ્ટ સંતાપ ॥ ધનક્ષય કીધો બહુ પરેં, ઉત્સવ તણો પ્રતાપ ॥ ૨ ॥ મૂત્ર પુરીષ પરાભવા, સહ્યા અનેક પ્રકાર ॥ મિષ્ટાહારેં પોષિયો, સ્નાનાભ્યંગન સાર ॥ ૩ ॥ નેહેં ઘેલી હું થઇ, એહવા સુતને કાજ ॥ એમ જુઠવણને પમાડીયો, એહ હેતેં કરચાં અકાજ ॥ ૪ ॥ એમ મનમાંહે ચિંતવી, પુત્રપ્રતિષ્ઠા હેત ॥ સ્નેહીજન આશા ફલી, કાલ ગમું સુખ હેત ॥ ૫ ॥ શરીરભોગ પર ભોગની, ઇચ્છા તજી સુત કાજ ॥ તેણેં સુતેં હુ નિર્દલી, જુઓ જુઓ એહ અકાજ ॥ ૬ ॥ દીઠું મેં પ્રત્યક્ષથી, એહનું દુષ્ટ ચરિત્ર ॥ વચનેં પણ સુખ નવિ થયું, એહવો એ અપવિત્ર ॥ ૭ ॥ સર્વગાથા ॥

॥ ઢાલ અઠ્ઠાવીશમી ॥ પૂર્વેં સુકૃત ન મેં કીયાં ॥ એ દેશી ॥ રાગ વૈરાડી ॥ માહણી એમ મન ચિંતવે, સુતકાજ મેં એહ શરીર ॥ ભોગથકી પણ વંચિયું, પણ એણે રે કીધી હું ઘણું દિલગીર ॥ ૧ ॥ માહણી૦ ॥ હુ તો ભૂલી રે એટલા દિન તાંઈ, હું તો જાણતી રે સુત સુખની ચ્છાઈ ॥ મેં તો દીધી રે બાવલીએ બાંહિ, થઇ ઘેલી હો સુતવચન સુણાઈ ॥ મા૦ ॥ એ આંકણી ॥ મોહથી નરભવ હારીયો, મેં ધરચું ન સમકિત રત્ન ॥ જે મોક્ષતરૂનું બીજ છે, નવિ કીધો રે વલી તાસ પ્રયત્ન ॥ મા૦ ॥ ૨ ॥ દર્શન શુદ્ધિ ન આચરી, જિનરાજપૂજા દ્રવ્ય ભાવ ॥ ત્રિકાલ જિન સ્તુતિ નવિ કરિ, જે ભવજલધિ રે તરવા નાવ ॥ મા૦ ॥ ૩ ॥ પર ઉપગાર ન આચરચો, નવિ કરચો વિધિશું ધર્મ ॥ સામાયિક પોસહ નવિ કરચાં, કરચાં તો પણ રે કૃત શિથિલ ન કર્મ ॥ મા૦ ॥ ૪ ॥ શક્તિએં ન કીધું તપ ઘણું, વલી પર્વ તિથિ લહિ નાંહિં ॥ ઘર કાજનેં પરવશ થઇ, નવી જ્ઞાનનો રે અભ્યાસ મનમાંહિં ॥ મા૦ ॥ ૫ ॥ ઘરમોહ કેવલ આણીયો, જાણીયો નહિં કાંઇ સાર ॥ સર્જ્ઝાય ધ્યાન ન સેવીયાં, નવિ જાણ્યો રે કાંઈ પંચાચાર ॥ મા૦ ॥ ૬ ॥ કિંબહુના વિલખે હોવે, મેં પોષિયો પાપકુટુંબ ॥ ધર્મઅંશ નેહેં સેવ્યો નહિં, એમ હારચો રે નર ભવ અવિલંબ ॥ મા૦ ॥ ૭ ॥ તો કારમેં નહિ સરચાં, જે બહુ ઘોર દુઃખ દાતાર ॥ એ કુટુંબ સયણાં અનુસરી, દુઃખદાયી રે એ કીધ સંસાર ॥ મા૦ ॥ ૮ ॥ નિષ્કારણ ઉપગારીયો, જીવલોકેં ધર્મ સહાય ॥ એ પરમબંધવ સમ સયણ એ, હિતકારી રે સુખ નિર્વૃત્તિદાય ॥ મા૦ ॥

૯ ॥ નિશ્ચયથકી એ સુખ દિયે, તે ધર્મ ટાલે કર્મ ॥ તે દેશ સર્વથકી હોયે, હવે આદરૂં રે લહું તેહનો મર્મ ॥ મા૦ ॥ ૧૦ ॥ એ સામગ્રી દોહેલી,-ચતુરંગ લહેવો દુર્લભ ॥ એ ધર્મ ધ્રુવ અક્ષય અછે, સહગામી રે નહિં જેહમાં દંભ ॥ મા૦ ॥ ૧૧ ॥ છતે આયુષેં સાધીએં, જ્ઞાન દર્શન ચરણના યોગ ॥ કર અંજલિ જલપરેં જાય છે, એ જીવિત રે પછી શ્યા હોય જોગ ॥ મા૦ ॥ ૧૨ ॥ બલ વીર્ય પણ દિન દિન ઘટે, જેમ જાજરૂં મૃદભાંડ ॥ ઘૂણભક્ષકાષ્ઠ તણી પરેં, એ અસાર જેર શરીરનો પિંડ ॥ મા૦ ॥૧૩ ॥ તપ નાણ ચરિત્ર નવિ ધરચાં, વલી કરચાં આશ્રવ પંચ ॥ ખલ ખંચ નાણી ચિત્તમાં, અનાચારના રે કીધા બહુલા પ્રપંચ ॥ મા૦ ॥ ૧૪ ॥ જરા રાક્ષસીને મુખેં પડયું, એ દેહ રોગનું ગેહ ॥ તારૂણ્યમાં તરૂણીતણી, દૃષ્ટિપાતેં રે મેં કીધો નેહ ॥ મા૦ ॥ ૧૫ ॥ તે તરૂણમાં રાગી હોઇ, તે વૃદ્ધભાવેં વૈરાગ ॥ પલિત શિર વલી વિંટિયો, મુખેં લાલરે ગતદશન વિભાગ ॥ મા૦॥ ૧૬ ॥ જલબિંદુ ચંચલ જીવિતં, ક્ષણરંગ ભંગુર દેહ ॥ મૂર્ચ્છા કિસી એ ઉપરેં, એ કુલટા રે નારીનો નેહ ॥ મા૦ ॥ ૧૭ ॥ તે ભણી મૂકીને સવે, એ પાપ કરમ અબ સંગ ॥જરા ન આવે જ્યાં લગેં, નહિં દેહ રે વલી રોગનો સંગ ॥ મા૦ ॥ ૧૮ ॥ હાણી ન ઇંદ્રિયવિષયની, જિહાં લગે બુદ્ધિ વિલાસ તિહાં લગેં ઉદ્યમ ધર્મનો, કરૂં છંડી રે સવિપરની આશ ॥ મા૦ ॥ ૧૯ ॥ તે ધર્મ પણ સર્વ વિરતિનો, જે પરમ મોક્ષ ઉપાય ॥ પંચ મહાવ્રત ધારણા, જયણા પરેં રે કરીએં ચિત્ત લાય ॥ મા૦ ॥ ૨૦ ॥ ભવસમુદ્ર તરવા ભણી, એ પ્રવર પોતસમાન ॥ જીવલોકમાં એહ જો મલે, નવિ આવે રે અવર ધર્મ ઉપમાન ॥ મા૦ ॥ ૨૧ ॥ જે સુખ નૃપ ભવને સુરભવેં, વલી સિદ્ધનાં સુખ જેહ ॥ તે સવિ એહથી પામીયેં, એહ માંહે રે નહિં કોઇ સંદેહ ॥ મા૦ ॥ ૨૨ ॥ એ દુર્લભ માનવભવેં, વલી શુદ્ધિ સામગ્રી એહ ॥ પામીને નવિ આદરે, તે જાણજો રે દુર્ગતિનો ગેહ ॥ મા૦ ॥ ૨૩ ॥ જો ઇણભવેં નવિ આરાધયેં, જ્ઞાનવિમલ ગુરૂની આણ ॥ તોજમવારો અહેલેં અછે, અવિવેકેં રેં હોયે તેહનાં પ્રાણ ॥ મા૦ ॥ ૨૪ ॥

॥ દોહા ॥

॥ઇત્યાદિક નિંદા કરે, માહણી આપેં જામ ॥ જાતિ સમરણને બલેં, પડિબોધક ગુણ તામ ॥ ૧ ॥ ગોવિંદ માહણ એમ ભણે, મોહ પંકમાં મગ્ન ॥ મુજને તેં ઉતારીયો, પ્રિયે પ્રેમમાં લગ્ન ॥ ૨ ॥ સાંપ્રત હવે સંજમ લિયો, ન ક

રૂં કાંઇ વાર ॥ ઘડીમાં ઘડિયાલાં વહે, શી કરવી ઉદ્ધાર ॥૩॥ તે નિસુણી કહે માહણી, ધન્ય ધન્ય તુમ અવતાર॥ પ્રીતમ પ્રીતિ ભલી પરેં, પાલીજેં નિરધાર ॥૪॥ મોહનિશેં ભવ મંદિરેં, જલણ પ્રમાણ જલંત ॥ અજ્ઞાનમુદ્રિત લોચનેં, ભલેં જાગ્યો તું કંત ॥૫॥ સૂતાએ પણ સંયમી, દ્રવ્યભાવ જાગંતા॥ જાગંતા પણ ઊંઘતા, મિથ્યાત્વી અહમંત ॥ ૬ ॥ એમ જાણી તેં દંપતી, ઉત્સવશું ઉલ્લાસ ॥ સંજમ લેવા સંચરયા; સુતકેવલી ગણિ પાસ ॥ ૭ ॥ શિક્ષાદુવિધ સહિત થયા, નાણ ચરણ ગુણગેહ॥ ઘણો કાલ આરાધીને, સિદ્ધ થયા ભવિ તેહ ॥ ૮ ॥ સર્વગાથા ॥

॥ ઢાલ ઓગણત્રીશમી॥ રાગ મારૂ ॥ ઋષભદેવ મોરા હો, ઋષભદેવ મોરા હો ॥ એ દેશી ॥ હવે જંપે ગોયમ પ્રભુ, શ્રીવીરતણા પયવંદી॥ કહો સ્વામી એણે માહણેં, શું કીધું સુકૃત અમંદ ॥ ૧ ॥ પ્રભુ મુઝ ભંખે હો પાછલે ભવે સુખકંદ ॥ જેણે તુરત લહ્યો બોધિવૃંદ ॥ મોરા પ્રભુ ભાંખો હો ॥ એ આંકણી ॥ હવે ગોયમને કહે વીરજી; મધુર ધ્વનિ વાણી હો ॥ નિઃશલ્યપણે આલોયણા, એણે કીધી યતના આણી હો ॥ ૨ ॥ મો૦ ॥ યોગસંગ્રહ બત્રીશ છે, તેહમાં એ પેહેલો હો ॥ નિઃશલ્યપણે લેઈ અનુસરે, તપ પોહોંચાવે વહેલો હો ॥ ૩ ॥ મો૦ ॥ પ્રાયશ્ચિત્ત ગુરૂદત્ત જે, કીધું સુવિશેષેં હો ॥ શુદ્ધચરણ આરાધિયું, વધિયું પુણ્ય અવશેષેં હો ॥ ૪॥ મો૦ ॥ શક્ર અગ્રમહિષી થઇ, તિહાંથી ચવી થાવે હો ॥ એ માહણી સુલહ બોહણી, તેણથી સિદ્ધિ પાવે હો ॥ ૫ ॥ મો૦ ॥ ફરી પૂછે વલી ગૌતમો, પૂર્વે એ સમણી હો ॥ હુંતી કેમ તે દાખવો, એ વાત મનગમણી હો ॥ ૬ ॥ મો૦ ॥ પ્રભુ કહે એ કેતેક ભવે, ગચ્છાધિક પ્રવરો હો ॥ પરિત્ત સંસારી જાણીએં, પણ કર્મથી નવરો હો ॥ ૭ ॥ મો૦ ॥ માયાની છાયા બહુ, તેણે સ્ત્રીવેદ બાંધ્યો હો ॥ ગચ્છપતિ પણ કોઇ કર્મને, જોરેં ચરણ ન સાધ્યો હો ॥ ૮ ॥ મો૦ ॥ સકલ પાપનું ઠામ છે, વિબુધ જન એ નિંદે હો ॥ કલિ કલુષની ખાણી છે, તપ ચરણ નિકંદે હો ॥ ૯ ॥ મો૦ ॥ અપયશ કલંક નિધાન છે, એ માયા મૂલેં હો ॥ ગોયમ એણેં તેણે સમે, પ્રવચનપ્રતિકૂલેં હો ॥ ૧૦ ॥ મો૦ ॥ એહવી માયા દાખવી, પણ સૂરીયેં નવિ કીધી હો ॥ અણુમાત્ર માયા તણી, છાયા નવિ લીધી હો ॥ ૧૧ ॥ મો૦ ॥ પણ પેહેલાં એ ભરતમાં, ચૌદ રત્નનો સ્મામી હો ॥ અન્યદિવસ દેશના સુણી, ભવભીતિ તેણેં પામી હો ॥ ૧૨ ॥ મો૦ ॥ સુગુરૂ પાસેં સંયમ ગ્રહી, આગમ અભ્યા

સેં હો ॥ થયો ગીતારથ સૂરિપદ ઠર્યો, ગુરૂ ગુણને પ્રકાશેં હો ॥ ૧૩ ॥ મો૦ ॥ સારણ વારણ ચોયણા, ગચ્છ ભલી પરિપાલે હો ॥ યુગપ્રધાન ગુણ સારીખો, શાસન અજુઆલે હો ॥ ૧૪ ॥મો૦ ॥ તોહે પણ અતિકર્મનો, વિ પાકને ગહેને હો ॥ દેવીપણે તે ઉપનો, જિન માયાને વહનેં હો ॥ ૧૫ ॥ મો૦ ॥ કહે ગોયમ પ્રભો એણે ભવેં, માયા નવિ કીધી હો ॥ તો કેમ દેવીપણું લ હ્યું, કહો વાત પ્રસિદ્ધિ હો ॥ ૧૬ ॥ મો૦ ॥ સુણી ગોયમ એણે માહણેં, કીધી હતી માયા હો ॥ લાખ ભવને આંતરે, જ્ઞાનવિમલ મને ધ્યાયા હો ॥ ૧૭ ॥ મો૦ ॥ સર્વગાથા ॥

॥ દોહા ॥

ક્ષિતિપ્રતિષ્ઠિત પુર અછે, સુંદર ગુણ મણિધામ ॥ શ્રી સામાન્ય નરેંદ્ર છે; નામે જનને માન્ય ॥ ૧॥ રૂપ્પી નામેં તેહની, પુત્રી પરમ ગુણપાત્ર॥ લાવણ્યેં માનું પરેં રમા, રંભાદિકને માત્ર ॥ ૨ ॥ અનુક્રમેં તરૂણપણું લહી, પરણાવી સા બાલ ॥ તુરત દુઃકર્મના યોગથી; ભર્ત્તા પામ્યો કાલ ॥૩॥ શોકવિધુર દો ભાગિણી, વિધવા વેશ અનિષ્ટ ॥ પામી તેણે અતિ ઘણું, વેદે કૃત એ ક ષ્ટ ॥ ૪॥તેહવી દુઃખણી દેખિનેં; કહે પિતા સુણ બાલ ॥ વત્સે પૂરવકૃત ત ણો, એ સઘલો જંજાલ ॥ ૫ ॥ કીધાં કર્મ ન છૂટીએ; વશમાં જેહનો બંધ ॥ બ્રહ્મદત્ત નરભવ થયો, સોલ વરસ લગેં અંધ ॥ ૬ ॥ ઉદયેં આવ્યું ભોગ વ્યાં, વિણ છૂટી નવિ જાય ॥ કર્મ પ્રકૃતિને આગલે, કોણહી જોર ન થાય ॥ ૭ ॥ તે ભણિ ચિંતા અપહરી, કરી થિરતાયેં મન ॥ કર્મ કઠિનને નિર્દલે, કરતું દાનને પુણ્ય ॥ ૮ ॥ સર્વગાથા ॥

॥ ઢાલ ત્રીશમી ॥ દેશી લૂહરની ॥

॥ કહે જનક તે એહવું હો, કે પંચશે પુરદીયું ॥પુત્રી તુમ્હ આપું હો, કે થિર કરી નિજ હિયું ॥એહવું જે થાવે હો, કે તે ધન્ય પુણ્ય તણે॥ ભાગ્યેં તે કરજો હો, જિનવરને ભવણે ॥ ૧ ॥ નિત્ય નિત્ય જિનપૂજા હો, કે વિવિધ પરેં વિરચો ॥ ધર્મક્ષેત્ર સુખેત્રેં હો, કે વારૂ વિત્ત ખરચો ॥ બલી પૂજા ઢોવો હો, કે કલ્યાણક દિવસેં ॥ તીરથની યાત્રા હો, કે સંઘાદિક હરષેં ॥૨॥ વલી શ્રાવક શ્રાવિકા હો,કેસાધર્મિક ભક્તેં ॥વિધિ પૂર્વક શોધો હો, કે સઘલો નિજ શક્તેં ॥ પરલોકને સાધો હો, કે તેહને પહિરાવી ॥ વરવસ્ત્ર વિભૂષણ હો, કે કીજે શોભાવી ॥ ૩ ॥ વલી સમણા સમણી હો, કે આરાધો દોઇ ॥ ન્યાયાદિક પ્રાસુક હો, કે કલ્પનીય જે હોઇ ॥ શ્રદ્ધા સત્કારેં હો, કે વસ

તિ પ્રમુખ નવધા ॥ આપીનેં ઠારો-હો, કે આપને જેમ સુધા ॥ ૪ ॥ દીન અનાથ જિલાંણા હો, કે તેહને ઊગારો ॥ વલી દુઃખીયા દારિદ્રી હો, કે તેહને સાધારો ॥ નિર્મલ શીલ પાલો હો, કે ઉત્તમ કુલ પામી ॥ શ્રાવક ધર્મ આરાધો હો, કે ન કરો તિહાં ખામી ॥ ૫ ॥ એમ કરણી કરતાં હો, કે પરભવ જેમ ન લહો ॥ વિધવાદિક વેદન હો, કે દુઃખડાં દૂર દહો ॥ એમ જનકનાં વયણાં હો, કે સુણીને સા બાલા ॥ જંપે ભરી નયણાં હો, કે જલશું જેમ વાહાલા ॥ ૬ ॥ કહે એ તનુ કેરો હો, કે કાંઇ વિશાસ નથી ॥ નવિ લહિએં પિતાજી હો, કે કોઇનું કોઇ નથી ॥ દિનકર પરેં ઉજલો હો, કે વંશ અછે તુમ્હચો ॥ તિહાં કોઇ કલંકેં હો, કે મલિન જ્યું મશિકૂચો ॥ ૭ ॥ તે ભણી મુજ દીજેં હો, કે કાષ્ઠભંક્ષણ કેરી ॥ આણા જેમ સાધો હો, કે કીર્ત્તિ અધિકેરી ॥ કૂડ કપટની નલિકા હો, કે વલયાપરેં વાંકી ॥ નિજ ઇચ્છાયેં ચાલે હો, કે વડવા અહિરાકી ॥ ૮ ॥ ગિરિ નદીપરેં ચાલે હો, કે નીચી વક્ર ગતિ ॥ ચપલા પરેં ચપલા હો, કે આશય દુષ્ટમતિ ॥ જિમ રજની વિરામેં હો, કે નિઃસ્નેહી દીપશિખા ॥ ક્ષણમાં બહુ રંગી હો, કે જાણે સંજરેખા ॥ ૯ ॥ જૂડ સાહસ માયા હો, કે અશુચિસ્પૃહા ગેહા ॥ એ સહજના દોષા હો, કેવિષયની ઘણમેહા ॥ શું બહુ બહુ ભણીયેં હો, કે અવગુણની ખાણી ॥ તેહ ભણી કરી કરૂણા હો, કે કાષ્ઠ દિયો જાણી ॥ ૧૦ ॥ તેહ સુણી નૃપ ચિંતે હો, કે ધન ધન એહ ધૂઆ ॥ જુવતી જન ઇહા હો, કે બુદ્ધિ વિવેક જુઆ ॥ અહો તનુ નિર્મમતા હો, કે વંશ કલંક તણો ॥ ભય રાખે કેહવો હો, કે ધૂઆ રત્ન ગણો ॥ ૧૧ ॥ શુભ શીલ વિભૂષિત હો, કે નમણી ગયગમણી ॥ જિહાં લગેં મુજ ગેહેં હો, કે એ છે નારીમણિ ॥ એ તનયા ઉપરેં હો, કે સર્વ ઉવારી કરૂં ॥ કહે રાજા એહવું હો, કે તુજથી સુખ ધરૂં ॥ ૧૨ ॥ નથી સુત જો માહારે હો, કે તો પણ પુત્ર પરેં ॥ માહારે તું તનયા હો, કે રાખું હૃદય પરેં ॥ જિનરાજેં ભાંખ્યો હો, કે ધર્મ કરો ભાવેં ॥ જેમ ભવ ભવ કેરા હો, કે દુઃખ સઘલાં જાવે ॥ ૧૩ ॥ જો જલણ પ્રવેશે હો, કે સ્વર્ગવાસ શિવ પામે ॥ તો સર્વ પતંગા હો, કે જાલાવલી કામેં ॥ દાન શીલ તપ ભાવો હો, કે કારણ એહ કહ્યાં ॥ એહ કરતાં પ્રાણી હો, કે કેઇક સુખ લહ્યાં ॥ ૧૪ ॥ ધ્યાનાનલેં દાજે હો, કે કર્મની કોડિ ગમે ॥ રત્નત્રય યોગેં હો, કે પુત્રી તુંહી રમે ॥ જેમ મેઘની માલા હો, કે પવનેં જાયે રલી ॥ જેમ કાષ્ઠ સમુદાયેં હો, કે અગ્નિયેં જાયે બલી ॥ ૧૫ ॥ કરી ચિત્ત

પ્રસન્નેં હો, કે તપ જપ ચરણ કરો ॥ ષટ્ભ્યંતર ષટ્ બાહિર હો, તપ કિરિયાનુસરો ॥ વલી દુક્કર તપ છે હો, કે ગુણ રયણાદિ ઘણા ॥ જિનશાસન માંહે હો, કે કાંઇ નથી દુમણા ॥ ૧૬ ॥ આંબિલ વર્દ્ધમાનો હો, કે કનકાવલી રયણા ॥ વલિ મુગતાવલી હો, કે શ્રેણિ પ્રતર ઘણાં ॥ લઘુસિંહનિક્રીડિત હો, વૃદ્ધ્ય કીલિતવા ॥ જવ વયર મજ્જ પડિમા હો, કે ભદ્રમહા ભદ્રતવા ॥ ૧૭ ॥ વલી સર્વતોભદ્રા હો, કે પડિમા સત્તમીયા ॥ અટ્ઠમી નવ નવમી હો, કે દશમી ઇગ્યારસીયા ॥ તિમ બારસ પ્રતિમા હો, કે ભિક્ષુ તણી ભાંખી ॥ વલી પંચ કલ્યાણિક હો, કે દિન તપ આગમ ભાંખી ॥ ૧૮ ॥ થાનક વીશ બોલ્યા હો, કે સિદ્ધના ચક્ર તણો ॥ વલી યોગ કષાયા હો, કે ઇંદ્રિય જય નિસુણો ॥ સંસારનો તારણ હો, કે કર્મ સૂડણ ભણો ॥ રાધન દર્શનના હો, કે ચરણારાધ્ય તણો ॥ ૧૯ ॥ એમ આગમે ભાંખ્યો હો, કે તપ બહુધા ભેદે ॥ વલી અભિગ્રહ ચઉવિધ હો, કે જિન આણા વેદે ॥ ઇહ ભવને પરભવ હો, કે જશ કીર્ત્તિ અર્થેં ॥ તે તપ નવિ કરતો હો, કે ઇંદ્રિય ગુણ વ્યર્થેં ॥ ૨૦ ॥ કર્મ નિર્જ્જર હેતેં હો, કે કેવલ જેહ કરે ॥ વિનયાદિક વધતે હો, કે તે ભવ સિંધુ તરે ॥ એમ તપની કરણી હો, કે નિર્જ્જર ગુણ ધારે ॥ શિવમંદિર પામે હો, કે ત્રિવિધ દુરિત વારે ॥ ૨૧ ॥ નિજ હઠ શઠ છોડી હો, કે શ્રાવક ધર્મ કરો ॥ અસદગ્રહને મૂકી હો, કે મુજ હિત શીખ કરો ॥ એમ કહી નૃપ સોંપે હો, કે કંચૂકીધર નરને ॥ શ્રાવક વ્રત ધારે હો, કે જાણે પાસ સમો ઘરને ॥ ૨૨ ॥ સોંપ્યું જવ ચિત્તેં હો, કે રૂપી રાય કની ॥ ત્રિસંધ્યેં જિન અરચે હો, કે ખરચે લછ્છી ઘણી ॥ ભણે શ્રુત કરે તપને હો, કે સામાયિક પોસા ॥ બિહું ટંક આવશ્યક હો, કે કરી ટાલી દોષા ॥ ૨૩ ॥ દીએ દાન વિચિત્રેં હો, કે ચિત્ત ઉદાર કરી ॥ દુઃસ્થિત સાધારા હો, કે વારે વ્યસન ફિરી ॥ નિત્ય ચિત્ત સંભારે હો, કે વયણા અમિય સમાં ॥ જ્ઞાનવિમલ સૂરિનાં હો, કે ન ધરે કાંઇ તમા ॥ ૨૪ ॥ સર્વ ગાથા ॥ ૧૬૨૨ ॥

॥ દોહા સોરઠી ॥

॥ એમ કરતાં બહુ કાલ, ધર્મ તણે રંગે કરી ॥ નિર્જમતી સા બાલ, જાણે તત્ત્વ એ ફરી ફરી ॥ ૧ ॥ હવે કોઇ સમય પ્રમાણ, મરણ લહ્યો નૃપ જનક તે ॥ સુખ સમાધિ સુહ જાણ, પુત્ર પખે નૃપ દિન કેતે ॥ ૨ ॥ મંત્રી સેનાપતિ શેઠ, મલી વિચાર કિયો ઇશ્યો ॥ નિર્વહશે એ નેઠ, અપર ન કોઇ એ જિશ્યો ॥ ૩ ॥ દોહા ॥ એમ ચિંતી રાજ્યેં ઠવે, આપી સુ

તનો વેશ ॥ રૂપી રાજા સહુ કહે, પાલે નીતિએં દેશ ॥ ૪ ॥ આવી બેસે તખત તે, લીયે મુજરો ધરી પ્રેમ ॥ અંતર ભેદ ન કો લહે, શીલ ગુણેં કરી હેમ ॥ ૫ ॥ હર્ષ હુવે સવિ લોકને, પાલે ન્યાયેં રાજ્ય ॥ સાજ સવે મેલી કરી, રાખે રણુની લાજ ॥ ૬ ॥

॥ઢાલ એકત્રીશમી ॥ કલાલણી મહારો રાજિંદ ભોલ૦યો હો લાલ॥એદેશી ॥

॥ સુહાસણી ॥ હવે એક દિનને અવસરેં હો લાલ ॥ દુર્જય કામ વિકાર ॥ સુહાસણી ॥ કામ દશાને આગલેં હો લાલ, થાયે ગતિ મતિ છાર ॥ સુ૦ ॥ ૧ ॥ વિષયથકી નવિ ગંજીએં હો લાલ, વિષય તે તીંખી અસિધાર ॥ સુ૦ ॥ તેણેંથી શીલ ન છેદીએં હો લાલ, તેહનો ધન્ય અવતાર ॥ સુ૦ ॥ વિષય૦ ॥ એ આંકણી ॥ યૌવન વયના જોરથી હો લાલ, યૌવન મોહોટું ભૂત ॥ સુ૦ ॥ બલીયાને પણ એ છલે હો લાલ, સુરનરને પુરૂહૂત ॥ સુ૦ ॥૨॥ વિ૦ ॥ સામંતસુત ગુણ રત્ન છે હો લાલ, શીલ સનાહ તસ નામ ॥ સુ૦ ॥ સવિકાર નયણેં નિરખીયો હો લાલ, બહુ વેલાયેં તેણેં તામ ॥ સુ૦ ॥ ૩ ॥ વિ૦ ॥ સૌમ્ય ગુણેં મનુ ચંદ્રમા હો લાલ, દેહ કાંતિ દિનકાર ॥ સુ૦ ॥ રૂપાતિશય ગુણેં કરી હો લાલ, શચિને પણ મનોહાર ॥ સુ૦ ॥ ૪ ॥ વિ૦ ॥ શીલ રયણ ભૂષિત તનુ હો લાલ, તત્ત્વાતત્ત્વ વિચાર ॥ સુ૦ ॥ જાણે આગમ મર્મને હો લાલ, ન ડગે ધર્મથી લગાર ॥ સુ૦ ॥ ૫ ॥ વિ૦ ॥ અસ્થિમિંજ રંગી ઘણું હો લાલ, જિનમતનો તે જાણ ॥ સુ૦ ॥ તેં જોયો સરાગની દૃષ્ટિથી હો લાલ, તેણે લહ્યું તેણ વિનાણ ॥ સુ૦ ॥ ૬ ॥ વિ૦ ॥ જાણ્યું મયણને પરવશેં હો લાલ, જોયું ધરીય વિકાર ॥ સુ૦ ॥ લાખમાંહે પણ લેખીએં હો લાલ, કામી નેહ વિકાર ॥ સુ૦ ॥ ૭ ॥ વિ૦ ॥ યદ્યપિ ન કહે વયણથી હો લાલ, તો પણ કામી દૃષ્ટિ ॥ સુ૦ ॥ છાની રહે કિહાંથકી હો લાલ, જેમ બ્રહ્માની સૃષ્ટિ ॥ પુષ્કર જલધર વૃષ્ટિ ॥ સુ૦ ॥ ૮ ॥ વિ૦ ॥ કુમરેં મનમાંહે ચિંતિયું હો લાલ, ખંડીયું એણેં શીલ ॥ સુ૦ ॥ જિન વયણાં પણ અવગણ્યાં હો લાલ, ઉપદેશ કીધો અહીલ ॥ સુ૦ ॥ ૯ ॥ વિ૦ ॥ ભય પરલોકનો નવિ ગણ્યો હો લાલ, ન ગણી સભાની લાજ ॥ સુ૦ ॥ કલંકિત કરચોનિજ આતમા હો લાલ, ધિક્ સ્ત્રીસ્વભાવઅકાજ ॥ સુ૦ ॥૧૦॥ વિ૦ ॥ શીલ પરમ સૌભાગ્ય છે હો લાલ, શીલ પરમ છે રૂપ ॥ સુ૦ ॥ શીલ પરમ જીવિત અછે હો લાલ, શીલ વશેં સવિ ભૂપ ॥ સુ૦ ॥ ૧૧ ॥ વિ૦ ॥ સુપુરૂષને શીલ રાખવું હો લા

લ, પ્રાણ તજે પણ એહ ॥ સુ૦ ॥ પ્રાણધારણ સ્થિતિ વિશ્વને હો લાલ, પણ સંતને શીલશું નેહ ॥ સુ૦ ॥ ૧૨ ॥ વિ૦ ॥ તો હવે હમણાં શું કરૂં હો લાલ, જોયો સરાગેં એણ ॥ સુ૦ ॥ સભામધ્યેં બેઠા હુતા હો લાલ, એમ ભય લહે હૃદયેણ ॥ સુ૦ ॥ ૧૩॥ વિ૦॥ જેણે સભા માંહેં ચિંતવ્યું હો લાલ, મુજ ઉપર વિપરીત ॥ સુ૦ ॥ તો એકાકી મુજને હો લાલ, દેખી કરે એ અનીત ॥ સુ૦ ॥ ૧૪ ॥ વિ૦ ॥ તિહાં કોણ આડો આવશે હો લાલ, સુહૃદ સયણ ગુરૂ બંધુ ॥ સુ૦॥ ઇહાં વસવું યુગતું નહીં હો લાલ, એ સભા થઇ મુજ અંધુ ॥ સુ૦ ॥ ૧૫ ॥ વિ૦ ॥ વલી મુજ નિમિત્તેં એ સુતા હો લાલ, ઉત્તમ કુલનો જાતિ ॥ સુ૦ ॥ પડશે ભવજલ સિંધુમાં હો લાલ, ઘોરાંધકાર ભ્રમાત ॥ સુ૦ ॥ ૧૬ ॥ વિ૦॥ સંપ્રતિ મુજને યોગ્ય છે હો લાલ, દેશાંતરની યાત્ર ॥ સુ૦ ॥ અવસરેં પ્રવ્રજ્યા લહું હો લાલ, કરૂં આતમ ગુણ પાત્ર ॥ સુ૦ ॥ ૧૭ ॥ વિ૦ ॥ એમ ચિંતી પૂછી સયણને હો લાલ, જિન પ્રણમીને કુમાર ॥ સુ૦ ॥ ચાલ્યો સરલ મનેં કરી હો લાલ, સજ્જન એ આચાર ॥ સુ૦ ॥ ૧૮ ॥ વિ૦ ॥ પ્રાણ ઊપર રાજી નહી હો લાલ, રાજી રહે આચાર ॥ સુ૦ ॥ જ્ઞાનવિમલ ગુરૂ સન્નિધ્યેં હો લાલ, સઘલે જયજય કાર ॥ સુ૦ ॥ શિખ્યો જેણે આચાર, તે નર જગમાં સાર ॥ સુ૦ ॥ ૧૯ ॥ વિષ૦ ॥ સર્વ ગાથા ॥ ૧૬૪૭ ॥

॥ દોહા ॥

॥ જાતાં જાતાં આવીયું, હિરણ ઉક્કર નયર ॥ ચિંતે ઇહાં રહેશું હવે, મલશે વર ગુરૂ મેહેર ॥ ૧ ॥ વલી એ નયર તણો ધણી, નરપતિ સુણીએં ખાસ ॥ વિચારસાર નામેં અછે, સેવીયેં તસ માસ ॥ ॥ ૨ ॥ વાત વિચાર કરતાં થકાં, પ્રતિબૂજીયેં તેહ ॥ સુગુણાને સુગુણો મલે, વાધે જાજો નેહ ॥ ૩ ॥ એમ ચિંતી નૃપ પાસેં ગયો, કરો પ્રણામ તવ રાય ॥ ગુણેં રજાણ્યો રાજીયો, પાસેં ઠવે તે પાય ॥ ૪ ॥ દિન દિન જ્ઞાનની ગોષ્ઠિશું, કરી રીઝવે રાજાન ॥ જાણે જાણુજ જો મલે, તો વાધે બહુ વાન ॥ ૫ ॥ પંડિતની લાતુ ભલી, નહિં મૂરખની વાત ॥ ઓ લાતાંથી સુખ ઉપજે, ઓ વાતાંથી દુઃખ થાત ॥ ૬ ॥ એક દિન પૂછે કુમરને, કોણ પુર કોણ તુમ નામ ॥ એ મુદ્ર છે કેહની, તુમ્હ કરેં એ અભિરામ ॥ ૭ ॥ કોણ સ્વામી તુમ્હે સેવીયો, એતા કાલને સીમ ॥ તવ કુમરેં સવિ દાખીયું, પુર કુલ નામ અસીમ ॥ ૮ ॥ જે રાજા મેં સેવીયું, મુદ્રા તેહની એહ ॥ કહે નૃપ શબ્દ કુ

રણે કહ્યો, જેમ મન ઉપજે નેહ ॥ ૯ ॥સર્વ ગાથા ॥ ૧૬૫૬ ॥

॥ ઢાલ બત્રીશમી ॥

॥ કાન્હજી મેલોને કાંબલી રે ॥ એ દેશી ॥

॥ કુમર ભણે સુણો રાજીયા રે, જે મુદ્રાયેં નામ ॥ તેહનું નામ ન લીજીએં રે, વિગર જમે ગુણધામ ॥ ૧ ॥ નિસુણો અમારી વાતડી રે ॥ રાતડી એહવી એહ ॥ જાતડીએં પડે ભાંતડી રે, આપડીમાં દીએ છેહ ॥ નિસુ૦॥ એ આંકણી ॥ ચક્ષુ કુશીલ એ જાણીએ રે, જેહને નયન વિકાર॥ નામ ગ્રહ્યાથી તેહનેં રે, હોયે દુરિત પ્રચાર ॥ ૨ ॥ નિ૦ ॥ અણભુંજે નામ ન લીજીએં રે, તેહનું હેતુ કુમાર ॥ દાખો તિહાં કહે કુમરજી રે, જો લીજેં નામાચાર॥ તો તિણ દિન ન મલે આહાર ॥ ૩ ॥ નિ૦ ॥ વિસ્મય લહી રાજા કહે રે, દેખીજેં એ ખ્યાલ ॥ તતકાલ અણાવી રસવતી રે, બેઠો તિહાં ભૂપાલ ॥ ૪ ॥ નિ૦ ॥ પરિકર સંયુત જીમવા રે, સજ્જ થયા સવિ તેહ ॥ દક્ષિણ કર ગ્રહી કોલીયો રે, મુખ સન્મુખ ધરી નેહ ॥ ૫ ॥ નિ૦ ॥ કહે રાજા તવ કુમરને રે, ચક્ષુ કુશીલનું નામ ॥ લેતાં વિઘન જો થાયશે રે, દિવ્ય પ્રભાવેં તામ, ભોજન કરતાં જામ ॥ ૬ ॥ નિ૦ ॥ જો દૃષ્ટી પ્રત્યય એ પામશું રે, તો અમે સવિ પરિવાર ॥ આદરશું ચારિત્રનેં રે, એહવો કરયો નિર્ધાર ॥ ૭ ॥ નિ૦ ॥ આહાર કરેંવા ઉમાહિયા રે, જેહવે તે રાજાન ॥ તેહવે કુમરે ભાંખીયું રે, ચક્ષુ કુશીલ રૂપી નામ ॥ ૮ ॥ નિ૦ ॥ અહિલે કૃત નરભવેં એણેં રે, લીધું જેહવે નામ ॥ તેણ સમે પ્રવચન દેવીએં રે, ચિંત્યું ઉપયોગેં, તામ ॥ ૯ ॥ નિ૦ ॥ અલિક વયણ મ હોજો એહનું રે, મનશું સાધે કામ ॥ તુરત આણ્યું પરબલ તિહાં રે, ગજ રથ હય અભિરામ ॥ ૧૦ ॥ નિ૦ ॥ રાજધાની વીંટી જિસેં રે, ગોયમ તેહવે ભૂપ ॥ પ્રતિબોધ્યો પ્રત્યય લહી રે, અદ્ભુત દેખી અનૂપ ॥ ૧૧॥ નિ૦ ॥ પ્રણમી કુમર નાશે જિશે રે, ચિંતે મનમાં એમ ॥ સ્વામી વિના દેશ નવિ રહે રે, તો નાશીજેં કેમ ॥ ૧૨ ॥ નિ૦ ॥ ઝૂઝ કરૂં હમણાં ઇહાં રે, તો સ્વામીનું કામ ॥ સુધરે જગમાં જસ હોયે રે, સ્વામી ભક્તમાં નામ ॥ ૧૩ ॥ નિ૦ ॥ પચ્ચખ્યું પ્રથમ વ્રત મેં અછે રે, ન ઘટે જુઝવું મુઝ ॥ દૃષ્ટિ કુશીલના નામથી રે, પામ્યું સંકટ ગુહ્ય ॥ ૧૪ ॥ નિ૦ ॥ તો હવે સાગારી કરૂં રે, અણસણને કરૂં આજ ॥ ત્રિવિધેં શીલનું પારખું રે, કરી રાખું હું લાજ ॥ ૧૫ ॥ નિ૦ ॥ નિર્મલ શીલધર પુરૂષને રે, વિષ તે અમૃત થાય ॥ જલણ તે જલ થલ જલનિધિ રે, સંકટ વિકટ તે જાય ॥ ૧૬ ॥

નિ૦ ॥ એમ ચિંતી મન ધર્મને રે, કરીને શીલ સહાય ॥ જો હું કુશીલ મનથી હુઊં રે, તો ઇણ સૈન્ય હણાય ॥ ૧૭ ॥ નિ૦ ॥ જો સુશીલ ત્રિવિધેં હુવે રે, તો બંધુ પણે હોજો એહ ॥ નમો જિણાણં મુખેં ભણી રે, ચાલીયો સન્મુખ ધરી નેહ ॥ ૧૮ ॥ નિ૦ ॥ દીઠો સુભટેં આવતો રે, કહે તે એહ નરનાહ ॥ કુમર ભણે હું નરપતિ રે, કરી કર ઉંચો ઉત્સાહ ॥ ૧૯ ॥ નિ૦ ॥ જો બલ વીર્ય તુમ્હને હોવે રે, તો દીયો મુજને પ્રહાર ॥ એમ નિસુણી તે આવીયા રે, કરતા કિલરવકાર ॥ ૨૦ ॥ નિ૦ ॥ જાણે યમમૂર્ત્તિધરા રે, પ્રહરણનામનું કોટ ॥ ચોટ દીયે તે રીશેં ભરચા રે, ઉચ્છાલતાં દિલ દોટ ॥ ૨૧ ॥ નિ૦ ॥ હણો હણો એમ ભણતા મુખેં રે, આવે કુમરની પાસ ॥ તવ ગોયમ તેણેં અવસરેં રે, પસરચો શીલ સુવાસ ॥ ૨૨ ॥ નિ૦ ॥ શાસન દેવીયેં થંભિયા રે, જેમ લખિયાં ચિત્રામ ॥ કાષ્ઠપરેં નિશ્ચેષ્ટ થયા રે, સુભટ સવે તેણેં ઠામ ॥ ૨૩ ॥ નિ૦ ॥ પ્રત્યક્ષેં ગગનેં રહી રે, ભાંખે દેવી એમ ॥ હર્ષ ભરેં નિર્ભર થઇ રે, વયણાં બહુ ધરી પ્રેમ ॥ ૨૪ ॥ નિ૦ ॥ કબહી ડગે કુલપર્વતા રે, લોપે જલધિમર્યાદ ॥ વિધુ તાતો રવિ શીતલો રે, કબહિ હોયે અવિસંવાદ ॥ ૨૫ ॥ નિ૦ ॥ પણ સુશીલના શર્મનો રે, ન હુવે તાસ પ્રમાદ ॥ નિર્મલ શારદ શશિપરેં રે, જેહના શીલ સંવાદ ॥ ૨૬ ॥ નિ૦ ॥ પરમ પવિત્ર તે પુરૂષથી રે, પાવન હોયે ત્રિભુવન્ન ॥ સર્વોત્તમ સુખનો નિધિ રેં, જસ ત્રિકરણશુદ્ધ મન્ન ॥ ૨૭ ॥ નિ૦ ॥ જ્ઞાનવિમલ ગુણ જેહના રે, દીપે જેમ જગ ભાણ ॥ તેભણી શીલવંત ગુણતણો રે, પ્રણમો પદ સુવિહાણ ॥ ૨૮ ॥ નિ૦ ॥ સર્વગાથા ॥ ૧૬૮૩ ॥

॥ દોહા ॥

॥ તે ભણી તામસ ભાવ સવિ, છંડીને સવિ યોધ ॥ શીલ સન્નાહને પદે નમો, દેવી દીયે એમ બોધ ॥ ૧ ॥ કુસુમવૃષ્ટિશિર ઊપરેં, કીધિ દશાર્દ્ધ જ વર્ણ ॥ શીળ તણી ઉદ્ઘોષણા, સુણતા ચારે વર્ણ ॥ ૨ ॥ હવે કુમર મૂર્ચ્છા લહ્યો, લહી ચેતન ક્ષણમાંહે ॥ જાતિસમરણ ઉપન્યું, અવધિનાણ પણ ત્યાંહિ ॥ ૩ ॥ એહવે અવસરેં ભૂપતિ, કુમર નિરખ્ખણ કાજ ॥ ચારણ ઋષિને પ્રણામવા, નગરથી આવે લેઇ સાજ ॥ ૪ ॥ જાત્ય તુરંગમ ઊપરેં, ચઢિયો ગિરિમાં જાય ॥ કંદરમાં પેખે જિસે, કુમર રૂપ તેણે ઠાય ॥ ૫ ॥ દક્ષિણકરશું આપણે, કરતો શિરોપરિ લોચ ॥ નિજપ્રભુને કહિયા વિના, ટાલી સવિ સંકોચ ॥ ૬ ॥ સપરિવાર રાજા તિહાં, પેખે કુમર મુણિંદ ॥ ૭

ત્ર ધરચું શિર ઉપરેં, સૌધર્માધિપ ઇંદ ॥ ૭ ॥ ૧૬૯૦ ॥
॥ઢાલ તેત્રીશમી ॥ નણદલ બિંદલી દે ॥ અથવા સીતાતો રૂપેં રૂડી॥ એ દેશી॥

॥ કનક કમલેં મુનિ બેઠા, રાજા મન લાગે મીઠા હો ॥ ધન ધન મુનિરાયા,॥ પ્રણમે જસ સુરનર પાયા હો ॥ ૧ ॥ ધન૦ ॥ એ આંકણી ॥ ઓહિનાણ બલેં ઉપદેશી, સુણે સવિ ભવિ શુભલેશી હો ॥ ૨ ॥ ધન૦ ॥ અસંખ જનમની વાત, કહે સુખ દુઃખના અવદાત હો ॥ ધન૦ ॥ ૩ ॥ જેમ થયો સમકિત લાભ, થયો તેહ દાખે જેમ આભ હો ॥ ધન૦ ॥ ૪ ॥ ગુરૂવંદી નૃપ સુણે ધર્મ, લીએ સંયમ છેદે કર્મ હો ॥ ધ૦ ॥ ૫ ॥ પરિવાર લીયે પણ દીક્ષા, પાલે દ્વિવિધેં હિતશિક્ષા હો ॥ ધ૦ ॥ ૬ ॥ તેમ વલી પરચક્રનો ભૂપ, લીયે સંયમ અપ્રતિ રૂપ હો ॥ ધન૦ ॥ ૭ ॥ તદનંતર ચઉવ્વિહ દેવા, આવી કરે મુનિની સેવા હો ॥ ધ૦ ॥ ૮ ॥ દુંદુભિ ગયણંગણ વાગે, સવિ દુરિત ઊપદ્રવ ભાંગે હો ॥ ધ૦ ॥ ૯॥ આકાશેં વદે ઇમ વાણી, ધન કુમર મુનિ ગુણખાણી હો ॥ ધન૦ ॥ ૧૦ ॥ સ્તુતિપાઠેં એણી પરેં સ્તવતા, મનમાંહે પ્રમોદને વહતા રે ॥ ધ૦ ॥ ૧૧ ॥ અથ સાધુસ્તુતિઃ ॥

॥ રાગ જયજય વંતી ॥ જય જય નમિય ચરણ, દુર્ધર ધરીય ચરણ, રોગ સોગ જર મરણ હરણ મુનિરાજ હે, તિજ્ય જંતુ સંતાણસરણ, દમિતા દુક્કરણ કરણ, અશરણ શરણકૃત ભવિકાજ હે ॥ ૧ ॥ જય જય તિજ્ય દુર્જન મોહ, લઘુકૃત માન લોહ, વિજિત કપટ કોહ, અદોહ અમાય હે ॥ પડિબોહિય ભવિઅ લોય, તિહુયણ લદ્ધ સોહ, લીલા જિતમદન જોહ, ધર્મ સહાય હે ॥ ૨ ॥ જય૦ ॥ સંવર વર રયણહ ગેહ, શીલવંતમાં લદ્ધ રેહ ॥ ધર્મવન સિંચન મેહ, કૃત શુભધ્યાન હે ॥ ભવસુખ પરિચિત નેહ, જિતજાતરૂપ દેહ, તુમ્હપદ તણી ખેહ, સવે ધનિનમાન હે ॥ ૩ ॥ જય૦ ॥ સંશય રજ સમીર, ભવ દવ ઉલ્હવણ નીર, કુમતિ મહી સારસીર, મેરૂ ગિરિધીર હે ॥ કરૂણ રસખીર નીર, નિધિ ઋદ્ધિસિદ્ધિકોટીર, સંયમ રસાલ કીર, તુંહી વીર હીર હે ॥ જય૦ ॥ ૪ ॥ ધન ધન તોરી માય, ધન ધન તુજ્જ તાય, જેણે ઉયરી તુંહી જાય, તિહુઅણ ભાવ હે ॥ જ્ઞાનવિમલ ગુણે ગાય, મુજ મન તુંહી સુહાય, નામેં નવનિધિ થાય, એસે મુનિ રાય હે ॥ ૫ ॥ જય૦ ॥ ઇતિસ્તુતિઃ ॥ ઢાલ પૂર્વલી ॥ સુર સુરીના સમુદાય, એમ સ્તવી નિજ ઠામેં જાય હો ॥ ધન૦ ॥ ૧૨ ॥ દિનકર પરેં નવ નવ ખેતેં, વિચરે મુનિઅતિ અપ્રમત્તે હો ॥ ધ૦ ॥ ૧૩ ॥ નિજ ગોવચ કીરણ સંભાલે, ભવિ કમલને બોધન ધારે હો

॥ ધ૦ ॥ ૧૪ ॥ જ્ઞાનવિમલ ગુણે પડિબોહે, સવિ ભવિયણનાં મન મોહે હો ॥ ધ૦ ॥ ૧૫॥ સર્વ ગાથા ॥ ૧૭૦૮ ॥

॥ દોહા ॥

॥ હવે ગૌતમ પૂછે ઇસ્યું, વંદી શ્રીજિન વીર ॥ સુલભ બોધિ એ કેમ થયો, જાતિસમરણ ધીર ॥ ૧ ॥ તવ ભાંખે શ્રી વીરજી, પૂરવ ભવે એ સાધુ ॥ સમ તૃણમણિ કંચન દૃષદ, સુખ સંયમ નિરાબાધ ॥ ૨ ॥ તેણે એક દિનઅનાભોગથી, વચન તણો કરયો દંડ॥ તે પ્રાયશ્ચિત્તઆદરયું, કરયો અભિગ્રહ ચંડ ॥ ૩ ॥ મૌનવ્રત કરયું તેણે, જિહાં સાવદ્ય વચન ભયેણ ॥ આરાધી સંયમ ગુણે, પ્રથમ કલ્પ સુરસેણ ॥ ૪ ॥ તિહાંથી ચવીને મંત્રિસુત, થયો શીલસન્નાહ ॥ સુલભાબોહી જાઇસરો, મહાનુભાવ અથાહ ॥ ૫ ॥ સયંબુદ્ધ સુર સાન્નિધ્યેં, લેવે સંયમ ભાર ॥ અવધિજ્ઞાની ઉત્તમ ગુણે, પરવરીયો પરિવાર ॥ ૬ ॥ પરિમિત આયુનિજ તણું, જાણીને મુનિ રાય ॥ અજિતાદિક જિને પાવિયો, સમેતશૈલેં જાય ॥ ૭ ॥ વચમાં માર્ગે આવીયો, ક્ષિતિપ્રતિષ્ઠ નયર ॥ તિહાં તે આવી સમોસરચા, ટાલ્યાં અશુભને વયર ॥ ૮ ॥ સુણી આગમન તેહનું, સપરિવાર નર રાય ॥ રૂપીનામા આવીયો, વંદનને તિણ ઠાય ॥ ૯ ॥ સર્વગાથા ॥ ૧૭૧૭ ॥

॥ ઢાલ ચોત્રીશમી ॥ સરવરિયાની ॥

॥ પાલે હો હંજા મારૂ થેં ગયા હો રાજ, દીઠડો નાહ સુજાણ ॥ વારી રંગ ઢોલણાં ॥ એ દેશી ॥

॥ હવે વિધિશું વંદે ભૂપતિ હો રાજ, વિગતમોહમુનિ નાથ ॥ વારી માહારા સાધુજી ॥ મહિ પતિ બેઠો તિહાં હો રાજ, સપરિવાર લેઇ સાથ ॥ વા૦ ॥ ૧ ॥ દીએ દેશના ભવિકાપ્રતેં હો રાજ, સુણજો આણી ભાવ ॥ ઇંદ્ર અહમિંદ્ર ચક્રીપણું હો રાજ, એ સોહિલા લેહેવા ભાવ ॥ વા૦ ॥ ૨ ॥ પણ જિનધર્મ એક પામવો હો રાજ, દોહિલો તે જગમાંય ॥ વા૦ ॥ તેતો સુગુરૂવિણ નવિ સંભવે હો રાજ, જિમ સુરતરૂ વર છાંય ॥ વા૦ ॥ ૩॥ સુગુરૂ સુદેવ સુધર્મ છે હો રાજ, એ તત્વ ત્રય રૂપ॥ વા૦ ॥ નિર્મલજલ પરેં શુદ્ધ કરે હો રાજ, તે અકલંક અનૂપ ॥ વા૦ ॥ ૪ ॥ ગુરૂ પ્રસન્નથકી હોયે હો રાજ, જે જિન ધર્મની પ્રાપ્તિ ॥ વા૦ ॥ તેહથી દર્શન જ્ઞાનનો હો રાજ, ચારિત્રનો હોયે વ્યાપ ॥ વા૦ ॥ ૫ ॥ અથ સુદેવવર્ણનં ॥ દોષ અઢારથી વેગલો હો રાજ, દેવ કહ્યો અરિહંત ॥ વા૦ ॥ ચોત્રીશ

અતિશય સંયુત્તા હો રાજ, અનંત જ્ઞાન ભગવંત ॥ વા૦ ॥ ૬ ॥ અથગુ રૂવર્ણનં ॥ પંચ મહાવ્રતેં વાસીયો હો રાજ, છત્રીશ ગુરૂ ગુણયુત્ત ॥ વ૦॥ આચાર પંચાચારનો હો રાજ, એહવો ગુણ થુણુ નિત્ય॥ વા૦ ॥ ૭ ॥ અથ ધર્મવર્ણનં ॥ જીવદયાયેં અલંકરચો હો રાજ, જિનઆણા અનુકૂલ ॥ વા૦ ॥ વિનય ક્ષમાયેં વાસીયો હો રાજ, એ ધર્મ તે કર્મ પ્રતિકૂલ ॥ વારી૦ ॥ ૮ ॥ ઇતિ ॥ ભવસિંધુમાં પડતાં થકાં હો રાજ, પ્રવહણને અનુકાર ॥ વા૦ ॥ તે ધર્મ દુવિધ ભેદેં કહ્યો હો રાજ, અણાગારને આગાર ॥ વા૦ ॥ સમ તૃણ મણિ રિપુ રયણને હો રાજ, સર્વ સાવદ્યને ત્યાગ ॥ વા૦ ॥ સાધુ તણો ધર્મ તેહથી હો રાજ, તુરત લહે શિવ પદ લાગ ॥ વા૦ ॥ ૧૦ ॥ સ મકિત પૂર્વક દેશથી હો રાજ, વિરતિ દુવાદસ ભેદ ॥ વા૦ ॥ અણુવ્રત ગુણ શિક્ષા વરૂં હો રાજ, અનુક્રમેં હોયે ભવ છેદ ॥ વા૦ ॥ ૧૧ ॥ દાન શીયલ તપ ભાવના હો રાજ, યથા શક્તિ અનાશંસ ॥ વા૦ ॥ અનુક્રમેં શિવહેતેં હોવે હો રાજ, જિહાં પંચાચાર પ્રશંસ ॥ વા૦ ॥ ૧૨ ॥ એમ સુણી નૃપ કહે સૂરિનેં હો રાજ, તુમ પદ પોત મેં લદ્ધ ॥ વા૦ ॥ ભવ સ મુદ્રમાં પામીયા હો રાજ, દુર્લભ કરૂણાસિંધુ ॥ વા૦ ॥ ૧૩ ॥ પ્રભુ હુ લોકને એમ ભણું હો રાજ, અલિત પલિત છે ભાવ ॥ વા૦ ॥ મરણ જ રાયેં ઉપદ્રવ્યો હો રાજ, વિષય કષાય જમાવ ॥ વા૦ ॥ ૧૪ ॥ તેહના ઉપશમવા ભણી હો રાજ, દિયો દિક્ષા મુજ નિર્ગ્રંથ ॥ વા૦ ॥ કહે ગુરૂ એહવી વાતમાં હો રાજ, મ મ કરશો પલિ મંથ ॥ વા૦ ॥ ૧૫ ॥ એહવે કા મેં ન કીજીએં હો રાજ, પાણી વલનો વિલંબ ॥ વા૦ ॥ ઘડીમાં ઘડી ઊ થલ હોવે હો રાજ, જેમ જલમાં વિધુ પ્રતિબિંબ ॥ વા૦ ॥ ૧૬ ॥ પૂછે સામંતાદિક પ્રત્યેં હો રાજ, કેમ છે તુમ્હ મન ભાવ ॥ વા૦ ॥ કહે હ વણાં જેમ નર નાથ છો હો રાજ, તેમ થાઓ સંયમ ભાવ ॥ વા૦ ॥ ૧૭ ॥ જે તુમ્હચેં મન આવીયું હો રાજ, તે અમ્હ મનમાં પ્રમાણ ॥ વા૦ ॥ એ ણી પરેં સામંતાદિક સર્વે હો રાજ, લીયે સંયમ નરરાણ ॥ વા૦ ॥ ૧૮॥ રૂપ્પી રાજા પણ સંયમી હો રાજ, થયા તિહાં સવિ પરિવાર ॥ વા૦ ॥ ગુરૂ કહે એહવી દોહલી હો રાજ, સામગ્રી સુખકાર ॥ વા૦ ॥ ૧૯ ॥ ઇહાં પ્રમા દ કરવો નહિં હો રાજ, તહત્તિ કરી તેણીવાર ॥ વા૦ ॥ દુવિધ શિક્ષા લહી સંચરે હો રાજ, રૂપ્પી સાહુણી પરિવાર ॥ વા૦ ॥ ૨૦ ॥ ગુરૂ વયણેં તે રાગીયો હો રાજ, પાલે પંચાચાર ॥ વા૦ ॥ જ્ઞાનવિમલ ચઢતી કલા હો

રાજ, વાધે અતિહિ ઉદાર ॥ વા૦ ॥ ૨૧ ॥ સર્વ ગાથા ॥ ૧૭૩૮ ॥

॥ દોહા ॥

॥અનુક્રમેં અનુક્રમેં વિચરતા, પહોતા સમેત શૈલ॥વિવિધ વૃક્ષ છાયા અછે, ચંપક અંબને કેલિ ॥૧ ॥ સિંહ નિષદ્યા જિન ભુવન, વાંદ્યા તિહાં જિન રાજ ॥ ભક્તેં થુણીયા આદરેં, હર્ષિત હૃદય ગુરૂ રાજ ॥ ૨ ॥ બહુ ભવ સંચિત પાપ દહી, અજિતાદિક જિન સિદ્ધ ॥ તે વંદીને ગહગહી, નર ભવનું ફલ લદ્ધ ॥ ૩ ॥ દુખ્ખખય કમ્મ ખ્ખય, સમાહિ મરણંચ બોહિલાભંચ ॥ દિયો મુજને એ પ્રાર્થના, કીધી તેણે નિર્દંભ ॥ ૪ ॥ વંદી જિનને પર્વતેં, શિલા પટ્ટ લહી એક ॥ મુનિજન પરિકરે પરિવરચા, લીયે સંલેષન છેક ॥ ૫ ॥ હવે રૂપ્પી સમણી ભણે, શીલ સન્નાહ પ્રત્યેં એમ ॥ ભગવન મુજને પણ દીયો, સંલેષના ધરી પ્રેમ ॥ ૬ ॥ ભણે ગુરૂ પૂરવ પાપ જે, પંક પખાલી શુદ્ધ ॥ થઇને આલોયણ લીયો, સંલેષના વિશુદ્ધ ॥ ૭ ॥ શુદ્ધ ભીંતેં જિમ શોભિયેં, ચિત્ર તણી જેમ રેખ ॥ તેમ નિઃશલ્ય થયા પછી, જે કીજેં તે વિશેષ ॥ ૮ ॥ સંલેષણાને જોષણા, એ જિનશાસન સાર ॥ કર્મકષાયની સંલેષણા, ઝોષણા શરીર આહાર ॥ ૯ ॥ યતઃ ॥ ગાહા ॥ પડિસેવા પડિસેવગ, દોસા ગુણા ગુરૂ ગુણા તહય ॥ સંમવિસોહાઇ ગુણા, સમમણાલોયણા ભિખ્ખુ ॥ ૧ ॥

॥ ઢાલ પાંત્રીશમી ॥

॥ વીર જિણે સર ચરણ કલમ, કમલા કયવાસો ॥ એ દેશી ॥

॥ અથ પ્રથમ દ્વારસ્યાર્થઃ ॥ પાપાચરણ જે પ્રતિસેવા તે પાપ દશ પ્રકારે સેવાય છે તે કહે છે ॥ પડિસેવા કંદર્પ દર્પ, પ્રમાદ અણા ભોગ ॥ આતુર આપદ શંકિતાર્થ, સહસાતને યોગ ॥ ૧ ॥ ભય પ્રદ્વેષ અને વિમંસા, એ દશ બોલે આવે ॥ પાપ પંક તેહના તિહાં, આલોયણ આવે ॥૨॥ અસ્યાર્થઃ॥ ધાવન વલ્ગન હાસ્ય પ્રમુખ, તે દર્પ કહીજેં ॥ કુકુચ્ચ મુખરી ચેષ્ટના, તે કંદર્પ લહીજેં ॥ ૩ ॥ મદ્યાદિક જે પ્રમાદ તે, અણાભોગ વિસરતે ॥ ક્ષુધા તૃષા રોગાદિકેં, પીડ્યો આતુર તુરતે ॥ ૪ ॥ દ્રવ્યાદિક અપ્રાપ્તિથી, ચઉવિધ આપદથી ॥ શંકિત તે મહા કાર્ય કરણ, શંકા ન હુએ જિણથી ॥ ૫ ॥ અકસ્માત્ સહસાત્કાર, સિંહાદિકનો ભય ॥ ક્રોધાદિક પ્રદ્વેષથી, કરે પાપ તે નિર્ભય ॥ ૬ ॥ વિમંસા તે વિચારણા, શિષ્યાદિકે માયા ॥ એ પદ સેવે પાપનાં, અહિઠાણુ તે થાયા ॥ ૭ ॥ ઇતિ પ્રથમ દ્વાર ॥

॥ પડિ સેવક જે પાપનો, તેહને એ દોષ ॥ આલોયણ લેતાં હુતાં, થાયે જેહ શેષ ॥૮॥ આકંપિનેં અનુમતેં, જંદિઠુ આલાપે ॥ સૂક્ષ્મ અથ બાદરેં, પ્રચ્છન્ન પ્રલાપે ॥ ૯ ॥ શબ્દાકુલને અવ્યક્તગ્યતા, એ કથકના દોષ ॥ તેહજ પણ તિહાં ટાલંતા, હોયે દુરિતનો શોષ ॥ ૧૦ ॥ અસ્યાર્થઃ ॥ ગુરૂવાદિકનેં ભક્તિ ભાવ, અનુકંપા લીયે આલોયણ ॥ અપરાધાદિક લહુ કરી, ગુરૂ ચિત્ત સંજોયણ ॥ ૧૧ ॥ તે અનુમાન ન જાણીયેં, દીઠુ આલોઇ ॥ પણ અણદીઠું નવિ કહે, બાદર આલોઇ ॥ ૧૨ ॥ સૂક્ષ્મ સુચ્યાદિક જિકે, તે બહુ બહુ ભાંખે ॥ વિશ્વાસાદિક હેતે જાણે, અપરાધનેં આખે ॥ ૧૩ ॥ પ્રછન્ન અવ્યક્ત સ્વરે કહે, મમણાટા કરતો ॥ અથવા શબ્દાકુલેં કહે, કરહા પરેં ભણતો ॥ ૧૪ ॥ અથવા બહુ જન સાંભલે, તેહવી પરેં ભાષે, ॥ અગીતારથ આગલ કહે, માયા મન રાખે ॥ ૧૫ ॥ એ આલોયણ લહે તેહના, દોષ એહવા જાણી ॥ નિઃશલ્ય થઇ પ્રાયશ્ચિત્ત લીયે, ધન્ય તે ભવિ પ્રાણી ॥ ૧૬ ॥ ઇતિ પડિસેવગ દ્વાર બીજું ॥ હવે આલોયણ કેહેવો પુરૂષ લીયે તેહના ગુણ કહેછે॥

॥ આલોયણ લીયે તેહના, ગુણ એહવા જોઇયેં ॥ યોગ્યતાનો ધણી જે હોયે, તેણેં કર્મમલ ધોઇયેં ॥ ૧૭ ॥ જાતિવંત કુલવંત વિનયી, ઉપશમી ઇંદ્રિય જય ॥ નાણ દંસણ સમગ્ગ સોધી, લેવે થઇ નિર્ભય ॥ ૧૮ ॥ ચરણ યુકત તપ કરે શુદ્ધ, અંગીકૃત જેહવો ॥ માયા રહિત અનાશંસતાયે, આલોયણે તેહવો ॥ ૧૯ ॥ હવે દશ પદના અર્થ એહ, જાતિવંત જે પ્રાય ॥ અનાચાર મૂલ નવિ કરે, કરે તો આલોયે ॥ ૨૦ ॥ કુલસંપન્ન જે પ્રાયશ્ચિત્ત, ગુરૂદત્ત તપાદિક ॥ દીધું તે રૂડી પરેં, પહોંચાડે મર્યાદિક ॥ ૨૧ ॥ વિનયી તે ગુરૂ વચન તથ્ય, કરી માને સવિ સાચું ॥ ઓછું અધિકું દેખી સોધે, ન કરે મન કાચું ॥ ૨૨ ॥ ઉપશમી મનમાં નવિ ધરે, ગુરૂ શું મદ મત્સર ॥ ઇંદ્રિય જય તિ ગારવાદિ, નિર્લોભ અનાદર ॥ ૨૩ ॥ નાણી કૃત્યાકૃત્ય લહે, દર્શન શ્રદ્ધાની ॥ ગુરૂ વચન અનુજ્ઞાદિકેં, વરતે સાવધાની ॥ ૨૪ ॥ માયા કપટ નિયડો નહીં, તેણે હેતેં અમાયી ॥ અનાશંસ પણે પડિવજ્યું, પાલે ધર્મ સહાયી ॥ ૨૫ ॥ ઇતિગુણદ્વાર ત્રીજું ॥

॥ અથ ગુરૂ ગુણ દ્વાર કહે છે ॥ હવે જે ગુરૂ આલોયણ આપે, તે ગુરૂ કેહવો હોય ॥ આઠ ગુણેં કરી યુકત હોયે, ગણધરની જેહવો ॥ ૨૬ ॥ યતઃ ॥ આયારવ મેહારવ, વવહારૂ વીલએ પકુવ્વીય ॥ અપરિસ્સાવિ નિજ્જવ, અવાય દંસી ગુરૂ ભણીઓ ॥ ૧ ॥ દર્શન જ્ઞાન ચરિત્ર તપ, વીરીય

આચાર ॥ પાલે પલાવે નિજપરેં, ગચ્છનો આધાર ॥ ૨૭ ॥ વ્યવહાર પાંચ તણો જે જાણ, આગમ શ્રુત આણા ॥ધારણા જિત એ જાણીયેં, તેહનાં પહિચાણા ॥ ૨૮ ॥ કેવલી મણને ઓહિ પુવ્વ, ચઉદશ દશપુવ્વી ॥ નવ પુવ્વી લગેં હોયે આગમ, વ્યવહાર અપુવ્વી ॥ ૨૯ ॥ આચાર પ્રકલ્પ પ્રમુખ શેષ, સંપૂરણતાંઇ ॥ સુત વ્યવહાર એ જાણીએં, અત્રુટિત પ્રવાહિ ॥ ૩૦ ॥ દેશાંતર સ્થિત ઉભય સૂરિ, મલવાને ઇચ્છે ॥ પણ ન મલ્યા તદા ગૂઢ પ્રશ્ન, વાચનાયેં પ્રીચ્છો॥ ૩૧ ॥ નીકપરેં અભ્યંતરેં, મુનિપેં તે જાણી ॥ આણા નામેં તૃતીય તે, વ્યવહાર વખાણી ॥ ૩૨ ॥ ગીતા રથ મુખથી સદર્થ, પૂર્વથી અવધારી ॥ બાંધ્યું પ્રાયશ્ચિત્ત જેમને, કરી જેહનું જે ભારી ॥ ૩૩ ॥ છઠ્ઠઠ્ઠમ આયંબિલ્લાદિક, ત્રસ થાવર ઘાતે ॥ તેમ તે ધારીનેં દીયેં, ધારણા બહુ ભાતેં ॥ ૩૪ ॥ એ ચારેને સમ્મતેં, મૂલ ગુણ નવિ લોપે ॥ સુવિહિત ગચ્છેં જે ગુણી, ગીતારથ અછે ॥ ૩૫ ॥ જેમ આતુરને પથ્ય રૂપ, જિન આણ દિપાવે ॥ જિત વ્યવહાર તે પંચમો, તસ જાણ કહાવે ॥ ૩૬ ॥ તે વ્યવહારી ગુરૂ કહ્યો, જે લજ્જા વહતો ॥ નર તેહને કરે ઉજમાલ, લજ્જા અતિ ગુહતો ॥ ૩૭ ॥ તે ઉવ્વીલજ જાણીયેં, ગુરૂ પાપના સોધી ॥ દેવાનેં પણ હોયે સમર્થ, તે પકુવ્વી બોધી ॥ ૩૮ ॥ અપરિસ્સાવિ અતિ ગંભીર, કેહના મર્મ ન દાખે ॥ કોઇના કોઇ આગલ નવિ કહે, સહુશું સમ રાખે ॥ ૩૯ ॥ નિર્જવતે પણ દુર્બલે, સબલે પણ સરીખો ॥ આપ સવારથ ન વિ ગણે, ગુરૂ કંચન પરખો ॥ ૪૦ ॥ નરકાદિક દુઃખ દાખવે, પાપ વિપાક દેખાડે ॥ તે અપાયદંસી કહ્યો, નિજ દુરિત પછાડે ॥ ૪૧ ॥ કડ યોગીને થિર વૃદ્ધ, પર્યાયેં જેઠો ॥ ગીતારથ જિન શાસનેં, હોયે જેહ ઉકિકઠો ॥૪૨॥ સમયમાને પવયણ ધરે, છેદાદિક શ્રુતનો ॥ જાણ હોયે તે સુશીલ દૃષ્ટિ, સગી જિન મતનો ॥ ૪૩ ॥ વૃદ્ધ પરંપર સંમતા, જિન આણા લેખે ॥ ગાઢ અગાઢ ને સહ અસહ, પારતંત્ર વિશેષેં ॥ ૪૪ ॥ દ્રવ્ય ક્ષેત્રને કાલ ભાવ, વલી યોગ્યા યોગ્ય ॥ પુરૂષ વિશેષને ઓલખે, વલીજ્ઞાન આરોગ્ય ॥ ૪૫ ॥ એવો ગીતારથ જોયવો, બાર વરસ લગેં કાલે ॥ ખેત્રથી સાતસેં જોયણ તાંઇ, ચઉરંગ નિહાલે ॥ ૪૬ ॥ સર્વ લોકમાં સાર અંગ, ચતુરંગ તે જાણે ॥ તે ચતુરંગના નાશથી, ચઉગઇ દુઃખ માણે ॥ ૪૭॥ જેહ અખંડિત વ્રત ચરણ, હોયે જેહનાં શુદ્ધ ॥ તે પાસે વ્રત દર્શનાદિ, લીયે શોધિ વિશુદ્ધ ॥ ૪૮ ॥ એતાદશ ગુણયુત્ત સુગુરૂ, જોઇ તે પાસે ॥ લજ્જા ગારવ ભય વિમુ

ક્ત, થઇ સાચું ભાસે ॥ ૪૯ ॥ જેમ બાલક માય આગલે, સવિ કાજ અ કાજ ॥ સરલ પણે તેમ ભાંખતો, નવિ શંકા લાજ ॥ ૫૦ ॥ તેમ આ લોયે જેહ ભવ્ય, ન રહે તસ શલ્ય ॥ પાપ રોગ જાયે તેહના, માયા મિથ્યા શ લ્ય ॥ ૫૧ ॥ આલોયણે ગુણ હોયે આઠ, તેહ હવે કહીયેં ॥ નિશિથાદિક ગ્રંથે ભણ્યા, ગુરૂ મુખથી લહીયેં ॥ ૫૨ ॥ ઇતિ ॥

॥ હવે આલોયણ લીધે કેટલા ગુણ ઉપજે તેનું પાંચમું દ્વાર કહે છે ॥

॥ યતઃ ગાહા ॥ લહુ આલ્હાઇ • જણણં, અપ્પ પરણિવિત્તિ અ જ્જવં સોહી ॥ દુક્કર કરણ અઢાઇ, નિસ્સલં હોઇ સોહિ ગુણા ॥ ૧ ॥ અથ ગાથાર્થ ॥ હલકો થાયે પાપના, ભરથી જેમ ભારેં ॥ વાહક અપસ ન ભારથી, મન શાતા ધારે ॥ ૫૨ ॥ ગયે પાપે આલ્હાદ હોયે, જેમ નિરૂજ કાયા ॥ આતમ વિરતિ ગુણેં કરી, ન ધરે પર માયા ॥ ૫૩ ॥ અ પ્પપરનિવૃત્તિ એહ, પર પુદ્ગલ કહીએં ॥ વિષયાદિકથી ઓસરે, ત્રીજો ગુણ લહીએં ॥ ૫૪ ॥ ઋજુતા ભાવ વધે જિહાં, તે અજ્જવ ચોથો ॥ શો ધિ પણે રિપુ જીતિ હોય, જેમ શરનો અબોધો ॥ ૫૫ ॥ દુષ્કર કરણં એ કહીયું, મન વચન તનુ યંત્રે ॥ આઢા મર્યાદા પરમ, બોલી જેમ તંત્રેં ॥ ૫૬ ॥ હોયે નિઃશલ્ય પ્રમોદ પુષ્ટ, એ આલોયણના ગુણ ॥ જાણી જે ભવિ આદરે, કહ્યો તેહિજ નિપુણ ॥ ૫૭ ॥ આલોયણ પરિણામવંત, થઇ ઉદ્યમ મંડે ॥ એમ કરતાં તે અંતરાલે, જો પ્રાણને છંડે ॥ ૫૮ ॥ તો પણ આરાધક કહ્યો, સંસારને છેદે ॥ પણ નિધરોલે ન વર્ત્તવું, જો અંતર ભેદે ॥ ૫૯ ॥ જો પણ ગુરૂ પદ આવીને, નિજ દોષ પ્રકાસે ॥ આલોયણ લીયે શુદ્ધ ભાવેં, કરે તેહ ઉલ્લાસે ॥ ૬૦ ॥ તો નિઃશલ્ય થઇ કરી, શિવ સુખને પામે ॥ યદ્યપિ તે ન લહે કદાચ, તો વૈમાનિક કામે ॥ ૬૧ ॥ એણીપ રેં આતમ શુદ્ધ થાય, અપરાધ ખમાવે ॥ એ લક્ષણ છે ભવિકનાં, શુભ સંતતિ આવે ॥ ૬૨ ॥ જ્ઞાન વિમલ ગુરૂ રાજનો, જો વિનય અનુસરીએ ॥ તો ભવ સાયર સહજથી, લીલાએં તરીએં ॥ ૬૩ ॥ સર્વ ગાથા ॥

॥ દોહા ॥

॥ એમ જાણી જે આપણોં, વિસ્મૃત કરે જે શલ્ય ॥ તેહને પણ એ મ શિખવો, કહી દૃષ્ટાંત અમૂલ્ય ॥ ૧ ॥ સંસારી સંસારમાં, ફરીયો કાલ અનંત ॥ તે આલોયણ દોષથી, એમ બોલે ભગવંત ॥ ૨ ॥ કર્મબંધ થાવે નહીં, એહવો તો વિતરાગ ॥ પણ વાવે પાવે નહીં, ફલ તસ તે મહાભા

ગ ॥ ૩ ॥ આલોચકને દાખવે, એહવાં જે દૃષ્ટાંત ॥ મલિન વસ્ત્ર નિર્મ લ કરે, ખાર દેઇ અત્યંત ॥ ૪ ॥ જેમ વ્રણને ઔષધ કરે, ખાર દેઇ કરે શોધ ॥ તેમ મર્માદિક દાખવી, નિર્મલ કરે પ્રબોધ ॥ ૫ ॥

॥ ઢાલ છત્રીશમી ॥ પ્રતિબુઝોરે ॥ એ દેશી ॥

॥ ભવિ ચેતોરે, લહી માનવ અવતાર ॥ દશ દૃષ્ટાંતે દોહિલો, ભ વિ ચેતોરે ॥ ભ૦ ॥ જો જાશો એ ભવ હારી, તો ફરી લહેવો ન સોહિલો ॥ ભ૦ ॥ ૧ ॥ ભ૦ ॥ કહેવું તેહને એમ, મનમાં શલ્ય ન રાખશો ॥ ભ૦ ॥ ભ૦ ॥ શલ્ય મહા દુઃખદાયી, જેમ એક અશ્વને દાખવ્યો ॥ ભ૦ ॥ ૨ ॥ ભ૦ ॥ અશ્વ એક વર રત્ન, જેમ કોઇક નૃપને હુતો ॥ ભ૦ ॥ ભ૦ ॥ તેહ અશ્વનેં પ્રભાવેં, સંપદ વધતી ખિતી હુતો ॥ ભ૦ ॥ ૩ ॥ ભ૦ ॥ બીજા સવિ રાજાન, તેં નૃપશું મત્સર વહે ॥ ભ૦ ॥ કહું કેતુંરે ॥ કોઇ એહવો નર હોયે, જે તુરગ લાયેં એમ કહે ॥ ભ૦ ॥ ૪ ॥ ક૦ ॥ પડહ વજાવે તેહ, એક નર તિહાં પડહો જલે ॥ ભ૦ ॥ ક૦ ॥ તે તો જોઇ તસ મર્મ, પણ તે તુરગ ન નિકલે ॥ ભ૦ ॥ ૫ ॥ ક૦ ॥ કલબલ અનેક ઉપાય, કરે પણ તે પા સે ન આવહી ॥ ભ૦ ॥ ક૦ ॥ તુરંગ ગ્રહણને કાજ, તે અવકાશ લહે ન હિં ॥ ભ૦ ॥ ૬ ॥ ક૦ ॥ તો તેણે અવસરેં તામ, પગેં કંટક ઘાલીયેં ॥ ભ૦ ॥ ક૦ ॥ ખીલાણો તેણેં શલ્ય, ન ચલે તેહ ચલાવીયે ॥ ભ૦ ॥ ૭ ॥ ક૦ ॥ દિન દિન ઝરતો જાય, ખાતો પીતો પણ અશ્વ તે ॥ ભ૦ ॥ ક૦ ॥ દેખી ભૂપતિ તામ, વૈદ્યને દેખાવે અશ્વ તે ॥ ભ૦ ॥ ૮ ॥ ક૦ ॥ વૈદ્યેં જો યો તેહ, પણ કોઈ રોગ ન અટકલ્યો ॥ ભ૦ ॥ ક૦ ॥ જાણ્યું કોઈ અ વ્યક્ત શલ્ય, જેહથી થાયે દુબલો ॥ ભ૦ ॥ ૯ ॥ ક૦ ॥ લીપ્યો જીણે પંક, તિણથી થાનકને ઉપડયો ॥ ભ૦ ॥ ક૦ ॥ શલ્ય પ્રદેશેં તેહ, ઉન્નત જાણીનેં પગ જડચો ॥ ભ૦ ॥ ૧૦ ॥ ક૦ ॥ નહરણીયેં કાઢયો સાલ, સજ્જ થયો તે અશ્વ તિહાં ॥ ભ૦ ॥ ક૦ ॥ તે નર થયો નિરાશ, પડહ છબ્યો નિષ્ફ લ થયો તિહાં ॥ ભ૦ ॥ ૧૧ ॥ ક૦ ॥ એણી પેરેં બીજો અશ્વ, શલ્ય જિહાં સજ નવિ થયો ॥ ભ૦ ॥ ક૦ ॥ એણીપરેં સાધુ શલ્ય, અંતર અરિ જે ક્ષય નવિ ભયો ॥ ભ૦ ॥ ૧૨ ॥ હવે બીજો દૃષ્ટાંત કહે છે ॥ ક૦ ॥ અથવા કંચક નામ, તાપસ ફલ લેવા ગયો ॥ ભ૦ ॥ ક૦ ॥ અટવી માં હે તેણ, નદી તટે મોગો તરૂ રહ્યો ॥ ભ૦ ॥ ૧૩ ॥ ક૦ ॥ તે ફલ ખાધાં તે ણ, પામ્યો શરીરેં ગીલાણતા ॥ ભ૦ ॥ ક૦ ॥ પૂછીયું વૈદ્યનેં તેણ, પણ

ન કહી તાસ નિદાનતા ॥ ભ૦ ॥૧૪॥ ક૦ ॥ વૈદ્યેં કહ્યું ધૃતપાન. રોગ નિદાન લહ્યું નહિં, ॥ ભ૦ ॥ ક૦ ॥ અધિક થયું તસ ગ્લાન, તાપસનેં અંગે સહી ॥ ભ૦ ॥ ૧૫ ॥ ક૦ ॥ વલી પૂછ્યું તેણે વૈદ્ય, ફલ ભક્ષણ દોષ સ વિ કહ્યો ॥ ભ૦ ॥ ક૦ ॥ વમન વિરેચન ધૂપ, પ્રમુખ ભેષજ તે સવિ સહ્યો ॥ભ૦॥ ૧૬ ॥ક૦ ॥ વૈદ્યેં કીધો સજ્જ, ગ્લાનતા તસ દૂરેં ગઇ ॥ ભ૦॥ ક૦ ॥ એણી પેરેં આપણ શલ્ય, કહ્યો અકહ્યો એણીપરેં થઇ ॥ ભ૦॥ ૧૭ ॥ક૦॥ કીધો અદીધો દંડ, હૈયડે દુઃખ ઊપજાવતોં ॥ ભ૦॥ ક૦॥ સાધુને શ્રાવક લો ક, બેહુ વર્ગેં સુખ દુઃખ પાવતો ॥ભ૦ ॥ ૧૮॥ ક૦॥ દીધો પૂરણ તેહ, ન કરે તોપણ દુઃખ દીયે ॥ ભ૦॥ક૦॥ અણ દીધો દુઃખ હેત, એમ બહુ ભેદે લહોહી યેં ॥ભ૦॥ ૧૯॥ક૦॥ દીધો દંડ સુસાધુ, કરતો શાશ્વત સુખ લહે ॥ભ૦ ॥ક૦॥ અણ ઊદ્ધરિત જે સાલ, તે સંસારનુ ફલ કહે ॥ભ૦ ॥૨૦॥ક૦॥ એ દંડ લેવો દુર્લભ, જેહથી ભવ ભય સવિ ટલે ॥ ભ૦ ॥ ક૦ ॥ એમ જાણી ભવિ જીવ, ગીતારથસંગેં મલે ॥ ભ૦ ॥ ૨૧ ॥ ક૦ ॥ તે ભણી વત્સે શલ્ય, ઉદ્ધર સંયમ નિર્મલો ॥ ભ૦ ॥ ક૦ ॥ પરભવ નવિ મૂકાય ॥ ક૦ ॥ પરભવ પા પનો આમલો ॥ ભ૦ ॥ ૨૨ ॥ ક૦ ॥ જ્ઞાનવિમલ ગુરૂ યોગ, પામી પાપ ન ઉદ્ધરે ॥ ભ૦ ॥ ક૦ ॥ તેનિજ દુષ્કૃત હેત, ભવ સાયર લહુ નવિ તરે ॥ ભ૦ ॥ ૨૩ ॥

॥ દોહા ॥

॥ વત્સે એણી પરેં જાણીનેં, આલોઇજેં પાપ ॥ બાલ ભાવથી જે થયા, પ્રગટ પ્રચ્છન્ને આપ ॥ ૧ ॥ તહત્તિ કહીનેં પડિવજ્જે, સવિ ગુરૂ કેરા વયણ ॥ વંદીને ગુરૂ આગલે, ખામે જલ ભરી નયણ ॥ ૨ ॥ દર્પ કંદ પેં પ્રમાદથી, અનાભોગ સહસાકાર ॥ સવિ આલોયાં દુરિત જે, એક મૂકી દૃષ્ટિ વિકાર ॥ ૩ ॥ તદનંતર ગુરૂ એમ કહે કાંઇ વિસરાયો તુજ્જ ॥ સા ક હે જનમથી આજ તાં, મેં ભાંખ્યું સવિ ગુજ્જ ॥ ૪॥ તવ ગુરૂ કહે એક વિ સરીયું, વત્સે તે સંભાલ ॥ રાગ દૃષ્ટિ તેં મુજને, સભા માંહે નિહાલ ॥ ૫ ॥ તે આલોવું તાહરે, વિસરીયું તે કર્મ ॥ તે નંદી આલોયજો, એ ભાંખ્યો ત સ મર્મ ॥ ૬ ॥ તે નિસુણીનેં ચિત્તમાં, પેઠો કોઇ દંભ ॥ આયતેં જેહનેં અશુભ છે, શું કરે તસવ્રત બંભ ॥ ૭ ॥ દુર્દ્ધર કર્મવિપાક છે, જેહના ફલ કિં પાક ॥ જાતિ શ્વપાક કહ્યો ભલો, પણ માઠો કર્મ વિપાક ॥ ૮ ॥ ગંધ ન જા યેં લસણની, જો શતધા વાસ બરાસ ॥ ખલ જલપરેં કૃત કર્મનો, દુર્દ્ધર ટ

લવો પાસ ॥ ૯ ॥ સર્વગાથા ॥ ૧૭૨૦ ॥

॥ ઢાલ સાડત્રીશમી ॥ તુજ સાથે નહિં બોલું મારા વાલા, તેં મુજને વીસારીજી ॥ એ દેશી ॥

॥ એમ નિસુણીને રૂપ્પી સમણી, કહે સ્વામી તેણી વારે જી ॥ રાગ દૃષ્ટિ મેં તુમ્હને જોયા, આ સ્થાન સભા મઝારે જી ॥ શીલ પરીક્ષણ હેતે જોયા, નહિં મુજ કિંપી વિકાર જી ॥ તેહની શું આલોયણ આવે, અનાચાર કે અતિચાર જી ॥ ૧ ॥ સઘલે શુદ્ધ અછું હું સંપ્રતિ, આલોયણ શી એહની જી ॥ એમ સુણી વચ મનમાં ચિંતે, માયા જાણી તેહની જી ॥ સ્ત્રી સ્વભાવને ધિગ્ ધિગ્ હોજો, માયા જુડનું મૂલ જી ॥ તપ જપ નિયમ તણો ખપ કરતાં, રહેતાં લિંગ અનુકૂલ જી ॥ ૨ ॥ અહો અહો ન ગઈ તોહી માયા, ગલીયો ગુરૂ ઉપદેશ જી ॥ નાઠું સૂત્ર પુણ્ય થયું સૂનું, પૂણ્યો આભિનિવેશ જી ॥ શમી પલ્લવેં ભેલું કીધું, સાગ પત્રેં ઉલેચ્યું જી ॥ નીરપરેં ઇણી એં સંયમનું, ફલ માયાયેં વેચ્યું જી ॥ ૩ ॥ કરૂણાવંત મુનીશ્વરે ફરીનેં, બોલાવી તે અજ્જા જી ॥ માયાથી પ્રાયે મત ગમજો, એતા દિનની પવજ્જા જી ॥ લખ્ખણાનામા રાજ સુતાનો, શું દૃષ્ટાંત ન સુણીયો જી ॥ મન ચિંતિત અતિચાર ન ભાખે, લજ્જા ગારવ મુણિયો જી ॥ ૪ ॥ ભવ કાંતાર માંહી સાભમીયાં, ગમીયાં દુઃખમાં જમ્મા જી ॥ પ્રભુ તે લખ્ખણા અજ્જા કહો તે, કેણી પેરેં બાંધ્યું કમ્મા જી ॥ તાસ ચરિત્ર ભવ નિગ્ગહ કારણ, સારણ રૂપેં દાખે જી ॥ છેદાદિક ગ્રંથેં જે દાખ્યું, તેહની લેઇ સાખે જી ॥ ૫ ॥ સંપ્રતિ હુંડાવ સર્પિણિ પહેલાં, ચોવીશીથી પહીલી જી ॥ એંશીમી ચોવીશી જ્યારે, વાત તિહાંથી ફેલી જી ॥ તીર્થંકર ચોવીશમો હુઓ, સાત હાથ તનુ માને જી ॥ ધર્મસિંહ નામે તેણિવારે, ભરત ભૂમિ પરધાને જી ॥ ૬ ॥ ધરણિ પ્રતિષ્ઠિત નયરેં જંબુ, દાડમ નામેં ભૂપ જી ॥ શ્રીમતી નામે રાણી તેહની, શચિરૂપે તે અનુપ જી ॥ તેહને પુત્ર સુરૂપને સુગુણા, અછે અનેક વિવેકા જી ॥ પણ તેહને પુત્રિ નહીં કોઇ, ઇચ્છા તસ અતિરેકા જી ॥ ૭ ॥ દાય ઉપાય દેવાદિક માને, થઇ તનયા તસ એકા જી ॥ લક્ષણા યુક્ત સુલક્ષણા નામે રૂપે રંભાધિક શંકાજી ॥ કલા ચોસઠ તણી મઠ વાસિણી, અનુક્રમે ચોવન પામી જી ॥ તે દેખીને નરપતિ ચિંતે, એ સમ પતિ કોઇ કામી જી ॥ ૮ ॥ રૂપે વિસ્મિત થઇને ભાંખે, આસ્થાન સભામાં બેસી જી ॥ ભો ભો મંત્રી સામંતાદિક સુણો, વર જુઓ કોઇ સુવેશી જી ॥ તવ સચિવાદિક સહુ એમ

ભાંખે, સ્વયંવર મંડાવો જી ॥ ઠામ ઠામના ગુણી બહુ રાજા, કુમર બહુ તેડાવો જી ॥ ૯ ॥ તવ રાજાયેં વરનો મંડપ, રચિ રાજાનને તેડે જી ॥ ચતુરંગ સેનાયેં પરવરિયા, આવ્યા ન કરી જોડ જી ॥ શુભ મુહૂર્ત્ત શુભ વેલા લગનેં; સા સિત વસ્ત્રનેં પહેરે જી ॥ ચંદન ચર્ચિત ગાત્રને ચામર, છત્ર શિર ધરિ મેહેરેં જી ॥ ૧૦ ॥ ઊજ્જલ નિર્મલ કુસુમચી માલા, સુકુમાલા સા બાલા જી ॥ કામદીપિકા પરેં તે દીપે, ભૂષણ ઝાક ઝમાલા જી ॥ ચમક પરેં નૃપ ચિત્ત અય ખેંચે, ચંચે મુગતામાલા જી ॥ સ્વયંવર મંડપમાંહે આવે, ફાવે તે વરસાલા જી ॥ ૧૧ ॥ જંબુદાડિમ નૃપને વયણેં, કંચુકી પુરૂષ દેખાડે જી ॥ સવિ રાજાના બલ ધન દેશક, ચરિત્ર ભલાં તે ભલાડે જી ॥ નામ ગોત્ર કહેતાં બહુ નરપતિ, ચિત્તમાં કોઈ ન ગમીયો જી ॥ અનુક્રમેં રાજપુત્ર એક પરગટ, ગુણ નિસુણી ચિત્ત રમીયો જી ॥ ૧૨ ॥ તસ ગલે કદલી સ્વયંવર માલા, આરોપે તે લખણા જી ॥ જય જય શબ્દ થયો સ્વયંવરમાં, ગુણ બોલે શુભ વિષણા જી ॥ જોતિષિ દાન દિયાં તસ બહુલાં, ધન કણ કંચન મોતી જી ॥ નિરખી પરખી લક્ષણવંતો, પતિ ને બહુપરેં જોતી જી ॥ ૧૩ ॥ અશુભ કર્મના ઉદયથી તેહનો, પતિ પંચત્વને પામ્યો જી ॥ કંકણ બંધ હજી નથી છૂટો, તેહવે એ દુઃખ દામ્યો જી ॥ ચોરીમાંહે એહવું દુઃખ દેખી, હાહારવ બેહુ પક્ષેં જી ॥ પતિ સંસ્કાર અગ્નિમાં કીધો, સ્વયંવર લોક સમક્ષેં જી ॥ ૧૪ ॥ વિલપંતી રોતી તે લખ્ખણા, નિરખી જનક એમ ભાસે જી ॥ મરણ ઉપરેં કાંઇ જોર ન ચાલે, ચક્રી શક્રાદિક વિણાસે જી ॥ કિશલય દલ કોમલ આપણુ સત, તેહનું ઇહાં શું ચારો જી ॥ એમ જાણીને વત્સે સુલક્ષણે, શોક સંતાપ નિવારો જી ॥ ૧૫ ॥ ધીરપણું કરી મનમાં પુત્રી, એ વિધવા તન આવ્યું જી ॥ સકલ દુરિત દૌર્ભાગ્યનું સ્થાનક, અપમંગલ એ પાવ્યું જી ॥ સવિ સાંસારિકકામમાંહેથી, લેખે કાઢી નાખી જી ॥ સાસર પીયર બેહુ ઠામેં તે, દવલી કરીને ભાંખી જી ॥ ૧૬ ॥ તે ભણી ચિત્ત પ્રસન્ન કરીને, નિજ કૃત કર્મ અહિયાસો જી ॥ દાન દીયો ને જિનવર અર્ચો, ખરચો ધન સુખ વાસોજી ॥ વિધવ પ્રોષિતપતિક સતીને, ભણવું શાસ્ત્રનું સુણવું જી ॥ સંગતિ સુશીલ સમણીની કીજેં, એહજ ચિત્તમાં સુણવું જી ॥ ૧૭ ॥ જિનમત કુશલ જે વૃદ્ધ કંચુકી નર, તેહની પાસેં થાપી જી ॥ લખ્ખણાને ગૃહિધર્મે જોડી, કોડી ગમે ધન આપી જી ॥ અન્ય દિનેં તસ નયરેં આવ્યા, જિનભૂ

ણ જિન રાયા જી ॥ સમવસરણ કીધું તિહાં દેવે, પરષદ બાર સુહાયા જી ॥ ૧૮ ॥ ધર્મ દેશના નિરૂપમ ભાંખે, તિહાં નરેંદ્ર પણ આવે જી ॥ ઊઘાન પાલકેં વધાવ્યો તે, વધામણી બહુ પાવે જી ॥ સર્વ ઋદ્ધિ સવિ સયણે સંયુત, વિધિશું ત્રિગડે પેસે જી ॥ ત્રિ પ્રદક્ષિણ પંચાંગ નમીને, વિધિશું સ્તવતો બેસે જી ॥ ૧૯ ॥

॥ રાગ ભૈરવ ॥ તું જયૌ તું જયૌ, તુંહી જિનરાજ રે ॥ તુમથકી સવિ સરે, ભવિકનાં કાજ રે ॥ તું૦ ॥ ૧ ॥ અસુર સુર વિસર નર, કિન્નર આલિ રે ॥ ચરણ રજ તાહરી, કરે નિજ ભાલ રે ॥ તું૦ ॥ એ આંકણી ॥ મોહ સંદોહ તમ, તિમિર સંભાર રે ॥ દૂર હોયે તુમ્હ દર્શન દિનકાર રે ॥ તું૦ ॥ ૨ ॥ વિમલ ગુણગણ મહાક્ષીર નિધિ નીર રે ॥ ઊલ્લસિત રોહિણી રમણ સમ ધીર રે ॥ તું૦ ॥ ૩ ॥ કમલ દલ નાલ વર કોમલ બાંહી રે, તાહેરી દેશના સુર તરૂ છાંહી રે ॥ તું૦ ॥ ૪ ॥ તરૂણ કરૂણા રસ સરસસુરસિંધુ રે ॥ તાહરૂં શાસન ત્રિભુવન બંધુ રે ॥ તું૦ ॥ ૫ ॥ જ્ઞાનવિમલાદિ ગુણ ગહન ઘનનીર રે ॥ ભાવ અરિ વારવા તુંહી વર વીર રે ॥ તું૦ ॥ ૬ ॥ ઇતિ ગીતં ॥

॥ રાગ વસંત ॥ સકલ સમીહિત દાયક લાયક, નાયક તું જિનરાજ ॥ સુર નર નાયક પાયક તાહરા, પરિસેવે તુમ પાય ॥ ૧ ॥ સ૦ ॥ કલિમલ વારણ શિવસુખ કારણ, ઠારણ ભવિનાં ચિત્ત ॥ ગંગાનીર પૂરહર હાસાધિક, ઉજ્જ્વલ નિર્મલ ચિત્ત ॥ ૨ ॥ સ૦ ॥ સજલ જલદ બાલા સમ ચાલા, વ્યાલ પરેં સંસાર ॥ તે તુમો નિસ્તરીયો દુઃખ દરીયો, તરી સહેજ અપાર ॥ ૩ ॥ સ૦ ॥ જય જય તું દૂરીકૃત મંગુલ, મંગલ કેલિ નિવાસ ॥ વાસવ પૂજિત ચરણ સરોરૂહ, સુરભૂરૂહકૃત વાસ ॥ ૪ ॥ સ૦ ॥ દંભધરણી ભેદન વર ખેદન, સાર સીર ઊપમાન ॥ તું જય જ્ઞાનવિમલ વરદર્શન, ચરણ કરણનુ ધ્રામ ॥ સ૦ ॥ ૫ ॥ ઈતિ સ્તુતિદ્વયં ॥ ૨ ॥

॥ ઢાલ પૂર્વલી ॥ એણી પરેં સ્તવીને નરપતિ બેઠો, પેઠો સભાના મનમાં જી ॥ જયભૂષણ જિન હવે ઉપદેશે, ધર્મને નંદન વનમાં જી ॥ ભવ સ્વરૂપ એમ ભાસે વાસે, અનિત્યતાદિક ભાવે જી ॥ પવન પ્રણોલિત પદ્મિની દલ જલ, પરેં ક્ષણમાંહે નસાવે જી ॥ ૨૦ ॥ પિય પરિયણ સંભોગા ભોગા, આગર બહુ દુઃખ કેરા જી ॥ જીવલોકમાં પ્રાયે દીસે, સવિ પુદ્ગલ અવકેરા જી ॥ શક્રાદિકને અપ્સર ભોગા, તે પણ ભંગુર ક્ષણમાં જી ॥ શોકાનલ તાપે સવિ તપીયો, જેમ જલલોહ ન વામા જી ॥ ૨૧ ॥ ચક્રીને પણ ચક્ર

સમો એ, ભવનું ચક્ર છે જોતાં જી ॥ અપરિચિત કામ ભોગે જાયે, નિશ્ચે ન રકે રોતાં જી ॥ ઈતર પ્રાણીનું શું કહેવું નૃપ, નિત્યે દુઃખીયા દીસે જી ॥ આપ ઊદર ભરવાને હીણા, દીણા કેમ તે ઊલ્લસે જી ॥ ૨૨ ॥ સુખ સંસારમાં તિલ તુસ શતમે, ભાગે સુખ નિરૂપાધે જી ॥ જોતાં તો તે કાંહી ન દીસે, તે ભણી બુધ શિવ સાધે જી ॥ સિદ્ધમાંહે નિરૂપાધિ અતીંદ્રિય, સુખ તે સાદિ અનંત જી ॥ તે સુખ સંયમ ધર્મ આધીનહ, એમ બોલ્યા ભગવંત જી ॥ ૨૩ ॥ ધન ધન તે જે જિનની દીક્ષાં, દુર્લભ લહી આરાધે જી ॥ અપ્રમાદ પણે નિરાશંસતા, મુલુત્તર ગુણ સાધે જી ॥ એમ ઊપદેશ સુણીને રાજા, ભવભયથી ઉભગ્ગો જી ॥ શિવસુખનો રસીયો થઇ જિનવર, ચરણે આવે વિલગ્ગો જી ॥ ૨૪ ॥ પુત્ર કલત્ર પરિયણ લેઇ સાથે, લખણા સાથે લેવે જી ॥ દીક્ષા લહી ઉત્સાહ ધરીને, શ્રીજિનના પદ સેવે જી ॥ થવિર મુનિને સોંપ્યા રાજાદિક, મુનિવર ના પરિવારે જી ॥ લખણા તે શ્રમણીને સોંપી, દુવિધ શિક્ષાને ધારે જી ॥ ૨૫ ॥ સારણ વારણ ચોયણ ને પડિ, ચોયણ વિવિધ પ્રકારે જી ॥ વિસરે તે સંભારણ સારણ, વારણ અકૃત્યને વારે જી ॥ ચોયણ તે વચનાદિકે પ્રેરણ, ન્યૂનાધિકતા ભાખી જી ॥ પડિચોયણ તે દંડ આકરો, દેવે પ્રવચન સાખી જી ॥ ૨૬ ॥ એમ સંયમ મર્યાદા ધરતાં, કેતોએક ગયો કાલ જી ॥ સંયમ યોગ સમાધિ યુગતા, ભગતા નમતા ભાલે જી ॥ ગુણગુરૂ ગુરૂના જ્ઞાનવિમલ મતિ, સાધે જિનની આણા જી ॥ પાલંતાં ટાલંતાં બહુવિધિ, અતિચારનાં ઠાણાં જી ॥ ૨૭ ॥ સર્વગાથા ॥ ૧૭૫૮ ॥

॥ દોહા ॥

॥ હવે એક દિન તે લખ્ખણા, ઉદ્દેશાદિક કાજ ॥ અસજ્ઝાઇ જોવા ભણી, વસતિ શુદ્ધિને સાજ ॥ ૧ ॥ પ્રવર્ત્તણીના વયણથી, કરવાને અનુયોગ ॥ જોવા જાવે બાહેરે, કોઇક કર્મને ભોગ ॥ ૨ ॥ ચીડી મિથુન તિહાં કીલતું, દીઠું લખણાયે તામ ॥ કોકાદિયે રતિ કેલિ કરે, જોઈ નયણ અભિરામ ॥ ૩ ॥ ૩ ॥ તરૂણપણે ઉપર ચઢે, વારંવાર ધરી પ્રેમ ॥ લખણા નિર્લખણા થઇ, ચિત્તમાં ચિંતે એમ ॥ ૪ ॥ પાપકર્મના ઉદયથી, એહ યુગલ કૃતપુણ્ય ॥ સ્વતંત્ર છંદપણે રમે, કાલ જાયે નહિં શૂન્ય ॥ ૫ ॥ પંખ સમારે ઠણક દીયે, મુખમાં ઘાલે ચૂણ ॥ દંપતી દિલ્લભર યોગથી, અવર પ્રેમ કહો કોણ ॥ ૬ ॥ પ્રાણ દીયે પરગટ પણે, તો શી અવરની વાત ॥ સંપૂરણ સંભારતાં, શાતા દીયે સાક્ષાત ॥ ૭ ॥ તે સંયોગ ન અનુભવ્યો, અહેલે ગયો જમવાર ॥ જિ

હાં સંકલ્પ સમે નહી, તિહાં શ્યો બાહ્યાચાર ॥ ૮ ॥ એહ રીતેં ક્રીડા જોવ તાં, ઉપજે મનમાં હર્ષ ॥ મુજથી એ અતિ સુખીયાં, પંખીયાથી હું નિઃકર્ષ ॥ ૯ ॥ જો મૈથુન સેવા તણું, મુજને સુખજો હોત ॥ તો શાને સંયમ લીયત, કરત દાન પુણ્ય પોત ॥ ૧૦ ॥ સંયતને તો જિનવરેં, જોવું પણ પ્રતિષિદ્ધ ॥ કીધું પણ સીધું નહીં, એહથી મન ન વિરૂદ્ધ ॥ ૧૧ ॥ ગતવેદી પ્રભુએં લહ્યું, નહિં તસ વેદનું દુઃખ ॥ રતિસેવા મેવાપરેં, મીઠાં લાગે સુખ ॥ ૧૨ ॥ એણીપેરેં તેણેં એમ ભાવીયું, વલી ક્ષણંતરમાંય ॥ ભાવના આવી વિષયથી, વૈરાગનીની ત્યાંય ॥ ૧૩ ॥ સર્વગાથા ॥ ૧૭૭૧ ॥

॥ ઢાલ આડત્રીશમી ॥ ગિરિમાં ગિરૂઓ ગોરો મેરૂ ગિરિવડો રે ॥ એ દેશી ॥

॥ ધિગ ધિગ્ મુજને ગત લક્ષણ હું પાપિણી રે, લાગું એ મુજ પાપ ॥ મનથી રે તનથી રે, સેવ્યા વિણ લાગ્યું ઘણું રે ॥ ૧ ॥ જોતાં ખેલ ખોભાણું મનડું માહેરૂં રે, તો જો હોયે સંયોગ ॥ જિહાંરેં રે તિહાંરેં રે, કેમ ધીરજ ટકે તે ભણું રે ॥ ૨ ॥ હેતુ વિકારના મધ્યે પણ જસ મન નવિ ડગે રે, તેહુજ કહીએ ધીર્જ જગમાં રે ॥ વગમાં રે, સંયમ મારગ એ નહીં રે ॥ ૩ ॥ તે માટે યતિજનને જોવું વારીયું રે, ભગવંતેં યુત્ત તેહ ॥ પવયણ રે શુભ ગુણ રે, જાએ એ જોતાં થકાં રે ॥ ૪ ॥ વિષને વિષય બેહુ જોતાં અંતર છે ઘણો રે, વિષ ખાધું દીયે મરણ ॥ એક ભવેં રે બહુભવે રે, વિષય ચિંતનથી ભવ ભવેં રે ॥ ૫ ॥

॥ યતઃ ॥ એકવર્ણાતિરેકેણ, વિષવિષયોર્મહદંતરં ॥ વિષં તુ ભક્ષિતં હંતિ વિષયાઃ સ્મરણાદપિ ॥ ૧ ॥

ભાવાર્થ:—વિષ અને વિષય તેમાં વિષય એ પદમાં એક છેલો યકાર વધારે હોવાથી એ બેમાં મોટો અંતર થાય છે, કારણકે વિષ જે છે તેતો ભક્ષણ કરે છતે જીવને મરણ પમાડે છે અને વિષય તો સ્મરણ થકીજ મરણ તુલ્ય કરે છે.

॥ રાગ દોષ જિતમોહી શ્રી વીતરાગની રે, આશાતના મેં કીધ ॥ મોટી રે ખોટી રે, જાતિ કુશીલ અબલા તણી રે ॥ ૬ ॥ સ્વપને પણ રતિ સેવા પુરૂષ સંયોગની રે, દીઠી ન હૃદય મઝાર ॥ ચિંતી રે ગઇ વીતી રે, હું થઈ આજ એણે સમે રે ॥ ૭ ॥ હા હા હા એમ વાણી મુખથી ઉચ્ચરે રે, કૂટે હૃદયને પેટ ॥ તાડે રે પાડે રે, નિજ તનુ અનરથમાં ઘણું રે ॥ ૮ ॥ તે ધન્ય મુનિવર દિવ્ય ભોગેં પણ પ્રારથ્યા રે, નવિ ખોભ્યા તિલ માત્ર ॥ ગાત્રેં રે યાત્રેં રે, ત્રિભુવન આવે ઉમહ્યો રે ॥ ૯ ॥ ચીડિ મૈ

થુન રતિ દેખી મેં લહી ક્ષોભના રે, તો મુજને મહા પાપ ॥ વ્યાપ્યું રે થાપ્યું રે, કુલ કલંક મેં એ ભવે રે ॥ ૧૦ ॥ એતા કાલ લગેં મેં શીલવ્રત પાલીયું રે, તે મેં ભુસ્યું આજ ॥ ઇણ ધ્યાને રે માને રે, એહવાં પાપ ન પામીયેં રે ॥ ૧૧ ॥ સકલ લોકમાં અખલિત શીલ બિરૂદ વહ્યું રે, આજતાંઇ મેં સીમ ॥ નિયમેં રે ક્ષણમેં રે, ધમ્યું કંચન ગયું ધૂલમાં રે ॥ ૧૨ ॥ તો હવે શલ્યોદ્ધરણ કરૂં કોઇક કન્હેં રે, એમ મનમાં આલોચ ॥ કરતી રે નિરતિ રે, વલી વાસના આવી તિહાં રે ॥ ૧૩ ॥ પ્રગટપણે કહેતાં વલી કોઈ એમ જાણશે રે, એ સરખી એણીવાતેં ॥ ખોભી રે થોભી રે, હવે મર્યાદા શીલની રે ॥ તોભીરે કેમ મુખ દેખાડી શકું રે ॥ ૧૪ ॥ અકથિત પાપેં શલ્ય હિયામાં રાખતી રે, નવિ થઇ એતો શુદ્ધ ॥ પાખે રે આખે રે, જેમ દુર્ગતિ હોયે સંકલ્પનેં રે ॥ ૧૫ ॥ વાઘ્ર તટીનો કૂપ સર્પનો ઇહાં થયો રે, ન્યાય કરૂં હવે કેમ ॥ પેઠી રે જેઠી રે, હુતી પણ સંકટ પડી રે ॥ ૧૬ ॥ અથવા ચિંતિત માત્ર એ દુરિત આલોતાં મુજને રે, નહિં કહેશે કોઇ દોષ ॥ પોષો રે રોષો રે, મન વિકલ્પનો આકરો રે ॥ ૧૭ ॥ સેવ્યું હોય તો લોકમાં લજ્જા ॥ પામીયેં રે, મન તો છે દુરારાધ્ય ॥ તેહમાં રે જેહમાં રે, અધ્યવસાય ઘણા વસે રે ॥ ૧૮ ॥ એમ ચિંતી ગુરૂપાસેં જાવાને ધસી રે, જાતાં કંટક પાય ॥ ભાંગો રે લાગો રે, શલ્ય અપર એ આકરો રે ॥ ૧૯॥ ચિંતે મનમાં શકુન એ સુંદર નહી રે, કિહાંથી કંટક જાત ॥ અણે રે જેણેં રે, અંતરાય કરયું આલોયણેં રે ॥ ૨૦ ॥ તો મુજ ઊપર વીજ પડો હવે કેમ નહી રે, હૃદય ન ફૂટે કાંય ॥ છૂટે રે ખૂટે રે, જેમ એ પાપ અનુક્રમે રે ॥ ૨૧ ॥ એહવામાં વલી માનશૈલેં ચાંપી તે ઘણું રે, ચિંતે મુજ સમ કોઇ ॥ ખ્યાતેં રે જાતે રે, સઘલે નિર્મલતા ગુણેં રે ॥ ૨૨ ॥ વિમલ કુલેં ઉપન્ની કન્ની હું ધની રે, એ લઘુ શો અતિચાર ॥ દાખું રે રાખું રે, આપોપું અણકહેણથી રે ॥ ૨૩ ॥ અકહ્યે શલ્યેં દુખ પરંપર અતિઘણી રે, કહેતાં લઘુતા હોય ॥ માહરી રે ધારી રે, એહ વાત મનમાં તેણેં રે ॥૨૪॥ તો મન ચિંતે પરઉપદેશેં પૂછીયેં રે, પ્રાયશ્ચિત્ત ગુરૂ પાસ ॥ નિજનું રે બિજનું રે, કહે તે સુણીને પડિવજું રે ॥૨૫॥ પરની સાખેં આલોયેં શું નિપજે રે, હોય તપથી શુદ્ધિ ॥ પરશું રે કરશું રે, દુષ્કર તપથી શોધિને રે ॥ ૨૬ ॥ એમ ચિંતીને લખણાયેં તપ કરવા ભણી રે, કીધું મન ઉજમાલ ॥ જાણી રે નાણી રે, જ્ઞાનવિમલ મતિ આપણી રે ॥ ૨૭ ॥ સર્વગાથા ॥ ૧૭૯૯ ॥

॥ દોહા ॥

॥ છઠ્ઠઠ્ઠમ દશમ દુવાલસેં, તેમ નીવિ તપ જાણ ॥ એકાસણે બિઆસણે, ચૌદ વરસ પરિમાણ ॥ ૧ ॥ માસ ખમણ સોલ વરિસતાં, આંબિલ શું વીશ વર્ષ ॥ એમ તપ કીધાં આકરાં, પૂર્ણ પચાસાં વર્ષ ॥ ૨ ॥ આવશ્યક આતાપના, દિક કિરિયા સમુદાય ॥ તે પણ નિત્ય મૂકે નહિં, અદીન મનસા થાય ॥ ૩ ॥ એમ તપ આચરતાં થકાં, અથ એક દિન ચિત્તમાંહિ ॥ એહવું આવી ઉપનું, દુષ્ટકર્મની છાંહી ॥ ૪ ॥ મુધા મેં આતમ શોષવ્યો, એ તપનું કરી કષ્ટ ॥ શલ્ય પણ નવિ ઉદ્ધરયું, અશન કરયું ન વિશિષ્ટ ॥ ૫ ॥ હું હતાશ ધિગ ધિગપણું, આર્ત્તરૌદ્ર ધરી ધ્યાન ॥ શલ્ય સહિત તે લખ્ખણા, પામી મરણ નિદાન ॥ ૬ ॥ એકણ નયરેં ઉપની, ખંડુકા ઇતિ નામ ॥ દાસી થઇ વેશ્યા ઘરેં, રૂપ ગુણેં અભિરામ ॥ ૭ ॥ કામીજન તેહને ઘણું, ઇચ્છે ભોગને કાજ ॥ પણ અકાજેં કુટ્ટિની, વિઘન કરે તસ કાજ ॥ ૮ ॥ નિજ ધૂઆની વૃત્તિથી, કાઢી ઘરથી તેહ ॥ વલી મનમાંહે ચિંતવે, એ છે રૂપનું ગેહ ॥ ૯॥ સહુ કામીજન એહને, ઇચ્છેશે નિર્ધાર ॥ વિનયી વચને મીઠડી, તે વાહાલી હોય નાર ॥ ૧૦ ॥ ત્યારેં એહ મનાવશે, મુજને દેશે દુઃખ ॥ તો કાંઇ એહવી કરૂં, કિહાં એ ન લહે સુખ ॥ ૧૧ ॥

॥ ઢાલ ઓગણચાલીશમી ॥ નંદનકું ત્રિશલાહુલરાવે ॥ એ દેશી ॥ રાગ આશાવરી ॥ જે સુવિનીત સુભાસી સુલજ્જા, રૂપવતી જે હોવે રે ॥ તે પ્રાયેં સહુને મનગમતી, તેહને સહુએ જોવે રે ॥ ૧ ॥ દેખો અણાલોયણ ફલ પ્રત્યક્ષ, શલ્ય મહા દુઃખદાઇ રે ॥ કંટક તોમર પ્રમુખેં દ્રવ્ય દોહિલાં, તો શું કહેવું માયી રે ॥ ભાવશલ્યેં ગુણ નહિ કાંઇ રે ॥ દેખો૦ ॥ એ આંકણી ॥ એમ ચિંત્યું તેણીયેં કુટ્ટિનીયેં, નાક કાન હવે કાપું રે ॥ એમ ચિંતીને અક્કા સૂતી, જનમ દુઃખમાં પૂરી રે ॥ ૨ ॥ દેખો૦ ॥ એહવે ખંડુકાને સુપનમાં, કોઇ વ્યંતરેં એમ દાખ્યું રે ॥ કુટ્ટિણીનેં ચિંતિત રખે હોવે, સા જાગી સુપન મન રાખ્યું રે ॥ ૩ ॥ દે૦ ॥ પ્રાતઃકાલ ગણિકાથી બિહિતી, નાઠી ભય મન પામી રે ॥ છમાસેં ભમતીએં પામ્યું, ખેડનામ નગર અભિરામી રે ॥૪॥ દે૦ ॥ તિહાં ધનાઢ્યકુલ પુત્રકેં દીઠા, જાગી કામ અંગીઠો રે ॥ મીઠી લાગે હૃદયમાંહે આણી, ઘરમાં રૂપેં ઊક્કિઠી રે ॥ ૫ ॥ દે૦ ॥ પેહેલી સ્ત્રી છે તેહને અનીઠી, લાગે તસ છિદ્ર જોવા રે ॥ શોકયવેદ દુર્દ્ધર અતિ હોવે, તિહાં સવિ વૈર વિગોવા રે ॥ ૬ ॥ દે૦ ॥ ખંડુકાને દેખી રોશેં, ઊઠીને પ્ર

હી દારે રે ॥ ચૂડેલપરેં તે કેડેં લાગી, દાતરડાશું વિદારે રે ॥ ૭ ॥ દે૦ ॥ મોણ કરી તાતું તસ ગુહ્યે, નાખી વલી મન ચિંતે રે ॥ કોણ જાણે એમ કરતાં ન મરે, તો વલી પૂરે ખેતેં રે ॥૮॥ દે૦ ॥ વલી માહારા સુખને કરી પરાભવ, અથવા અવરને આણે રે ॥ તો એહવું કરૂં એહને દુઃખણી, પતિ પણ મુજ પરાક્રમ જાણે રે ॥ ૯ ॥ દે૦ ॥ તાતી કોશ કરી અય કેરી, સંચારે યોનિ માંહે રે ॥ તેણેં દુઃખેં સા મરણને પામી, હીંડી બહુ ભવમાંહે રે ॥ ૧૦॥ દે૦॥ ખંડુકાનું કલેવર તેણેં, નિરનુકંપથી કીધું રે ॥ ખંડો ખંડ કરી પશુ પંખી, શ્વાનને વેંચી દીધું રે ॥ શોક્યનું વૈર તે લીધું રે ॥ ૧૧ ॥ દે૦॥ એહવે કુલ પુત્રક તિહાં આવ્યો, તે વ્યતિકર સવિ જાણ્યો રે, સંવેગે વાસિત મનમાંહે, વૈરાગ્ય રંગ તે આણ્યો રે ॥ ૧૨ ॥ દે૦॥ ધિગ્ ધિગ્ એ સંસાર વાસનેં, પાસ તે મોહોટો એ છે રે ॥ વિષયામિષના ગ્રદ્ધ જે પ્રાણી, તે દુર્ગતિમાંહે ગચ્છે રે ॥ ૧૩ ॥ દે૦॥ કામ મહાગ્રહ કુગ્રહ ગ્રસિયા, ખસીયા પરે નવિ જાણે રે ॥ કંડુ તો પણ લોહી જરતો, ખણતો મીઠાશ માણે રે ॥ ૧૪ ॥ દે૦ ॥ વિષ હાલાહલથી એ વિષયા, વિરૂઆ જાસ વિપાકા રે ॥ અંતે વિરસા આપા તરસા, જેહવાં ફલ કિંપાકા રે ॥ ૧૫ ॥ દે૦ ॥ તે ધન્ય તે કૃત પુણ્ય કહીજેં, વિષય વિમુખ જે થાવે રે ॥ જાણીને તે ધન્ય જગમાંહે, એમ વિરાગતા ભાવેં રે ॥ ૧૬ ॥ દે૦ ॥ સ્ત્રી ચરિત્રની લહી બિહુાઇ, મીઠાઇ નહિ ભવમાં રે ॥ એમ ચિંતી કુલ પુત્રક મુનિને, પાસેં ગયો પુર વનમાં રે ॥ ૧૭ ॥ દે૦ ॥ વંદી ભગતેં મુનિને ઘરનું, સવિ સ્વરૂપ તે ભાંખે રે ॥ નિરારંભ નિર્દંભપણાથી, દીક્ષિત થયો સહુ સાખેં રે ॥ ૧૮ ॥ દે૦ ॥ ખંત દંત તપ સંજમ જુત્તો, મુક્તિનો કેવલ અર્થી રે ॥ સંયમ અવિકલ સકલ પાલીને, નિઃસંગી થયો પરથી રે ॥ ૧૯ ॥ દે૦ ॥ કર્મ ગંઠીના મર્મ સવિ ભેદી, સિદ્ધિ લહ્યો સર્વવેદી રે ॥ ઊત્તમ તે પર દુઃખ દેખીને, હોયે સંસાર ઊચ્છેદી રે ॥ ૨૦ ॥ દે૦ ॥ હવે તે લખ્ખણા જીવ સંસારેં, ભમતાં બહુ બહુ વારે રે ॥ ચક્રવર્ત્તિની સ્ત્રીરત્ન પણે, ઉપની તેહ કેવારેં રે ॥ ૨૧ ॥ દે૦ ॥ તિહાંથી છઠ્ઠી નરકેં વસીયું, તિહાંથી વલી ભવ ફરતો રે ॥ શ્વાનપણે ઊપન્નો અપ્રન્નો, મૈથુન સંજ્ઞાયેં નિરતો રે ॥ ૨૨ ॥ દે૦ ॥ પિંડારે તે ગુહ્ય દેશમાં, શરેં કરી વેધ્યો તાણી રે ॥ ક્રમિકુલેં લધ્ધો કુધ્ધો તુધ્ધો, વેદના લહી અહિરાણો રે ॥ ૨૩ ॥ દે૦ ॥ મરી વેશ્યા ઉયરે ઉપ્પન્નો, સુતાપણે તસ જીવો રે ॥ ગર્ભમાંહે બેહુ માસેં મુઓ, વેદન સહેતો અતીવો રે ॥ ૨૪॥

દે૦ ॥ ભવ નવાણું એણી પરેં ગર્ભમાં, વસી વસી મરણ પામે રે ॥ એમ કરતાં દારિદ્રેં ઉપદ્રુત, માનવનો ભવ પામે રે ॥ ૨૫ ॥ દે૦ ॥ ગર્ભે ઊપન્નેં જણુત ખેત્રમાં, એટલે મુઇ માય રે ॥ પિતા પણ બે માસેં મૂઓ, એણી પરેં બહુ દુઃખ પાય રે ॥ ૨૬ ॥ દે૦ ॥ જીવાવે કષ્ટે કરી કરૂણા, ગોકુલીને તે આપે રે ॥ નીચ નીચ જનને ધવરાવે, વાછરૂઆં પરેં ખિર થાપે રે ॥ ૨૭ ॥ દે૦ ॥ એણી પરેં તે બાલાને વધારે, અનુક્રમેં થઇ મોહોટી રે॥ પ્રતિદિન ખીર વંચી પીયે સહુનાં, હિયડામાંહે ખોટી રે ॥ ૨૮ ॥ દે૦ ॥ નિર્દય ક્રોધણી સહુને દવલી, અવલી ગતેં તે ચાલે રે ॥ કર્મ જાલ બાંધીને એણી પરેં, કર્મશું કોણહીં ન ચાલે રે ॥ ૨૯ ॥ દે૦ ॥ જ્ઞાનવિમલ ગુરૂ ગણિ પણ તેહવે, કહો કેણી પરેં કરી પાલે રે ॥ તેહ ભણી આતમ શુદ્ધ કરજો, તુરત માં પાપ પખાલે રે ॥ ૩૦ ॥ દે૦ ॥ સર્વગાથા ॥ ૧૮૩૯ ॥

॥ દોહા ॥

॥ તિહાંથી મરી તે ભવ ફિરયો, કોડા કોડી તિવાર ॥ ક્ષુધા તૃષાયેં પીડિયો, વ્યાધિ વેદના પ્રચાર ॥ ૧ ॥ વધ બંધનને મારણા, દુઃખ પામે બહુ વાર ॥ શસ્ત્રે કે દાધજ્વરેં, મરણ લહે નિરધાર ॥ ૨ ॥ એમ ફરતો થયો દ્વિજકુલેં, નિર્ધનને દોભાગ ॥ તિહાંથી મરી દેવીપણે, કુહડી વ્યંતરી લાગ ॥ ૩ ॥ તિહાંથી મરી બંભણ થયો, વલી ચામુંડા દેવી ॥ તિહાંથી દુષ્ટ બિડાલ થઇ, ગયો નરકેં તતખેવ ॥ ૪ ॥ તિહાંથી સાત ભવા લગેં, થયો મહીષ અતિ ક્રૂર ॥ તિહાંથી મનુજને માછલું, તિહાંથી નારક પૂર ॥ ૫ ॥ તિહાંથી ક્રુર અનાર્યમાં, મનુજ થયો સ્ત્રી ભાવ ॥ તિહાંથી મરી છઠ્ઠીએં ગયો, નહિં કાંઇ કરૂણાભાવ ॥ ૬ ॥ તિહાંથી કુષ્ટી નર થયો, તિહાંથી સાતમી જાય ॥ ખાસી ગૌણપણેં થયો, ગોણી વહણ તે થાય ॥ ૭ ॥ ક્ષેત્રખલા તે ખાવતાં, ઘાલી કાદવમાંહિં ॥ કાગજલૂકા ખાયતી, મરણ લહી સા ત્યાંહિં ॥ ૮ ॥ તિહાંથી મરૂથલમાં થયો, સાપ દૃષ્ટિ વિષ ઘોર ॥ પંચમ નરકેં મરી થયો, કર્મ તણેં તે જોર ॥ ૯ ॥ એમ ભમીયો ચઊગતિ ભવેં, પામ્યો દુઃખ અસંખ ॥ લખ્ખણા જીવ તે આપણા, કર્મવશેં અતિ તિખ્ખ ॥ ૧૦ ॥

॥ ઢાલ ચાલીશમી ॥ બેડલે ભાર ઘણો છે રાજ ॥ એ દેશી ॥

એમ લખ્ખણાનો જીવ ફિરંતાં, પદમનાભ જિન વારે ॥ આવંતી ચોવીશી માંહે, એકણગામ મઝારેં ॥ ૧ ॥ ભવિકા સુણજો ભાવિ, એહવી સાચી વાતાં, મનમાં શલ્યેં થાય, બાંધે નરકનાં ખાતા ॥ એ આંકણી ॥ ખુંધી દેહેં

ઊંધી લખ્ખણેં,બહુ ઊદ્વેગ પમાડે ॥ પિતાને તે ગામને લોકેં, ખર ચાડીને ભમાડે ॥ ૨ ॥ ભ૦ ॥ મશગેરૂ કાજલશું લીંપી, છીંપી ચીવર ફૂટે ॥ તેમ મારંતી વિરસ વાજતેં, ફૂટો પડહો આગલ કૂટે ॥ ૩ ॥ ભ૦ ॥ એમ વિગોઈ રાનમાંહિં તે, મૂકી ધૂંકા દેઈ ॥ કંદ મૂલ ફલ ભોજન કરતી, કાલ ગયો એમ કેઇ ॥ ૪ ॥ ભ૦ ॥ વિષયેં ખૂતી એક દિન સૂતી, ઋતુ ધર્મમાં બાધી ॥ છછુંદરીએં એક દિન તિહાં કણે, નાભિ ગુહ્યમાં ખાધી ॥ ૫ ॥ ભ૦ ॥ એમ કરતાં તે સકલ શરીરેં, ભખે છછુંદરી તીંખી ॥ દુઃખ અતીવ સહંતી તિહાં કણે, તોહે સુમતિ ન શીખી ॥ પેટ ભરે વનેં ભીખી ॥ ૬ ॥ ભ૦ ॥ ભમતાં ભમતાં એક દિન તિહાં કણે, દેખશે સા સમોસરણું ॥ પદ્મનાભ જિનકેરૂં કર્મેં, સકલ દુઃખનું હરણું ॥ ૭ ॥ ભ૦ ॥ શ્રીજિનનાથ વિહારેં ક્ષણમાં, રોગ શોક સવિ જાવે ॥ પ્રાણીના પરગટ એ મહિમા, સુખીયા સહુએ થાવે ॥ ૮ ॥ ભ૦ ॥ તે ખુજ્જિના નાઠા સઘલા, રોગ શોક તેણ વેલા ॥ શ્રીજિનદર્શન હોયે તે ધન્ય વેલા, ઋદ્ધિ સિદ્ધિની લીલા ॥૯॥ ભ૦ ॥ વંદી જિનવરને પૂછશ્યે, પૂરવ ભવ પાતકડાં ॥ શ્યાં કીધાં સ્વામી તે દાખો, જેમ લહ્યાં મેં એવડાં દુઃખડાં ॥ ૧૦ ॥ ભ૦ ॥ લખ્ખણા સમણી કેરા ભવથી, અણ આલોયણ હેતેં ॥ પાપ વિપાક તણાં ફલ દાખ્યાં, સાંભલી થઇ તે ચેતે ॥ ૧૧ ॥ ભ૦ ॥ ભવભ્રમણથી પરિતંતા ખુજ્જ, લેશે તિહાં કણે દીક્ષા ॥ આપતણું દુષ્કૃત આલોઇ, ચરણ ધર્મ ગ્રહી શિક્ષા ॥ ૧૨ ॥ ભ૦ ॥ આલોઈ નિઃશલ્ય થઇનેં, કર્મ મયલ સવિ ટાલી ॥ લખ્ખણા જીવ તે સિદ્ધિ લહેશે, ખુજ્જી આપ સંભાલી ॥ ૧૩ ॥ ભ૦ ॥ ભાવશલ્ય થોડું પણ બહુ હોય, અણઆલોયું હંતું ॥ ગારવ પ્રમુખ અવગુણથી વધતું, સહુથી એ છે નિરતું ॥ ૧૪ ॥ ભ૦ ॥ ઇતિ શ્રી લખ્ખણા દૃષ્ટાંત, શીલસન્નાહ મુનિએં, રૂપીસમણી આગલ કહ્યો ॥

તે માટેં વત્સે તું ભવમાં, દુઃખ નવિ લહે અતિ તીંખાં ॥ લખણા આર્યાની પરેં તેણે મેં, વચન કહ્યાં સુધા સરીખાં ॥ ૧૫ ॥ ભ૦ ॥ શીલસન્નાહ મુનીશ્વર બોલ્યા, ભલી પરેં આલોયે ॥ પુત્રી નિજ આતમને નિર્મલ, કરી શિવગતિ ઠાવેયે ॥ ૧૬ ॥ ભ૦ ॥ બહુશ્રુત પાઠ પઢી તું વત્સે, દુર્ધર કૃત તપ આચરણા ॥ ત્યાં કોએ શલ્ય અપલપોને, નહિં થાશે ભવતરણાં ॥ ૧૭ ॥ ભ૦ ॥ રાનમાંહે રોયું જેમ નાટક, અંધની આગલ અફલ્યું ॥ બહેરા આગલ જેમ વાતડલી, તેમ મનશલ્યેં ચારિત્ર વિફલ્યું ॥ ૧૮॥ ભ૦ ॥ ચિરકાલેં ધમીયું તે કંચન, એક ફૂંકમાં હારે ॥ કાચ કાજેં ચિંતામણિ કોઇ, કોડી કાજેં કોણ

હારે ॥ ૧૯ ॥ ભ૦ ॥ ચિંતામણિથી અધિક ચરણ છે, તે તેં પામ્યું પાલ્યુ ॥ થોડુંહિ ભાવશલ્ય રાખીને, મૂઢ પણે રજે ઢાલ્યું ॥ ૨૦ ॥ ભ૦ ॥ થઈ નિઃશલ્ય આપોપું તારો, દંભથકી જમવારો ।।ગારવથી એ લાભ મ હારો, કહું વચન એ ખારો ॥ ૨૧ ॥ ભ૦॥ વાર વાર એમ સારણ વારણ, ચોયણ કીધી બહુલી ॥ પણ ચીગટ કુંભેં છાંટ ન લાગે, છારે છાણની ગુહલી ॥ ૨૨ ॥ ભ૦ ॥ કાણે કુંભેં નીર ન ઠહેરે, શિખવ્યા બગ નવિ હંસા ॥ લસણ કપૂરેં ન હોયે સુગંધું, જવ ન હોયેં તંદુલ અંશા ॥૨૩॥ ભ૦॥ કાલિ ધાબલે રંગ ન લાગે, ડેડંક કમલ ન ગંધો॥ અભવ્ય ઊપદેશશતેં પણ કિમહી, બૂજ વ્યો નવિ પ્રતિબોધે ॥ ૨૪ ॥ ભ૦ ॥ તેમ દુર્ભવિ પણ કર્મ પ્રબંધેં, નાવે ચિત્તમાં કાંય ॥ જ્ઞાનવિમલ પ્રભુ આણ ન માને, વચન ન આવે દાય ॥ ૨૫ ॥ ભ૦ ॥ સર્વગાથા ॥ ૧૮૭૪ ॥

॥ દોહા ॥

॥ રૂપ્પી સાહુણી એમ સુણી, સદ્ગુરૂ કેરી શીખ ॥ કહે સ્વામિન્ તુમ આગલેં, જૂઠ કહ્યે શી દિખ્ખ ॥ ૧ ॥ માત પિતા રાજા ગુરૂ, દેવાદિક જે પૂજ્ય ॥ તે આગલ જૂઠ ન ભાંખીયેં, નીતિશાસ્ત્ર એ સુઝ ॥ ૨ ॥ તો શુ કહેવું સાધુને, જાણી ભાંખો આલ ॥ વલી નાણી ગુરૂ આગલેં, કોણ એહવો છે બાલ ॥૩॥ મહા સિંધુ તરીનેં કહો, ગોપદ સમ તસ તીર ॥ તિહાં કણે બૂડે બાપડો, જેહ ન અતિ ગંભીર ॥ ૪॥ તુમ્હ સરીખા ઉપદેશ દીયે, હિત ધરી પ્રવચન સાખ ॥ જો નવિ કહે નિજ શલ્યને, તો શું હોયે તસ આંખ ॥૫॥ અથ ॥ નિવિડ નિયડી તણે વશેં, અજ્જા બોલી તામ ॥ તુમ્હને નિરખ્યા તે સાંભરે, પણ દૃષ્ટિરાગેં નવિ કામ ॥ ૬॥ જાણ્યું નામ મેં તુમ્હ તણું, શીલસન્નાહ કહે લોક ॥ તેહ પરીક્ષણ કાજ મેં, તુમ્હને કર્યો અવલોક ॥૭॥ કામવિકાર ન માહરે, દીપે નહિં લગાર ॥ તુમ્હો સામંતના બેટડા, તિહાં કેમ રાગ પ્રચાર ॥ ૮॥ એમ કહેતી સા તેણે સમે, માયાશલ્યેં તામ્મ ॥ શૂલ પરે શલ્યિત થઇ, ન રહિ ચરણની મામ ॥ ૯ ॥ તેણ વેલાયેં બાંધીયો, સ્ત્રીનો વેદ અસાર ॥ તતક્ષણ પ્રાણેં પણ તજી, તે અજ્જા નિરધાર॥ ૧૦ ॥ વિજ્જુ કુમાર નિકાયમાં, નોલી વાહન રૂપ ॥ ઉપ્પન્ની દેવીપણે, માયાથી પડી ભવકૂપ ॥ ૧૧ ॥ સર્વ ૧૮૮૫॥

॥ ઢાલ એકતાલીશમી ॥ રાગ ધમાલ ॥ ગોડી ॥ જીવન રહો રહો સનત કુમાર ॥ એ દેશી ॥

॥ તિહાંથી ચાવ દુર્ગતિ દ્વિજતનયા, થઇ દોભાગિણી દુઃખિણી ॥ દુર્ગંધા મેલી ભમરાલી, કાલીને નિર્લખણી રે ॥ સયણો જુઓ જુઓ કર્મવિપાક ॥ વિષમા મોહમાયાના છાક રે ॥ સયણો૦ ॥ ૧ ॥જુ૦॥ એ આંકણી ॥ તરૂણપણામાં પણ કોઇ તેહનેં, કોઇ નર નવિ ઇચ્છે ॥ એમ આધિ વ્યાધિ તે પીડી, મરી તિરિમાંહે ગચ્છે રે ॥ સ૦ ॥ ૨ ॥ જુ૦ ॥ તિહાંથી માનુષણી વલી નરકેં, તિહાંથી તિરિગતિ પામે ॥ છેદાતી ભેદાતી બહુ પરેં, વ્યાધિ પરંપર કામેં રે ॥ સ૦ ॥ ૩ ॥ જુ૦ ॥ ભૂખ તૃષા વ્યાધિત બહુ પીડા, સહેતી બહુ બહુ વારે ॥ દુઃખ પીડિત સઘલે અનાદેયા, ભમતી એમ સંસારેં રે ॥ સ૦ ॥ ૪ ॥ જુ૦ ॥ રૂપી અજ્જાના ભવથી માંડો, ભમી એણી પેરેં ભવ લાખા॥ ત્રણ ભવ ઊણા એણીપરેં કીધા, પામી ન સુખની સરાખ રે ॥ સ૦ ॥ ૫ ॥ જુ૦ ॥ એમ અકામ નિર્ઝરણ પણાથી, સહજ ધર્મ ગુણ પામે ॥ મંદ કષાય દંભ તિહાં તેહને, ગુણી જનના ગુણકામેં રે ॥ સ૦ ॥ ૬ ॥ જુ૦ ॥ નરભવ પામી લેઇપ્રવ્રજ્યા, સૂરિ તણું પદ આવ્યું ॥ પ્રવચનનેઅનુસારેં ગચ્છને, પાલી પદ શોભાવ્યું રે ॥ સ૦ ॥ ૭ ॥ જુ૦ ॥ પૂરવ ભવ માયાને બીજેં, અગ્રમહીષી થાવે॥ ઇંદ્રતણી તે સુરી ચવીને, તિહાંથી ચવિ ઇહાં આવે રે ॥ સ૦ ॥ ૮ ॥ જુ૦ ॥ સંબુક ગામેં માહણવરણી, થઇ તે જાઇ સરણા ॥ પ્રતિબોધાણી સુલભ બોધિથી, સિદ્ધિ લહી ભવ તરણાં ॥ કરી ચારે તિહાં સરણાં રે ॥ સ૦ ॥ ૯ ॥ જુ૦ ॥ ઇતિ રૂપી ભવભ્રમણા કરી ગોવિંદદ્વિજ થઇ સિદ્ધિ પામી તેની કથા સમાપ્ત ॥

॥અથ શ્રી ગૌતમ વીરને પૂછે, થઇ સાહુણી સા રૂપી ॥સાત આઠ ભવ મૂકી બહુ ભવ, કેમ ફરી કહો તે પરૂપી રે ॥ સ૦ ॥ ૧૦ ॥ જુ૦ ॥ ભવણગુરૂ તવ ભાસે એણી પેરેં, એણેં કીધી તઇએં માયા ॥ શીલસન્નાહ સૂરીયેં બહુ કહીયું, પણ નવિ ચિત્તમાં આયા રે ॥ સ૦ ॥ ૧૧ ॥ જુ૦ ॥ માયા વિષવલ્લીની મૂલી, માયા ભવથલ ધૂલી ॥ માયાચરણ ધર્મની શૂલી, ધન્ય જેણે માયા ઊન્મૂલી રે ॥ સ૦ ॥ ૧૨ ॥ જુ૦ ॥ તેહ કર્મવિપાક ઉદયથી, લાખ ભવાં લગેં હિંડી ॥ ભવમાંહે દુઃખભવની ઉંડી, એ સમ કોઇ ન ભૂંડી રે ॥ સ૦ ॥ ॥ ૧૩ ॥ જુ૦ ॥ જો એ તેણેં ભવેં માયા ન કરતી, તો તે ભવિ સિદ્ધિ લહતી ॥ પણ ભાવી તથા ભવ્યતા આગેં, કોઇની મતિ નહિં બલવંતી રે ॥

સ૦ ॥ ૧૪ ॥ જુ૦ ॥ એણી પરેં રૂપી ચરિત્ર સુણીને, જે નવિ શલ્ય ઉદ્ધર શે, સૂક્ષ્મ પણ તે ગૌતમ નિસુણો, બહુ સંસારેં ફરશે રે ॥ સ૦ ॥ ૧૫ ॥ જુ૦ ॥ જેમ દધિમાં નવનીત સાર છે, કુંતતણું જેમ અણીયેં ॥ તેમ જિનધ ર્મે નિઃશલ્ય કરવું, આલોયણ તે ભણીયેં રે ॥ સ૦ ॥ ૧૬ ॥ જુ૦ ॥ હવે તે શીલસન્નાહ મુનીશ્વર, રૂપી ચરિત એમ દેખી ॥ આ જન્મનું શલ્ય ઉચ્છે દી, જે આતમનો ગવેષી રે ॥ સ૦ ॥ ૧૭ ॥ જુ૦ ॥ ઉત્તર દિશ ઇશાન કોણે અથ, ચૈત્યવંદન પભણીને ॥ પડિલેહણ મુહપત્તિ પડિલેહી, થંડિલ ભૂમિ મુ ણીને રે ॥ સ૦ ॥ ૧૮ ॥ જુ૦ ॥ સાધુજને પરવરિયો તરીયો, પલ્યંકાસનેં બે સી ॥ આરાધનાનો વિજયપતાકા, લેવે નિજ મનહરષી રે ॥ સ૦ ॥ ૧૯ ॥ જુ૦ ॥ ત્રિભુવન પૂજ્ય નમી અરિહંતા, સકલ કાર્ય સિદ્ધિ સિદ્ધા રે ॥ પંચ વિધાચારે સુપવિત્તા, સૂરિ સુગુણ સમિદ્ધા રે ॥ સ૦ ॥ ૨૦ ॥ જુ૦ ॥ સૂત્રાર થ દાયક ઉવજ્ઝાયા, સુગુણા સાધુ સહાયા ॥ એ પંચે પરમેષ્ટી થુણતેં, મ નું શિવ સુખ કરી આયા રે ॥ સ૦ ॥ ૨૧ ॥ જુ૦ ॥ ચાર કષાય તણો મલ મૂ કી, કરતા ચારે શરણાં ॥ ચાર આહાર પચ્ચખ્ખી ચઉ ગતિ, ભ્રમણ ક રચાં નિસ્તરણાં રે ॥ સ૦ ॥ ૨૨ ॥ જુ૦ ॥ પાદોપગમ અણસણને સાધે, શુક્લ ધ્યાનમાં વાધે ॥ માસ લગેં એહવું આરાધે, સાધુસહિત નિરાબાધેં રે ॥ સ૦ ॥૧૩ ॥ જુ૦ ॥ શીલસન્નાહ મુનીશ્વર ઇશ્વર, વંદિત ચરણ સરોજા ॥ શિ વ પામ્યા જિહાં અખય અનંતાં, અનુભવ સુખના મોજા રે ॥ સ૦ ॥ ૨૪ ॥ જુ૦ ॥ જ્ઞાનવિમલ દર્શન ચારિત્રના, ફલ રૂડાં એમ જાણી ॥ માયા શલ્ય કા ઢી આલોયણ, સૂધાં લીયો ભવિ પ્રાણી રે ॥ સ૦ ॥ ૨૫ ॥ જુ૦ ॥ ઇતિ શી લસન્નાહમુનિ રૂપી સાહુણીચરિત્રં સમાપ્તં ॥ ૧૯૧૦ ॥

॥ દોહા ॥

॥ હવે ગૌતમ પ્રણમી કરી, પૂછે શ્રીજિનવીર ॥ સુજ્જસિરી આહેર ણી, તસ પ્રબંધ કહો ધીર ॥ ૧ ॥ દીક્ષિત થઇ કે નવિ થઇ, શો તેહનો અવ દાત ॥ કૃપા કરી તે દાખીયેં, સુણે ભવિ સવિ સાક્ષાત ॥ ૨ ॥ પ્રભુ કહે તે હવે સુજ્જસિરિ, જાતી જનક સંઘાત ॥ અંતરાલેં તે અપહરી, ગોકુલપતિએં ત્રિજાતિ ॥ ૩ ॥ કહે ગોરસ લેઇ કરી, દિયું ન તંદુલ મૂલ્ય ॥ કિહાં જાય છે મુજ ઠગી, દીસે વૈરી તુલ્ય ॥ ૪ ॥ સંપ્રતિ ભદ્રે આવ તું, ગોકુલમાં મુજ સાથ ॥ જો સુવિનીતિ થઇ રહીશ તો, પુત્રી પરેં તું આથ ॥ ૫ ॥ સુજ્જસિરિ તવ ગોકુલા, સાથેં ગઇ તસ ગેહ ॥ સરસ પણે ભિક્ષા ચરે,

ભીખ લહે દેઇ નેહ ॥ ૬ ॥ હવે દ્વિજસુજ્જસિવો તિહાં, દેશમાં કરી વાણિ જ્જ॥ નર પશુ ધાન્ય વિક્રય કરી, મેલ્યું ધન અતિ ગર્જ્જ ॥૭॥તે ધનનું કંચ ન કરી, કંચનનાં કરે રત્ન ॥ સંચય કરીને રાખીયેં, સાધી ઘણે પ્રયત્ન ॥ ૮ ॥ યતઃ ॥ં ધનાનામર્જને દુઃખં, દુઃખં તદનુરક્ષણે ॥ આયે દુઃખં વ્યયે દુઃખં, ધિગર્થોદુઃખભાજનમ્ ॥ ૧ ॥

॥ એમ કરી તે ધની દ્વિજ થયો, ચિંતે મનમાં એમ ॥ પરદે શેં બહુ ધન લહ્યું, મન નવિ ઉપજે પ્રેમ ॥ ૯ ॥ જે ભણી સયણ તુષ્ટ હોયે, દુષ્ટ દેખી નરરાય ॥ તેહ ધનેં શું કીજીએં, તે ભણી નાવે દાય ॥ ૧૦ ॥ એમ ચિંતવીને ચાલીયો, સુજ્જસિવો નિજ દેશ ॥ અ નુક્રમેં અનુક્રમેં આવિયો, તે ગોકુલ સન્નિવેશ ॥ ૧૧ ॥સર્વગાથા ॥ ૧૯૨૨ ॥

॥ ઢાલ બેંતાલીશમી ॥ અખ્યાનની દેશી ॥ ભલું થયું જે ભર્મ ભાગો, હેત લાધો હરિ તણો ॥ એ દેશી ॥ સુજ્જસિરિ હવે યૌવન પામી, કામીનાં મન મોહે ॥ જાણું મનું દધિકી એ તનયા, દૂસરી સિરિ જ્યું સોહે ॥ કમલનયણી કમલવયણી, કમલ કોમલ પાણી ॥ પિકરવકંઠી કંઠી કટિની, સરસ સુધારસ વાણી ॥ ૧ ॥ રતિ સમરૂપા નાસા દીવા, પીના ઘણથણ યુગલા ॥ રાગક્ષીર નીરધીરસ રંગેં, ત રણ વહણ ઉરૂ મમલા ॥ જે શૃંગાર મહારસ વાપી, થાપી મદન મહારાજેં ॥ ત્રિભુવન ઝીપન હેતહિયે જેં, શક્તિ મનું કરી સાજેં ॥૨॥ એહવે દુકાલ વેતા લજક નાઠો, પસરચો સૂથ સુગાલો ॥ વિસમાપંથ હતા જે તસ્કર, તેહ ગયા જંજાલા ॥ કર્ષુક લોકને હર્ષનો કારક, વરષા વ્યાપ્યો ગગનેં ॥ જાર સૂર્ય નિ જ દયિતા ધરણી, તાપ કઢાવ્યો તેહને ॥ ૩ ॥ દયિતા ધરણી પરશું લાગી, જાણી દીયે તસ મારે ॥ કરહાદૃષદ તણુ મનું રજેં, ભર ઘાલે મુખેં વાયે ધા રે ॥ શીત ગ્રીષ્મ બેહુ જારેં વિલસી, નિજ દયિતા જે ધરણી ॥ ગર્જારવ હો કારે ચપલા, તરવારેં ભય કરણી ॥ ૪ ॥ મૂર્ચ્છા પામી દયિતા જાણી, શી તલ પવનને નીરેં ॥ છાંટી માટી વર્ષા મિલતે, થઇ અંકુરિત નૂરેં ॥ હરિ યાલાં ચરણાં પહેરાયાં, મામોલાં કરી ટીકી ॥ નદી નાહલાં હાર પહેરાયા, શોભાવી પ્રિયા નીકી॥ ૫ ॥ દાદૂર નેઉરના ઝંકારવ, બગ પંક્તિના ચૂડા ॥ શિખિ નાટક પરેં ચીર વિવિધ વર, પહેરચાં દીસે રૂડા ॥ ચાતક પિયુ પિયુ કલરવ કૂજિત, પૂજિત મન્મથ રાજા ॥ પૂરણ સરવર કુંડલ મંડલ, આ ખંડલ ધનુ તાજા॥ ૬ ॥ બગઋષિ ભૂપતિ પાવસ બેઠા, મુરરિપુ જલધિયેં સૂતા ॥ મનું વર્ષાઋતુ નૃપપ્રિયા સંગેં, રંગેં પ્રેમેં ખૂતા ॥ છત્રાકારેં શિલેંધ્ર છત્ર

ધારી, કેતક ચામર ઢાલે ॥ એમ બહુ સાજ સજીને આવ્યો, સુખ સમુદય વરસાલે ॥ ૭ ॥ શકટ કટકનાં ચાર રૂંધાણા, ફેરે બલ્લાકી સુજાણા ॥ વિરહી જનનાં મન અકુલાણાં, માનિની માન ગંજાણાં ॥ ખલ્લહલ વહેતાં નાલ પ્રણાલા, લતાયેં તરૂ લપટાણા ॥ વિકસિત નીપ તિલકને બાણા, ફેરે મદનનાં બાણા ॥ ૮ ॥ એણી પરેં વિસ્તરીયો વરસાલો, કાદવ ચીખલ્લ આલો ॥ વરસે જોર ઘનાઘન કાલો, સુખીયા લાગે સુખાલો ॥ તેહવે સમયેં ગોકુલ માંહે, આગલ સાથ અભાવેં ॥ કાલ નિગમવા હેતેં ચિત્તે, સુજજસિવો તિહાં આવે ॥ ૯ ॥ ભોજન હેતેં ભમતો ભમતો, ગોકુલીને ઘેર આવ્યો ॥ મનગમતું જો ભોજન દેવો, તો સવલો મેં પાવ્યો ॥ ચંદનપીઠ પરેં તે મીઠી, સુજજસિરિ તિહાં દીઠી ॥ હૃદયમાંહે ખીલી પરેં પેઠી, જાગી કામ અંગીઠી ॥ ૧૦॥ રૂપેં રતિથી એહ ઉક્કિઠ્ઠી, મતિ થઈ તિહાં તસ ધીઠ્ઠી ॥ જાણે આવી મદનની ચિઠ્ઠી, થયો ઉલ્લંઠ જેમ જેઠી ॥ પ્રથમ યૌવન વયમાંહે બેઠી, એથી અવર કની હેઠી ॥ મારચો મદનશરેં મનું મૂઠી, જઈ ન શકે તે ઉઠી ॥ ૧૧ ॥ જંપે રે ભદ્રે તુજને દિયે, માત પિતા એ તાહરાં ॥ મુજને તો ધન શત પલ કંચન, આપું એકણ વારા ॥ સયણ અવરને બહુ ધન આપું, થાપું તુજને પાસેં ॥ એહવાં તેહનાં વયણ સુણીને, ચિત્તમાં સુંદર ભાસે ॥ ૧૨ ॥ તેણીયેં તેહ સયણાં મેલી, કહે કિહાં ધન તે દેખાડો ॥ પંચ રત્ન દેખાડયાં તતક્ષણ, કહે એહ કીશ્યો પવાડો॥ તે કહે એ ઈંટાલા સરખાં, એ ધન કેણેં લેખે ॥ સુજજસિવો કહે એહનો મહિમા, જાણે તેહ વિશેષેં ॥ ૧૩ ॥ આવો પુરમાં એહનો મહિમા, દેખાડીને સુણાવું ॥ તો તે સાથે પુરમાં પોહોતા, રયણનું મૂલ્ય જણાવ્યું ॥ રયણ પરીક્ષક નર જે હુતા, તેણેં જઈ ભૂપતિ પાસેં ॥ દ્વિજ કહે રત્નનું મૂલ્ય પ્રકાસો, તવ તે પરીક્ષક ભાસે ॥ ૧૪ ॥ તેહ કહે એક રતનનું અમથી, મૂલ્ય ન કહીયું જાય ॥ તો પાંચેનું મૂલ્ય કેણી પરેં, સાથ કરી કહેવાય ॥ તવ રાજા કહે દ્વિજને સુણ રે, ભવ્ય રત્ન એ પંચ ॥ મૂલ્ય કિશ્યું આપું હું તુજનેં, તેહ પારિખ્ખયણ પંચ ॥ ૧૫॥ દ્વિજ કહે સ્વામી પ્રસન્ન થઇને, જેહ આપો તે પ્રમાણ ॥ યદ્યપિ બહુ મૂલાં છે તો પણ, તુમ્હેં છો પ્રીતિનું ઠાણ ॥ દસસય કોડી કંચન આપી, હા કહી તેણેં લીધું ॥ ઉપર વલી એહવું તેણેં માગ્યું, રાજાયેં તે પણ દીધું ॥ ૧૬ ॥ એ પર્વતની પાસેં ગોકુલ, તિહાં કરવો અમેં વાસ ॥ પંચવિશ જોયણ ભૂમિ અકર કરી, દિયો પૂરો અમ આશ ॥ રાજાયેં તે

તહત્તિ ભણીનેં,સ્વસ્તિ કહી ભૂમિ લીધી ॥ દ્રવિણ ગ્રહીને ગોકુલેં પોહોતા, મનની આશા સીધી ॥ ૧૭ ॥ સુજ્જસિરિ પરણી બહુ પ્રેમેં, ચિંતિત કારિજ કીધ ॥ દેહ તણી છાયા જેમ જાયા, વિષયની મદિરા પીધ ॥ મૂઢ હૃદયનાં કાંય ન જાણે, તિરિખ્ખ મૂરખ બેહુ સરખા ॥ લોભી કામી ક્રોધી રોગી, મદીયા અંધપરેં પરિખ્યા ॥ ૧૮ ॥ બહુલો કાલ ગયો એમ કરતાં, વિષયાને અનુસરતાં ॥ પણ બેહુનું મન એણી પરેં વ્યાપ્યું, એ મધ્યમ કૃત્ય કરતાં ॥ પ્રબલ પુણ્યનો ઉદય હોવે જવ, તો સમી મતિ સૂજે ॥ જ્ઞાનવિમલ સૂરી કેરે વયણેં,તે પ્રાણી પ્રતિબૂઝે ॥ ૧૯ ॥

॥ દોહા ॥

॥ અન્ય દિવસેં તિહાં આવીયો, મુનિયુગ વિહરણ કાજ ॥ તે નિરખીને સુજ્જસિરિ, ઉઠી વંદન કાજ ॥ ૧ ॥ રૂદન કરે તિહાં અતિ ઘણું, પૂછી સુજ્જસિવેણ ॥ એવડું દુઃખ શું છે પ્રિયે, રૂદન કરે છે કેણ ॥ ૨ ॥ સા કહે મુજ બાલાપણે, માહારી સ્વામિનીજેહ ॥ તે એહોને પ્રતિલાભતી, વિવિધ વસ્તુ ધરી નેહ ॥ ૩ ॥ પંચાંગેં પ્રણમન પણે, કરતી ધરતી ભાવ ॥ તે મુનિ દેખી સાંભરયું, દુઃખ સાંભરે અવસર પાવ ॥ ૪ ॥ સજ્જન કેમહિ ન વીસરે, એ ઉત્તમનું ચયન ॥ પણ અવસરેં તે સાલે ઘણું, જબ અહિઠાણે અયન ॥ ૫ ॥ યતઃ ॥ સાજનીયા સાલે નહિં, પણ સાલે તસ અહિઠાણું ॥ ઢોલડીયો વિસહર થયો, મંદિર થયાં મશાણ ॥ ૧ ॥ સાજનીયા વિણુ સુખ જે, તે દુઃખ થઇને દાજંત ॥ અન્ન પાનને નિંદ્રડી, કરતાં સુખ ન દીયંત ॥ ૨ ॥ તે સજજન કેમ વીસરે, જે શું માન્યું મન્ન ॥ સાસ પહેલાં તે સાંભરે,જેમ ભૂખ્યાને અન્ન ॥ ૩ ॥ પિયુ તે મુજને સાંભરયું, દેખી મુનિયુગ હેવ ॥ તે દુઃખથી રોદન કરૂં, દોહેલી એહોની સેવ ॥ ૬ ॥ ફરી સંભ્રાંત પણું ધરી, પૂછે તિહાં તસ કંત ॥ તે તાહરી કોણ સ્વામિની, કહે તું મુજજ એકાંત ॥ ૭ ॥ તેણેં ચરિત સવિ પાછલું, ભાંખ્યું તિહાં પરગટ્ટ ॥ સુજજસિરિ નિજ બેટડી, તેણેં લહી તદા પરગટ્ટ ॥ ૮ ॥ સુજજસિવો હવે ચિંતવે, એ શું થયું અકજ્જ ॥ અહો અહો શું નિપજયું, ધિગ્ ધિગ્ મુજને અજ્જ ॥ ૯ ॥ સર્વગાથા ॥ ૧૯૫૩ ॥

॥ ઢાલ ત્રેંતાલીશમી ॥ ન્હાનો નાહલો રે ॥ એ દેશી ॥ હું અધન્ય અપુત્રીયો રે, હું અતિ હિમ્મતહીણ ॥ ધિક્ધિક્ કર્મને રે ॥ વિધિવશથી શું નીપનું રે, હું દુઃખીયો અતિ દીન ॥ ધિ૦ ॥ કર્મ કરે તે હોય ॥ ધિ૦ ॥

કર્મથી બળીયો ન કોય ॥ ધિ૦ ॥૧॥ એ આંકણી ॥ રાજા રાંક પણે કરે રે, રંક ને કરે વલી રાય ॥ ધિ૦ ॥ જીવને ચોગતિ રોલવે રે, ભાગ અનંતમે વિકાય ॥ ૨ ॥ ધિ૦ ॥ હું પાપી પાપે ભરચો રે, શો કરૂં હવે રે ઊપાય ॥ ધિ૦ ॥ અગ્નિમાંહે પેશી મરૂં રે, કે ગલે ફાંસો ખાય ૩ ॥ ॥ ધિ૦ ॥ કિંવા તનુ તિલ તિલ કરૂં રે, છેદી કરવત ધાર ॥ ધિ૦ ॥ કે ભડથકરૂં એ અંગને રે, કે ગિરિથી પડું નિરધાર ॥ ૪॥ધિ૦॥ કિંવા ઘણના ઘાયશું રે, કે ઘાણીનો ફેર ॥ ધિ૦॥ ખેર અંગારાની ખાયમાં રે, જાલી કરૂં અંગ જેર ॥૫ ॥ ધિ૦॥ ધિ૦ ॥ કે ત્રાછીને ચામડી રે, ખેપવું ખારી ખાર ॥ ધિ૦॥ કે સાયર ઝંપા દીયું રે, કે તુક્કાના સહું પ્રહાર ॥ ૬ ॥ધિ૦ ॥ ઇત્યાદિક ચિત્ત ચિંતવી રે, મુઝ પાપીને કોય ॥ ધિ૦ ॥ સંગ્રહે નહિં પાવક વિના રે, દઝવું એ હું દેહ ॥ ૭ ॥ધિ૦॥ એમ નિશ્ચય મનમાં ધરી રે, ભાંખે તે મુખે આપ॥ ધિ૦॥ ભોભો લોકા સાંભલે રે, એ પુત્રી હું બાપ॥ ૮॥ ધિ૦॥સુજ્જસિવો હું બંભણો રે, જાતિ પણે કર્મચંડાલ॥ ધિ૦ ॥ એ સુજ્જસિરિ મુજ બેટડી રે, એહમાં કોઇન આલ ॥ ૯॥ ધિ૦ ॥ વેચી બંભણ મંદિરે રે, દુર્ભિક્ષને અનુભાવ॥ ધિ૦ ॥ કર્મ અભાગ્યતા જોરથી રે, મેં પરણી ઇહાં આવ ॥ ૧૦ ॥ ધિ૦ ॥ ફૂટું કર્મ કપાલશું રે, ખુંટું સવિ મુજ પુણ્ય ॥ ધિ૦ ॥ છૂટું કેમ હવે પાપથી રે, એહવે હું છું અધન્ય ॥ ૧૧ ॥ ધિ૦ ॥ જન્માંતર સંબંધની રે, ખબર પડે નહિં કોય ॥ ધિ૦ ॥ તેણે નેહે આવી મલે રે,સમ વિષમ તિહાં નહિં જોય ॥ ૧૨ ॥ ધિ૦ ॥ એ સંસારની ભાવના રે, થાય અનેક સંબંધ ॥ ધિ૦ ॥ પણ આ ભવે જનક સુતા થઇ રે, સ્ત્રી પતિભોગ સંબંધ ॥ એતો કર્મનો ધંધ ॥ ૧૩ ॥ ધિ૦ ॥ તે ભણી મુજ વયણાં સુણો રે, રે લોકા લોકપાલ ॥ ધિ૦ ॥ મુજ સમ કોઇ ન પાપીયો રે, હું ત્રિભુવનનું આલ ॥ ૧૪ ॥ ધિ૦ ॥ લોકનીતિ એહવી અછે રે, જાતિ શીલ કુલ જાસ ॥ ધિ૦ ॥ જે કન્યાનું જાણીયે રે, કરીયે તસ પરણવા આશ ॥ ૧૫ ॥ ધિ૦ ॥ તે પણ મેં નવિ ચિંતવ્યું રે, કીધું એ અવિચાર ॥ ધિ૦ ॥ વિષયતણા પરવશથકી રે, અતિ અવિરતિ ને ભાર ॥ ૧૬ ॥ ધિ૦ ॥ માતા બેહેન બેટી મુખે રે, ઊચ્ચરીયે મુખ જેણ ॥ ધિ૦ ॥ ઉત્તમ તે તેમ હીજ ગણે રે, જાવજીવ નિયમેણ ॥ ૧૭ ॥ ધિ૦ ॥ મુજને તો સાક્ષાતથી રે, એક ભવે દોય સંબંધ ॥ ધિ૦ ॥ હું તો પશુથી અધિક છું રે, વિષય પડલથી અંધ ॥ ૧૮ ॥ ધિ૦ ॥ એ અકાર્યથી આપણો રે, આતમ પાડયો નરક ॥ ધિ૦ ॥ દારૂણ દુઃખ તો ચિહું ગતિ રે, કિંહાંયે ન લેશું ફરક ॥ ધિ૦ ॥ ૧૯॥

તે ભણી મુજને જલણ વિના રે, નહિં કોઇ પાપને ઠામ ॥ ધિ૦ ॥ એમ કહી ધૈર્ય ધરી તિહાં રે, કહે એ કરવું કામ ॥ ૨૦ ॥ ધિ૦ ॥ કાષ્ઠ ચિતા મોહોટી રચી રે, પુર બાહેર તેણી વાર ॥ ધિ૦ ॥ આપ નિંદા કરે નયનથી રે, વરસે આંસુધાર ॥ ૨૧ ॥ ધિ૦ ॥ મધુ ઘૃત સિંચી પવનશું રે, પ્રેરયો પણ ન ઝલંત ॥ ધિ૦ ॥ જલણ તે તસ જાલે નહિં રે, તિહાં લોકા એમ ભણંત ॥ ૨૨ ॥ ધિ૦ ॥ પાપ દુષ્ટ નિઃકૃષ્ટનું રે, તેણે ન દહે છે એહ ॥ ધિ૦ ॥ કહે હું છું અતિ પાપીયો રે, એ પણ ન દહે દેહ ॥ ૨૩ ॥ ધિ૦ ॥ એમ ધિક્કાર ઘણો કરી રે, દીયે બહુલો માર ॥ ધિ૦ ॥ પાહની મૂઠી કૂપરે રે, પૂંઠે પીઠ મઝાર ॥ ૨૪ ॥ ધિ૦ ॥ દંપતી બેહુને કાઢીયાં રે, દેશ માંહેથી તામ ॥ ધિ૦ ॥ જનસમુદાયે એમ કહ્યું રે, અહો અહો મધ્યમ કામ ॥ યોગ્ય ન એહનું નામ ॥ ૨૫ ॥ ધિ૦ ॥ કહે ગૌતમ સ્વામી તેહને રે, અગ્નિ ન દાઝયો કેમ ॥ ધિ૦ ॥ એહ દુષ્કર્મા આકરો રે, કેમ ધરયો જલણે પ્રેમ ॥ ૨૬ ॥ ધિ૦ ॥ કહે ભગવંત ભાવિતવ્યતા રે, વશથી મલીયો યોગ ॥ ધિ૦ ॥ નિર્દાહક દારૂ મલ્યાં રે, ચય રચતાં કર્મ ભોગ ॥ ૨૭ ॥ ધિ૦ ॥ હવે તે ચાલ્યાં પરદેશમાં રે, પામ્યાં બહુત ધિઃકાર ॥ ધિ૦ ॥ ગામમાંહે ત્યાં પેસતાં રે, દીઠા શ્રી અણગાર ॥ ૨૮ ॥ ધિ૦ ॥ ગોચરીનો ખપ કીજતાં રે, લીજતાં શુદ્ધ આહાર ॥ ધિ૦ ॥ છીજતાં કર્મ કષાયને રે, ભીંજતાં શમ જલધાર ॥ ૨૯ ॥ ધિ૦ ॥ તેહની પૂંઠે તે ગયા રે, વનમાંહે ધરી ધ્યાન ॥ ધિ૦ ॥ પેખે તિહાં સૂરીશ્વરા રે, જ્ઞાનવિમલ ગુણધામ ॥ ૩૦ ॥ ધિ૦ ॥

॥ દોહા સોરઠી ॥

॥ જગદાનંદન નામ, સૂરીસર તિહાં પેખીયા ॥ ચરણ કરણ ગુણ ધામ, દિવસ સફલ કરી લેખીયા ॥ ૧ ॥ સુર નર કિન્નરશ્રેણિ, પાયકમલ ભાવે નમે ॥ હિયડે હર્ષ ધરેણ, આપ તણાં દુષ્કૃત વમે ॥ ૨ ॥ જેમ પાવસ ઘન મોર, શોર કરે મનમોદશું ॥ જેમ ચકવા લહિ ભોર, જ્યું ચકોર દધિનંદશું ॥ ૩ ॥ તેમ હર્ષિત થઇ તેહ, ચરણ કમલ યુગ વંદીયાં ॥ પ્રગટ થયો બહુ પ્રેમ, આરતિ અરતિ નિકંદિયા ॥ ૪ ॥ સર્વગાથા ॥ ૧૯૮૭ ॥

॥ દોહા ॥

॥ તે દેખિને ચિંતવે, થઇ ઉલ્લસિત રોમાંચ ॥ પાપ આલોઉં મુનિ કને, સહેજે મલ્યો મુજ સંચ ॥ ૧ ॥ પ્રિયા સહિત દ્વિજ સુજ્જસિવો, પહુતી તુરત બઇઠ ॥ તાસ ચિત્ત જાણી કરી, વચન કહે મુનિ ઇઠ ॥ ૨ ॥ કહે ઉપદેશમાં

હામણા, જેહવા મીશરી ખંડ ॥ સરસ સુધારસથી અધિક, મીઠા શેલડી ખંડ ॥ ૩ ॥ હવે સુજ્જસિવ બ્રાહ્મણને મુનિ, ધર્મોપદેશ આપે છે તે કહે છે ॥

॥ રાગ નટ્ટનારાયણ ॥ ધર્મ કરો ભવિ ધર્મ કરો, ત્રિકરણયોગેં ધર્મ કરો, ચરણ ધર્મ પ્રવહણ અવલંબી, આ ભવસાયર તુરત તરો ॥ ધ૦ ॥ ૧ ॥ ધ્રુવપદં ॥ બોધિતરણિકે કિરણપ્રચારેં, હૃદયકમલ વિકસીત કરો ॥ જ્યું અનાદિકે અંતર ઉડત, મિથ્યામત તત સીત ભમરો ॥ ધ૦ ॥૨॥ દશ દૃષ્ટાંતેં દુર્લભ વલ્લભ, લાધો એ નર ભવ સખરો ॥ તેહ મુધા મ મ હારો ભવિયાં, ફરી આવત નાંહી દૂસરો ॥ ધ૦ ॥ ૩ ॥ કર્મ મર્મકે વશથેં હોવત, કબહી પાપપંક પગરો ॥ સો પણ આલોયણેં શુદ્ધ હોવત, જો હોવે જીઉં સુગુરો ॥ જો મિલે ગુરૂ સુગુરો ॥ ધ૦ ॥ ૪ ॥ જ્યું ધૃત નિર્મલ નિર્જલ જગમેં, ત્યું ચારિત્રકો ધર્મ નરો ॥ અવિચલ સુખ લંભનકે હેતેં, એહ પરમ ઊપાય ધરો ॥ ધ૦ ॥ ૫ ॥ વિષય કષાય પ્રમાદ મદાદિક, એ કાઢો કલિમલ કચરો ॥ જન્મ જરા મરણાદિક ભ્રમણા ભવિ, ભવભવમાંહે નાંહિ ફરો ॥ ધ૦ ॥ ૬ ॥ જ્ઞાનવિમલ ગુણ ગુરૂના પદકજ, પ્રેમેં કરીને તે અનુસરો ॥ પરમ નિધાનહ ધ્યાન ધર્મનું, એહી જ બંદિર બેખબિસરો ॥ ધ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

॥ રાગનટ્ટ ॥ કવિત્ત ॥ એકશત અડવન્ના, કર્મકી પ્રકૃતિ ઘના, તિણથેં બહુત જના, ભવમેં ભમતયા ॥ અવિરતિ મિથ્યાત્વ યોગેં, આલસપ્રમાદ ભોગેં, વિષય કષાય સંયોગેં, એહીજ સામંતયા ॥ એક૦ ॥ ૧ ॥ અકામ નિર્જરા કરણ, અનંત પુદ્ગલ ભરણ, કોઇ યથા પ્રવૃત્તિ કરણ, કરી ઉચ્ચ આવંતિયા ॥ તિહાં સ્થિતિ કરત ઊન, પાલયસંખ ભાંગેં ન્યૂન, પૂરણ હોત પુણ્ય, પ્રકૃતિ ભાવંતિયા ॥ એ૦ ॥ ૨ ॥ તિહાં અનાદિ કર્મગ્રંથિ, રાગ દ્વેષકો પલિમંથ, ભેદવા ધરે ઉમંથ, કોઇ સંન્નિપજ્જત્તિયા ॥ અપૂરવકરણ થાય, દેયનકું સજ્જ થાય, આપ બલ પ્રગટાય, ભવિ ભવ વિરત્તિયા ॥ એ૦ ॥ ૩ ॥ મિથ્યાત્વકોં કરે નિકંદ, તિહાં લહે પરમાનંદ, સિદ્ધિ-સુધારસ નિસ્સંદ, અણરિપુ જીંતિયા ॥ કેઇ તિહાં લહે લાભ, દેશ સર્વ વિરતિ આભ, કેઈ પુણ્ય લહે લાભ, ફરી ભવ પતંતિયા ॥ એ૦ ॥ ૪ ॥ કેઇ લહત ગુણશ્રેણિ, શિવઘરકી નિશ્રેણિ, જ્ઞાનવિમલ લહે જેણિ, જયંત લહંતિયા ॥ તેહ ભણી નરભવ પ્રવર, કહ્યો સવિ ભવમાંહે વર, જિહાં અનુભવ ઘર, વધંત મહંતયા ॥ એ૦ ॥ ૫ ॥ ઇતિ વૈરાગ્યમય ધર્મોપદેશ જગદાનંદ સૂરિયેં કરચો ॥



॥ દોહા સોરઠી ॥

॥ પ્રાણી કરે જે પાપ, થાયે આલોયણેં ઉજલો ॥ જેમ જલખારે તાપ, સમલ વસ્ત્ર હોયે નિર્મલો ॥ ૧ ॥ યદ્યપિ મલીન એ જીવ,રાગ દ્વેષ ને વશ કરી ॥ તપ સંયમેં અતીવ, શુદ્ધ હોવે નિશ્ચેં કરી ॥ ૨ ॥ જેમ સા મલું સોવન્ન, અનિલ યોગેં તે શુદ્ધ હોઇ ॥ તેમ એ આતમ તન્ન, ભાગ્યું પંક સવે ધોઈ ॥ ૩ ॥ મૂકી લાજ ભયમાન, પાપ કહે જે આપણું ॥ પ્રગટ થઇ સાવધાન, તેહ કરે ભવ કાપણું ॥ ૪ ॥ કીજેં પાપ સંહાર, આલોઈ રૂડી પરેં ॥ લઘુ તરીયે સંસાર, એ ઉપદેશ હીયે ધરે ॥ ૫ ॥

॥ ઢાલ ચુમ્માલીશમી ॥

॥ મોતિડાની દેશી ॥ અથવા ॥ મયા કરી મુજ તારો ॥એ દેશી ॥

॥ એમ નિસુણી સવિ પાપ પ્રકાશે, આપ કરચાં તે સઘલાં ભાસે ॥ સાહિબા મુજને અબ તારો ॥ ગિરૂઆ ગુરૂ પાર ઉતારો ॥ ૧ ॥ સા૦ ॥ મયા કરી મુજને તારો, મોહના થાયે સુકૃત જમવારો ॥ સા૦ ॥ એ આંકણી ॥ થયો દુર્ભિક્ષ ગયો પરદેશેં, વેચી સુતા જેહવે સન્નિવેશેં ॥ સા૦ ॥૨॥ પ્રથમ ચિંત્યું મેં એહને મારૂં, પિશિત ખાઇને આતમ ધારૂં ॥ સા૦॥ પછેં તો મૂલ્યેં એ વેચી, ગયો પરદેશેં તિહાંજન વંચી ॥ સા૦ ॥૩ ॥ કન્યા બાલ પ્રમુખને જાલી,વેચી પુણ્ય કરચું મેં ખાલી ॥ સા૦ ॥ બાલપણાથી અકારિજ કરણી, તે સવિ કહિયું જિહાં લગેંપરણી ॥ સા૦ ॥ ૪ ॥ બાલક પરેં ઋજુભાવેં સઘલું, પાપ પ્રકાશ્યું કરો મન સવલું ॥ સા૦ ॥ જ્ઞાનાતિશયી ગુરૂએં સવિ સુણીયું, નાણ બલેં તેહનું મન મુણિયું ॥ સા૦ ॥ ૫ ॥ પ્રાયશ્ચિત્ત દિયે વિધિ અનુસારેં, તે પણ જેમ કહ્યું તેમ ધારે ॥ સા૦ ॥ ગુરૂ દીધો તપ શિર ભારેં લીધો, શુદ્ધ ભાવેં તે તેહવો કીધો ॥ સા૦ ॥ ૬ ॥ તે તપ નિયમ થયો જબ પૂરો, સુજજસિવો હવે પુણ્યેં પૂરો ॥ સા૦ ॥ દીખ દીયો હવે મુજને સ્વામી, પત્નિ સહિત હું છું શિવકામી ॥ સા૦ ॥ ૭ ॥ ગુરૂ કહે સંપ્રતિ તાહરી ભજ્જા, ગુર્વિણી માટે નહિં પ્રવ્રજ્યા ॥ સા૦ ॥ એમ સુણી સુજ્જશિવો લીયે દીક્ષા, દુવિધ પ્રકારેં ગ્રહે તે શિક્ષા ॥સા૦ ॥૮ ॥ ગુરૂગુરૂ ભક્તિ યુક્ત તપ કારી, દુષ્કર ચરણ ગુરૂ આણા ધારી ॥ સા૦ ॥ નિઃપ્રતિકર્મ શરીર ગત સાદી, અગિલાણીને વિગત પ્રમાદી ॥ સા૦ ॥ ૯ ॥ સૂરિ સંઘાતેં તે વિચરંત, પ્રાયશ્ચિત્ત લેઇ કરે કર્મનો અંત ॥ સા૦ ॥ છવ્વીશ વરસને તેરહ દાહાડા, ભલા ભવાડચા ચરણ પવાડા ॥ સા૦ ॥

૧૦ ॥ પાદોપગમન અણસણ આરાધી, કર્મ ખપાવીને મુક્તિજ સાધી ॥ સા૦ ॥ ઇતિ મુન્જ શિવોમોક્ષંપ્રાપ્તઃ ॥ કહે ગૌતમ એણે પાપ બહુ કીધાં, પણ અંતગડ કેવલી થઈ સુખલીધાં॥ સા૦॥૧૧॥ કહો કેમ તે ભગવન મુજ દાખો, કરી કૃપા તુમ્હ ચરણે રાખો॥સા૦॥ પ્રભુ કહે ગૌતમ એણે મહાભાગેં, શુદ્ધ આલોયણ કરી બહુ રાગેં ॥ સા૦ ॥૧૨॥ ગુરૂદત્તપ્રાયશ્ચિત્ત જે ધારે, તે આપોપું તેગેં ભવતારે ॥સા૦॥ ક્ષપક શુકલધ્યાન પસાયેં, ભવભવસંચિત દુષ્કૃત જાયે ॥ સા૦ ॥ ૧૩ ॥ તપથી આતમ ગુણ અજુઆલે, કર્મઇંધન તે તપ પરજાલે ॥ સા૦ ॥ અથ ભણે ગૌતમ તેહની ભજ્જા, તેણી વેલા નવિ લીધ પ્રવ્રજ્જા ॥ સા૦ ॥ ૧૪॥ શ્યો સંબંધ થયો તસ આગેં, દાખો સ્વામી તે થયો જેમ લાગેં ॥ સા૦ ॥ સ્વામી ભણે તે છઠ્ઠી નરગેં, પોહોતી નવિ પામી તે સરગેં ॥ સા૦ ॥ ૧૫ ॥ ભણે ગૌતમ શે કર્મે ભારી, દુઃખિણી વરાકેં તે થઇ નારી ॥ સા૦ ॥જિન કહે રૌદ્રધ્યાન અનુભાવેં, અધ્યવસાય માઠા તિહાં થાવે ॥ સા૦ ॥ ૧૬ ॥ કહે ગૌતમ શો અશુભાધ્યવસાય કીધો, જેથી નરક દુઃખ લહ્યો અતિ સીધો॥ સા૦ ॥ કહે જિનગર્ભપ્રસવને કાલેં, ચિંતવ્યું મનમાં એમ જંજાલેં ॥ સા૦ ॥૧૭॥ દુઃખ દીયે ગર્ભ એ પાડું પ્રભાત, વિવિધ ખાર મેહેલી કરૂં ઘાત ॥ સા૦ ॥ એમ અતિ રૌદ્ર ધ્યાન ચિંતવતી, તુરત મરી છઠ્ઠી નરકેં પોહોતી॥ સા૦ ॥૧૮॥ જ્ઞાનવિમલ મતિ શુભ હોયે તેહનેં, આયતિ સુખ લેહવું હોયે જેહને ॥ સા૦ ॥ કોણ માઠો નર કોણ છે વારૂ, સઘલું છે નિજકર્મને સારૂ ॥ સા૦ ॥ ૧૯ ॥

॥ દોહા ॥

॥ પ્રસવ્યો તે સુત પેઢીયો, જર પંકિલ જંબાલ ॥ જાત માત્ર તેહને ગ્રહ્યો, કુતરે અતિ વિકરાલ ॥ ૧ ॥ તે કુલાલચક્ર ઊપરેં, મૂકયો તેણી વાર ॥ ખાવાને જબ ઉમ્મહ્યો, તવ આવ્યો કુંભાર ॥ ૨ ॥ ગ્રહી નિજ ઘરણીને દીયો, અપુત્રિયાને પુત્ર ॥ કુલદેવીયેં આપીયો, એ આપણ ઘરસૂત્ર ॥ ૩ ॥ જનમ મહોત્સવ વિસ્તરે, કીધો સયણે તાસ ॥ સુસઢ નામ તસ થાપીયો, માય તાય મન આશ ॥ ૪ ॥ કલા કુલાલની અભ્યસે, વસે સયણાને ચિત્ત ॥ અનુક્રમેં યૌવન પામીયો, ફરે નયરમાં નિત્ય ॥ ૫ ॥ એક દિન તેણ પુરેં આવીયા, મુનિ વૃષભા અણગાર ॥ જ્ઞાનાદિક ગુણગણ ભરયા, ચરણ કરણ ભંડાર ॥ ૬ ॥ ભવ્ય જીવોની આગલેં, કહેતા શ્રીજિનધર્મ ॥ સુસઢેં તે મુનિ નિરખીયા, કોઇક પૂર્વશુભકર્મ ॥ ૭ ॥ નિસુણી તેહની દેશના, આવ્યો

મનમાં સંવેગ।। દીક્ષા લેઇ જિનરાજની, મુકી સવિ ઊદ્વેગ ।। ૮ ।।

।। ઢાલ પીસ્તાલીશમી ।। રાગ કાફી ।। આજ સખી મનમોહનાં ।। શ્રીપાસ જિણંદા ।। એ દેશી ।।

।। સુસઢ સાધુ ગુરૂ સેવના, કરે તપ આરાધે ।। છઠ્ઠઠ્ઠમ દશમ દુવાલસેં, તપ જપને સાધે ।। પાસ માસ ખમણાં કરે, ગુરૂ પાસેં સેવે ।। ત્રણ કાલ આતાપના, યથાશકતેં લેવે ।। ૧ ।। અનુક્રમેં કર્મવશેં થયો, સંજમથી શિથિલો ।। શિક્ષાગ્રહણ કરે નહિં, જેમ તુરંગો અંવલો ।। તપ વિણું અવર ન લેખીયેં સંજમમાં કાંય ।। એક પખો એમ તાણતાં, સ્યાદ્વાદ ન થાય ।। ૨ ।। તો ગુરૂ વયણ કહે ઇશ્યું, વત્સ આ સંસારેં ।। શુદ્ધ ચરણ તિહાંરે હોવે, યતના આચારે ।। વિણ યતનાયેં તપને કહ્યો, જિનેં કાય કલેશ ।। સરણ ન હોયે બૂડતાં, ભવસિંધુમાં લેશ ।। ૩ ।। નાટક જેમ અંધ આગલેં, બહેરાશું વાત ।। રાનમાંહે રોવું યથા, તેમ તપ સંઘાત ।। યતના વિણું તે જાણીયેં, વિણ આંકેં મીંડાં ।। મૂરખ જેમ પાલિ છાંડીને, તાકે જેમ છાંડાં ।। ૪ ।। અડદ લોયા પાપડ ન હોયે, જેમ ખરનાં લીંડાં ।। યતના વિણુ તપ જાણીયેં, કૂડાં પંખી ઇંડાં ।। યતના તે શું દાખીયેં, કહો તે પ્રભુ અર્થ ।। તે વિણુ તપ જપને કહો, છે નહિ પરમાર્થ ।। ૫ ।। તવ પ્રભુ કહે યતના તણો, પરગટ એ ન ભાંખ્યો ।। અર્થ અનેક પરેં સુણી, મુનિ દિલમાં રાખ્યો ।। ગુરૂ આણા કરી આગલેં, શુચિ જ્ઞાનની દૃષ્ટિ ।। સંયમ સાધન સાધવું, જેહથી શિવસૃષ્ટિ ।। ૬ ।। અહીં યતનાના અર્થની ગાથા કહે છે ।। સમિઇ કસાય ગારવ, ઇંદિયમય બંભચેર ગુત્તીય ।। સજ્જાય વિણય તવ એગ, સફીઓય જયણા સુવિહિયાણં ।। અસ્યાર્થઃ—પૂર્વઢાલ ।। હેય જ્ઞેય ઊપાદેયશું, એ સત્વલા ધારે ।। કેઇ આદરણા કેઇ છંડણા, યથાયોગ્ય વધારે ।। સમિતિપંચેં સમિતો રહે, ચઊ કષાયને છંડે ।। ગારવ ત્રણે દૂરેં કરે, ઇંદ્રિય પણ મંડે ।। ૭ ।। એ અશુભ થકી ઓસારવા, જોડવા શુભ ઠામેં ।। મદ આઠે દૂરેં કરે, કહું તેહનાં નામે ।। જાતિ લાભ કુલ રૂપનો, બલ સુત તપ કેરો ।। ઐશ્વર્ય પ્રભુતા તણો, સહુથી અધિકેરો ।। ૮ ।। પરભવ એ હીણા લહી, જે મદનાં ઠામ ।। બંભચેરની વાડિ જે, રાખે ભલી મામ ।। સજ્ઝાય પણ વિધ આદરે, દશવિધ કરે વિનયી ।। તપ બારે કરે શક્તિથી, ગુરૂ આણા પ્રણયી ।। ૯ ।। જ્ઞાન મુખ્ય કિરિયા કરે, તે લહે ભવ પાર ।। વેજે દૃષ્ટિ શર તાણતો, ધનુર્ધર જસ ધારે ।। ૧૦ ।। આપ બુદ્ધિયેં સુંદર કહ્યું, તે સુંદર ન હોય ।। જે ગુરૂ વયણ

થકી કરચું, તે શાસનેં સોહે ॥ ૧૦ ॥ યતઃ ॥ ગાહા ॥ અપ્પાગમો કિલિસ્સઇ, જઇ કરેઇ અઇ દુક્કરં ચ તવં ॥ સુંદર બુદ્ધિઇકયં, બહુયંપિ ન સુંદરં હોઇ ॥ ૧ ॥ અપરિચ્છિય સુય નિહસસ્સ, કેવલ મુજ્જિજનસુત્ત ચારિસ્સ ॥ સવુજ્જામણ વિકયં, અન્નાણં તવે બહું પડઇ ॥૨॥ પૂર્વઢાલ ॥ અલ્પ શ્રુતને આપણે, જે છંદેં ચાલે ॥ તે તપ જો કરે આકરૂં, તો ભવ નવિ પાલે ॥ જેમ જેમ તપ ઉદ્યમ કરે, તે કષ્ટ અયાણ ॥ ધર્મદાસ ગણિ કેરડું, એ વચન પ્રમાણ ॥ ૧૧ ॥ યતના પૂર્વક તપ કરો, જેમ ભવને વામો ॥ આણા યતના જો મલે, તો શિવસુખ પામો ॥ એમ ગુરૂ વયણે કહ્યાં ઘણાં, પણ નવિ પડિ વજિયાં ॥ યતના વિણ કરે કષ્ટને, દુષ્કર ચિત્ત રજિયાં ॥ ૧૨ ॥ વલી ફરીને કરૂણા કરી, ગુરૂ વયણાં ભાખે ॥ જો યતનાશું તપ કરે, ગુરૂ આણા સાખે ॥ તો અચરિજ લહે સુરનરા, અવરનું શું કહેવું ॥ માનવ જન્મતણું સદા, ફ લ એણીપરેં લહેવું ॥ ૧૩ ॥ આલોયણ સલિલેં કરી, નિજ પાપ પખાલો ॥ થોડું પણ તપ આચરી, આતમ અજુવાલો ॥ આપછંદેં કીધું થકું, ઇહ લોકન સારૂં ॥ કાશકુસુમ પરેં પરભવેં, ફલ નહિં એમ વારૂં ॥૧૪ ॥ એણીપરેં વિવિધ યુગતેં કરી, કહ્યું પણ નવિ માનેં ॥ તિરસ્કાર કરચો જાણીને, કહે આવી કાને ॥ કહે મુજ શોધી દીયો પ્રભુ, વિધિશું ગુરૂ આપેં ॥ આલો યણ આજ્ઞા તણી, નિજ મનડું થાપે ॥ ૧૫ ॥ વિચરે ગુરૂની સાથ તે, કરે તીવ્ર તપાદિક, કેતો કાલ એમ નિર્વહયો,ન લીએ વિગયાદિક ॥ છઠ્ઠઠ્ઠમ દશમાદિકેં, યાવત છમ્માસા ॥ એમ કરતાં કોઇ કર્મને, વશ થઇ આશંસા ॥ ૧૬॥ આપ મતિ થયો તેહવે, પ્રાયશ્ચિત્તહ ન કરે ॥ શીતલ જલ પરેં ભોગી યો, ગુરૂવયણાં ન અનુસરે॥ પાપાશ્રવના દ્વારને, રૂંધી નવિ જાણી ॥ શિથિલ સ જ્ઝાયના યોગથી, થયો તામ અન્નાણી ॥ ૧૭ ॥ કહે શોધી તપનો દિયો, તે તપતો સોહેલો ॥ તપસી કોણ મુજ આગલેં, કહે એમ જેમ ઘહેલો ॥ ગુરૂદત્ત તપ નવિ આચરે, નિજ છંદેં ચાલે ॥ શીખ દીયંતા રીસવે, ધરે મનમાં આલેં ॥ ૧૮ ॥ અનુક્રમેં ગચ્છથી કાઢીયો, અણયુગતો જાણી ॥ ધનુ ષ નિર્ભ્રષ્ટ શરની પરેં, થયો દુષ્કૃત ખાણ ॥ષટ કાયજીવ વિરાધતો, ઉગ્રતપ આચારી ॥ કાર્યાકાર્ય અવિચારતો, સવિ જનનો ભીખારી ॥ ૧૯ ॥ ઘણો કાલ એમ નિર્ગમ્યો, દુષ્કર તપ કરતો ॥ યતના વિણુ ચારિત્રનું, નવિ બિરૂદ લહં તો ॥ કાલ કરી સુસઢો થયો, સુર સોહમ કપ્પેં ॥ ઇંદ્રસામાનિકઋદ્ધિનો, પણ ગુણ તે અપ્પેં ॥ ૨૦॥ ભરત ક્ષેત્રમાં ઉપનો, તિહાંથી ચવિ સુસાઢો ॥ વાસુદે

વ થઇ જાયશે, પુઢવી સત્તમીયેં હોય જિહો ॥ તિહાંથી હસ્તિ હોયશે, મૈથુન બહુ સેવી ॥ મરી અનંતકાયમાં જશે, પછી ચઉગતિ લેવી ॥ ૨૦ ॥ દુષ્કર તપકારી હુંતો, પણ સુસઢો ફરશે ॥ સંયમની યતના વિના, ભવ સિંધુ ન તરશે ॥ જ્ઞાનવિમલ ગુરૂની તેણેં, આણા જે ન કરી ॥ યતના વિણુ તે ભવ ફિરયો, ચિરકાલ જ્યું ભમરી ॥ ૨૧॥ સર્વગાથા ॥ ૨૦૬૦ ॥

॥ દોહા ॥

॥ હવે ગૌતમ ગણધર કહે, દુષ્કર તપ એણેં કીધ ॥ તો કેમ ભવમાં દુઃખ લહ્યાં, કારજ કોઇ ન સિદ્ધ ॥ ૧ ॥ કહે સ્વામી એણે મૂલગુણે, ઉત્તર ગુણમાં કોય॥ યતના ગુરૂ વયણા તણી, ન કરી તેણેં બહુ ભવ હોય॥૨॥ તપ આચરણ એહવાં કરયાં, જો ગુરૂ આણા જુત્ત ॥ સંયમથી જયણા ધરત, તો હોવત તસુ યુત્ત॥૩॥ એકનાતપનો ભાગ આઠમો, જે કરે તે શિવ જાય ॥ જોયતનાયેં સંજુત્તો, તો ગુરૂ આણા ઠહરાય॥ ૪ ॥ જો એ યતના જુત હોવે, તો તે ભવ શિવ જાત ॥ એમ ભાંખે શ્રીવીરજી, સુસઢતણો અવદાત ॥ ૫ ॥

॥ ઢાલ છેંતાલીશમી ॥ ઋષભનો વંશ રયણાય રૂ ॥ એ દેશી ॥

માસદુમાસ છમ્માસનાં, બલીયાં એહવાં સાધો રે ॥ તીવ્ર તપાદિક સેવતા, આતાપના નિરાબાધો રે ॥ ૧ ॥ બલિહારી જિન આણને, આણા શિવસુખ કારી રે॥ સંયમ લેઇને ખપ કરો, યતનાયેં નર નારી રે ॥ બ૦ ॥ એ આંકણી॥ નવદીક્ષિત જતિ જો હોયે, જે યતનાનો રાગી રે ॥ લાખ અંશેં પણ તેહને, નાવે કષ્ટ વિભાગી રે ॥ કેવલ તપ તણો ભાગી રે ॥ ૨ ॥ બ૦ ॥ શમદમ જયણાયેં હીણડા, જે યતિ લિંગને ધારે રે ॥ તે નવિ અરઘે સુસાધુમાં, તસ ચરણ ન ભવભય વારે રે ॥ ૩ ॥ બ૦ ॥ જેમ તુષ ખંડન મંડન, મૃતકને જેહવું ભાસે રે ॥ તેમ આણા યતના વિના, તપથી ભવ નવિ નાસે રે ॥ ૪ ॥ બ૦ ॥ બહુ ભણ્યો બહુજને પરિવરયો, બહુમાનેં કરી ધોરી રે ॥ પણ નિશ્ચય નય યતના વિના, તેમ જિનશાસન વયરી રે ॥ ૫ ॥ બ૦ ॥ જિન આણા ખંડન પરા, તેહથી ગૃહી પણ રૂડા રે ॥ આપ છંદેં જે ચાલતા, તસ તપ સવિ કૂડાં રે ॥ ૬ ॥ બ૦ ॥ યતઃ ॥ જિણ દિખ્ખંવિ ગહિઊં, જયણવિહૂણા કુણંતિ તિવ્વ તવં ॥ જિણઆણખંડગા જે, ગોયમ ગિહિણોવિ અજ્જહિયા ॥ ૧ ॥ ઇતિ નિશીથચ્છેદ ચૂર્ણિગતોદ્ધૃત સુસઢકથાયાં ॥ ઢાલ પૂર્વલી ॥ એમ જાણી જેમ ગુરૂ આગના, પૂર્વક જયણા સાધો રે ॥ જે

જેમ ગુણની વૃદ્ધિ હોવે, તેમ ગુણઠાણે વાધો રે ॥ ૭ ॥ બ૦ ॥ તેહ ભણી યતના તણો, ખપ કરો થઇ સાવધાનો રે ॥ હિત કાજેં એ દાખીયું, એહ સંબંધ વિધાનો રે ॥ ૮ ॥ બ૦ ॥ જેમ રાજગૃહી નયરમાં, ગૌતમ આગલ ભાંખ્યું રે ॥ તેમ ચેટક નૃપને કહે, ગૌતમ મેં તેમ દાખ્યું રે ॥ ૯ ॥ બ૦ ॥ યતનાની તુમેં ખપ કરો, ટાલી સચ્છંદા ચાર રે ॥ યદ્યપિ ચરિત્રમાં એ નથી, સુસઢ તણો અધિકાર રે ॥ ૧૦ ॥ બ૦ ॥ પણ નિશીથ ની ચૂર્ણિમાં, જયણા ઉપર ભણીયો રે ॥ આલોયણ સુદ્ધિઉપરેં, બહુ મુનિ યેં તિહાં સુણીયો રે ॥ ૧૧ ॥ બ૦ ॥ જ્ઞાનવિમલ સૂરિ એમ ભણે, સુ ણજોસહુ અણગાર રે ॥ સંયમ અભિનવ સુરતરૂ, શિવફલ અનુભવ સારરે ॥ ॥ ફલિત હોયે લહે પાર રે ॥ ૧૨ ॥ બ૦ ॥ ઢાલ બાવીશે એ ભણ્યો, સુસ ઢ તણો સંબંધ રે ॥ નિસુણિને નિઃશલ્ય કરો, આતમ અનુભવ બંધ રે ॥ બ૦ ॥ જેમ ટલે દુરિતનો ધંધ રે ॥ બ૦ ॥ સંજમ શિવસુખ ખંધ રે ॥ ૧૩ ॥ બ૦ ॥ ઇતિ સુસઢ કથા સંપૂર્ણા ॥

॥ દોહા ॥

॥ શ્રીગુરૂનાં વયણાં સુણી, પ્રતાપસિંહ ઋષિરાય ॥ પ્રમુખ બહુ યત નાપરા, થયા અવર સમુદાય ॥ ૧ ॥ તપ જપ સંયમ ખપ કરે, ન ધરે મન માં માય ॥ કામ ક્રોધ મદ માનજે, ભાજે ભવના દાય ॥ ૨ ॥ વિનયીને લ જ્જાલુઆ, દયાધીર દમવંત ॥ દુર્ધર તપ આરાધતા, શમ દમ સૂધા સંત ॥ ૩ ॥ કિરિયા કરતા વિધિ પણે, સાધે અક્રિય યોગ ॥ સંજમના ભોગી થ યા, જણથી હોયે અયોગ ॥ ૪ ॥ ધ્યાન જ્ઞાનમાં મગ્ન છે, ભવ યજ્ઞના કાર ॥ લગન રહે નિજ ભાવમાં, નહિં પરભાવ વિકાર ॥ ૫ ॥ મયગલ પરેં નિત્ય મલપતા, ભેદે કપટનો કોટ ॥ સિંહપરે દુર્દ્ધર્ષ છે, દેતા પરિસહ દોટ ॥ ૬ ॥ ચોટ કરે કર્મોપરેં, ધ્યાનાનલના ગોટ ॥ ઉપાડી શમયંત્રથી, ચૂરે જેમ ર જખોટ ॥ ૭ ॥ એણીપેરેં કેતાએક કહું, તે મુનિ તણાં વખાણ ॥ પ્રવચન મારગ અનુસરે, કરે ન તાણો તાણ ॥ ૮ ॥ સર્વગાથા ૨૦૮૪ ॥

॥ ઢાલ સુડતાલીશમી ॥ રાગ રામગ્રી ॥ રાયકહે રાણી પ્રત્યેં ॥ સુનો કંતાજી ॥ એ દેશી ॥ રાજ ઋષિ રલિયામણા ॥ સુણો સયણાં જી ॥ પ્રતા પસિંહ ભૂપાલ ॥ મીઠાં વયણાં જી ॥ નેહેં નયણે તેહશું ॥ સુ૦ ॥ અમૃત પ રેં તાઢાલ ॥ મી૦ ॥ ૧ ॥ ઉદ્ગમ દોષઉત્પાદના ॥ સુ૦ ॥ શોલ શોલ એહ જા ણ ॥ બિ૦ ॥ એષણા દોષ દશ જે કહ્યા ॥ સુ૦ ॥ પણ ભોજનના જાણ ॥

મી૦ ॥ ૨ ॥ દાયક લાયકથી હોવે ॥ સુ૦ ॥ આહાર મંડલી થાય ॥ મી૦ ॥ એમ સુડતાલીશ પિંડના ॥ સુ૦ ॥ ચઉવિધથી તે થાય ॥ મી૦ ॥ ૩ ॥ યતઃ ॥ ગાથા ॥ સોલસ ઉગ્ગમ દોસા, સોલસ ઉપ્પાયણા ય જે દોસા ॥ દસ એસણાય દોસા, ગાસે પણ મિલિય સગયાલા ॥ ઇતિ ॥ એણી પરેં બહુ તસ ભેદ છે ॥ સુ૦ ॥ તે ટાલે સવિ દોષ ॥ મી૦ ॥ તે પણ સંયમ ભર તણો ॥ સુ૦ ॥ તેહવાને કરે પોષ ॥ મી૦ ॥ ૪ ॥ સમિતિ સમિતા ગુણવંતા ॥ સુ૦ ॥ ગુપ્તેં ગુપ્તા સાધ ॥ મી૦ ॥ પ્રવૃત્તિ નિવૃત્તિ સમાચરે ॥ સુ૦ ॥ સુખ સંયમ નિરાબાધ ॥ મી૦ ॥ ૫ ॥ અભયદાન ષટ્ જીવને ॥ સુ૦ ॥ દેવા ભવિ સુખ કાજ ॥ મી૦ ॥ દશવિધ વૈય્યાવચ્ચ કરે ॥ સુ૦ ॥ વિનય કરે ધરી સાજ ॥ મી૦ ॥ ૬ ॥ એણીપરેં સાધની મંડલી ॥ સુ૦ ॥ વિચરે ધરણી માંહ ॥ મી૦ ॥ ઇંદુ પરેં નિર્મલ હિયે ॥ સુ૦ ॥ હંસ પરેં ઉચ્છાહ ॥ મી૦ ॥ ૭ ॥ ખડ્ગી વિષાણ પરેં એકલા ॥ સુ૦ ॥ વૃષભ પરેં જાત થામ ॥ મી૦ ॥ સિંહપરેં દુર્ધર્ષ છે ॥ સુ૦ ॥ પરિસહ ઝિંપણ કામ ॥ મી૦ ॥ ૮ ॥ જેહ અસંગી પંકજપરેં ॥ સુ૦ ॥ ગગન પરેં નિરાલંબ ॥ મી૦ ॥ ગુપ્ત ઇંદ્રિય કચ્છપ પરેં ॥ સુ૦ ॥ સૌમ્યેં જેમ શશિબિંબ ॥ મી૦ ॥ ૯ ॥ જાતરૂપ કંચન પરેં ॥ સુ૦ ॥ સર્વંસહ જેમ ભૂમિ ॥ મી૦ ॥ શારદજલ પરેં નિર્મલા ॥ સુ૦ ॥ જેહને આશય સીમ ॥ મી૦ ॥ ૧૦ ॥ વાયુપરેં રહે અહોનિશેં ॥ સુ૦ ॥ અપ્રાતબધ્ધ વિહાર ॥ મી૦ ॥ ભારંડ પંખી પરેં સવે ॥ સુ૦ ॥ અપ્રમત્ત અણગાર ॥ મી૦ ॥ ૧૧ ॥ એહવા ગુણના જે ધણી ॥ સુ૦ ॥ દંભરહિત જસ ચિત્ત ॥ મી૦ ॥ તે પ્રાયશ્ચિત્તને આલોઇયેં ॥ સુ૦ ॥ શુદ્ધ મનેં થઇ નિત્ય ॥ મી૦ ॥ ૧૨ ॥ આલોયણ સૂધી ગ્રહે ॥ સુ૦ ॥ હોવે નિરતિચાર ॥ મી૦ ॥ દશવિધ પ્રાયશ્ચિત્ત ધરે ॥ સુ૦ ॥ યથાયોગેં શ્રુત અનુસાર ॥ મી૦ ॥ ૧૩ ॥ યતઃ ॥ ગાથા ॥ આલોયણ પડિકકમણે, મીસવિવેગે તહાય ઉસ્સગ્ગે ॥ ભવછેય મૂલ અણવ, ઠ્ઠીએય પારંચિએ ચેવ ॥ ૧ ॥ અસ્યાર્થઃ ॥ પૂર્વઢાલ ॥ નિર્દંભેં જિનઅપરાધનું ॥ સુ૦ ॥ કહેવું જે ગુરૂ પાસ ॥ મી૦ ॥ તાવન્માત્રથી શુદ્ધિ હોયે ॥ સુ૦ ॥ તે આલોયણખાસ ॥ મી૦ ॥ ૧૪ ॥ ગમનાગમન શત કર પ રહું ॥ સુ૦ ॥ યતનાયેં મુનિને હોય ॥ મી૦ ॥ તિહાં ઇરિયાદિક પડિક્કમે ॥ સુ૦ ॥ તે પડિક્કમણ બાજું જોય ॥ મી૦ ॥ ૧૫ ॥ રાગ દોષના વશથકી ॥ સુ૦ ॥ જે પ્રમાદનું પાપ ॥ મી૦ ॥ આપે મિથ્યા દુષ્કૃત દેઈ ॥ સુ૦ ॥ પછી ગુરૂપ્રત્યેં મિશ્ર વ્યાપ ॥ મી૦ ॥ ૧૬ ॥ અશુદ્ધ શુદ્ધ બુદ્ધે ગ્રહ્યું ॥

સુ૦ ॥ શુદ્ધ ક્ષેત્રે તસ ત્યાગ ॥ મી૦ ॥ જાણ્યા તથા સેવ્યા પછી ॥ સુ૦ ॥ તે વિવેક ચોથાનો લાગ ॥ મી૦ ॥ ૧૭ ॥ કુસ્વપ્ન દુઃસ્વપ્નથી ॥ સુ૦ ॥ કાઉસ્સગ્ગ કરીએં જેહ ॥ મી૦ ॥ તે કાઉસ્સગ્ગ પ્રાયશ્ચિત્ત પાંચમું ॥ સુ૦ ॥ વિગયાદિપરેં ઠવે તેહ ॥ મી૦ ॥ ૧૮ ॥ જીવહિંસાદિકે દીજીએં ॥ સુ૦ ॥ ચોથ છટ્ઠ અટ્ઠમાદિ ॥ મી૦ ॥ તપ પ્રાયશ્ચિત્ત છટ્ઠું કહ્યું ॥ સુ૦ ॥ હોય આકૂટી પ્રમાદ ॥ મી૦ ॥ ૧૯ ॥ તપગર્વો અસમર્થો વા ॥ સુ૦ ॥ બાલ વૃદ્ધને ગ્લાન ॥ મી૦ ॥ શ્રદ્ધા રહિત પુનઃ પુનઃ લીયે ॥ સુ૦ ॥ તપ તે કરે અપ્રમાણ ॥ મી૦ ॥ ૨૦ ॥ અપવાદ સેવે નિઃકારણે ॥ સુ૦ ॥ છમ્માસી તપ યોગ ॥ મી૦ ॥ અતિચાર ભારે પણે ॥ સુ૦ ॥ ઉત્કૃષ્ટ તપ અપરિભોગ ॥ મી૦ ॥ ૨૧ ॥ પંચદશક અહોરાત્રિનો ॥ સુ૦ ॥ કરે પર્યાયનો છેદ ॥ મી૦ ॥ તે છેદનામેં સાતમો ॥ સુ૦ ॥ પ્રાયશ્ચિત્તનો ભેદ ॥ મી૦ ॥ ૨૨ ॥ વધ પંચેદ્રિયનો કરે ॥ સુ૦ ॥ સંકલ્પેં નિર્હેત ॥ મી૦ ॥ સતીવાદ એહનો દમું ॥ સુ૦ ॥ દર્પે સ્ત્રી સેવંત ॥ મી૦ ॥ ૨૩ ॥ પંચાશ્રવ ઉત્કૃષ્ટ સેવે ॥ સુ૦ ॥ સંકલ્પથી વારં વાર ॥ મી૦ ॥ કારણને વલી અનુમતેં ॥ સુ૦ ॥ મંત્ર તંત્ર યંત્ર પ્રચાર ॥ મી૦ ॥ ૨૪ ॥ સાંત પાત ગર્ભાધાનાદિકેં ॥ સુ૦ ॥ મૂલ કર્મ વ્યવહાર ॥ મી૦ ॥ તિહાં ફરી વ્રત આરોપણા ॥ સુ૦ ॥ તે આઠમું મૂલ નામ ધાર ॥ મી૦ ॥ ૨૫ ॥ અતિ સંક્લિષ્ટ આશય વશેં ॥ સુ૦ ॥ નિર્દય દિયે પ્રહાર ॥ મી૦ ॥ ઉત્કૃષ્ટ પદેં સાવધ સેવે ॥ સુ૦ ॥ તસ અનવસ્થાપ્ય વ્યવહાર ॥ મી૦ ॥ ૨૬ ॥ આચાર્ય વાચકને હોવે ॥ સુ૦ ॥ તેહને કરે ગણબાહ્ય ॥ મી૦ ॥ પણ વિચરે ગણ સાધશું ॥ સુ૦ ॥ અશનાદિક સવિ બાહ્ય ॥ મી૦ ॥ ૨૭ ॥ રહેવું એકણ વસતિમાં ॥ સુ૦ ॥ નહિં આલાપ સંલાપ ॥ મી૦ ॥ શિષ્ય શિષ્યાદિક વાંદવા ॥ સુ૦ ॥ ત્રણ ઋતુએં તપ તાપ ॥ મી૦ ॥ ૨૮ ॥ ગ્રીષ્મે ચોથ છટ્ઠ અટ્ઠમાદિ ॥ સુ૦ ॥ શિશિરેં છટ્ઠ અટ્ઠમદશમાદિ ॥ મી૦ ॥ વર્ષાયેં અટ્ઠમ દશમ દુવાલસેં ॥ સુ૦ ॥ એમ કરે આલ્હાદ ॥ મી૦ ॥ ૨૯ ॥ નિર્લેપ ભક્તપારણ કરે ॥ સુ૦ ॥ જઘન્યથી ષટ વર્ષ ॥ મી૦ ॥ ઉત્કૃષ્ટથી બાર વર્ષમાં ॥ સુ૦ ॥ કરે ધરી મનમાં હર્ષ ॥ મી૦ ॥ ૩૦ ॥ પણ માહાવ્રત નવિ થાપીયેં ॥ સુ૦ ॥ એ નવમું પ્રાયશ્ચિત્ત ॥ મી૦ ॥ સૂરિ વાચકને એ હોયે ॥ સુ૦ ॥ અપરને નહિં એ રીત ॥ મી૦ ॥ ૩૧ ॥ જિન જિનમત આશાતના ॥ સુ૦ ॥ કરે સાધવી વ્રત ભંગ ॥ મી૦ ॥ સેવે નૃપની રાણીને ॥ સુ૦ ॥ મુનિ નૃપનો વધ અંગ ॥ મી૦ ॥ ૩૨ ॥

તેહને પારાંચિક ઊપજે ॥ સુ૦ ॥ દશમું કહીએં તેહ ॥ મી૦ ॥ ગણુબહિઃ કૃત અઢી જોયણે ॥ સુ૦ ॥ જિનકલ્પકની પરેં જેહ ॥ મી૦ ॥ ૩૩ ॥ મહા સત્ત્વ ગુરૂને હોયે ॥ સુ૦ ॥ પૂર્વે કહ્યું તપ જેહ ॥ મી૦ ॥ તેહ ત્રિકાલેં આદરે ॥ સુ૦ ॥ દશવિધ પ્રાયશ્ચિત્ત એહ ॥ મી૦ ॥ ૩૪ ॥ થિવિર કલ્પીને દશ હોય ॥ સુ૦ ॥ આઠ હોય જિનકલ્પ ॥ મી૦ ॥ નિર્ગ્રંથને હોય પઢમ ચોથું ॥ સુ૦ ॥ સ્નાતકને એક વિવેકનો કલ્પ ॥ મી૦ ॥ ૩૫ ॥ વ્યવહાર દશમ ઊદ્દેશકે ॥ સુ૦ ॥ વૃત્તિમાં એહ વિથ્થાર ॥ મી૦ ॥ જ્ઞાનવિમલ ગુરૂ વચણથી ॥ સુ૦ ॥ સુણીયેં તે અધિકાર ॥ મી૦ ॥ ૩૬ ॥સર્વ ગાથા ૨૧૨૨ ॥

॥ દોહા ॥

॥ઈત્યાદિક યતના ઘણી, કરતા ઉગ્રવિહાર ॥ સાધવાચારી દશવિધા, ચક્રવાલ વ્યવહાર ॥ ૧ ॥ યતઃ ॥ ઇચ્છા મિચ્છા તહક્કારો, આવસ્સિયા નિસિહિયા ॥ આપુચ્છણા પડિપુચ્છણા, છંદણા ય નિમંતણા ॥ ૧ ॥ ઊ-યસંપયાય કાલે, સામાયારીભવે દશવિહાઓ ॥ એએસિંતુ પયાણું, પત્તેય પરૂવણંવુચ્છં ॥ ૨ ॥ અસ્યાર્થઃ–દોહા ॥ ઇચ્છા ગુરૂનીયેં વર્ત્તવું, વિતથેં મિથ્યાકાર ॥ તહાકાર ગુરૂ આણની, એ ત્રણ સમયેં આચાર ॥ ૨ ॥ ગમનેં હોવે આવશ્યકા, નિસિહિ આગમણ ઠાણ ॥ કાર્ય સંકલ્પે આપૃચ્છના, પડિપૃચ્છા કાર્ય કરણને ઠાણ ॥ ૩ ॥ વૃદ્ધ વિનયેં અભ્યુટ્ઠણા, છંદના યાચના કાલ ॥ જ્ઞાન દર્શન ચારિત્ર પદ, અનુયોગાદિક કાલ ॥ ૪ ॥ ગણથી ગણાંતરમાં ભલી, જે લીજેં સંયમ હેત ॥ તે દશમી ઉપસંપદા, એ દશવિધ સંકેત ॥ ૫ ॥ એ ચક્રવાલ તે ચક્રપરેં, સંયમ રથને કાજ ॥ વાર વાર તે સેવતાં, વાધે સંયમ લાજ ॥ ૬ ॥ કવિત છપ્પો ॥ આવશ્યક દુગવેલ, તેમ સજ્ઝાયનું ભણવું ॥ પડિલેહે સવિ વસ્તુ, ધ્યાન શુભ બેહુનું ધરવું ॥ ભિક્ષાગોચરી કાલ, તેમ અપ્ભત્તઠ્ઠ પચ્ચખ્ખાણે ॥ આગમન જિન ઠાણ, નિર્ગમન તે પરને ઠાણે ॥ નિશિ દિન તે બેસવું, તુયટ્ટણ સયનને જાણીયેં ॥ એ દશવિધ સવિ સાધુની, સામાચારી આણીયેં ॥ ૧ ॥ યતઃ ॥ આવસ્સિય સજ્ઝાયે, પડિલેહણ જાણ ભિખ્ખુ અભત્તટ્ઠે ॥ આગમણે નિગ્ગમણે, ઠાણે નિસિયણ તુયટ્ટેય ॥ ૧ ॥ પૂર્વદોહા ॥ એ ઓઘે કરોને કહી, સામાચારી નિત્ય ॥ સાધવિને સવિ સાધુને, ચરણ કરણ સુપવિત્ત ॥ ૭ ॥ સર્વ ગાથા ॥ ૨૧૩૦ ॥

॥ ઢાલ અડતાલીશમી ॥

॥પાંડવ પાંચે વાંદતાં॥મનમોહે રે॥ અથવા વાણીવાણી જિન તણી॥એ દેશી॥ પંચાચાર વિચારના, ધરી ધરણે ધોરી ધીર રે ॥ આપણપે અંગીકરે, વલી પરને પલાવણ વીર રે ॥ ત્રુટક ॥ જે નિરધિ પરે ગંભીર સકલ ગુણ, સોહતા વડવીર રે ॥ મનમોહે મોહન વેલી ભવિક પડિ, બોહતા ભવ વીર રે ॥ ૧ ॥ ઢાલ ॥ જ્ઞાનાચાર તે આઠ છે, પણજ્ઞાન તિહાં શ્રુત મુખ્ય રે ॥ તદ્યથા ॥ ગાહા ॥ કાલે વિણએ બહુમાણે, ઉવહાણે તહ અનિણ્હવણે ॥ વંજણ અથ્થ તદુભયે, અઠ્ઠવિહો નાણ માયારો ॥ ૧ ॥ અસ્યાર્થઃ— ॥ પૂર્વઢાલ ॥ ચઉ સંધ્યા વરજી ભણે, સવિ અક્ષર શ્રુત જે દક્ષ રે ॥ ત્રુટક ॥ વલી સૂત્ર કાલિક ચઉ યામ આદ્યંત, પ્રહર દ્વય દિનમાન રે ॥ તેમ રયણીયેં એહ પ્રમાણ ભણે, કાલેં થઇ સાવધાન રે ॥ ૨ ॥ ઢાલ ॥ વિનય કરે જ્ઞાન જ્ઞાનીનો, જ્ઞાનાભ્યાસીનો તેમ રે ॥ જ્ઞાનોપગરણનો વલી, શુચિ શોભિત હોયે જેમ રે ॥ ત્રુ૦ ॥ જેમ હોયે શોભિત ભવ્ય આશાતના, ટાલતો ધરે નેહ રે ॥ દીયે બહુ આદર માન કહિવિધ, ચાલતો ગુણ ગેહ રે ॥ ૩ ॥ ઢાલ ॥ બહુમાન તે અંતર હૃદયમાં, નિજપ્રાણથી અધિકી પ્રીત રે ॥ ગુરૂજ્ઞાની જ્ઞાન ઉપરેં, ઉપધાન તપોવિધિરીત રે ॥ ત્રુટક ॥ વિધિરીતેં મુનિ તે યોગવહી ભણે, સૂત્ર તે સુવિનીત રે ॥ શ્રાવકને ઉપધાન પરમેષ્ટિ, પ્રભૃતિ કહ્યાં ષટ રીત રે ॥ ૪ ॥ ઢાલ ॥ ગુરૂ ઓલવણા નવિ કરે, જેહથી પામ્યો શ્રુત જ્ઞાન રે ॥ ગુરૂ અપલાપી ભારી કહ્યો, સવિ શાસ્ત્રમાં તે અજ્ઞાન રે ॥ ત્રુ૦ ॥ અજ્ઞાની ભારી કર્મ નિકાચિત, બંધના કર્મરૂપ રે ॥ હોય રાસભને ચંડાલગતે, તેહી જનાવિદરૂપ રે ॥ ૫ ॥ યતઃ ॥ એકાક્ષરપ્રદાતારં, યોગુરૂં નૈવ મન્યતે ॥ શ્વાનયોનિશતં ગત્વા, ચાંડાલેષ્વપિ જાયતે ॥ ૧ ॥

ભાવાર્થ:—એક અક્ષરને પણ ભણાવનારા ગુરૂને જે મનુષ્ય માનતો નથી તે મનુષ્ય સો વાર શ્વાન યોનિમાં અવતાર લઇને અંતે ચાંડાલ યોનિને વિષેં ઉત્પન્ન થાય છે ॥૧॥

॥ ઢાલપૂર્વલી ॥ ભવ્ય જન તે સૂત્ર ખરો ભણે, હ્રસ્વ દીર્ઘ ઉદાત્તાનુદાત્ત રે ॥ સ્વરિત પ્લુત સાનુનાસિકેં, નિરનુનાસિક સ્થાન પ્રયાત રે ॥ ત્રુ૦ ॥ વલિ સ્થાન અમાન પ્રમાણ યથાવિધિ, ઉચ્ચરે મુખ પાઠ રે ॥ હીનાધિક પદ રીતિ યતિધૃતિ, અક્ષરેં નહિં શાઠ રે॥૬॥ઢાલ॥ સંપ્રદાયી ગુરૂ મુખથકી, ગ્રહી આગમનો કરે અર્થ રે ॥ નયગંમ ભંગ પ્રમાણથી, શોલેં પદે નવિ હોયે વ્યર્થ રે॥ ત્રુ૦ ॥ નવિ હોય જિનમત વ્યર્થ તેણિપરેં, ભાંખતો શુદ્ધ અર્થ રે ॥ સૂત્રાર્થ બે

હુ શુદ્ધ જિહાં તેહથી, વિપરીત અર્થ અનર્થ રે ॥૭॥ ઢાલ॥ જ્ઞાનાચાર તે આઠ છે, દ્રવ્ય ક્ષેત્ર કાલને ભાવ રે ॥ શુચિતનુ ઉપગરણાદિકેં, હોયે દ્રવ્યથી જ્ઞાન જમાવ રે ॥ ત્રુ૦ ॥ તેમ ક્ષેત્રથી શત કર માન અશુચિ, અભાવથી કરે શુદ્ધ રેં ॥ ઔદારિકં વૈક્રિય ભેદ અસજ્ઝાઈ, દાવથી ગુણ લબ્ધ રે ॥ ૮ ॥ ઢાલ ॥ કાલમાં સંધ્યાદિક કહ્યા, ભાવથી અધિકરણ શાંત રે ॥ એણુવિધ જ્ઞાનાચારનો, વિધિ પાલે તેહ મહાંત રે ॥ ત્રુ૦ ॥ પાલે તે સંત મહંત દર્શનાચારને મહાધીર રે ॥ વીતરાગેં કહયું તેંસત્યપ્રતીતેં, આઠ આચારને હિએ હીર રે ॥ ૯ ॥ યતઃ ॥ નિસ્સંકિયનિક્કંખિય, નિવ્વિતિગિચ્છા અમૂઢ દિઠ્ઠી ય ॥ ઉવવૂહથિરીકરણે, વચ્છલપ્પભાવણે અઠ્ઠ ॥ ૧ ॥ અસ્યાર્થઃ—પૂર્વઢાલ ॥ નિઃશંકિત દેશસર્વથી, જિનશાસનનું શ્રદ્ધાન રે ॥ નિઃકાંક્ષિત અન્યદર્શન તણો, વિસ્મય દેખી નવિ તાન રે ॥ ત્રુ૦ ॥ નવિ ધ્યાનમાં વાંછે તે ફલેં. સંશય નહીં ધર્મમાંહી રે ॥ તનુ વસ્ત્રાદિક મ્લાન દેખી, દુગંછા નહિં ધરે ઉચ્છાહિ રે॥ ૧૦॥ ઢાલ॥ નિવિગિચ્છાયેં જાણીયેં, વલી દૃષ્ટિ ન હોયે મૂઢ રે॥ કુશલપણું જિન શાસનેં, નયભંગ તે જાણે ગૂઢ રે ॥ ત્રુ૦ ॥ તેહ અમૂઢજ દૃષ્ટિ કહી, સ્તવનાયેં કહી ઉપબૃંહણા ॥ શંકિત પતિતને ઠામેં થાપે, વલી સમકિતેં થિરિ કારણા॥૧૧॥ઢાલ॥ વાત્સલ્યગુણતે દુઃખનો, ઉદ્ધરણ કરણ નિર્માય રે ॥ પ્રભાવના તે જિન શાસન તણી, શોભા વધતી જિહાં થાય રે ॥ ત્રુ૦ ॥ જિહાં થાય તે દર્શનાચાર વિશોધિ, તણી કહી જિનરાય રે ॥ સાંભોગિક જે સાધુ મહામુનિ, કેરડા સમુદાય રે ॥ ૧૨ ॥ ઢાલ ॥ ચારિત્રાચાર જે આઠ છે, પાલે તે થઇ સાવધાન રે ॥ તે કહે છે ॥ યતઃ ॥ પણિહાણ જોગજુત્તો, પંચહિં સમિઇહિં તિહિં ગુત્તિહિં ॥ એસ ચરિત્તાયારો, અઠ્ઠવિહો હોઇ નાયવ્વો ॥ ૧ ॥ અસ્યાર્થઃ॥ ઢાલ ॥ સમિતિ પંચ ત્રણ ગુપ્તિ જે, પ્રવર્ત્તન નિવર્ત્તનાં માન રે ॥ ત્રુ૦ ॥ અનુમાન કરણ પ્રમાણ ઇરિયા, ભાષેષણા આદાન રે ॥ પરિષ્ઠાપનિકાધિક એષણા, સમિતિ સદા મતિમાન રે ॥ ૧૩ ॥ ઢાલ ॥ આલંબન કાલ માર્ગણા, જયણા ચઉ ઇરિયા જાણ રે ॥ સત્યા સત્યસત્યામૃષા, અસત્યામૃષા ચઉભાષા ઠાણ રે ॥ ત્રુ૦ ॥ ચઉઠાણે એષણ હોઇ ઉગ્ગમ, ઉત્પાદના તેમ અન્ય રે ॥ પિંડ ગ્રાસના ભેદ પ્રકારેં, જો લીયે શુભ મન્ન રે ॥૧૪॥ ઢાલ॥ તેમ આદાના નિક્ષેપના, દ્રવ્યક્ષેત્ર કાલ ભાવેં ચાર રે॥ પરિષ્ઠાપનિકા એણેં વિધેં, એ સમિતિના અનેક પ્રકાર રે ॥ ત્રુ૦ ॥ ચાર ભેદ સત્યાદિકે હોય, મનોવચ ગુપ્તિ

ને પ્રતિરૂપ રે ॥ કાયગુપ્તિ દુવિધ તેમ જાણી પ્રવર્ત્તન, નિવર્ત્તના તસ રૂપ રે ॥૧૫॥ ઢાલ ॥ એ આઠે માતા કહી, પ્રવચનની શાસ્ત્ર મઝાર રે ॥ અથવા પ્રવચન સવિ એહમાં, માયું હેતેં નિરધાર રે ॥ ત્રુ૦ ॥ સાર સંયમ સુત ઊપજાવે પાલણા, પણ કરે નિરમાય રે ॥ કંરે નિર્મ લતા શોધિ માતા પણું, તેણે ધરે મુનિરાય રે ॥૧૬॥ ઢાલ ॥ પ્ર ણિધાન ચિત્ત એકાગ્રતા, જ્ઞાન દર્શન ચારિત્ર યોગ રે ॥ યુગતો હોયે એહને જો, તેહને હોયે ચારિત્ર ભોગ રે ॥ ત્રુ૦ ॥ ઊપયોગેં જે સા વધાન થઇ, સમિતો રહે સદાકાલ રે ॥ ગુપ્તો તે મન પરિણામેં સદા, શુ ભને વહે સુકમાલ રે ॥ ૧૭ ॥ ઇતિ ॥ ઢાલ ॥ બાર ભેદેં તપાચાર જે, બાહ્ય અભ્યંતર છ છ હોય રે ॥ ઇહાં તે તપની ગાથા કહે છે ॥ યતઃ અણ સણ મૂણોયરીયા, વિત્તિ સંખેવણં રસચ્ચાઓ ॥ કાયકિલેસો સંલી, ણ યાય બ જ્ઝો તવો હોઈ ॥ ૧ ॥ અસ્યાર્થઃ—॥ ઢાલ ॥ ચઊવિધ આહારનો ત્યાગ જે, તે અણસણ બહુવિધ જોય રે ॥ ત્રુ૦ ॥ વલી હોયે ઊણોદરી બહુવિધિ, નિજ આહારની યથાશક્તિ રે ॥ માત્રાથી ઊણુ કવલ તે, વિચારની કરે વ્યક્તિ રે ॥ ૧૮ ॥ ઢાલ ॥ વૃત્તિ સંક્ષેપ દ્રવ્યાદિકેં, ગ્રામ પુરૂષ પ્રમુખ બહુ ભેદ રે ॥ અભિગ્રહ સવિ અંતર ભવેં, એ માંહે ન પામે ખેદ રે ॥ ત્રુ૦ ॥ અતિ ખેદેં નહી રસ ત્યાગ તે વિગઈ, નિવિગ તણો રસ જેહ રે ॥ ઊત્કૃષ્ટ સં કિલષ્ટ જે દ્રવ્ય તે ચઊ, ભેદેં ગણો ભવિ તેહ રે ॥ ૧૯ ॥ ઢાલ ॥ કાયકિલેશ આતાપના, લોચાદિક પરિસહ ધીર રોસંલીનતા અંગોપાંગની, અશનાદિકની ધરે ધીર રે ॥ ત્રુ૦ ॥ કરે એ ષડવિધ બાહેર તપની, અહો નિશેં મુનિ લોક રે ॥ હવે ષડવિધ જે અભ્યંતર તે પણ, અભ્યાસેં ગતશો ક રે ॥ ૨૦ ॥ યતઃ ॥ ગાથા ॥ પ્રાયચ્છિત્તં વિણઓ, વેયાવચ્ચં તહેવ સજ્જાઓ ॥ ઝાણ ઉસ્સગો વિય, અભ્ભિંતર ઓ તવો હોઇ ॥ ૧ ॥ અસ્યાર્થ ॥ પૂર્વઢાલ ॥ પ્રાયશ્ચિત્ત પૂર્વે ભણ્યાં, દશવિધ કરે તાસની સેવ રે ॥ વિનય તે ચઊવિ ધ ભાંખિયો, જ્ઞાનદર્શનચરણની હેવ રે ॥ ત્રુ૦ ॥ નિત્યમેવ કરે સ્વયમેવ ચો થો, ઉપચારનો વલી ભેદ રે ॥ અભ્યુત્થાન સ્તવન પ્રમુખાશ્રિત બહુ, વ્યવહા રનો નહિં ખેદ રે ॥ ૨૧ ॥ ઢાલ ॥ શુભમન વચ કાય જોડતાં, સાત ભે દેં તે પણ થાય રે ॥ તપ ઊપકાર પ્રતિરૂપ એ, જોડંતાં દશવિધ થાય રે ॥ ત્રુ૦ ॥ નિર્માયપણે એમ વિનયનારૂપ, અછે ઘણાં શ્રુતમાંહે રે ॥ દશવૈકાલિકની નિર્યુકિત માંથી, સુણ્યાં મેં ઉત્સાહેં રે ॥ ૨૨

॥ ઢાલ ॥ વૈય્યાવચ્ચ તે વ્યાધિ પરિસહથકી, ઊધ્ધરણ સહાયનું રૂ પ રે ॥ વિનયથકી તે અધિક છે, દશવિધ તે છે અનુરૂપ રે ॥ ॥ ત્રુ૦ ॥ પ્રતિરૂપ ન તેહને કોઇ દેશેં, પદનું કરે થઇ શૂર રે ॥ આયરિયાદિક દશ પદ ગાથાથી, ચિત્ત ધરે મુનિ ધીર રે ॥ ૨૩ ॥ યતઃ ॥ આયરિય ઊવજ્ઝાયે, થેરે તવસી ગિલાણ સેહે ય ॥ સાહમ્મિયકુલ ગણ સંઘસંગય ત મિહ કાયવ્વં ॥ ૧ ॥ વેયાવચ્ચંનિયયં, કરેહ ઉત્તમ ગુણ ધરંતાણં ॥ ॥ સવ્વં કિરપડિવાઇ, વેયાવચ્ચં અપડિવાઇ ॥ ૨ ॥ પડિગસ્સ મયસાવા, ભાસઇ ચરણ સુયં અગુણણાએ ॥ નહુ વેયાવચ્ચં ચિય, સુહો દયં નાસ એકમ્મં ॥ ૩ ॥ ઢાલ પૂર્વલી ॥ તેહ ભણી જેમ જેહનું, ઘટે તેમ કીજેં વેયાવચ્ચ રે ॥ એહના બાવન ભેદ છે, તેર પદનો ચઊવિધ અથ્થ રે ॥ ત્રુ૦ ॥ ભકિત બહુમાન ગુણવર્ણનનેં, અનાશાતના કરો જાણરે ॥ એ સવિ અંતર્ભૂત નહિં તિહાં, યાતના મન ઠાણ રે ॥ ૨૪ ॥ યતઃ ॥ તિથ્થયર સિદ્ધ કુલ ગણ, સંઘ કિરિય ધમ્મનાણ નાણીણં ॥ આયરિય થેરૂ ઉવજ્ઝાય, ગણિણં તેરસ પયાણં ॥ ૨ ॥ ઢાલ ॥ લોકોપચાર વિનય કહ્યો, વલી પણ વિધ કોઇકિ ગ્રંથ રે ॥ લજ્જા અર્થ કામ ભયથકી, એ સવિ ભવના પલિમંથ રે ॥ ત્રુ૦ ॥ પલિમંથો ટાલક મોક્ષનો વિનય, પંચમો સુખદાયી રે ॥ ઇત્યાદિક બહુ ભેદેં વિનય વૈય્યા, વચ્ચેં રમો ભલા ભાઇ રે ॥ ૨૫ ॥ ઢાલ ॥ હવે સજ્ઝાય પણવિધ કહ્યો, વાચન તે સૂત્રેં પાઠ રે ॥ સૂત્રાર્થ સંશય વસે, પરને પૂછન પૃચ્છા ઠાઠ રે ॥ ત્રુ૦ ॥ બહુઠાઠેં ભણ્યાનું સારણ તે પરા, વર્ત્તના જયવંત રે ॥ તત્ત્વાર્થનું વિચાર ચિંતન, અનુપ્રેક્ષણા ગુણવંત રે ॥ ૨૬ ॥ ઢાલ ॥ સૂણવું જે સૂત્રાર્થનું, સાવધાનપણે ધરી પ્રીતિ રે ॥ અથવા ધર્મનું ભાંખવું, એ ધર્મકથાની નીતિ રે ॥ ત્રુ૦ ॥ પ્રીતિશું એમ સજ્ઝાય કરીને, કરાવતા પર પાસેં રે ॥ કરતા તેહનું સહાય પ્રથમ, કર્મ વારતા તે ગુણ રાશિ રે ॥ ૨૭ ॥ ઢાલ ॥ અંતર્મુહૂર્ત્ત એકાગ્રતા, તે ધ્યાન છદ્મસ્થને જાણ રે ॥ કેવલીને યોગ રૂંધના, હોયે જે અયોગી ગુણઠાણ રે ॥ ત્રુ૦ ॥ ગુણઠાણે તે હોયે બહુ ભેદેં, શુભ કહ્યા જિનરાજ રે ॥ ધર્મને ભેદેં ચારિત્ર તે, નિર્વહયા સુખ કાજ રે ॥૨૮॥ યતઃ ॥ અંતો મુહુત્ત મિત્તં, ચિત્તાવથ્થાણ મેગવથ્થુમ્મિ ॥ છઊમથ્થાણં ઝાણં, જોગ નિરોહીજિણાણં તુ ॥ ૧ ॥ ઇતિ ॥ ઢાલ ॥ આર્ત્ત રૌદ્રધ્યાન યદ્યપિ, છે તો પણ અશુભ નિદાન રે ॥ તે ત્રણ ગુપ્તિમાં વારતા, સુ

નિ તો તિહાં નહિ સાવધાન રે ॥ ત્રુ૦ ॥ સાવધાન હોયે શુભધ્યાનેં સંવર, ધર મુણિ શુભમન્ન રે ॥ મૈત્રી પ્રમોદ કરૂણાને ઉપેક્ષા, ચારે ધરે જે તે ધન્ન રે ॥ ૨૯ ॥ ઢાલ ॥ જેમ ઘનસંઘાતેં મલ્યાં, હોયે પવનથી તે વિસરાલ રે ॥ તેમ શુભધ્યાનના યોગથી, નાસે વલી કર્મનાં જાલ રે ॥ ત્રુ૦ ॥ જેમ જાલેં કંચન મલ ટલે સવિ, નિર્દ્દલે ક્ષણમાંહિ રે ॥ તેમ આતમની શુદ્ધિ ઝાણાનલ, ને બલેં પરવાહિ રે ॥ ૩૦ ॥ ઢાલ ॥ જે જે યોગ જિનશાસનેં, વર્ત્તે છે તે સવિ હોય રે ॥ દુઃખક્ષયનેં કારણેં, જો શુભધ્યાન સંયોગી જોય રે ॥ ત્રુ૦ ॥ શુભધ્યાન વિના તે અહિલ અભવ્ય, નિન્હવ પરેં જગમાંહે રે॥ જો ધ્યાન તણે પરભાવ અશુભ, શુભપરેં ક્ષણમાંહે રે ॥ ૩૧ ॥ ઢાલ ॥ ધ્યાનશતકમાં એહના, જે આવશ્યક નિર્યુક્તિ રે ॥ ચિંતા ને વલી ભાવના, લક્ષણ આલંબન ઉક્તિ રે ॥ ત્રુ૦ ॥ શક્તિ યુક્તિ ધ્યાનની મોક્ષને, સાધીએં તત્કાલ રે ॥ ચંદ્રને પ્રસન્નચંદ્ર એલાસુત, કેવલી સુકુમાલ રે ॥ ૩૨ ॥ ઢાલ ॥ કાયોત્સર્ગદ્રવ્ય ભાવથી, કરીએં જો દોષ વિશુદ્ધ રે ॥ ઉર્દ્ધ્વ નિષીદન ભેદથી, બહુભેદેં કરે તે બુદ્ધ રે ॥ ત્રુ૦ ॥ પ્રતિબુદ્ધ તે કહીએં અશુદ્ધ તે, શ્રીજ્ઞાન વિમલ મતિ ધરી ભાવ રે ॥ એમ આચાર વિશુદ્ધશું સંપદની, છતી તે ભવ નાવ રે ॥ ૩૩ ॥ સર્વગાથા ॥ ૨૧૬૮ ॥

॥ દોહા ॥

॥ વીર્ય તે આતમ શકિતનો, સમર્થ પણાનો યોગ ॥ તે દુવિધ બાળ પંડિતેં, તિહાં બાલવીર્ય નહિં ભોગ ॥ ૧ ॥ જો સંવર કરણી તણો, સામર્થ્યે પંડિત વીર્ય॥ અક્ષુભિત હોયે ત્રણ યોગનો, મંદરગિરિ પરેં ધૈર્ય ॥ ૨ ॥ તે વીર્યાચાર ત્રિહું વિધેં છે ॥ યતઃ ॥ અણિગૂહિય બલવિરિઓ, પરિક્કમઇ જો જહુત્તમાઉત્તો ॥ જુંજઇ અજહા થામં, નાયવ્વો વીરિયાયારો ॥ દોહા ॥ અભિગ્રહિત બલ વીર્યમાં, જે ફેરવે નિજ શકિત ॥ મનવચ કાયા દઢપણે, તેહીજ પ્રવચન ભકિત ॥ ૩ ॥ ઉદ્યમધૈર્ય પરાક્રમી, એ સવિ છે પર્યાય ॥ ઉદ્યમથી જન જિન હોયે, ઉદ્યમ પરમ ઉપાય ॥ ૪ ॥ જ્ઞાનક્રિયાના યોગથી, સાધીજેં શિવ પંથ॥ ઉભયાશ્રિત વિણું એકલો, દીયે ભવનો પલીમંથ ॥ ૫ ॥ તારૂપણ ઉદ્યમ વિના, ન તરે નીરપ્રવાહ ॥ નટી સુશિક્ષિત પણું નવિ લહે, વિણુ ઉદ્યમેં સુપસાય ॥ ૬ ॥ જ્ઞાનાદિક છત્રીશ જે, તે પણ વીર્યાચાર ॥ સફલ હોય એહને મલ્યાં, તે વિણું હોયે અતિચાર ॥ ૭ ॥ યદ્યપિકારણ બહુ અછે, કાલાદિકના ગ્રંથ ॥ પણ ઉદ્યમની મુખ્યતા, સાધીજેં શિવપંથ

॥ ૮ ॥ સમુદાયેં સમકિત કહ્યો, એકાંતે મિથ્યાત ॥ ગોશાલક મતની પરેં, નિયતવાદની વાત ॥ ૯ ॥ યતઃ ॥ કાલો સહાય નિયઇ, પુવ્વકય પુરીસ કારએો પંચ ॥ સમવાયે સમ્મત્તં, એગંતં હોઇ મિચ્છત્તં ॥ ૧ ॥ યદ્યપિભવ સ્થિતિ નિયત છે, તો પણ પ્રકૃતિ સમુદાય ॥ અધિક ન્યૂનરસ સ્થિતિ તણી, બોલી શ્રીજિનરાય ॥ ૧૦ ॥ તે ભણી ઉદ્યમ આદરે, જ્ઞાન ધરે પણ નિત્ય ॥ તો તસ મતના વાસીયા, તેહને ઉદ્યમ મિત્ત ॥ ૧૧ ॥ સર્વગાથા ॥ ૨૧૭૯ ॥

॥ ઢાલ ઓગણપચ્ચાસમી ॥ રાંમભણે હરિ ઉઠીએં ॥ એ દેશી ॥

॥ એમ સંયમ ગુણ મણિ તણા, આગર તે મુનિરાય રે ॥ વિચરે ગુરૂ પદ સેવતા, દર્શનથી દુઃખ જાય રે ॥૧॥ સહજ સંવેગીયા સાધુજી॥ મહિમા વંત મહંત રે॥ મોહોટા મુનિવર મહિયલેં, પાવન કરે સતવંત રે ॥ ભક્ત ગુરૂના ભદંત રે ॥ કરતા કર્મના અંત રે, ખંતા દંતા મતિમંત રે ॥ સુ જસ સોભાગ લહંત રે, સંયમશ્રી તણા કંત રે॥ ૨ ॥ સ૦॥ દુર્દ્ધર તપતપતા ઘણું, કરતા કર્મના નાશ રે॥ જપતા પ્રવચન પાઠનેં, આતમ લીલવિલાસ રે॥ ષટવિધ જીવની રાસ રે, પાલે નિજ પરેં ઉલ્લાસ રે॥૩॥ સ૦ ॥ ઉપશમ નીરના નીરધિ, ધીરથી જલગંભીર રે ॥ સહસઅઢાર શિલાંગના, રથ ધુરા ધરણ ધુરીણ રે॥ આગમ નિગમ પ્રવીણ રે॥ કિણુહી થાયે ન ખીણ રે, ગાલ્યા મદ જેમ મીણ રે, સહે પરિસહ અદીણ રે ॥ ૪ ॥ સ૦ ॥ પ્રતાપસિંહ ભૂપતિ ઋષિ, સૂ ર્યવતી તેમ માય રે ॥ લક્ષ્મીદત્ત લક્ષ્મીવતી, એ પણ ઉપપિતા માય રે ॥ એણી પરેં મુનિ સમુદાય રે, સંયમમાં નિરમાય રે ॥ એમ બહુ કાલ ગમા ય રે ॥ ૫ ॥ સ૦ ॥ કેઇક અણસણ આદરી, શિવ પામ્યા ભવ તેણ રે ॥ કેઇક અનુત્તરેં ઊપના, એક અવતાર છે તેણ રે, કેઇક ઉપશમ શ્રેણ રે ॥ ટાલ્યાં કર્મ ભરેણ રે ॥ વર્યા આનંદ પરમેણ રે ॥ ૬ ॥ સ૦ ॥ શ્રીચં દ્ર નૃપતિ તે સાંભલી, માત પિતાનાં નિર્વાણ રે ॥ ભક્તિ થકી તેણેં થાન કેં, કરે તિહાં થૂભ મંડાણ રે ॥ સંભારે ગુણખાણ રે ॥ જેહની છે મીઠી વાણ રે॥ ધ્યાયીયેં તેહનાં ઝાણ રે॥ ૭ ॥ સ૦ ॥ હવે શ્રીચંદ્ર ભૂપાલ જે, પાલે ધર્મનું રાજ રે ॥ વિદ્યાબલના યોગથી, સાધે ધર્મનું કાજ રે ॥ ક રિય વિમાનના સાજ રે, યાત્રા કરે શ્રીજિનરાજ રે, જેમ જલધર તણી ગા જ રે ॥ તેમ ગુહિર નિશાણ અવાજ રે ॥ સહજ સલૂણા રે રાજવી, રાજવીયાં શિરદાર રે, સુજસ સોભાગ્ય ભંડાર રે, દેશવિરતિ અલંકાર રે, શોભા અતિહિ ઉદાર રે ॥ ૮ ॥ સ૦ ॥ સિદ્ધ ક્ષેત્રાદિક તી

ર્થની, યાત્રા ભૂતલ કીધ રે, સંઘ સહિત પરિવારશું, નરભવનું ફલ લીધ રે, મનકુ મનોરથ સીધ રે, થઇ જગમાંહે પ્રસિદ્ધ રે ॥ દરિદ્રને ગર્લ હ થ્થ દીધ રે ॥ ૯ ॥ સ૦ ॥ શાશ્વત ચૈત્ય વૈતાઢયની, નંદીશ્વરાદિક તેમ રે ॥ પિતૃવ્રત લીધાંથી પછી, કીધી અષ્ટાદશ ક્ષેમ રે, રાખે સહુ સાથે પ્રેમ રે, પાલે શ્રાવકના નેમ રે, જેણી પરે જાચું હોયે હેમ રે, ગુણતસ કહિયે કેમ રે ॥ ૧૦ ॥ સ૦ ॥ મહી જિનચૈત્યે મંડિત કરી, માનું ભૂમામિની ઉરહાર રે ॥ ઉચ્છંગ તોરણ ધ્વજે કરી, માંનું નિજ યશનો અંબાર રે ॥ સુંદર જિનબિંબ સાર રે, ધર્મ શાલા શત ચાર રે, શુભ કરણીના નહિં પાર રે, સાતે વ્યસન નિવાર રે, જ્ઞાન તણા ભંડાર રે, કીધાં સુકૃત સંચાર રે ॥ ૧૧ ॥ સ૦ ॥ ચંદ્ર કલાદિક નારીશું, રથ યાત્રા કરે ભૂપ રે ॥ જનપદ માંહે તે બહુ કરે, સાથે વડ વડા ભૂપ રે ॥ ચતુર વિવેકાયી ચૂપ રે, મહિમા અતુલ અનૂપ રે, મદન પરાજિત રૂપ રે, પૂજા વિવિધ સરૂપ રે, વિરચાવે જેમ ચૂપ રે ॥ ૧૨ ॥ સ૦ ॥ સોલ સયાં થયાં સુતસુતા, સત્તર તેહમાંહે વિશેષ રે ॥ પ્રથમ પૂરણચંદ નામથી, સકલ કલા ધર રેખ રે ॥ જેહમાં ગુણ છે અશેષ રે, જેમ નરગણ માંહે લેખ રે, કનક સેનાદિ અશેષ રે, બંધવ બહુ તસ દેખ રે, હર્ષે ધર્મીજન પેખ રે ॥ ૧૩ ॥ સ૦ ॥ બાર વરસ કુંઅર પણે, કરી સકલ કલાનો અભ્યાસ રે ॥ એકશત વર્ષ રાજા પણે, એક છત્ર નિવાસ રે ॥ વર વીર ભ્રાતા છે ખાસ રે, શ્રીપર્વતે રાજય તાસ રે, દીયે ધરી અતિ ઊલ્લાસ રે, ચંદ્રપત્તન પુર વાસ રે ॥ ૧૪ ॥ સ૦ ॥ પૂર્ણચંદ્ર નિજપુત્રને, કરે તિહાં રાજયાભિષેક રે ॥ નયર કુશસ્થલનો તિહાં, આણી સબલ વિવેક રે ॥ તેજ પ્રતાપ અતિરેક રે, નાઠા અરિ જેમ ભેક રે, મોહોટી જગમાં જસુ ટેક રે, ધર્મે ચતુરાઇ છેક રે ॥ ૧૫ ॥ સ૦ ॥ કનક સેન સુતને દીયે, નવલખ દેશનું રાજ્ય રે ॥ કનક પુરી નગરી તણું, કનકાવલી સુત તાજ રે ॥ શ્રીમલ્લ તનયને કાજ રે, દીયે કુંડલ પુર રાજ રે, વૈતાઢય ગિરિ તણું રાજ્ય રે, રત્નચંદ્ર સુતને છે રાજ્ય રે ॥ ૧૬ ॥ સ૦ ॥ મલય દેશનો નૃપ કરચો, મદનચદ્ર મદનાનો જાત રે ॥ કનકચંદ્રને કર્ણાટ દેશનું, તારાચંદ્રને નંદીપુર સાક્ષાત્ રે ॥ શિવચંદ્રને અંગદેશ સાત રે, એમ કરે બહુ અવદાત રે, ભોગવતાં સુખ શાત રે ॥ ૧૭ ॥ સ૦ ॥ એમ સઘલાયે પુત્રને, જેમ જેમ યોગ્યતા જાણી રે॥ તેમ તેમ રાજ્ય વેંહેંચી દિયે, ધારે જનકની આણ રે ॥ કાંઈ નહિં ખેંચ તાણ રે, ધાતુ રયણ તણી ખાણ

રે, વેંહેંચી દીયે થઇ જાણ રે, એમશ્રીચંદ્ર ભૂભાણ રે, જ્ઞાનવિમલ સૂરિની વાણુ રે ॥ ૧૮ ॥સ૦ ॥ સર્વગગાથા ॥ ૨૭૯૭ ॥

॥ દોહા ॥

॥ ચંદ્રકલાદિક નારિશું, પટરાણી પરિવાર ॥ ગુણચંદ્રાદિક મંત્રવી, આઠ સહસ સુખકાર ॥ ૧ ॥ શેઠ સેનાપતિ પૌરજન, પ્રત્યેકં ચાર હજાર ॥ નર નારી વારાંગના, તેહ અનેક ઉદાર ॥ ૨ ॥ જેમ હરિ સુરવર લોકમેં, લીલા લહેર કરે લીલ ॥ તેમ શ્રીચંદ્રનૃપ મનુજનો, અધિપતિ ધર્મ સુશીલ ॥ ૩ ॥ અવસર અવસર સાધતાં, ધર્મ અર્થને કામ ॥ એકેકને બાંધે નહિં, તેહજ ગુણમણિ ધામ ॥ ૪ ॥ એમ કરતાં એકણ સમે, વનપાલક અભિરામ ॥ આવી દીયે વધામણી, કરી કર જોડી પ્રણામ ॥ ૫ ॥ ધર્મઘોષસૂરીશ્વરા, સપરિવાર નિરાબાધ ॥ વનમાં આવી સમોસરયા, ગુણમણિ રયણ અગાધ ॥ ૬ ॥ તે નિસુણિ વનપાલને, પ્રીતિદાન દીયે કોડિ ॥ સાડી બારહ કનકની, કોણ કરે એહની હોડ ॥ ૭ ॥ સેના સજ્જ કરી ઘણું, ચતુરંગિણી નર નાથ ॥ આવે શ્રીગુરૂ વાંદવા, સકલ ઋદ્ધિ લેઇ સાથ ॥ ૮ ॥ પંચાભિગમન સાચવી,મૂકી રાજનાં ચિન્હ ॥ ચામર છત્ર શસ્ત્રવાહનાં, મુકુટ પંચ એ એન ॥ ૯ ॥ બેઠાવિધિ વંદન કરી, દીયે ગુરૂજી ઉપદેશ ॥ અતિહર્ષિત હૃદયે કરી, નિસુણે અમૃત સંદેશ ॥૧૦ ॥ સર્વગાથા ॥ ૨૨૨૪ ॥

॥ ઢાલ પચ્ચાસમી ॥ ઝુંબખડાની દેશી ॥

॥ દશ દૃષ્ટાંતે દોહિલો રે, નરભવનો અવતાર ॥ સુગુણરાય સાંભલો ॥ આર્યદેશ ઉત્તમ કુલે રે, લહેવું આરોગ્ય તનુ સાર ॥ ૧ ॥સુ૦ ॥ મેલો વિષય પ્રમાદ, ટાલો મન આમલો ॥ તો પામો યશવાદ,કરો મન નિર્મલો ॥એ આંકણી ॥ પંચેંદ્રિય પડવડ પણું, વલી લહેવો શ્રુતયોગ ॥ સુ૦ ॥ સુગુરૂ તણા સંયોગથી, શ્રધ્ધાનો ઉપયોગ ॥ સુ૦ ॥ ૨ ॥ આદરવું તે ધર્મનું, પંડિત વીર્ય ઉલ્લાસ ॥સુ૦॥ આદરીને વલી પાલવું,જેમ કહ્યું તેમ સુપ્રકાશ ॥ સુ૦॥૩ ॥ એ સવિ દુષ્કર તાસ છે, જાસ ન પૂરવ પુણ્ય ॥ સુ૦ ॥ તે સવિ તુમ્હને સોહિલું, મલ્યું તુમને તેણે ધન્ય ॥ ૪ ॥ સુ૦ ॥ સમકિત દેશ વિરતિ તણા, લાભ લહ્યા જેણે હોય ॥ સુ૦ ॥ તે પણ ગ્રહી વડભાગીયા, બોલ્યા સમયમાં જોય ॥ સુ૦ ॥ ૫ ॥ પાશપરેં ઘરવાસને, જાણે જેહ અકથ્થ ॥ સુ૦ ॥ કામ ભોગને જોડીયેં, તે ઇંદ્રિય અર્થ અનર્થ ॥૬॥ સુ૦॥ ભવ સમુદ્રમાં બૂડતાં, સ્ત્રીજન પથ્થર નાવ ॥ સુ૦॥ વિષય તે સેવ્યાથી મટે, એ ભાવ તે વિષય છે તાવ

॥ સુ૦ ॥ ૭ ॥ ક્ષણુપરિભોગી ધનાદિકે, તેહી નરક સહાય ॥ સુ૦ ॥ એણી પરે જે ચિત્તમાં ગણે, તે શ્રાવક ઠહરાય ॥ સુ૦ ॥૮॥ ચિંતે મનમાં એહવું, લીયું સર્વ વિરતિ હું કેવાર ॥ સુ૦ ॥ આગમ ભણિ પ્રતિમા વહું, વલી કરૂં ઉગ્ર વિહાર ॥ સુ૦॥ ૯॥ ગીતારથ ગુરૂ સેવના, પંચ પ્રકાર સજ્ઝાય ॥ સુ૦॥ ઇત્યાદિક બહુ ભાવના, એહવા મનોરથ થાય ॥ ૧૦ ॥ સુ૦ ॥ તે સંયોગ મલે હુતે, ન કરે ઢીલ લગાર ॥ સુ૦॥ તે સામગ્રી સવિ મલી, અફલ કરે ગમાર ॥૧૧॥ સુ૦॥ એમ ઉપદેશ કહ્યા ઘણા, ભાવ્યા મનમાં તેહ॥ સુ૦॥ ભુક્ત ભોગ ઘર વાસમાં, પહેલા છે ગુણ ગેહ॥ ૧૨॥ સુ૦ ॥ સેજ બિછાઇ જેમ મલે, નિદ્રાલુને તામ ॥ સુ૦॥ તરષાને અમૃત મલે, નિર્દ્ધનને જેમ દામ ॥ ૧૩ ॥ સુ૦ ॥ તેમ હરખ્યો મનરાજવી, લેવા સંયમ કાજ ॥ સુ૦ ॥ પડહ વજાવે નયરમાં, કરે તિહાં સખરા સાજ ॥ ૧૪ ॥ સુ૦ ॥ અઠ્ઠાઇ મહોત્સવ કરી, ચૈત્યે ચિત્ત ઉલ્લાસ ॥ સુ૦ ॥ ગજ રથ તુરગને પાલખી, શણગારે શેહેરને ખાસ ॥૧૫॥ સુ૦ ॥ અલકાપુર સમ પુર થયું, નગર લોક સુર લોક ॥ સુ૦ ॥ શચિ શચિપતિ રાણી રાજવી, હર્ષિત સવિગત શોક ॥ ૧૬ ॥ સુ૦ ॥ જાણે હરિ સંજમ લીયે, એતો અચરિજ વાત ॥ સુ૦ ॥ વિસ્મય દેખી એહવો, શો જાણે અવદાત ॥ ૧૭ ॥ સુ૦ ॥ અતિ ઊત્સવ આડંબરે, ધર્મઘોષ સૂરિ પાસ ॥ સુ૦ ॥ દીક્ષા લીયે અનુમતિ ગ્રહી, પૂર્ણચંદ્રનૃપ પાસ ॥ ૧૮ ॥ સુ૦ ॥ હવે ગ્રહણાને આસેવના, શિક્ષા દુવિધ પ્રકાર ॥ સુ૦ ॥ ધારે વારે પાપનાં, સ્થાનક જેહ અઢાર ॥ ૧૯ ॥ સુ૦ ॥ જેમ વસંત ઋતુ રાજમાં, તેમ સંજમ ઋષિરાજ ॥ સંજમ ધર સાધુજી ॥ બોધિતરણિ તેજાલુઓ, તામસહિમ ગયાં ભાજી ॥ ૨૦ ॥ સં૦ ॥ સાધુજી જંતુકૃપાલ, સંયમ નિરાબાધ જી ॥ ટાલે દુઃખ જંજાલ, પરમ પદ સાધેજી ॥ એઆંકણી ॥ અધ્યાત્મ પરિમલ ફલ્યો, વિરતિ ફૂલી વનરાય॥ સં૦॥ કુમલાણી અવિરતિ માલતી, વિકસિત શુભ પર્યાય॥૨૧॥ સં૦ ॥ સુમતિ કોકિલા ગહગહી, સંયમ અંબને પોષી ॥ સં૦॥ ચરણ કરણે ફૂલ્યો ફલ્યો, મંજરી સરસ વિશેષ ॥૨૨॥ સં૦॥ સમરસ નીરનાં છાંટણાં, શુભ રૂચિ લાલ ગુલાલ ॥ સં૦ ॥ કરૂણાકસબોહી ભલી, સુકથા કથન બહુ ખ્યાલ ॥ ૨૩ ॥ સં૦ ॥ શ્રુત ઘોષાદિક અતિ ઘણા, માદલના દોંકાર ॥ સં૦॥ ઉચિત વિનય ભાણે કરી, ગુંજે ઉપકૃતિ તાલ ॥સં૦॥૨૪॥ ભંભા ભેરી નફેરીયાં, ભુંગલ જે નયવાદ ॥સં૦॥ વિવિધ હેતુ છંદે કરી, ચાલતા તેહ સંવાદ ॥ ૨૫ ॥ સં૦ ॥ ચઉવિધ સત્ય ઉદારતા,

દિક બહુલાલંકાર ॥ સં૦ ॥ ઋદ્ધિ સિદ્ધિ અણિમાદિકા, લબ્ધિ તે વિનતા સાર ॥ ૨૬ ॥ સં૦ ॥ સુમતિ ગુપતિ પરિવારશું, વિવેક વૃંદાવન માંહે ॥ સં૦ ॥ બારહ ભાવના ભાવતાં, તે તાનના રસ સુખ દાય ॥ ૨૭ ॥ સં૦ ॥ ગારવ રજને સમાવતા, માયા રજની વિરામ ॥ સં૦ ॥ ધર્મધ્યાન સિંહાસને, ઉદ્યમ છત્ર ઉદ્દામ ॥ ૨૮ ॥ સં૦ ॥ ચામર તપ બિહું ભેદના, ગૌરવ ગુહિર નિશાણ ॥સં૦॥ ઋષિરાજા એણી પરે રમે, ચરણ વસંત મંડાણ ॥૨૯॥ સં૦ ॥ એમ આણંદે અતિઘણે, સેવે ગુરૂ કુલવાસ ॥ સં૦ ॥ અનિયત વાસે વસે સદા, ઉપયોગી અતિ ખાસ ॥ ૩૦ ॥ સં૦ ॥ જ્ઞાનવિમલ ગુરૂ સેવના, કરતા અહો નિશિ એમ ॥ સં૦ ॥ વિચરે શીખ હૃદય ધરે, વધતે પૂરણપ્રેમ ॥ ૩૧ ॥ સં૦ ॥ સર્વગાથા ॥ ૨૨૫૫ ॥

॥ દોહા ॥

॥ ગુરૂ સેવાથી તે થયા, ગીતારથ ગુણ પાત્ર॥ ભણે ભણાવે અતિઘણું, કરયા અનેક મુનિ છાત્ર ॥૧ ॥ નવવિધ બ્રહ્મીગુણે કરી, પાવન જેહનાં પાત્ર ॥ પુણ્યવંત નર જાણીયે, જે કરે તેહની યાત્ર ॥ ૨ ॥ દ્વાદશાંગી તણો લહ્યો, જેણે પૂર્ણ આમ્નાય ॥ સૂત્રારથ સૂધા ધરે, તે શ્રીચંદ્ર ઋષિ રાય ॥ ૩॥ સારણ વારણ ચોયણ, પડિચોયણા સુશીખ ॥ સહે વહે ગુરૂ આણશું, સમ ભાવે નહિં રીશ ॥ ૪ ॥ લોભ મહોદધિ શોષવ્યો, ધરી સંતોષ અગસ્તિ ॥ છદ્મતિમિર ને અપહરે, અહોનિશિ જ્ઞાન ગભસ્તિ ॥ ૫ ॥

॥ ઢાલ એકાવનમી ॥ રાગ મલ્હાર ॥ મંદિરહમારે આએ ॥ એ દેશી ॥

॥ કરી એણી પરે શુભ ભાયો મુણિંદ રાય ॥ક૦॥ મૈત્રી પ્રમોદ કરૂણાને ઉપેક્ષા, એ ભાવના ચિત્ત લાયો॥ મુણિંદ ॥ક૦॥ શ્રીશ્રીચંદ્ર નૃપ રાયો ॥ મુ૦ ॥ એ આંકણી ॥ અકલ સરૂપ અનુપ અતુલ બલ, કર્મકો કટક હરાયો ॥ સત્વ પ્રધાન ઉદાર ગુણ દેખી, ચરણ ધર્મ નૃપતિ સહાયો ॥ મુ૦ ॥ ૧ ॥ શ્રી૦ ॥ શુભ માનસવૃત્તે મહાનયરે, શુભરૂચિ નયર વસાયો ॥ ગિરિવિવેક વિલાપ શિખરોપરિ, પ્રમદ નંદ નૃપ સરાયો ॥ મુ૦ ॥ ૨ ॥ શ્રી૦ ॥ ચિત્તએકાગ્રની જે થિરતા, ધર્મધ્યાન ગઢ પાયો ॥ અપ્રમત્તતા ભુવન ભૂમિકા, વચન ખિમા દૃઢ પાયો ॥ મુ૦ ॥ ૩ ॥ શ્રી૦ ॥ આતમવીર્ય અપૂર્વ ઉલ્લાસેં, શસ્ત્ર સહસ સમવાયો ॥ શ્રુત સદ્બોધ યોધ સેનાની, સંયમ સૈન્ય સજાયો ॥મુ૦॥ ૪॥શ્રી૦॥ ચઉવિહ સત્ય ચતુર્મુખ દૂતેં, તિણશું વાંકો લિખાયો॥ શુકલધ્યાન મન મોજકી ફોજાં, મંગલ નાદ વજાયો ॥ મુ૦ ॥ ૫ ॥ શ્રી૦॥ ધ્યાનારૂઢક્ષપ

કની શ્રેણિ, મોહ હરામી હરાયો ॥ પ્રથમ ગુણઠાણુથી જાણુ બલ મંડી, અણુ મિથ્યાત્વ ગમાયો ॥ મુ૦ ॥ ૬ ॥ શ્રી૦ ॥ બંધ ઉદય ઊદીરણુ સત્તા, પ્રકૃતિ નિકૃતિ કય ઘાયો ॥ યાવત્ અપ્રમત્ત ગુણઠાણે, નિજ સંકેતેં આયો ॥ મુ૦ ॥ ૭ ॥ શ્રી૦ ॥ સ્થિતિ રસઘાત ગુણસેણીને સંક્રમ, ચઊસેના ધૃતિ પાયો ॥ પંચાચાર મતંગજ મયમત્ત, અસવારીયેં ઉપાયો ॥ મુ૦ ॥ ૮ ॥ શ્રી૦॥ કામકમામ ધામ કીય દૂરેં, જિનસેં ભૂરિ ભમાયો ॥ સહજ સંતોષ પોષ ચંદ્રહાસ્યેં, દીયે દુશમન શિર ઘાયો ॥ મુ૦ ॥ ૯ ॥ શ્રી૦ ॥ લોભ લહરી કીય ખંડો ખંડેં, ઊપશમ મોહ ઉલટાયો ॥ અનુભવ શકિત તિહાં પ્રગટાવે, ગુણ પ્રગટનનેં ઊમાહયો ॥ મુ૦ ॥ ૧૦ ॥ શ્રી૦ ॥ શુદ્ધસ્વભાવ અનુભવ ઉપયોગી, ચેતન જીવ દ્રવ્ય ઠહરાયો ॥ અનુપ યોગી નિજગુણ આભોગી, પણ દ્રવ્ય અજીવ કહાયો ॥મુ૦॥૧૧॥ શ્રી૦॥ અધ્યવસાય સ્થાનક ગતિ થિરતા, તે ધર્મ અધર્મ ધરાયો ॥ તસ અવકાશ ચલાચલ હેતેં, તે અવકાશ સહાયો ॥ મુ૦॥૧૨॥ શ્રી૦ ॥ આયુઃસ્થિતિ સંકલન કરે તે, કાલદ્રવ્ય પર્યાયો ॥ એમ ષટદ્રવ્ય એક દ્રવ્ય ભાવેં તે, શુક્લધ્યાન પ્રથમ પાયો ॥ મુ૦ ॥૧૩॥ શ્રી૦ ॥એક દ્રવ્યમાંહે તેહ ગુણાંતર, સંક્રમથી પર્યાયો ॥ તિહાંથી અપર અવિચાર કહીજેં, તેતો બીજો પાયો ॥ મુ૦ ॥ ૧૪ ॥ શ્રી૦ ॥ શિવસેરી હેરી ઋજુપંથેં, યોગ નલિકા યંત્ર ઊપાયો ॥ આતમવીર્ય ઊદારતા દારૂ, ધ્યાનાનલ સલગાયો ॥ મુ૦ ॥ ૧૫ ॥ શ્રી૦ ॥ શુદ્ધક્રિયા ઉપયોગનું ફંગેં, કપટકો કોટ ગિરાયો ॥ મોહકોટ શિર દોટ દેઇ આવર્ણ, દુગનાસક ધરણકું ધાયો॥ મુ૦॥ ૧૬ ॥ શ્રી૦ ॥ અંતરાય અપાયનેં જાણી, પંડિતવીર્ય પ્રગટાયો ॥ બલ પટુતા જલકુંડમાં જીંકે, અરિયણ વર્ગ ઊડાયો ॥ મુ૦ ॥ ૧૭ ॥ શ્રી૦॥ ક્ષીણમોહ સિંહાસન તખતેં, નિજ પરિણામ બૈઠાયો ॥ બંધે એક બેંતાલીશ ઉદયેં, સત્તાયે પણાસી સમુદાયો ॥ મુ૦ ॥ ૧૮ ॥ શ્રી૦॥ મૂલથકી ચઉવિધ ઘાતી જે, તસ બલ જોર છિપાયો ॥ એકછત્ર પ્રભુતાઇ પામે, અવિચલ આતમ રાયો ॥ મુ૦ ॥૧૯॥ શ્રી૦ ॥ તિહાં નિર્વિઘ્ન સધન થઇ અમનો, ભાવપણે ગવરાયો ॥ ચરણધર્મ ચક્રોહોઇ અહોનિશ, જગજશવાદ સવાયો ॥ મુ૦ ॥ ૨૦ ॥ શ્રી૦ ॥ મોહ સહાય જ્ઞાનાવરણાદિક, દર્શનનેં અંતરાયો ॥ એ ચિહુંને દેઇ દોટ તિહાં, પાપપંકનેં પકાયો ॥ મુ૦ ॥ ૨૧ ॥ શ્રી૦ ॥ ક્ષેપકશ્રેણીકી શક્તિ અનંતી, તિનસેં કર્મ ખપાયો ॥ જ્ઞાનઅનંત અનંત લહે તબ, જયત નીશાન બજાયો ॥ મુ૦ ॥ ૨૨ ॥ શ્રી૦ ॥ જ્ઞાનવિમલ પ્રભુતાઇ પાઇ, સવિ

અરિવર્ગ ખપાયો ॥ કેવલજ્ઞાન તણો ગુણ પામી, ચામર છત્ર ધરાયો ॥ મુ० ॥ ધ્યાન શુકલ દોઈ પાયો ॥ મુ० ॥ ૨૩ ॥ શ્રી० ॥ સર્વગાથા ॥ ૨૨૭૮ ॥

॥ દોહા ॥

॥ ઊત્સવ કરતા અતિ ઘણો, સકલ સુરાસુર વૃંદ ॥ લાયક નરનાયક મલી, ધરતા અતિ આનંદ ॥ ૧ ॥ કંચન કમલદલ ઊપરેં, બેઠા શ્રીમુનિરાય ॥ સુવર્ણ સિંહાસન પણ કરે, જિહાં વિચરે તિણ ઠાય ॥ ૨ ॥ નિજ ગોકિરણ પસારથી, દૂર કરે તમ રાશિ ॥ ભવિકચિત્તના અતિ ઘણા, જેણીપરે તરણી પ્રકાશ ॥ ૩ ॥ જનપદમાંહે વિચરતાં, દીયે બહુલા ઉપદેશ ॥ જસ દર્શનથી જીવનાં. નાસે સયલ કિલેશ ॥ ૪ ॥ શોલ સહસ અણગારનેં, દીખ દીયે નિજ હાથ ॥ તેહ અર્દ્ધ માનેં વલી, સાધવી ગુણમણિ સાથ ॥ ૫ ॥ નિજ ધર્મોપદેશેં કરી, કેઇ સમકિતવંત ॥ શ્રાવકવ્રત દીધાં બહુ, ક્રિયા દાન ગુણવંત ॥ ૬ ॥ વયર વિરોધ શમાવતા, કરતા જન ઉપકાર ॥ સંવેગી શિર સેહરો, સમતા રસ જલધાર ॥ ૭ ॥ સાધુ પણે શ્રુતકેવલી, ટાલંતા સંદેહ ॥ વલી થયા કેવલ કેવલી, ક્ષાયિક ગુણના ગેહ ॥ ૮ ॥

॥ ઢાલ બાવનમી ॥ ટોડર મલ્લ જીત્યો રે ॥ એ દેશી ॥

॥ ગુણચંદ્રાદિક સાધુનેં રે, ઘાતી કરમ ક્ષય થાય ॥ શ્રીચંદ્રમુનિ જીત્યા રે ॥ જીત્યા જીત્યા મુનિ સમુદાય ॥ શ્રી० ॥ ચંદ્રકલાદિક સાધવી રે, કમલસિરિ સુખદાય ॥ શ્રી० ॥૧॥ કેવલ જ્ઞાનસહાય, શ્રી જિનધર્મનેં સુપસાય ॥ શ્રી० ॥ એ આંકણી ॥ સામોહતા સરગેં ગઇ રે, એક ભવેં લહેશે મોક્ષ ॥ શ્રી० ॥ અવર સવે લખણાદિકા રે, સચિત્રેં ટાલ્યા દોષ ॥ શ્રી० ॥ કીધો કીધો કર્મનો શોષ ॥ શ્રી० ॥ જીત્યો જીત્યો રાગનેં રોષ ॥ શ્રી० ॥ લહ્યો આતમ ગુણનો પોષ ॥ શ્રી० ॥ ૨ ॥ બહુ શિષ્ય કેવલ પામીને રે, પોહોતા મુગતિ મઝાર ॥ શ્રી० ॥ કેઇ અનુત્તરેં ઉપના રે, જિહાં છે એક અવતાર ॥ શ્રી० ॥ સાહુણીનો પરિવાર ॥ એણીપરે તસગાતે સાર ॥ પામ્યા પામ્યા ભવનો પાર ॥ ધન ધન તસ અવતાર ॥ શ્રી० ॥ ૩ ॥ કેઇ વલી કલ્પેં ઉપના રે, તેહના ત્રણ અવતાર ॥ શ્રી० ॥ પણ અધિકો કોઇનેં નહી રે, ભવના તાસ વિસ્તાર ॥ શ્રી० ॥ હસ્ત દીક્ષિત અણગાર, ઊત્તમ જસ આચાર, નિર્વહ્યા સંયમ ભાર ॥ શ્રી० ॥ ૪ ॥ પાંત્રીશ વરશ લગેં પાલીયો રે, કેવલનો પર્યાય ॥ શ્રી० ॥ આઠ વરસ છદમસ્થમાં રે, તપ.તપે દુષ્કર થાય ॥ શ્રી० ॥ દૂર અવશેષ અપાય, પાલે જે

ષટકાય, ધર્મે જેહ અમાય, જગ જસ પડહ વજાય ॥ શ્રી૦ ॥ ૫ ॥ બાર વરસ કુમર પણે રે, એકશત વરસનું રાજ ॥ શ્રી૦ ॥ એકશો પંચાવન્ન આગલેં રે, આયુ સકલ શુદ્ધ સાજ ॥ શ્રી૦ ॥ વાધિ વાધિ બહુ જસ લાજ, સરે સારે ભવિજન કાજ, ગાજે જેમ જલધર ગાજ, દેઇ દેશના મુનિરાજ ॥ શ્રી૦ ॥ ૬ ॥ સંયોગી ગુણઠાણમાં રે, તિહાં શૈલેશી કરણ ॥ શ્રી૦ ॥ યોગ તણી થિરતા ધરે રે, હોઈ અયોગી કરણ ॥ શ્રી૦ ॥ કરે કરે ધ્યાનનું શરણ, કરે તિહાં કાયનું કરણ, દોય પાયે ભવ તરણ, હોય ચારે કર્મનું જરણ, સકલ કર્મ નિર્જરણ, નહી ફરીને અવતરણ, અક્ષયસ્થિતિ નહી મરણ ॥ શ્રી૦ ॥ ૭ ॥ પાલી પૂરણ આઊખું રે, વિપુલગિરિ અહિઠાણ ॥ શ્રી૦ ॥ કરી અનશન આરાધના રે, પામ્યા તિહાં નિર્વાણ ॥ શ્રી૦ ॥ જુઓ જુઓ પુણ્ય પ્રમાણ ॥ શ્રી૦ ॥ જાસ અખંડિત આણ, મોહતિમિર ભર ભાણ, જસુ નામેં કોડ કલ્યાણ ॥ શ્રી૦ ॥ ૮ ॥

॥ ઊક્તંચ ॥ ચરિત્રં ગાથા ॥ સાહિય વાહ સયંતો, તિખંડનિવ સયલ લભાય પયકમલો ॥ એગં છત્તં રજ્જં, પાલઇ ઈંદુવ્વ સિરિચંદો ॥ ૧ ॥ કમ્મટ્ઠ ગંઠ્ઠી અટ્ઠં, અટ્ઠહિં વરિસેહિં જોગ સથ્થેણં ॥ સંખવિય જેણ મુણિ, સો સિરિચંદો કેવલી જયઓ ॥ ૨ ॥ ભવિયકમલાણ વયણુ, કરેહિં જો દિણુય સવ્વ બોહિંતો ॥ વિહરઇ કેવલિણુંતં, વંદે સિરિચંદ રાયરિસી ॥ ૩ ॥ નિવ્વાણી ધમ્મતિથ્થે, પણુપણુ સયાઉયં ચ પાલિત્તા ॥ સિદ્ધિં પત્તો જો તં, સિરિચંદણ મહણુંત મહં ॥ ૪ ॥

॥ ઢાલ પૂર્વલી ॥ એમ ઉત્તમ શ્રીચંદ્રનું રે, ચરિત્ર સુણો સુખકાર ॥ શ્રી૦ ॥ અનુત્તર કે શિવ કે કલ્પની રે, ગતિ લહે તસ પરિવાર ॥ શ્રી૦ ॥ એ તપનો અધિકાર, આંબિલ વર્દ્ધમાન સાર, કરો તુમેં ભવિ-નર નાર, ધરિયેં ચિત્તમાં નિરધાર, જેમ હોય જયજયકાર, જ્ઞાનવિમલ ગુરૂ આધાર ॥ ૯ ॥ શી૦ ॥ સર્વગાથા ॥ ૨૩૦૯ ॥

॥ દોહા ॥

॥ એમ ગૌતમગણધર કહે, સુણિ ચેડામહારાજ ॥ શ્રેણિક આગલ વીરજી, ભાંખ્યું મજ્જ સમાજ ॥ ૧ ॥ તેમ મેં પણ તુજ આગલેં, કહ્યું ચરિત્ર રસાલ ॥ એ આંબિલ વર્દ્ધમાન તપ, મહિમા સુણ ઊજમાલ ॥ ૨ ॥ શ્રીચંદ્રકેવલીની કથા, પૃથા ઘણી એમાંહિં ॥ વૃથા નહી એ વાતમાં, જેમ

જલદ ગાજ નિશિ માંહિ ॥ ૩ ॥ આડશેં ચોવીશી પરહું, રહેશે એ તપ ના મ ॥ કોઈ એહવો થાયશે, પ્રશ્ન કરેશે તામ ॥ ૪ ॥ કહો સ્વામી કોઇ એહ વો, પહેલાં થયો છે ભૂપ ॥ તવ જ્ઞાની કહેશે તિહાં, શ્રીચંદ્રપ્રબંધ અનૂપ ॥ ૫ ॥ એમ નિસુણી ચેટક નૃપતિ, ગૌતમ મુખથી વાત ॥ તપ કરવા થયો ઊદ્યમી, લોક થોક સંઘાત ॥ ૬ ॥ ઇંદ્રભૂતિ ગણિવર ભણે, નિરાશંસ અ નિદાન ॥ તપ તપે તેહિજ જગતમાં, તે નર રત્ન નિધાન ॥ ૭ ॥ એમ જા ણી જે તપ તપે, ખેપે તે કર્મની રાશ ॥ લીજે તેહનાં ભામણાં, છૂટીજે ભવ પાસ ॥ ૮ ॥ સર્વગાથા ॥ ૨૩૧૭ ॥

॥ ઢાલ ત્રેપનમી ॥ રાગધન્યાશ્રી ॥ થુણીયો થુણીયો રે મેં, એ
મ મુનીસર થુણીયો ॥ એ દેશી ॥

॥ ફલીયો ફલીયો રે, મુજ અંગણ સુરતરૂ ફલીયો ॥ શ્રીજિનરાજ કૃપા થી સંપ્રતિ, થયો સવિથી હું બલીયો રે ॥ મુજ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ એ શ્રીચંદ્ર ચરિત્રનેં ભણતાં, અનુભવ આવી મલીયો ॥ તવ નવપદનું ધ્યા ન ધરંતે, મોહ મિથ્યામત ટલીયો રે ॥ મુ૦ ॥ ૨ ॥ વિવિધ શાસ્ત્રના ભાવ ગ્રહીનેં, સાર પરેં સંકલીયો ॥ નવ રસ યદ્યપિ એહમાં દીસે, પણ નવમાં રસમાં ભલીયો રે ॥ મુ૦ ॥ ૩ ॥ દર્શન જ્ઞાન સ્વરૂપ છે એહમાં, નહી કિહાં વ ચણેં ખલીયો ॥ પણ મૂઢનેં મન તેહ ન ભીંજે, જેમ ઘનજલેં મગ સલીયો રે ॥ મુ૦ ॥ ૪ ॥ પંચાંગી સંમત ગીતારથ, ઓલ્લાંસી પય તલીયો ॥ ગ્રહો અ ર્થ જેમ અદત્ત ન લાગે, નાણી ન હોયે છલછલીયો રે ॥ મુ૦ ॥ ૫ ॥ ખલ્લ અંતર મીઠાશન ધારે, જેમ પીલુનો કલીયો ॥ ઉપકૃતિ ન કરે ને કરતાં વારે, જેમ તરૂવર બાવલીયો રે ॥ મુ૦ ॥ ૬ ॥ સજ્જન સજ્જનતા નવિ મૂકે, જેમ અગર અગ્નેં પરજલીયો॥ ચંદન છેદ્યો કરે સુરભિતા, જો વાંસલો લેઇ નિર્દલી યો રે ॥ મુ૦ ॥ ૭ ॥ સુસ્વર સુકવિ નેં હૃદય વિકસ્વર, તસ મુખથી સાંભલી યો ॥ અધિક સવાદ દીયે સાકર લવેં, મિશ્રિત મોદક દલિયો રે॥ મુ૦॥ ૮ ॥ મૂઢ રહે એ નિસુણી કોરો, બોર માંહે જેમ ઠલીયો ॥ સ્યાદ્વાદનું રૂપ લહે નવિ, આપમતિ બાઊલીયો રે ॥ મુ૦ ॥ ૯ ॥ શ્રોતાજન નિસુણીનેં હર્ષે, જે મ જેઠી જલધિ ઉચ્છલીયો ॥ અજ્ઞાની એહમાં મૂંજાયે, જેમ ગાધો પંકે કલી યો રે ॥ મુ૦ ॥ ૧૦ ॥ માહારે તો ગુરૂ ચરણ પસાયેં, અનુભવ આવી મલી યો ॥ વલી વિશેષેં ગુણીના ગુણ ભણતાં, મગમાંહે ઘી ઢલીયો રે ॥ મુ૦॥ ૧૧ ॥ અંતર ભાવ ન સૂજે તેહનેં, જે હોયે મોહેં છલીયો ॥ તેહ સદાગમ સચિ

વ પસાયેં, મિથ્યાભ્રાંતિ તમ ટલીયો રે ॥ મુ૦ ॥ ૧૨ ॥ એહ ચરિત્ર પવિત્ર ભણંતે, આજ દહાડો વલીયો ॥ જ્ઞાનવિમલસૂરિ ચરણકૃપાથી, મંગલ કમલા મલીયો રે ॥ મુ૦ ॥ ૧૩ ॥ સર્વગાથા ॥ ૨૩૩૦ ॥

॥ દોહા ॥

॥ એહ રાસનું ખાસ છે, આનંદ મંદિર નામ ॥ સુવિહિત સાધુનેં તેહમાં, વસતાં સુખનું ઠામ ॥ ૧ ॥ શ્રીહરિભદ્ર સૂરિ તણા, ભાણેજ સંબંધ ॥ વલી શિષ્ય સંબંધેં થયા, શ્રીસિદ્ધર્ષિ રાજગંધ ॥ ૨ ॥ તેણે ચરિત્ર પહેલાં કહ્યું, પ્રાકૃત ગાથાબંધ ॥ સંસ્કૃત તસ અનુસારથી, કીયો ચરિત્ર પ્રબંધ ॥ ૩ ॥ તસ અનુસારેં મેં કહયો, તાસ સરસ આધિકાર ॥ જે કાંઇ અસમંજસ હોવે, લેજો સુકવિ સુધાર ॥ ૪ ॥ લોકમાંહે પણ એમ છે, જોવે મુખ તનુ સોભાગ્ય ॥ વ્યંગ અંગ જોવે ન કો, તેણીપરેં દોષનો ત્યાગ ॥ ૫ ॥ સજ્જનની પરષદમાંહે, ન હોવે ખલનો ચાર ॥ પણ વિનયીનેં વિનયનો, કરવાનો વ્યવહાર ॥ ૬ ॥ છે પ્રાણી સહુકો ભલા, આપાપણે આચાર ॥ પણ જે આગમ સાખ દ્યે, તે વિરલા સંસાર ॥ ૭ ॥ તે ભણી આનંદમંદિરેં, વાસ વસો ગુણવંત ॥ એહ આનંદ મંદિર તણો, કહું સહુ સુણો સંત ॥ ૮ ॥ સર્વગાથા ॥ ૨૩૩૮ ॥

॥ ઢાલ ચોપનમી ॥ લાછલદે માત મલ્હાર ॥ એ દેશી ॥

॥ આનંદમંદિર વાસ, પૂરો સુગુણ નિવાસ ॥ આજ હો ભાવેં રે દેખાડું મંદિર કેરડાજી ॥ ૧ ॥ જીરેજીહો ભાવે૦ ॥ શ્રીશંખેશ્વર પાસ, થુતિ મંગલ ગુણ રાશ ॥ આજ હો જાણો રે તે સૂધી સુથિર છે ભૂમિકાજી ॥ ૨ ॥ ચાર આધિકાર ચાર ધાર, શોભા આધિક ઊદાર ॥ આ૦ ॥ ચોથે રે અધિકારેં શોભા અતિઘણી જી ॥ ૩ ॥ એકશત આઠ રસાલ, વિવિધ રાગની ઢાલ ॥ આ૦ ॥ જાણો રે તે થંભા અનુપમ ગેહના જી ॥ ૪ ॥ ગોંખ તણા બહુ જોષ, જિનગુણ સ્તુતિના પોષ ॥ આ૦ ॥ તેહમાં રે બેસંતાં મનડું ઊલ્લસેજી ॥ ૫ ॥ સુસઢાદિક અધિકાર, સંબંધ વિવિધ પ્રકાર ॥ આ૦ ॥ જાણો રે સાતે તે ભૂમિ સોહામણી જી ॥ ૬ ॥ જ્ઞાન દર્શના ચારિત્ર, તાસ સ્વરૂપ વિચિત્ર ॥ આ૦ ॥ દીસે રે અતિ મહોટા જેહમાં ઓરડા જી ॥ ૭ ॥ સિદ્ધાચલ સૌભાગ્ય, પરમેષ્ટિ પરભાગ ॥ આ૦ ॥ પોહોઢી પટશાલો પોહોલી ગેહની જી ॥ ૮ ॥ પંચાચાર વિચાર, સમકિત રૂપ ઊદાર ॥ આ૦ ॥ કહીયેં રે તે પેટી ગુણરયણાં તણી જી ॥ ૯ ॥ ગાથાદિક બહુ સૂક્ત, વિવિધ કવિત સંયુક્ત ॥ આ૦ ॥ શોહે રે મ

ન મોહે દઢતર આંગણું જી ॥ ૧૦ ॥ સુગુરૂ સુદેવ સુધર્મ, દાખ્યા તેહના મર્મ ॥ આ૦ ॥ ઊપર આચ્છાદન ભવદુઃખ વારતાં જી ॥ ૧૧ ॥ વધતી છે જે ઢાલ, તે ધ્વજપટ સુકુમાલ ॥ આ૦ ॥ મહિમા રે દીપંતો ચિહુંદિશિ તે કરે જી ॥ ૧૨ ॥ ઇત્યાદિક બહુ વસ્ત, જેહમાં અછે રે પ્રશસ્ત ॥ આ૦ ॥ આલોયણની શોધિ જે ઘર ધોલીયું જી ॥ ૧૩ ॥ જેહમાં રોગને શોગ, નહી જિહાં દુષ્ટ સંયોગ ॥ આ૦ ॥ દીસે રે બહુ ઠામેં લાભ અનેકધા જી ॥ ૧૪ ॥ તે ભણીએ અભિરામ, આનંદમંદિર નામ ॥ આ૦ ॥ થાપ્યું રે ગુણ જાણી પ્રાણીએ સુણો જી ॥ ૧૫ ॥ સંઘ વસો એ માંહિ, આણી અધિક ઉત્સાહેં ॥ આ૦ ॥ થુણીયો રે એ સંઘને પવયણમ ઘણું જી ॥ ૧૬ ॥ સંઘ તે ગુણમણિ ખાણ, રોહણાચલ સમ જાણ ॥ આ૦ ॥ મંડણ ત્રિભુવનનો સંઘ ને જાણીયેં જી ॥ ૧૭ ॥ સંઘ તે શશીનેં સૂર, પુણ્ય પ્રતાપ પડૂર ॥ આ૦ ॥ ચક્ર નગર રથ કજ ઉપમ લહે જી ॥ ૧૮ ॥ મેરૂ સુરેંદ્રને સિંધુ, સંઘ તે જગનો બંધુ ॥ આ૦ ॥ એહવી રે કીર્તિ કહી જાજી સંઘની જી ॥ ૧૯ ॥ જિનઆણા આધાર, વરતે જે સંસાર ॥ આ૦ ॥ તેહવો રે શ્રીસંઘ વસો એણેં મંદિરેં જી ॥ ૨૦ ॥ યતઃ ॥ સંઘોયં ગુણરત્ન રોહણગિરિઃ, સંઘસ્સતાં મંડનં ॥ સંઘોયં પ્રબલ પ્રતાપ તરણી, સંઘો મહામંગલં ॥ સંઘોઽભીપ્સિત દાનકલ્પ વિટપી, સંઘો ગુરૂભ્યો ગુરૂઃ ॥ સંઘઃ સર્વજનાધિરાજ મહિતઃ, સંઘશ્ચિરં નંદતા ॥ ૧ ॥

ભાવાર્થ:—આ સંઘ છે તે રત્નના પર્વત સમાન છે અને સજ્જન પુરૂષનું મંડન છે. તથા પ્રબલપ્રતાપવાલા સૂર્યસમાન છે, મહામંગલકારી છે, અને અભીપ્સિત દાન દેવામાં કલ્પવૃક્ષ સમાન છે, અને મોહોટામાં મોહોટો સંઘ છે તથા સર્વજનાધિરાજેં પૂજિત એવો આ સંઘ છે તે ઘણાકાલપર્યંત આનંદ પામો ॥ ૧ ॥

॥ પૂર્વઢાલ ॥ જેહમાં ગુરૂની વાણ, કહી ઊપદેશની ખાણ ॥ આ૦ ॥ જાણો રે તે ઘરમાં વિવિધ સુખાશિકા જી ॥ ૨૧ ॥ એ મંદિરની રખવાલ, વિજયા અતિ સુકુમાલ ॥ આ૦ ॥ જિનની રે વાણી છે શ્રીભુવનેશ્વરી જી ॥ ૨૨ ॥ જગદંબા જગઆધાર, જેહની શક્તિ અપાર ॥ આ૦ ॥ ગાયે રે ષટદર્શનમાં બહુ નામેં કરી જી ॥ ૨૩ ॥ દેશના સુખડી પાય, ભાંજે ભુખડીના અપાય ॥ આ૦ ॥ થાયે રે તૃપ્ત ભવિ પ્રાણી તાસ સવાદથી જી ॥ ૨૪ ॥ તિહાં તાંબૂલ અમૂલ, ગ્રહો ભવિજન અનુકૂલ ॥ આ૦ ॥ અહોનિશિ આરોગી નિત્ય રોગી ટલો જી ॥ ૨૫ ॥ એલા ક્ષમા દયા જાવંત્રિ, સત્ય લાવંગ વિચિત્ર ॥ આ૦ ॥ કારૂણ્ય પૂગીફલ સદલનેં ભેલીયેં જી ॥ ૨૬ ॥ તત્ત્વોદય તે

બરાસ, દાનાદિક શુદ્ધવાસ ॥ આ૦ ॥ શીલ આચારણાદિક નાગર વેલડીજી ॥ ૨૭ ॥ શ્રીજિનરાજેં દીધ, એ તાંબૂલ વિશુદ્ધ ॥ આ૦ ॥ એહવાં રે બીડાં ખાઇનેં શુચિ રંગેં રમો જી ॥ ૨૮ ॥ જ્ઞાનવિમલ ધરી નેહ, એહ આનંદ મ દિર ગેહ ॥ આ૦ ॥ ઉધમ આણીને એ ઘર સુખ હેતેં કરયું જી ॥ ૨૯ ॥ યતઃ ॥ કાવ્યં ॥ એલા યત્ર દયા ક્ષમા ચલચલી, સત્યં લવિંગં પરં ॥ કારૂણ્યં ક્રમુકી ફલાનિ વિદતિ સ્ચૂર્ણસ્તુતત્વોદયઃ ॥ કર્પૂરં મુનિદાન મુત્તમગુણં શીલં સુપત્રોચ્ચયો, ગ્રહ્ણિધ્વંગુણકૃજ્જિજનેર્ત્રિગર્દિતં તાંબૂલમેતજ્જનાઃ ॥ ૧ ॥

ભાવાર્થઃ—હે ભવિજનો શ્રીજિનેંદ્રેં કહ્યું એવું તાંબૂલનું બીડું જે છે તેને, ગ્રહણ કરો કેવું તાંબૂલછે ! તો કે જેમાં દયારૂપ એલચી છે અને ક્ષમારૂપ જાવંત્રી છે, અને સત્ય રૂપ લવિંગ છે, કારૂણ્યરૂપ સોપારી છે, સુતત્વોદયરૂપ ચૂનોછે, મુનિને દાનરૂપ જેમાં, બરાસકપૂરછે, આચાર રૂપ જેમાં નાગરવેલનું પાન છે ॥ ૧ ॥

પૂર્વઢાલ ॥ જિહાં રવિ શશિનાં તેજ, સિંધુ ધરાને હેજ ॥ આ૦ ॥ આનંદમંદિર એ તિહાં લગેં થિર રહો જી ॥ ૩૦ ॥ સર્વગાથા ॥ ૨૩૬૮ ॥

॥ દોહા ॥

॥ અતીત ચોવીશી એહથી, થઇ પહેલી જેહ ॥ નિર્વાણીજિન તીરથેં, થયો એહ ગુણગેહ ॥ ૧ ॥ તે સંબંધ તપ ઉપરેં, સંપ્રતિ વીરજિણંદ ॥ ગૌ તમ પ્રમુખ પરંપરા, વલી જે પૂર્વ સૂરિંદ ॥ ૨ ॥ તેણે કથિત ચરિત્રથી, તસ અનુસારેં પ્રગટ્ટ ॥ ઢાલરૂપ એ બાંધીયું, મનમોદેં ગહગટ્ટ ॥ ૩ ॥ અત્તાગમ નેં અનંતરા, પરંપરાગમ જેહ ॥ ગ્રહ્યું વચન પ્રમાણ છે, તેહિજ નિસ્સંદેહ ॥ ૪ ॥ આપમતિ અભિનિવેશીયા, અવિનયીનેં બહુ માય ॥ તેહનાં વચન પ્ર માણતાં, બહુ સંસારી થાય ॥ ૫ ॥ જિન આણા આગલ કરે, નયગમ ભંગ પ્રમાણ ॥ સ્યાદ્વાદિ શુદ્ધ કથક જે, જ્ઞાન ક્રિયા અહિઠાણ ॥ ૬ ॥ તેહનાં વચ ન પ્રમાણતાં, સમકેત નિર્મલ થાય ॥ સમકેતથી ચારિત્રનાં, ગુણ સઘલા ઠહરા ય ॥ ૭ ॥ સર્વગાથા ॥ ૨૩૭૫ ॥

॥ ઢાલ પચ્ચાવન્નમી ॥

રાગ ધન્યાશ્રીમાં ॥ તપગચ્છકો સુલતાન સોહાવે ॥ એ દેશી ॥

॥ તપગચ્છ નિર્મલ જેમ ગંગાજલ, લાયક નાયક તેહનાં જી ॥ શ્રીઆનં દવિમલ સૂરીશ્વર, સંપ્રતિ સંવેગગુણ જેહનાં જી ॥ ૧ ॥ સુણજો ભવિયણ સાધુ તણા ગુણ, ભણજો ભાવ ધરીનેંજી ॥ જિનદરિસન મુનિવંદન એ બેહું, મહો ટી કરણી ભવિનેજી ॥ ૨ ॥ એ આંકણી ॥ ક્રિયાઊદ્ધાર કરીનેં જેણેં, શાસન

શેભ ચઢાઇ જી ॥ કુમતિજલધિમાં પડતા જનનેં, બોધિ દીયો સુખદાયીજી॥ ॥ સું० ॥ ૩ ॥શ્રીવિજયદાન સૂરીશ્વર સુંદર, તસ પટ દિનકર સરિખા જી॥ ॥ અઢી લાખ જિનબિંબ પ્રતિષ્ઠા, જિનમતેં સૂધા પરખ્યા જી ॥ સુ० ॥ ૩ ॥ હીરે શ્રીહીરવિજયો સૂરિ, કીર્ત્તિ સજી જેણે ગોરીજી॥ સાઇં અકબ્બર નેં નિજ વયણેં, જિનમતશું મતિ જોરીજી ॥ સુ० ॥ ૪ ॥ સાંઇ સલિમ આગલ જયવરિયો, શ્રીવીજયસેન ગુણ દરિયોજી ॥ બિરૂદ સવાઇ જગતં ગુરૂ દરીયો, મતિ સુરગુરૂ આધકરીયેંજી ॥ સુ० ॥ ૫ ॥ શ્રીવિજયદેવા સૂરેશ્વર તસ પટેં, ઉદયો અભિનવ ભાણજી ॥ આચાર્ય શ્રીવિજય સિંહ સૂરીશ્વર, જ્ઞાન ક્રિયા ગુણ ભાણજી ॥ સુ० ॥ ૬ ॥ અનુક્રમેં તે આચારજ સુર પ્રતેં, પ્રતિબોધનનેં પોહોતાજી ॥ શ્રીવિજયદેવસૂરિ નિજ પટેં થાપે, શ્રીવિજયપ્રભ સૂરિ વિનીતાજી ॥ સુ० ॥ ૭ ॥ સંપ્રતિ જે જયવંતા હુંતા, તસ ગચ્છ શોભાકારીજી ॥ શ્રીઆનંદવિમલ સૂરિ દિક્ષિત, કવિધર્મસિંહમતિ સારીજી ॥ સુ० ॥ ૮ ॥ તસ શિષ્યશ્રીજયવિમલવિબુધ વર, કીર્ત્તિવિમલ શિષ્ય તેહનાજી ॥ શુદ્ધાચારી શુદ્ધ આહારી, બિરૂદ કહીજેં તેહનાંજી ॥ સુ०॥ ૯ ॥ શ્રીનયવિમલ પંડિત વૈરાગી, શિષ્ય તેહના લહીયેંજી ॥ શ્રીવિજયપ્રભ સૂરિની આણા, શીશ ધરી નિર્વહીયેંજી ॥સુ० ॥ ૧૦ ॥ ધીરવિમલ પંડિત તસ સેવક, સમયમાનેં શુદ્ધ વાણીજી ॥ શક્તિ પ્રમાણ ક્રિયા અનુસરતાં, શીખવતા ભવિપ્રાણીજી ॥ સુ० ॥ ૧૧ ॥ વર્દ્ધમાન તપ કારક તેહના, લબ્ધિવિમલ શિષ્ય તેહનાજી ॥ લઘુ સેવક નયવિમલ વિબુધની, બુધમાં સબલ જગીસાજી ॥ સુ० ॥ ૧૨ ॥ સયણ સહાયે ચિત્ત નિરમાયેં, ઊપ સંપદ કરી લીધુંજી ॥ આચારજપદેં જ્ઞાનવિમલ ઇતિ, નામ થયું સુપ્રસિધ્ધુંજી ॥ સુ० ॥૧૩॥ નિધિ યુગ મુનિ શશિ સંવત માનેં, ॥૧૭૪૯॥ ફાગુણ સુદી પંચમી દિવસે જી ॥ પત્તન નયર તણે તસ પાસેં, પદ પામ્યું શુભ દેશેં જી ॥ સુ० ॥ ૧૪ ॥ વિજયપ્રભસૂરિનેં પાટેં, પખ્ખ સંવેગ સુહાયા જી ॥ જ્ઞાનવિમલ સૂરિ સંપ્રતિ દીપે, તેજેં તરણી સવાયા જી ॥ સુ० ॥ ૧૫ ॥ તેણે એ આનંદમંદિર નામેં, રાસ કરચો સુખહેતેં જી ॥ સાગર વિજય બહુ સમવાયેં, સુણવાને સંકેતે જી ॥ સુ० ॥ ૧૬ ॥ રાંધણપુર સેહેરેં પ્રારંભ્યો, સંપૂરણ થયો તિહાંહિ જી ॥ નભ મુનિ મુનિ વિધુ (૧૭૭૦) સંવત માનેં, અધિક અધિકઉચ્છાહિં જી ॥ સુ० ॥ ૧૭ ॥ મહાશુદિ અજુઆલી તેરશ, પુષ્પારકનેં યોગેં જી ॥ સ્નાત્રોચ્છવ દિનેં ચઢયો પ્રમાણેં, એથી સુખીયો સવિ લોગ જી ॥

સુ૦ ॥ ૧૮ ॥ અરિહંત સિદ્ધ સુસાધુ ધર્મનાં, મંગલ એહી ચાર જી. ॥ એ આનંદમંદિરમાં તેહથી, સુખીયો સહુ સંસાર જી ॥ સુ૦ ॥ ૧૯ ॥ એક શત એકાદશ છે ઢાલા, નવનવ બંધ રસાલા જી ॥ સેત છાંહોત્તેર ગુણ યાલ ગ્રંથેં, ભણતાં મંગલ માલા જી ॥ સુ૦ ॥ ૨૦ ॥ સર્વગાથા ॥ ૨૩૯૫ ॥

ઇતિશ્રી શ્રીચંદ્રપ્રબંધે પ્રવાસચર્યાયાં ૧ તાપસ પ્રતિજાગર ૨ સ્વર્ણ સિદ્ધિ પ્રાપણ ૩ શ્રીપર્વતે ગમન ૪ ભિલ્લમોચન ૫ અયકુંભ સ્વર્ણી કરણ ૬ સ્થાને શ્થાને કન્યાપાણિગ્રહણ ૭ કરકોટદ્વીપ ગમન ૮ તત્ર ઉમા ખર્પરામુખાત્ જ્ઞાત પિતૃદુઃખં તન્નીરાકરણાર્થે નિમિત્ત રૂપ ધરણં ૯ પાતાલ નગરીત કન્યા પાણીગ્રહણ ૧૦ ચંદ્રહાસ્યખડ્ગપ્રાપણ ૧૧ વિદ્યાસાધન ૧૨ તત્ર વને અવધૂભવન માતૃમિલણ ૧૩ સ્વરક્ષણ તત્રજંતુગૃહાંતજ્વલન પિતૃરક્ષણ ૧૪ ગજવશી કરણ ૧૫ ભિલ્લધર્મોપદેશકથન, ૧૬ મોહની પ્રતિબોધન વિવિધ વિનોદ વિલોકન ૧૭ ભાટકે પાણી ગ્રહણ ૧૮ રાજ્યપુત્રબંધમોચન ૧૯ શીલદૃઢકરણ ૨૦ રાજામિલણ ૨૧ બંધુજન્મા મહાકરણ ૨૨ સકલસ્ત્રી સમુદાયી કરણં ૨૩ વૈતાઢયગમનં ૨૪ તદ્રાજ્યાદિ બહુલાભ પ્રાપણ ૨૫ ધર્મોપદેશ શ્રવણ ૨૬ સ્વભવપ્રચ્છન ૨૭ શ્રાદ્ધધર્મ અંગીકરણ ૨૮ રાજ્યસ્થાપન ૨૯ પ્રતાપસિંહાદિ પિતૃ માતૃ સંયમગ્રહણ શિષ્યાસહન સુસઢ કથા કથન ૩૦ ધર્મકરણી કરણ ૩૧ સુતાદીનાં દેશરાજ્યાદિ વિતરણ ૩૨ સ્વયં દીક્ષા ગ્રહણ ૩૩ કેવલ જ્ઞાન પ્રાપણ ૩૪ પરિવાર દીક્ષણ ૩૫ આત્મનિર્વાણ ગમન આનંદમંદિર ગુણ પ્રગટન ઇત્યાદ્યનેક વિચારસારમય આનંદમંદિર નામ્નિ રાસકે ચતુર્થોઽધિકારઃ સમાપ્તઃ ॥ સમાપ્તોયં ગ્રંથઃ ॥

ઇતિ શ્રી જ્ઞાનવિમલસૂરિ વિરચિત શ્રીચંદ્ર કેવલીનો રાસ સમાપ્ત

આ પુસ્તકને આગલથી ગ્રાહક થઇ આશ્રય આપનારા સાહેબોનાં મુબારક નામ નીચે દાખલ કરીયે છૈયે.



શેઠ હરભમ નરસી. નલીયા. ૨૫
" કેશવજી નાયક. કોઠારા. ૨૫
" ત્રિકમજી મૂલજી. સુથરી. ૨૫
" પરબત લધ્ધા. સાધાણ. ૨૫
" માડણ તેજશી. સાધાણ. ૧૫
" બુધ્ધા હીરજી ડોસા. તેરા. ૫
" ઉમરસી વેલજી. કોઠારા. ૫
" જેઠાભાઇ વર્ધમાન. જખૌ. ૫
" લાલજી ભીમસી. નલીયા. ૫
" મેરજી ભીમસી. તેરા. ૫
" ભારમલ ભોજરાજ. " ૫
" નરશી જેઠા. વરાડીયા. ૫
" જેવત વસાઈઆ. નલીયા. ૫
" કાનજી રાજપાલ. પરજાઊ. ૫
" રતનશી દેવસી. વારાપધર. ૫
" ખેતસી મૂળજીની કંપની. ૫
" ત્રિકમજી વેલજી. કોઠારા. ૩
" લાલજી દેવસી. સાંયરા. ૩

" ભારમલ પરબત. નલીયા. ૨
" લખમસી દેવસી. સાંયરા. ૨
" હીરજી ઉકડા. નલીયા. ૨
" ડાહ્યાભાઈ કલ્યાણજી. નલીયા ૨
" ડુંગરશી શેજપાલ. તેરા. ૨
" રતનસી ચતુર્ભુજ. તેરા. ૧
" મૂલજી લખમસી. નલીયા. ૧

શેઠ મેઘજી શિવજી. નલીયા. ૨
" લધ્ધા પેથરાજ. સુથરી. ૨
" તેજપાલ જગસી. કોઠારા. ૨
" વેરસી દેવસી. પરજાઊ. ૨
" ચતુર્ભુજ દેવજી વારાપધર. ૨
" ધારસી રતનશી. તેરા. ૨
" દેવસી ભીમા. સાધાણ. ૨
" નેણસી દામજી. પરજાઊ. ૨
" શામજી જીવરાજ. અરખાણા. ૨
" રાઘવજી રામજી. તેરા. ૨
" ધનજી માલસી. નલીયા. ૨
" ભવાનજી ચાપસી. રાપુર. ૨
" દેવજી લાલજી નલીયા. ૨
" ભોજરાજ દેવસી. પત્રી. ૨
" દેવસી ભીમા. નવાવાસ. ૨
" મેઘજી ચાંપસી. મોટી ખાખર. ૨
" શામજી મુલજીની કુંપની. ૨
" પ્રાણજીવન ડાહ્યાભાઈ મોરબી. ૨
" રતનશી વીરજી. રતાડીયું. ૨
" ગોવિંદજી શિવજી. વરાડીયા. ૨
" નથુભાઇ સૂરચંદ. માંડણ. ૨
" દામજી મેઘજી. સુથરી. ૨
" લીલાધર વીશર. નલીયા. ૨
" પરબત ભાણજી. અરખાણા. ૧
" શામજી ભવાન. વારાપધર. ૧

,, માણુકચંદ નાંગસી. નલીયા. ૧

,, માણક મેઘરાજ. નલીયા. ૧

,, પાશુ સાંગણ. નલીયા. ૧

,, ચતુર્ભુજ દેવજી. તેરા. ૧

,, દેવજી શોજપાલ. નલીયા. ૧

,, નેણશી તેજપાલ. સાંયરા. ૧

,, કેવલચંદ બેચરદાસ. ૧

,, હીરાચંદ અમીચંદ. ૧

,, છગનલાલ ખીમજી. ૧

,, ઘેલા લખમશી. કોઠારા. ૧

,, ગોરજીવિદ્યાવિજય રત્નવિજય
જી. ગામ પાલડી. ૧

,, ધારશી દેવજી. ૧

,, ધરમસી હંસરાજ. ૧

,, કાનજી જીવરાજ. ૧

,, વેરસી પૂંજા. સુજાપુર. ૧

,, નેણશી વેરશી. બારઈ. ૧

,, અરજણ વેલજી. જખૌ. ૧

,, હીરજી વેરસી જખૌ. ૧

,, લાલજી ખીમજી. સાંયરા. ૧

,, ખેતસી દેવજી. સુજાપુર. ૧

,, દેવજી પરબત. રેડલીયા મંજલ. ૧

,, ચાંપસી માવજી. વરાડીયા. ૧

,, મૂલજી ઉકેડા. વરાડીયા. ૧

,, હશુ મૂલજી. સુથરી. ૧

,, નરસી ઘેલા. તેરા. ૧

,, લખમસી ગોવાનરદે. કોઠારા. ૧

,, ત્રિકમ વેલજી. નલીયા. ૧

,, કાનજી માલુ. ૧

,, ગંગાજલ મૂલજી. કોઠારા. ૧

,, પૂનસી શિવજી. સાંયરા. ૧

,, ઓધવજી દેવજી જામનગર ૧

,, ચાંપસી ભારા. દેસલપુર. ૧

,, સાકલચંદ કપૂરચંદ. મુંદરા. ૧

,, વીરચંદ શોભણ. માંડવી. ૧

,, લલ્લુભાઈ ઊજમ. પાટણ. ૧

,, તારાચંદ હીરાચંદ..ભરૂચ. ૧

,, મેઘજી માલસી. પત્રી. ૧

,, ભાણજી ભીમશી. લાલા. ૧

,, રતનસી કુરસી. સુથરી. ૧

,, મેઘજી હેમરાજ. વરાડીયા. ૧

,, વેલજી શિવજી. કોઠારા. ૧